# ગૂર્જરીનો નવો ગ્રંથ-ફાલ

નવજીવનનાં નવાં પુસ્તકો–

| | |
|---|---|
| આધુનિક ભારત | ૧–૦–૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૧–૦–૦ |
| જગતના ઈતિહાસનું રેખાદર્શન ભા. ૧–૨– | ૧૧–૦–૦ |
| મંદિર પ્રવેશ અને શાસ્ત્રો | ૩–૦–૦ |
| મુંડકો પનિષદ | ૨–૦–૦ |
| રાષ્ટ્રભાષા હિંદુસ્તાની | ૨–૮–૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪–૦–૦ |

## શ્રી. ગુણવંતરાય આચાર્ય

**શ્રી. સુભાષચંદ્ર બોઝ :**

જન્મથી માંડી આજસુધીની તવારીખ આપતો સુંદર જીવનપરિચય. જેને બે બે ચિત્રકારોએ શણગાર્યું છે. શ્રી. રવિનાં અદ્‌ભુત સુંદર ચિત્રો સાથે. કિંમત રૂ. ૨–૮–૦

પુત્રજન્મ ( નવી આવૃત્તિ ) ૪–૮–૦

## શરદબાબુ

સમાજના પ્રશ્નોને છણતી આ વાર્તાઓએ દરેકના હૃદયને સ્પર્શ કર્યો છે.

**સુંદર નવલકથાઓનો સેટ**

| | | |
|---|---|---|
| પલ્લીસમાજ | નવી આવૃત્તિ | ૨–૮–૦ |
| પરિણીતા | ,, | ૧–૦–૦ |
| શ્રીકાંત ભાગ ૧ થી ૪ | ,, | ૧૧–૮–૦ |
| ચંદ્રનાથ | ,, | ૧–૮–૦ |
| વિજયા | ,, | ૧–૮–૦ |
| સ્વામી | ,, | ૨–૪–૦ |
| કાશીનાથ | ,, | ૨–૮–૦ |
| દેવદાસ | ,, | ૨–૦–૦ |
| રમા (નાટક) | ,, | ૨–૦–૦ |
| શરદબાબુની બાળવાતો | ,, | ૨–૪–૦ |
| લક્ષ્મીની પરીક્ષા ( ટાગોર ) | | ૨–૦–૦ |
| પહેલો ફાલ ( ધનસુખલાલ ) | | ૪–૦–૦ |

## શ્રી. મનુભાઈ જોધાણી

ગામના ગોંદરે ખાંભીઓ, પાળીઆઓ ને ખંડેરો નીચે દટાએલી પ્રેમ-શૌર્યભરી સાહસકથાઓના સુંદર સંગ્રહો.

| | |
|---|---|
| સોરઠી વિભૂતિઓ (નવી આવૃત્તિ) | ૨–૪–૦ |
| સોરઠી જવાહીર | ૩–૦–૦ |
| સોરઠી શૂરવીરો | ૦–૧૨–૦ |
| શૌર્યનાં તેજ | ૨–૮–૦ |
| કુમારોની પ્રવાસકથા | ૧–૮–૦ |
| કાળીઆર અને બીજી પ્રાણીકથાઓ | ૨–૮–૦ |

ગુર્જર સન્નારીઓના હૈયામાં રમી રહેલી મેધાવી પુત્રવધુઓની બુદ્ધિપ્રભાના ઓજસથી ઓપતી વાર્તાઓનો સંગ્રહ.

સુન્દરીઓના શણગાર ૪–૦–૦

ખાટીમીઠી બાળવાતો : પ્રાથમિક શાળાઓમાં લોકપ્રિય થઈ પડેલી વાતોઓ. કિ. ૧–૪–૦

*

## શ્રી. વા. વિ. જોષી કૃત

કજોડાં : આજના સમાજનાં ધૂંધવાતા પ્રશ્નો: જ્ઞાન, વય અને રહેણીકરણીના તફાવતે ઉભા થતા મનદુઃખને લીધે છૂટાછેડા તરફ નજર માંડતાં પાત્રોની મનોવેદના. કિ. ૨–૦–૦

**જીવન સંભારણાંનું સાહિત્ય**

| | |
|---|---|
| કલ્પના કર્તાનાં સંસ્મરણો | ૧–૧૨–૦ |
| સ્વામીરાવ (સરદાર પૃથ્વીસિંહ) | ૩–૮–૦ |

*

વોલ્ગાથી ગંગા (રાહુલજી) પશ્ચિમથી પૂર્વ તરફ આપણને દોરી જતી વાર્તાઓનો સુંદર સંગ્રહ. કિં. ૧–૦–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય: ગાંધી રસ્તો: અમદાવાદ**




RECORD
TRADE MARK
RECORDS

વર્ષ નવમું : કારતક ૨૦૦૪ : નવેમ્બર ૧૯૪૭ : અંક ૧લો

# આ ચિત્ર અને એ ચિત્ર !

ધૂમકેતુ

કેટલાક મને પાગલ કહે છે; કોઈક ધૃષ્ટ ગણે છે; ઘણા અવ્યવહારૂ સમજે છે; 'હુંકારથી ભરેલ'–એમ બોલનારની સંખ્યા પણ ઓછી નથી; આમાં તો દલીલ જ નથી–એમ પણ દલીલના સાગરો બોલે છે; પણ મિત્રો ! મેં તો સૃષ્ટિમાં બે ચિત્ર જોયાં છે, અને એ બન્નેનો ભેદ હજી સુધી મને સમજાયો નથી. એ બન્નેનો ભેદ જો સમજી શકાય તો જ તમામ વસ્તુઓનો ભેદ સમજી શકાય–એમ હું માનું છું. અને તેથી એ બન્ને ચિત્રો જોવા છતાં–જાણે જોતા ન હોય–એવું જોનારા તમામ પ્રત્યે મને નફરત છે ! એ બન્ને ચિત્રો તે આ. પહેલું ચિત્ર આ.

એક ભવ્ય મહાલય ઉભો કર્યો, એ મહાલયમાં પછી એક ચીજ માટીની ખોટ જણાવા માંડી.

મહાલય તો ઊભો થયો, વૈભવ આવ્યો, સમૃદ્ધિ છલકાણી, પણ એને ચાલુ રાખનાર કોણ ? એ ઘરમાં એકે શિશુ ન હતું. એટલે તો કુલવધૂએ હજારો પ્રકારના અવનવા ઉપાયો યોજીને ઘરના એક વારસ માટે તપશ્ચર્યા આદરી. સૌ બોલી રહ્યાં: 'પ્રભુ ! એક શિશુ આપો !'

પછી એક દિવસ, જ્યારે રમણીય પ્રભાતની છટામાં, ઉદ્યાનનાં પુષ્પો હસી રહ્યાં હતાં, અને પ્રમત્ત અંગનાઓનાં સુગંધભરપૂર દેહના પરિમલમાં, વાતાવરણમાં અજબ ખુશબો આવી ગઈ હતી, ત્યારે એ અજબ જેવી સુંદર કુલવધૂ નારીએ ત્યાં પ્રવેશ કર્યો.

તેના ખોળામાં એક નાનકડું કુમળું સુંદર બાળક હસી રહ્યું હતું! અને સૌએ હર્ષોન્માદથી વધાવતાં એને કહ્યું: 'શિરીષ આવ્યો! શિરીષ આવ્યો! આ મહાલયનો માલિક અને વારસ આવ્યો!'

તે દિવસે આખા મહાલયમાં રોશની થઈ; નૃત્ય થયાં. ગીતાવલિ છૂટી; આનંદ, વિનોદ ને પ્રમોદ થઈ રહ્યો. એક મહાન જરૂરિયાત પૂરી થયાનો સંતોષ પ્રગટયો. 'શિરીષ મહાલય' એ ઘોષ-પ્રતિઘોષથી ત્યાંના પથ્થરે પથ્થરમાં જાણે પ્રાણ આવ્યો!

*

અને બીજું ચિત્ર આ.

ગામને છેડે, જ્યાં લોકો મરી ગયેલ ગધેડાં નાખી જતાં, જ્યાં દિવસે બાવળનાં ઠુંઠાં ઉપર ગીધડાં બેઠાં રહેતાં, રાતે શિયાળ ને ઘૂવડ બોલતાં, જ્યાં મરેલાં કુતરાંને ચૂંથવા માટે ગરજું આવતાં, ત્યાં, એક ભયંકર ખાડામાં, એક કુટુંબ રહેતું. એમાં પણ કોઈ છોકરું ન હતું, એમને પણ માનવસુલભ મહેચ્છા પ્રગટી એક નાનકડા બાળકની; અને એક દિવસ ત્યાં પણ એક બાળક ભૂલું પડી ગયું.

ઝૂંપડીની વિશીર્ણ ભીંતોમાંથી ઠંડો પવન સુસવાટા દઈ રહ્યો હતો. છેટે કુતરાં રોતાં હતાં, ને એમને શાંત કરવા માટે ગધેડાં ભૂંકતાં હતાં. એ ઘરનો ખૂણેખૂણો ગોતી વળો તો એમાં કયાંય પાવળું તેલ પણ ન હતું, એને આંગણે આજની મજૂરી પડવાથી ભૂખ્યો આદમી બેઠો બેઠો, ભૂખી બૈરીને ધમકાવી રહ્યો હતો: 'રાંડની! તેં પણ આ શું જોઇને જણ્યું? આજની મજૂરી હવે?'

અને આંસુ સારતી બૈરીની પાસે ભાષા ન હતી—પણ ભાષા હોય તો એ આમ જ બોલે, 'હે રે બાળક! તું આંહીં કયાંથી આવ્યું? આંહીં તું શા માટે આવ્યું? અમારા જીવનમાં જ્યાં રોટલાના પણ વાંધા છે ત્યાં તું અમારી ભુખમાં ભાગ પડાવવા શું કરવા આવ્યું? આંહીં તને શું મળશે? તું કઈ દુનિયામાંથી ભૂલું પડયું? રે બાળક! આંહીં તું શું કરવા આવ્યું? તને આપવા માટે દુ:ખનાં આંસુ સિવાય અમારી પાસે બીજું છે શું?'

અને એ બન્ને શિશુઓની અવસ્થામાં કોઈ ભેદ હતો—એમ કોઈ મહાન વિદ્વાન પણ કહી શકશે ખરો? શિશુ તો બન્ને સરખાં જ નિર્દોષ, સરખાં જ હાસ્ય ભરપૂર, સરખાં જ દુનિયાથી અજ્ઞાત ન હતાં? જો એમ હોય તો એક આંહીં ને એક ત્યાં એમ શા માટે?

હું તમને એમ પૂછું છું કે આમ બન્ને શિશુઓને, આવી રીતે મોકલી દેનાર કોઇ વ્યવસ્થા છે? કે એ એક અકસ્માત છે?

—જો એવી કોઈ વ્યવસ્થા હોય તો વ્યવસ્થાનું સાંગોપાંગ રહસ્ય શોધવું એ જ જીવન છે. — ને જો એ અકસ્માત હોય તો જે કારણોથી આ અકસ્માત શકય બન્યો છે એ કારણોને સદંતર નાબુદ કરવાં એ જ જીવન છે! — જીવનની આ બે મહત્ત્વપૂર્ણ વાતોને છોડીને, જે લોકો બીજી ત્રીજી વાતો કરે છે — એમના પ્રત્યે મને નફરત છે. હું એમને વાતોડિયા ને વેદિયા ગણું છું.

*

## આપને ઓળખો

જીવનને જોવા તથા ભોગવવા, પ્રથમ જાતને ઓળખવા પોતાને પૂછો કે: સવારે જાગો છો ત્યારે સહુ પ્રથમ શું વિચાર આવે છે? નિઃસ્વપ્ન ઊંઘ આવે છે? સ્નાન સન્ધ્યાદિમાંથી ચિત્ત ખસી જાય છે? ઘરકામમાં લક્ષ ટકી રહે છે? મન ઉડઉડ લાગે–નિરસ બની બેસે, કંટાળો થાક લાગે, ચીડ ચડે, ઓછું આવે તેવા કયા કયા વિચારો આવે છે? તે બધાંથી મુકત કરનાર, ઠારનાર પાછાં આનંદ ઉલ્લાસે હૃદયને ઉત્સાહિત કરનાર, રસથી ભરી મૂકનાર કયા વિચારો હોય છે? ઘરકામ ખૂટયા પછી નવરાશ હોય ત્યારે, બીજું કોઈ પણ બારેણુ ન હોય ત્યારે શેમાં ચિત્ત પરોવાય છે? ભૂતકાળના સ્મરણો અનુભવો સાથે નવું કશું સાંભળીએ તેનાથી, વાંચીએ તેનાથી, સરખામણી થતી રહે છે? ભવિષ્યના સુખોની શકય અશકય ભાવનાઓ કે દુઃખની ભડક શેને લીધે થાય છે? શીખવા જેવું, સમજવા જેવું, સમજ્યા શીખ્યા પછી રસ પડયો હોય તેવું યાદ રાખવા જેવું, ફરી ફરી વખત કરવું ગમે તેવું, શું શું ગમી જાય છે કે હોય છે? વિક્ષેપ કરતી વાત કે બનાવને કે વ્યકિતને હટાવી શકો છો?

કઈ વાતચિત, પ્રસંગ, બનાવ વાતાવરણ વ્યકિતઓ માટે રસ જન્મે છે? તેમને માટે ચાહના થાય છે? કે રસ મરી જાય છે? તો કેમ કરતાં? શેનાથી? તેમને માટે શું શું કરવું ગમે છે, સૂઝે છે, વ્યવહારૂ લાગે છે? થાય છે, નથી થતું–અનુકૂળતા પ્રતિકૂળતાના કારણો સૂઝે છે? તેવે સમે પ્રભુ કયારે યાદ આવે છે? એનું સ્મરણ કેટલો સમય ટકે છે? તેને શરણે જાવ છો? એનાથી વાત કરી શકો છો? તેને કર્તા વિધાતા ધર્તા ને અખિલ બ્રહ્માંડના આધાર તથા નિયામક રૂપે કર્મોના સાક્ષી તથા અંતર્યામિ ગણી તે તે વેળા યાદ કરી શકો છો? અનુભવી શકો છો? એનામાં અંતિમ વિશ્વાસ જન્મ્યો છે?

મન એક વિષયમાંથી બીજા વિષયમાં પ્રવેશતું હોય તેનું ભાન રહે છે? શીખવા જેવું લાગે ત્યારે અભ્યાસ કરવાનું મન થાય છે? અજ્ઞાન, શ્રમ તથા આળસ ખૂંચે છે? ત્હમારી જીવનચર્યા, દિનચર્યા તથા વિચારસૃષ્ટિથી તમે તમને પરિચિત કરતા રહો. ત્હમને ત્હમારા વિશ્વાસમાં લો. —ઉમેશ કવિ

પાંચ પતિની પત્નીનું



# અપહરણ

લેખક
શ્રી. ગુણવંતરાય આચાર્ય

*

**મહાભારતની** આ કથા છે.

દેવી અને પોતાની પર્ણકુટિમાં એકલાં

એ આમ જ બેં

ભાઈઓ કોઈ ને કોઈ

શા માટે આવ્યું ? . કોઈ લાકડાં લાવવા ગયું

અમારી ભુખમાં ભ..વા ગયું છે. કોઈ

તું કંઈ દુનિયામાંથી છે. કોઈ જળ ભરવા

તને આપવા માટે દુઃખ્ છે.

અને એ બન્ને શિ પ્રભાતે દેવી

મહાન વિદ્વાન પણ કહી ર

સરખાં જ હાસ્ય ભરપૂર, સર્જ બાર બાર

હોય તો એક આંહીં ને એક સામંતો,

હું તમને એમ પૂછું છું લા દર-

દેનાર કોઈ વ્યવસ્થા છે ? કે એ ભયંકર

ના

વાળ છુટાજ રહેવાના છે. પિતામહ ભીષ્મ કરતાંયે વધારે ઉગ્ર એવી દેવીની એવી પ્રતિજ્ઞા છે.

એટલે દેવીના કેશ છૂટા છે.

દેવી સ્નાન કરવાની તૈયારી કરે છે.

અઠ્ઠાવીશ વર્ષની દેવીની વય છે. જે રૂપરાશિ અને જાજ્વલ્યમાન તેજથી બાર બાર વર્ષ પહેલાં ભારતભરના રાજા મહારાજાઓ મોહથી અંધ બનીને મત્સ્યવેધ કરવા આવ્યા હતા એ રૂપરાશિ ને એ તેજ વનનાં સંકટોથી જરાયે કરમાયાં નથી.

પરિજાતક ફૂલની જેમ એમના સૌન્દર્ય-પુષ્પની જેમ સુવાસ અને કૌમાર્ય જળવાઈ રહ્યાં છે. યજ્ઞના અગ્નિની એ પુત્રી હજુયે યજ્ઞના અગ્નિ જેટલી જ જાજ્વલ્યમાન છે.

બાર બાર વર્ષથી દેવી તપશ્ચર્યા કરે છે. બાર બાર વર્ષથી એમણે ભોંય પથારી કરી છે. બાર બાર વર્ષથી એમણે એક વસ્ત્ર સિવાય બીજું વસ્ત્ર પહેર્યું નથી. બાર વર્ષથી એ પોતાના પતિઓથી દૂર રહ્યાં છે. 'મને થયેલાં અપમાનનો બદલો લેવાય નહિ, મારી નિર્ભત્સના કરનારા આતતાયીને દંડ આપો નહિ ત્યાં સુધી તમે મારો સંગ શોધો તો પતિ થઈને નહિ : પશુ થઈને જ શોધી શકો. હું તમારો સંગ શોધું તો પત્ની તરીકે નહિ; પણ શની તરીકે જ શોધી શકું. દુઃશાસનના લોહીથી જ્યારે મારી વેણી ભરાશે ત્યારે જ તમારું પત્નીત્વ મારા ઉપર ઓઢણી નાંખશે.'

એવાં આકરાં વ્રતે દેવીના કેશ ખુલ્લા છે -લેશના બિન્દુ વગરના. પરંતુ આર્ય નારીત્વના તેજના અંબાર ભર્યા છે.

એવાં દેવી દ્રૌપદી સ્નાન કરવાની તૈયારી કરી રહ્યાં છે.

*

સિન્ધુદેશનો રાજા જયદ્રથ પ્રચંડ અશ્વોથી ખેંચાયેલો રથ લઈને આવે છે. પાંડવો વનમાં ગયા છે, દેવી એકલાં છે, એની એને જાણ છે.

અને એ એકલતાનો લાભ લઇને રાજા જયદ્રથ પર્ણકુટિમાં ધસી આવે છે.

'પાંચલી!'

હજી તો સ્નાન આરંભાયું યે ન હતું. વસ્ત્રને સંકોરીને દેવી બહાર આવ્યા.

'અહો! કોણ સિન્ધુરાજ! પધારો! શું સ્વાગત કરું તમારું!'

સિન્ધુરાજે પોતાના નિરધારની મક્કમતા સ્થાપવાને મોટે અવાજે કહ્યું: 'સાંભળ! હું તારું સ્વાગત સ્વીકારવા નથી આવ્યો. તારું હરણ કરવાને આવ્યો છું.'

'શું કરશો મારું હરણ કરીને?'

તું રૂપવતી અને રૂપગર્વિતા નારી, મહારાજાની પુત્રી, આ કંગાળ ઝુંપડામાં કંગાળ પતિઓના સાથમાં વસનારી અને સિન્ધુરાજને પ્રશ્ન પૂછે છે કે 'શું કરશો મારું હરણ કરીને? જગતના આચારથી તું એટલી અજાણી છે!'

પાંચાલીએ સ્મિત કર્યું ને એના બીજના ચંદ્ર જેવા સ્મિતમાં દેખાતા સફેદ દાંતની વીજળી જેવી ધારથી સિન્ધુરાજની વાસનાના પૂર માઝા મૂકવા લાગ્યાં.

'હું તને પટરાણી કરીને સ્થાપીશ. મારી પ્રિયમાં પ્રિય રાણી બનાવીને રાખીશ. સિન્ધુદેશનો વૈભવ તારા ચરણમાં ધરીશ. અને પછી......પછી......ચાલ જલદી કર. તારું હરણ કરી જવા આવ્યો છું. ચીસ પાડીશ તો કાંઇ ચાલવાનું નથી. મદદ માગીશ તો કાંઈ ચાલવાનું નથી. જલદી કર. મારા રથના અશ્વો અધીરા થાય છે ને મારા હૈયાના ઘોડા એથીયે વધારે અધીરા બન્યા છે.'

'સ્નાન તો કરી લઉં?'

'હા. પણ જલદિ.'

પાંચાલીએ સ્નાન કર્યું. વસ્ત્ર પહેર્યાં પછી બહાર આવી: 'ચાલો!'

જયદ્રથ બે કદમ આગળ વધીને પાંચાલીનો હાથ પકડવા ગયો. અગ્નિની જ્વાળા હસે એમ દેવી હસ્યાં: 'આટલી ઉતાવળ? પટરાણી બનાવ્યા પહેલાં? આગળ ચાલો. પાછળ પાછળ હું આવું છું.'

આગળ સિન્ધુરાજ ને પાછળ પાંચાલી ચાલ્યાં. બન્ને રથ પાસે આવ્યાં.

રથમાં બેસવા જયદ્રથે પોતાના હાથનો સહારો આપવા ઇચ્છા કરી. પાંચાલી આપમેળે રથમાં બેસી ગયાં; સ્વસ્થ ગોઠવાયાં.

'હવે ચલાવો સિન્ધુરાજ!'

રથ ચાલવા માંડ્યો. રથના અશ્વો વાયુના વેગથી દોડવા લાગ્યા, ને રથના સારથી જયદ્રથના મનના ઘોડા એનાથી યે વધારે વેગથી ઉત્તેજિત બન્યા.

આ અપહરણમાં તો કાંઇ જ તકલીફ જ ના પડી. રામાયણ કાળની સતી સીતાની જેમ કોઈ આક્રોશ નહિ, આક્રંદ નહિ, કોઇ દલીલ નહિ. બસ. પોતે હાજર થયો, વાત કરી ને પાંચાલી ચાલી નીકળી.

સાચે જ પોતાના દૈન્ય ભોગવતા સ્વામીઓની પામરતાથી આ રાજરાજેશ્વરી કંટાળી જ ગઈ હશે ને! ને કેમ ન કંટાળે? કહો તો ખરા ભાઇ, સ્ત્રી હોય, રૂપવતી હોય, કોમળ હોય, પુરૂષને મોહથી અંધકારે એટલા સૌન્દર્યથી ભરેલી હોય, કામના, ભોગ, વિલાસના મદના છોકથી ઉભરાતી હોય......ને કેમ ન ઉભરાય......મહારાજા દ્રુપદની રાજકન્યા... અઠ્ઠાવીશ વર્ષની વય.....આકાશમાંથી આકાશગંગા નીચે ઉતારી હોય એવું વીજળીની ભભક જેવું શ્યામસુંદર સૌષ્ટવ......એને તે કાંઇ પહેરવા વલ્કલ હોય? ખાવા કંદમૂળ હોય? રહેવા પર્ણકુટિ હોય? એમાં એને મજા યે હોય? અરે એને તો તેલ અત્તર ને ફૂલો જોઇએ. જરિયાની વસ્ત્રો જોઇએ. દાસ દાસીઓ જોઇએ ...ને......ને......પોતાના જેવો પ્રેમી જોઇએ.

મોહ અને વાસના, જયદ્રથના મુખથી

જાણે હજાર જીભો વાટે હજાર હજાર પ્રલોભવાનાં વમન કરી રહ્યો.

પોતે કેવાં આભુષણો આપશે, પોતે કેવાં વસ્ત્રો પહેરાવશે, પોતે કેવા આવાસ રચાવશે ...સોનાર, દરજી અને શિલ્પીની ભરપૂર વિગતોથી જયદ્રથે પોતાના વૈભવરાશી વર્ણવવા માંડયો ...

ને પાંચાલી મંદ મંદ હસતી જ હતી.

'અરે ભૂલી જા! પાંચાલી! તારા એ ભટકતા પતિઓને ... પામર ... કંગાળ ... જીવતાં મરેલાં ... ક્ષત્રિયના નામના ઉપાલંભ જેવાને. મારા જેવા રાજરાજેન્દ્રની જ મહારાણી થવાને જાણે દેવે જ તારું નિર્માણ કર્યું છે. થરાને જ સુંદરી શોભેને?

પાંચાલી મંદ મંદ હસતી હતી. ને એ સ્મિતના વીજળી જેવા ઝાટકાઓથી જયદ્રથ વધારે ને વધારે ઉન્મત્ત બનતો હતો.

'તું બોલતી કેમ નથી કૃષ્ણા? તારું સ્મિત મનોહર છે એનાથી તારા રૂપના અગ્નિ ઉપર જ્વાલા ચડે છે. પણ મારે તારી વાણી સાંભળવી છે. જરાક તો બોલ!... '

'શું બોલું? સિન્ધુરાજ! મને તમારી દયા આવે છે!'

'દયા! મારી! સિન્ધુરાજની?'

'હા, તમને એમ લાગે છે ખરું ને કે હું મોહવશ બનીને તમારી સાથે ચાલી નીકળી છું. હું આક્રંદ નથી કરતી, તમને કરગરતી નથી એટલે તમને એમ લાગે છે કે હું તમારા પ્રલોભનોથી લુબ્ધ બની છું. ખરું ને?'

'ત્યારે... ?'

'મૂઢ! હું આક્રંદ નથી કરતી. આક્રોશ નથી કરતી, તને કરગરતી નથી, કેમકે એમ કરવાની મને જરૂર નથી. મને મારા સ્વામીમાં અવિચળ શ્રદ્ધા છે. એ જ્યારે પર્ણકુટીમાં આવશે, ત્યારે કૃષ્ણાને નહિ જુએ; યુધિષ્ઠિર દેવ પાંચાલીને નહિ જુએ; ભીમ દ્રાપદીને નહિ જુએ, અર્જુન કૃષ્ણાને નહિ જુએ, સહદેવ દેવીને નહિ જુએ, ત્યારે...ત્યારે...તારું શું થશે એની કલ્પનાઓ મારા મનમાં જાગે છે ને મને તારા વ્યર્થ પ્રલાપ ઉપર ઉપહાસ આવે છે. અરે મૂર્ખ! મૂઢમતિ! આજ રાત સુધીમાં તો મારા સ્વામી તને પાતાળમાંથી પણ પકડી લેશે. ત્યારે યુધિષ્ઠિરરાજ કહેશે કે જે આતતાયીએ પાંચાલીની અવહેલના કરી એને મૃત્યુદંડ આપવો ઘટે. ત્યારે મારે ભીમ કહેશે કે જે જબાને મારી દ્રૌપદીનું અપમાન કર્યું છે એની જીભ હું ખેંચીને એને મારી નાંખીશ, ત્યારે મારો અર્જુન કહેશે કે જે આંખોએ કૃષ્ણા ઉપર કુદષ્ટિ કરી એની આંખો ફોડીને હું એનો વધ કરીશ, ત્યારે સહદેવ કહેશે કે જે હૃદયમાં આતતાયીએ દેવીને માટે કુવિચાર સેવ્યો એ હૃદયને ચીરીને હું એનું લોહી પીશ, ને મારો નકુલ કહેશે કે જે માથામાં સતીને માટે આવા કુવિચાર આવ્યા તે માથું હું ફોડી નાંખીશ... આજ સાંજ પહેલાં મારા સ્વામીઓ તને પકડીને તારો વધ કેમ કરવો એનો અંદર અંદર વિવાદ કરતા હશે. એ વિવાદોના શબ્દો મને સૂઝતા જાય છે તેમ તેમ મને હસવું આવતું જાય છે.'

'મારો વધ? ...મને દંડ... ?'

'કૃષ્ણાનું અપમાન કરનાર આ ધરતી ઉપર જીવતો ના રહી શકે. મારા પતિમાં મને એ શ્રદ્ધા છે. એ શ્રદ્ધાના બળ ઉપર હું તારી સાથે સ્વસ્થતાથી આવું છું. પણ તું રથ પાછો કેમ વાળે છે?'

'ભગવતી! આપને હું પાછા મૂકી જઉં!'

'કેમ? અપહરણ કરી લીધું મારું!'

'ક્ષમા કરો!'

'તો રથ થંભાવી દે. જયદ્રથ! હું અહીં જ ઉતરીને ચાલી જઈશ. તારે પરિશ્રમ કરવાની જરૂર નથી.'

અને ગૌરવભરી ચાલી જતી દ્રૌપદી પાછળ જયદ્રથ મૂઢ પેઠે તાકી રહ્યો.

'ભરત નાટ્ય'ના જગવિખ્યાત કલાસ્વામિની

# શ્રીમતી રુક્મિણી દેવી



'ભરત નાટ્ય' કળાના ઉપાસક શ્રી. રુક્મિણી દેવીનો જન્મ તા. ૪-૨-૧૯૦૩ ના રોજ થીરૂવાસાના ક્ષુરગામમાં શ્રી. એ. નીલકંઠ શાસ્ત્રી નામે સંસ્કૃતના પ્રસિદ્ધ વિદ્વાન અને ઇજનેરને ત્યાં થયો હતો. તેમના પિતામહ પણ સંસ્કૃતના એક પ્રસિદ્ધ વિદ્વાન હતા. તેમની માતા શ્રીમતી શેષામ્મા પણ શ્રી. ત્યાગરાજ સાથે ઘાટો સંબંધ રાખતા એક વિદ્વાન કુટુંબમાંથી આવેલાં છે. આ રીતે શ્રી. રુક્મિણીદેવીને જન્મથી જ કળા અને સંસ્કારનો વારસો મળ્યો હતો. સાત વર્ષની વયે તેમણે થીઓસોફીકલ સંસ્થાનાઅગ્રણી સી. ડબલ્યુ. લીડબેટરને પોતાના અદ્ભુત ગુણોથી મુગ્ધ કર્યા હતા.

ઈ. સ. ૧૯૧૮ માં મદ્રાસમાં એક મીજલસમાં તેમને ડૉ. એરૂંડલનો ભેટો થયો અને ૧૯૨૦ ના એપ્રીલમાં તેમણે ડૉ. એરૂંડલ સાથે લગ્ન કર્યાં; આથી સમાજમાં ઘણો ઉહાપોહ થયો હતો. અને એની બેસંટે એ લગ્નનો બચાવ કર્યો હતો.

૧૯૨૩માં રુક્મિણીદેવી 'ઑલ ઇન્ડીયા ફેડરેશન ઑફ યંગ થીઓસોફીસ્ટ'ના પ્રમુખ થયા અને ૧૯૧૫માં આખાય જગતના થીઓસોફીસ્ટોની સંસ્થાના પ્રમુખ બન્યાં. ૧૯૨૪માં તેઓ તેમના પતિ સાથે યુરોપની મુસાફરીએ ગયાં. અને ૧૯૨૬માં ઓસ્ટ્રેલિયાની મુલાકાત લીધી. અહીં તેઓ નૃત્યકળાનાં પ્રચારક મેડમ આના પોવલોવાના પરિચયમાં આવ્યાં, ને પરિણામે શ્રી. રુક્મિણીદેવીને નૃત્યકળા સાધ્ય કરવાની તમન્ના જાગી. તે પછી ૧૯૩૫ સુધી તેમણે ઘણી મુસાફરીઓ કરીને ઠેર ઠેર વ્યાખ્યાનો આપ્યાં. આ અરસામાં તેમણે અમેરિકાની મુસાફરી પણ કરેલી. ૧૯૩૫માં તેમણે નૃત્યકળા સાધ્ય કરી લીધી હતી. તેવામાં મદ્રાસમાં ભરત નાટ્યકળાના એક મેળાવડા વખતે તેઓશ્રી મીનાક્ષી સુંદરમ પીલ્લેના પરિચયમાં આવ્યાં ને તેને ચરણે બેસી જ્ઞાન પ્રાપ્ત કરવાનું તેમને મન થયું. ૧૯૩૬માં કળાક્ષેત્રની સ્થાપના થઇ ને શ્રી. રુક્મિણીદેવી તેનાં પ્રમુખ થયાં. એ જ વર્ષના માર્ચ મહિનામાં તેમણે જાહેરમાં નૃત્ય કરી

બતાવ્યું ને ૧૯૩૯ માં તેમણે દક્ષિણ હિંદનાં પ્રસિદ્ધ સ્થળોએ નૃત્યકળાના પ્રયોગો ગોઠવ્યા હતા. આના પ્રારંભરૂપે તેમણે ચિદાંબરમમાં શ્રી. નટરાજના દેવળમાં નૃત્ય કર્યું હતું. પછી મદ્રાસમાં તેમણે 'લાઈટ ઓફ એશિઆ' અને ભિષ્મના જીવન પ્રસંગો નૃત્યમાં રજુ કર્યાં હતાં.

શ્રીમતી રુકિમણીદેવી આજે રજુ કરે છે એ નાટક 'તિરૂકુટ્ટાલ કુરવંજિ' કહેવાય છે. એના સર્જક તિરૂકૂડ રાજપ્પ કવિરાયર છે. પ્રખ્યાત પંડિતો માને છે કે આ કુરવંજિ કાવ્ય અને નાટકના સર્વોત્તમ્ ગુણ ધરાવે છે.

કુરવંજિ એ પ્રાચીન તામીલ નાટકોનો એક પ્રકાર છે. એનું વર્તમાન સ્વરૂપ ૧૮ મી સદીના આરંભનું છે. એમાં આત્માની પરમાત્મા તરફની ભક્તિ, સંકેત તથા નાટક રૂપે વ્યક્ત થાય છે. એમને 'કુરવંજિ' કહેવામાં આવે છે, કારણ કે એમાં 'કુરતિ' એટલે ભવિષ્ય ભાખનારી સ્ત્રી ખાસ ભાગ ભજવે છે.

છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન આ નાટકો મંદિરોના મહોત્સવોમાં અનિવાર્ય અંગ ગણાતાં, પરંતુ આશ્રયના અભાવે ભજવાતાં બંધ થયાં. માત્ર તાંજોરના વૃહદેશ્વર મંદિરમાં એ ભજવાય છે. એક વખત આ કુરવંજિ પણ સ્વરૂપમાં ભક્તિપ્રધાન હોવી જોઈએ. પરંતુ આ સમયે અધોગતિનું પ્રબળ મોજું આખા દેશમાં ફરી વળ્યું હતું. આથી એનું ધાર્મિક સ્વરૂપ નાશ પામ્યું, અને તાન્જોરના મહારાજા સરફોજિને અર્પણ થવા માંડયાં.

પ્રભુને બદલે આ રાજાએ નાટકના નાયકનું સ્થાન લીધું. તાન્જોરમાં કુરવંજિને નાટક રૂપે રજુ કરવાનો પ્રયાસ ભાગ્યે જ કરવામાં આવે છે. ત્યાં તો એનાં પાત્રો નાટ્ય પ્રયોગો રૂપે દર્શાવવામાં આવે છે. એનાં પાત્રો નાટ્ય પ્રયોગોમાં વપરાતા સામાન્ય પોષાક પહેરે છે. એનો સીધો ભપકો સુંદર પ્રાચીન રત્નો સાથે ઘણો જ કઢંગો લાગે છે. વળી એનું સંગીત પણ હલકા પ્રકારનું હોય છે.

આ કુરવંજિનું સ્વરૂપ શ્રીમતી રુકિમણી દેવીએ સૌષ્ઠવપ્રિય (કલાસિકલ) પાયા ઉપર સ્થાપિત કર્યું છે. આવી નાટ્ય કલાની રજુઆત માટે એમની પાસે કોઇ જીવંત પાયાનો આધાર તો હતો જ નહિ. પરંતુ જેમણે નાનપણમાં આવાં કુરવંજિ નાટકો જાતે જોયાં હતાં તેમની પાસેથી વિગતો જાણીને, તથા પોતાની કલાત્મક સત્ય સમજવાની સ્વાભાવિક પ્રતિભા દ્વારા, શ્રીમતી રુકિમણીદેવી આ કુરવંજિ નાટકોની પ્રાચીન આધ્યાત્મિક રજુઆતને પુનર્જીવન આપી શક્યાં છે, વેશભૂષા અને કેશ શૃંગારની રીતિઓનો પણ એમણે ઝીણવટથી અભ્યાસ કર્યો છે, અને પ્રાચીન તામીલ પરિધાનનાં આવશ્યક લક્ષણો સાચવીને એમણે પ્રમાણભૂત વાતાવરણ અને વિશિષ્ટતા ખડાં કર્યાં છે. તે સમયની સ્ત્રીઓની સાડી પહેરવાની રીત વિષે આપણું જ્ઞાન કોઇને શંકાસ્પદ લાગે, એ સ્વાભાવિક છે.

શ્રીમતી રુકિમણીદેવીની ઇચ્છા છે કે આ વિષયમાં સર્વ રીતે પ્રાચીન વાતાવરણ ખડું કરવું અને પ્રાચીન યુગની ખાલી, અક્ષરશઃ નકલથી દૂર રહેવું. પોતાની નૈસર્ગિક સર્જનાત્મક કલ્પના શક્તિથી એમણે આ કુરવંજિને અનુપમ સૌન્દર્ય કૃતિ બનાવી છે.

કલાના પુનરુદ્ધારના ક્ષેત્રમાં આ નાટ્કનું નિરૂપણ એ તો શ્રીમતી રુકિમણીદેવીની ત્રીજી સિદ્ધિ છે. એમની પહેલી સિદ્ધિ પ્રાચીન ભરતનાટ્યનું પુનર્જીવન છે; તામીલભૂમિની વિશિષ્ટ નૃત્યપ્રથા એમણે પ્રથમ શીખી લીધી, અને એક સંકુચિત જ્ઞાતિના હાથમાં વિનાશ પામતી બચાવી લીધી. એવી જ રીતે સ્વાર્થી જ્ઞાતિના હાથમાં જઇ પડેલી 'નટ્ટુવમ્'ની કલા પણ એમણે પોતે શીખીને અન્યને શીખવી એ એમની બીજી સિદ્ધિ ગણાય છે.

*

# વ્યવહારીઆ મહાશતકની કુભાર્યા



# રેવતી

લેખક
**શ્રી. જયભિખ્ખુ**

*

વસંતવિહાર માણીને, પોતાના બે બળદના સુશોભિત રથમાં પાછા ફરતા, રાજગૃહીના વ્યવહારિયા મહાશતકને હૈયે ચેન નહોતું. અંબોડે આમ્રમંજરી નાખીને, પગમાં ઝાંઝર પહેરી, હાથમાં કેસરિયા કેશુડાની ડાળ ઝાલીને, વસંતનૃત્ય કરતી રૂપગર્વિતા રેવતી એના હૈયામાં કોતરાઈ ગઈ હતી. જાંબુડિયા રંગના એના ઓઢણામાં અનેક આભલાં જડ્યાં હતાં, ને લીલી ધરખમ કંચૂકી બાંધવાની એની છટા અદ્‌ભુત હતી.

મહાશતકની આંખ એ રેવતી સિવાય કોઈ વસ્તુ પર ઠરતી નહોતી. એના નાના નાના ઓષ્ઠ જાણે મધુરસની પ્યાલી કરતાં લાલ હતાં. એની આંખની ઉઘાડમીંચ ઘનઘોર વાદળમાં ચમકતી બીજ કરતાં કાતીલ હતી. એ ચાલતી ને એના પગોમાં નૃત્ય જાગતું. એ હસતી ત્યારે તો કાળજા પર જાણે કારી ઘા થતા.

ઘેર બાર બાર પત્નીઓ, એક એકને આંટે એવી, પણ જાણે રેવતી એ બધાં ભાણાં ખારાંધૂધ કરી ગઇ. મહાશતક વિચાર કરતો ગયો, 'અરે, એ બારે બાર આ રેવતીના પગની પાનીને ચૂમવાને પણ યોગ્ય નથી.

રેવતી મારી થશે. એણે મનમાં ને મનમાં નિરધાર કર્યો. હું કોણ? રાજગૃહીના મહા વ્યવહારીયા મહાશતકને પોતાની પુત્રી કોણ ન આપે? મહાશતકનાં માગાં કોણ પાછાં ઠાલે?

ગળે રૂપેરી ઘૂઘરમાળ ઘમઘમાવતા ધોરી રેવતીના બાપને દરવાજે જઈ ઊભા. વૃદ્ધ મહાશતક જેવા વ્યવહારિયાને દ્વાર પર આવેલો નીરખી, રેવતીનો પિતા અર્ધો અર્ધો થઈ ગયો.

'પધારોને મહાજન!'

'વિશેષ વખત નથી, પણ ગ્રામ આવો. ખાસ કામે આવ્યો છું.'

વૃદ્ધ નજીક આવ્યો.

'તમારી પુત્રી રેવતી જુવાનીમાં પ્રવેશી ચૂકી છે. આજે મેં વસંતનૃત્યમાં નીરખી. હવે એને માટે તમારે કોઈ જમાઈ શોધવો પડશે ને?'

'જરૂર, પણ કોઈ નજરમાં બેસતો નથી. વર છે તો ઘર નહીં. ઘર મળે છે, તો વરમાં કંઈ હોતું નથી. વર ને ઘર છે, તો કુળ નહીં. ત્રણે છે તો કુટુંબ નહીં.'

'કોઈ નથી મળતો? તો પછી શું હું નજરમાં નથી આવતો? ચાલો, તમારી રેવતીનું હું માગું નાખું છું.'

'તમે?'

'કેમ, કંઈ મારી જુવાની વીતી ગઈ છે?' મહાશતકે ઢાલ જેવી છાતી પહોળી કરી, પોતાના માંસલ હાથથી બળદની પીઠ પર ધબ્બો માર્યો. તેઓ બળદ ચારે પગે ધસવા તૈયાર થઇ ગયા. મહાશતકે રાશ ખેંચી એને અધો ઊંચા તોળી લીધા. બાહુનાં મણિજડયાં કડાં મસલના ગોટલામાં ખૂંતી ગયાં.

'માથા પર રાખીશ. બારમાં તમારી પુત્રી પ્રધાન થશે. પણ ધ્યાન રાખજો, એક વજ ને એક હિરસ્યકોટી,...'

હવે તો માનાપમાન કે સુખદુઃખ જેવું પણ એને ન લાગતું. ભરી સભામાં આવીને રેવતી ગમેતેમ બોલી જતી, તો પણ એ ન ઉશ્કેરાતો. ધીરેથી એ સહુને ઉદ્દેશીને કહેતો :

'ભાઇ, માનવ-દિલનાં દર્દ બુઝવા અઘરાં છે. પ્રિય ને અપ્રિય એ તો આપણી ભ્રમણા છે. વાસ્તવમાં કોઇ પ્રિય કે અપ્રિય નથી. આપણી વૃત્તિ જ એને એ રૂપમાં નિહાળે છે.'

વાહ રે રેવતી! તેં ખરો નાથ્યો મહાશતકને! હવે એનામાં નથી એ જૂના ધર્મધમાટ! નથી એ ખુમારી! શેરીની રજથી એ નમ્ર બનતો ચાલ્યો છે. કદી અડવાણે પગે, કદી ખુલ્લે મસ્તકે એ ચાલે છે. મોટાઇના મોહ તો જાણે મરી ગયા છે.

પૌષધશાળામાં એ વધુ રહે છે. ચિંતન વિશેષ કરે છે. કોઇ અનેરી જીવનસાધનામાં એ જાઇ રહ્યો છે.

રાજગૃહીમાં આત્મઘાતનો પડહ વાગતો હતો. જેની આજ્ઞા પ્રમાણે એ દિવસથી પશુવધ એ બંધ હતો. શાંત, દાંત મહાશતકે રેવતીને આ વાતની ખબર આપી, અને સાથે સાથે કહ્યું:

'પાશેરનું પેટ ભરવા માટે આટલા મોટા જુલમ ખરેખર અયોગ્ય છે.'

'એટલે સામાન્ય ગરીબની જેમ રોટલી ને ભાત ખાઇને મારે જીવવું ? તમારા વર્ધમાને શિખવ્યું હશે ?'

'હા, રેવતી, એ તો કહે છે, કે કુદરતના ત્રાજવામાં કીડીને કણ ને હાથીને મણ મળે એવી વ્યવસ્થા છે. શ્રીમંતોએ એ વ્યવસ્થા તોડી નાંખી છે. એમણે વધુ ખાઇને વધુ ભોગવીને સંસારમાં ભૂખમરો પેદા કર્યો છે."

'એ વાત બરાબર છે. હવે એક વર્ગ એવો પણ જોઇએ કે જે સ્વેચ્છાએ ભૂખ વેઠે. ત્રાજવાં બરાબર થઇ રહેશે. એથી ગરીબને કણ મળી રહેશે, હાથીને પણ મણ મળી રહેશે.'

'કેવી સુંદર દલીલ! રેવતી, તેં કહ્યું તે સાચું છે. ભગવાન વર્ધમાનનો એ જ માર્ગ છે. સંસારને ભોગવવાનો રોગ લાગ્યો છે, ત્યારે એણે ત્યાગમાત્રને ધર્મ લેખ્યો છે. આપણાં પાપનાં એ પ્રાયશ્ચિત કરે છે. પણ આ બધું, તું કેમ સમજે! પરભવની બીકે નહિ તો રાજભયની બીકે પણ તારે સમજવું પડશે.'

'રાજ-આજ્ઞાનો અર્થ એ નથી કે તમે બહારથી કંઇ ન મંગાવી શકો. હું મારા મહિયરથી હમેશાં દાસ દ્વારા મંગાવી લઇશ. જ્યાં સુધી સાધુ ન થાઉં ત્યાં સુધી મારાથી આ વિલાસનો, આ ખાનપાનનો ત્યાગ નહીં થઇ શકે. માંસ વગર મારું સ્વાસ્થ્ય કેમ જળવાય!'

મહાશતકે વિચાર્યું કે વિલાસપ્રધાન આ સ્ત્રીને વશ કરી શકે એટલી બળવાન શક્તિઓ પોતાની પાસે નથી. એ માટે સાધનની જરૂર છે. એક દહાડો એણે કાચબાની જેમ પોતાના સર્વ વ્યાપાર સંકોચી નાખ્યા, અને જ્યેષ્ઠ પુત્રને બધું ભળાવી પૌષધશાળામાં નિવાસ કર્યો. કુક્ષિસંબલ વ્રતને ધારણ કર્યું. મનન ને ચિંતનમાં ડૂબી ગયો. એની કાયા કૃશ થઇ ગઇ.

ઘણા દિવસો થયાં રેવતી દેખાણી નહોતી. એ યથેષ્ટ ભોગ-વિલાસમાં કાળ નિર્ગમન કરતી હતી. પણ ઓચિંતી આજ એકાએક જેઠ મહિનાની વાદળી પેઠે એ ધસી આવી. એના સુગંધી કેશ છૂટા હતા. કપાળ પરની દામણી અવ્યવસ્થિત ઝુલતી હતી. ઝીણું ઉત્તરીય સરી ગયું હતું ને કંચૂકી પણ શિથિલ હતી.

'એ અલબેલા, ધુતારાવેડા શું આદરીને બેઠો છે? ભૂખે મર્યે તે કંઇ સ્વર્ગ મળે! તો તો આ બધા ભિખારી મરીને દેવ થવાના! ને ભલા, સ્વર્ગ તો કોણે જોયું! અને સ્વર્ગમાં જે છે, તે બધું શું અહીં નથી?'

મહાશતક નિરુત્તર રહ્યો.

રેવતી આગળ વધી: 'તું સ્વર્ગની

લાલચમાં લપટાયો છે, દેવ અને દેવીઓમાં પડયો છે. તને દેવાંગનાના પયોધરો ગમે છે, ને ઘરની સ્ત્રીના નહીં? ધરાઈ ગયો મારાથી એટલે હવે સ્વર્ગની સ્ત્રીઓની ઝંખનામાં બેઠો ધુતારો!'

રેવતીની પાછળ આવેલા ટોળાએ રેવતીની વાતને ઉલ્લાસભેર ઉપાડી લીધી.

મહાશતક ઠંડા પાણીની માટલીની જેમ શાંત છે. આવાં અપમાન એનાં મન-સાગરની એક પણ ઊર્મિને ચંચળ કરી શકે તેમ નહોતાં.

'શેરડીમાં રસ હતો ત્યાં સુધી પીધો. હવે રસ વહી ગયો એટલે નવી રસભરી શેરડીની શોધમાં તપ કરવા બેઠો. સ્વર્ગસુંદરી કે મોક્ષસુંદરી વરવા માટે જ જો તારી ગડમથલ હોય તો આ સુંદરી હજી ખોટી નથી! મહાશતક, મારા આશ્લેષમાં હજી એટલી જ મોહિની છે, મારા અંગોમાં હજી તેટલો જ આહ્લાદ ભર્યો છે, આ અધરોષ્ટમાં હજી એટલો જ કેફ છે, મારા અંગની કોમળતાની બરાબરી કરી શકે તેવી સ્ત્રી સ્વર્ગમાં પણ નહીં મળે.'' રેવતીની આંખોમાં ગર્વ અને દઢતા હતાં.

'રેવતી, તારી આ પાશવિક કામલાલસા તારા આત્માને કોરી ખાશે.'

'આત્મા?' રેવતીએ દાંતિયા કરતાં જાણે આત્મ શબ્દને દાંત વચ્ચે ભચડી નાખ્યો; 'અરે ભગતડા! જે દેખાય છે એને માનતો નથી, ને નથી દેખાતું એની પાછળ દોડે છે. વાહ રે તારો ધર્મ, વાહ રે તારો ગુરુ!'

'રેવતી, જેને હું ધિક્કારું છું, તે તું નથી: તારી વૃત્તિઓ છે.'

'વૃત્તિઓ છે? કેવી છે એ વૃત્તિ? વાહ રે તારો ગુરુ! વાહ રે તારો ધર્મ!' ને રેવતી ફરીથી અટ્ટહાસ્ય કરી ઊઠી. પાછળનું ટોળું ચિત્કાર કરી ઊઠ્યું.

## અમૃત ઢળ્યાં

મારી ફૂલડાંની ક્યારી સોહામણી રે,
ત્યાં અમૃત ઢળ્યાં;
ખીલ્યાં ફૂલડાંથી મ્હેંક મ્હેંક મ્હેંકતી રે,
ત્યાં અમૃત ઢળ્યાં:

હું તો ખેલતી'તી
ફૂલ વીણતી'તી
એના રંગ રંગ જોઈને રાચતી'તી
ત્યાં કોણ જાણે ક્યાંકથી અમૃત ઢળ્યાં!
ઝીલું તે કેમ સખી!
ઝીલ્યાં ઝીલાય ના
આવડાં અમૃત ક્યાંથી ઢળ્યાં?

ગ્યો ઉગ્યો શરદનો ચાંદલો રે,
તેનાં અમૃત ઢળ્યાં;
આવ્યો બાર બાર માસે સોહામણો રે
તેનાં અમૃત ઢળ્યાં.

એને ઝંખતી'તી
ગીત ગુંજતી'તી
મીઠા સ્વપ્નાનું સોણલું માણતી'તી
ત્યાં ઓહો! આકાશથી અમૃત ઢળ્યાં!
હૈયું હસે છે સખી!
હસવું સમય ના.
હૈયાનાં ગીત આ ક્યાંથી ઝર્યાં?
આજ ચાંદો ને રજની ખેલતાં રે,
તેનાં અમૃત ઢળ્યાં.
આજ સુંદરીનાં હૈયાં પ્રફુલ્લતાં રે
તેનાં અમૃત ઢળ્યાં.

જ્યોત્સ્ના શુકલ

લાલચમાં લપટાયો છે, દેવ અને દેવીઓમાં પડયો છે. તને દેવાંગનાના પયોધરો ગમે છે, ને ઘરની સ્ત્રીના નહીં ? ઘરાઈ ગયો મારાથી એટલે હવે સ્વર્ગની સ્ત્રીઓની ઝંખનામાં રેવતી તભા- ધુતારો !' વિદ્વત્તા

રેવતીની પાછળ આવેલા ટોળાએ અને પૂજ્ય વાતને ઉલ્લાસભેર ઉપાડી લીધી

મહાશનક ઠંડા પાણીની ... અને દેવી તુલ્ય શાંત છે. આવાં અપ...ડુંબી ...જીવન-ઝરમર આપણે જોઈએ. રની એક પણ ...ભાસુંપલ, જ્ઞાનની મૂર્તિ સમોવડાં નહોતા. ...ણી અને વિરલ વિરાગી.' આદર્શ 'શેર ...ન. શ્રી જયંતીદેવીનો જન્મ સુરતમાં હવે રસ ...૪ ના કાર્તિક સુદિ ૬ ને શનીવાર, શેરડીની ...-૧૦-૧૮૮૭ને રોજ થયો હતો. કે મોક્ષ ...મનાં માતાનું નામ કમળાગૌરી અને મયલ દે ...નામ નિર્ભયરામ હતું. સૂર્યદેહાન્તાપી મહાશત ...કેનારે તેમનું બાલ્યજીવન વિકાસને પામ્યું. મોહિની ...તથી જ તેમનામાં સારા સંસ્કારોએ વાસો આદલ ...ા, અને આગળ જતાં એ દિવ્ય રૂપે ચમકશે લોગ્ય લાગેલું.

વડોદરામાં શ્રી. શ્રેયસાધક અધિકારી-વર્ગના આદ્ય સંસ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યજીના સ્વરૂપાવસ્થાન પછી આચાર્યપદે આવેલા તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રીમદુપેન્દ્રાચાર્યજીની સાથે સં.૧૯૫૭ ના માઘ વદિ ૪ ને શુભ દિવસે શ્રી જયન્તી-દીએ પ્રભુતામાં પગલાં માંડ્યાં.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી એક સમર્થ આચાર્ય ગુજરાતભરમાં અધ્યાત્મ શાસ્ત્રને જ્વલંત પ્રસ્થાના એ નેતા ને પ્રણેતા હતા. ખરેખર ...ામાં સુગંધનો મેળ ...આદર્શ ગૃહસ્થજીવન-...પ હતાં. આદર્શ ...રેલી બાગમાંનો ...લા સુસાધ્ય ...પ્રસંગે તેઓ

શ્રેયઃ સાધકવર્ગનાં અધિષ્ઠાત્રી

# દેવીશ્રી જયંતીદેવી

લેખક :

**શ્રી. ઉમિયાશંકર ઠાકર**

*

ભક્તિરસ તેમજ અધ્યાત્મ ભાવનાને પોષતાં કાવ્ય-કીર્તનો એમની પ્રાસાદિક વાણીમાં લખતાં. 'જયન્તી પદપીયૂષ' નામનો ગ્રંથ પણ એમણે ગુજરાતને આપ્યો છે.

આટલી કાવ્ય ચમત્કૃતિથી એ ભરપૂર હોવા છતાં અત્યંત સાદાં અને નિરાડંબરી હતાં. ગૃહસ્થજીવનમાં એક પુત્રને જન્મ આપ્યા પછી તુરત જ તે પુત્ર અવસાન પામ્યો તે તેમણે બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને તપસ્વી જીવન ગાળ્યું હતું.

એક સમર્થ આચાર્યશ્રીનાં પોતે પત્ની હોવા છતાં આરિત્રમંદિર (વિદ્યાર્થી આશ્રમ) ની વ્યવસ્થામાં એ ખાસ ભાગ લેતાં. આશ્રમના અનાજની સાફસૂફ કરવાથી માંડીને બધાં જ કામ કરવામાં એ રસપૂર્વક ભાગ લેતાં.

શરૂઆતની જિંદગીમાં વૈભવોનો ઉપભોગ કર્યો, અને પતિની આજ્ઞા થતાં આદર્શ પત્ની તરીકે ત્યાગ અને સાદાઈને પણ તેમણે અપનાવ્યાં. યજ્ઞકાર્ય માટેના સમિધને તો તે પોતે જ સાફ કરતાં.

સં. ૧૯૯૩ ના પોષ વદિ ૬ ને દિવસે શ્રી શ્રેયસાધક અધિકારી વર્ગના સદ્ગુરુ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ પોતાની લીલા સંકેલી લીધી તે પછી આખાય વર્ગની કાર્યધુરા તેમણે પોતાને શીર ઉપાડી લીધી.

સુરતના વિવેચક અને સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામ પંડયાનાં એ દોહિત્રી થાય. તેમનાં મોટાં બહેન પૂ. ગં. સ્વ. પ્રમીલાબહેન પણ ઘણા લાંબા સમયથી, બાલ્ય વૈધવ્યને પ્રાપ્ત

## મધુરપ

એક કોકિલ-કૂજી'તી !

જીવન વસંતે એક કોકિલ કૂજી'તી
એના ગાનની મધુરપ નવ જાય રે.
એના ટૌકે ખીલી'તી સખી, મંજરી રે,
એના તાને બજી'તી ઉરખંજરી રે;
એના ગાને મધુરપ નવ જાય રે.

સખી, ફૂલડે ફૂલડે રહ્યું યૌવન જાગી,
એની ફોરમે મધુકરની વાંસળી વાગી;
એવાં મીઠાં અમરત શે' ભૂલાય રે !
એના ગાનની મધુરપ નવ જાય રે.

સખી, બળબળતે ઉર એણે ગીતડાં રેલી,
મારા સૂકા અરણ્ય મહીં મચવી હેલી;
એવાં હૈયાંનાં વારિ શે' ભૂલાય રે !
એના ગાનની મધુરપ નવ જાય રે.

રમેશ જાની

વાથી શ્રીમતી જયંતીદેવી પાસે રહેતાં. એમનામાં પણ સાક્ષરતાના સંસ્કાર છે. વળી શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના સ્વરૂપાવસ્થાન પછી તો શક્તિરૂપિણી શ્રી જયંતીદેવીમાં ન ધારેલી શક્તિઓએ સંચાર કર્યો. પતિની પ્રતિભાશક્તિ અને જ્ઞાનશક્તિથી એમણે ખૂબ ખૂબ લખવા માંડ્યું.

શરૂઆતમાં એમણે સંસ્કૃતમય વાણીમાં 'શ્રી ઉપેન્દ્ર ભગવત્સ્તોત્ર' નામનું સુંદર તેમજ છંદોબદ્ધ પ્રાર્થના કાવ્ય ઇ. સ. ૧૯૩૮ માં પુસ્તક રૂપે આપ્યું. ઇ. સ. ૧૯૩૯ માં 'શ્રી ઉપેન્દ્રલીલામૃત' નામનું વિવિધ છંદોમાં લખાએલું પુસ્તક આપ્યું. તે જ સમયમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ સાધકોને ઉત્તર રૂપે લખેલા પત્રોનો સુંદર સંગ્રહ 'શ્રી સદ્બોધ મંદાર'ના નામથી સંપાદિત કરીને પ્રકટ કર્યો. આ પત્રોની નકલો ચીવટપૂર્વક તેઓ જાતે કરતાં.

'ઉપેન્દ્ર ભગવત્ સ્તોત્રમ્' નામની એક નાનકડી પુસ્તિકા પણ તેમણે બીજે વર્ષે પ્રકટ કરી. આ પુસ્તિકાના શ્લોકો સંસ્કૃતમાંજ છે.

લગભગ દશ વર્ષના ગાળામાં તેમણે સાહિત્ય પ્રવૃત્તિને ખૂબ આગળ ધપાવી ને વર્ગને સદ્ગુરુની ખોટ ન પડવા દીધી. માતા બાળકોને પોષે તે પ્રમાણે ગુરુમાતાએ સાધકવર્ગને ગુરુના કરતાં પણ સુંદર, વ્યવસ્થિત રીતે કલામયતાથી પોષ્યો અને શક્તિનું સ્વરૂપ શું હોઇ શકે તે સાક્ષાત્ દર્શાવ્યું.

પ્રત્યેક ઉત્સવે નવાં નવાં રસઝરતાં કીર્તનો, ભજનો, રાસ-ગરબા, આધ્યાત્મિક ભાવપોષક લેખો વગેરે તો હોયજ. વળી આ જ્ઞાનની સંસ્થા રહી. એ સંસ્થાને પોષવી ને કેમ આગળ ધપાવવી એ તો અનુભવીજ સમજી શકે.

ઉત્સવ પ્રસંગોએ આ મોંઘવારીના તેમજ અદ્દશ્ય વસ્તુઓના જમાનામાં હજાર હજાર માનવોની રહેવા જમવાની સુખ-સગવડ વગેરે કરવાં એમાં કેટલી કાર્યદક્ષતા જોઇએ એ તો વાચકવૃંદ સહેજે સમજી શકે તેમ છે. એ બધું એ લક્ષ્મીજીની પેઠે એ હેતપૂર્વક કરતાં.

અદ્ભુત શાંતિ એમનો ખોરાક હતો, ધીરજ એમની ઢાલ હતી, કર્તવ્યશીલતા એમનું કાર્યક્ષેત્ર હતું, દયા કૃપા એમનો શણગાર હતો. ઔદાર્ય અને શુદ્ધ ભાવનાપૂર્વક બીજાને મદદ કરવી, એનું દુઃખ દૂર કરવું એ એમનાં જીવનવસ્ત્રોમાં વણાઇ ગયું હતું.

દરેક કાર્ય એ પોતે જાતે કરતાં, પણ એમાં અજબ શાન્તિ માલમ પડતી. સાધક પોતાનું દુઃખ તેમની આગળ નિવેદન કરે એ તેમનાથી ખમાતું નહિ. વિચારબળ અને આત્મબળ ઉપર એમણે ખૂબ જ કાબૂ મેળવ્યો હતો, તેથી સૌ કોઇનાં દુઃખોને એ સહજ દૂર કરી શકતાં. એવું અપૂર્વ આત્મબળ એમનામાં હતું.

અંબા, કાલિકા, સરસ્વતી, લક્ષ્મી વગેરે દેવીઓનાં પરાક્રમો ને સામર્થ્યની બાબતો તો પુરાણોમાં વાંચેલી, પણ આ દેવી તુલ્ય શ્રી જયંતીદેવીએ તો અર્વાચીન સમયમાં કળિકાળમાં તાજી જ તેની પ્રતિતી-ખાત્રી કરી બતાવી.

સાધકવર્ગની દઢ ઇચ્છાને આધીન થઈને તેમણે નવીન શૈલીએ ચારિત્ય મંદિરમાં એક આદર્શ મંદિર બંધાવીને તેમાં ગુરુદેવ શ્રી ઉપેન્દ્રાચાર્યજીની સ્થાપના કરી.

સાધકોની ઇચ્છાથી ઉત્તરાખંડની યાત્રા માટે એમણે એક સ્પેશીયલ ટ્રેન પણ જોડાવી, ને હરિદ્વાર, બદ્રીનારાયણ વગેરે હીમપ્રદેશનાં સ્થળોની જાત્રા કરી–કરાવી, હિમપ્રદેશમાં વહેતાં નીરમાં લાંબો સમય તપશ્ચરણ કરીને ગુરુદેવને સાચી અંજલિ અર્પ્યાનો સચોટ દાખલો, અદ્‌ભુત દૃશ્ય દર્શાવીને ઝળહળતો કર્યો.

પ્રત્યેક કાર્તિક વદિ પ્રતિપદાને દિવસે અવિરત મહેનત લઇને, પૂ. મોટી બહેન અને શ્રી જયંતીદેવીએ 'રસદર્શનો' દ્વારા રાસ-ગરબા, બાલગીતો, સંવાદો વગેરે દ્વારા, પહેલાંથી–શ્રી ઉપેન્દ્રાચાર્યજીના સમયથી–ચાલતી આવતી ઉત્સવપ્રણાલિને એમણે દીપાવી અને પાંચ પાંચ હજારની માનવ મેદિનીને મંત્ર-મુગ્ધ બનાવી.

ગયા જેઠ માસમાં એમને ઉદરરોગ થયો, આષાઢ માસમાં એ મુંબાઇ દવાને અર્થે ગયાં. રોગ અસાધ્ય નીવડયો. દર્દનું દુઃખ અતિશય હોવા છતાં તેમણે બૂમ પાડીને 'ઓહ!' શબ્દ સરખો ય નથી કહ્યો. દેહ ઉપરનો તેમનો એટલો બધો કાબૂ હતો. આનું નામ જ દેહાસક્તિનો ત્યાગ.

એમની સાથે આપણે બેસીએ તો વાતો કરતાં એ અટકે જ, નહિ ને આપણે વાતો સાંભળતાં ધરાઇએ જ નહિ. જેવી એમની મીઠી વાણી–બહુશ્રુત, અનુભવી અને પ્રાસાદિક હતી, એવો જ એમનો સ્નેહભાવ હતો.

છેવટે એ કલ્યાણમયી માતાએ સર્વ કોઇનું કલ્યાણ સાધીને, આશીર્વાદ અર્પીને, આ વર્ષે શ્રાવણ વદિ ૮ (જન્માષ્ટમી) ને સોમવારે દેહનો ત્યાગ કર્યો અને ચર્મચક્ષુઓથી સદાને માટે અંતર્ધાન થયાં.

અંગ્રેજ નટી



# ગ્રીયર ગારસેન

લેખક

શ્રી. ઘેલુભાઇ દેસાઇ

*

રૂપેરી પડદાની આલમથી પરીચીત કોઈ પણ પ્રેક્ષક ગ્રીયર ગારસનના નામથી ભાગ્યે જ અજ્ઞાન હશે. ગ્રીયર ગારસન અમેરીકાની સીને સૃષ્ટીના સીતારાઓમાં મોખરાનું સ્થાન ભોગવે છે, અને અંગ્રેજી રંગભુમીના તખ્તા ઉપર તેણી શરૂઆતથી જ નામના મેળવી ચૂકી હતી.

ગ્રીયરનો જન્મ ૨૯ મી સપ્ટેમ્બર ૧૯૦૮ ના રોજ આયર્લેન્ડના કાઉન કાઉન્ટમાં થયો હતો, અને અદ્‌ભૂત વાત તો એ છે કે તેના આખાએ કુટુંબમાં કોઇને પણ રંગભુમી સાથે નીસ્બત ન હતી. તેણીનો બાપ એક વેપારી હતો અને મા રહોય જાતીમાંથી ઉતરી આવી હતી.

મહાન વિભુતીઓની જીંદગી શરૂઆતથી જ રંગીન અને વૈવિધ્યથી ભરેલી હોય છે, અને

તે મુજબ ગ્રીયરે તેની રંગભૂમીની જાહેર કારકીર્દીની શરૂઆત ચાર વરસની ઉંમરે શહેરના હોલના એક મેળાવડામાં ભાગ લઇને કરી હતી. તે પ્રસંગે પ્રેક્ષક ગણે તેના અભીનયને તાળીઓના ગડગડાથી વધાવી લીધેલો અને તે દિવસથી ગ્રીયરમાં અભિનેત્રી થવાની અભીલાષાનું બીજારોપણ થયું.

પિતાના અવસાન બાદ માતાની સાથે એને ઇંગ્લાંડ આવવું પડયું અને ત્યાં તેણીને શિક્ષિકાનો વ્યવસાય એવો તેવો નીર્ણય કર્યો, જો કે ગ્રીયરને શિક્ષિકાના ધંધા તરફ પહેલેથી જ દીલચસ્પી ન હતી, પણ ખંત અને મહેનતથી વિદ્યાભ્યાસમાં ઉત્તરોતર સ્કોરશીપો મેળવી અને આખરે માન સહીત લંડન યુનિવરસિટી અને ફ્રેન્ચ યુનિવરસિટી ઓફ ગ્રેનોબલમાંથી ઓનર્સ ગ્રેજ્યુએટ તરીકે ઝળકતી કીર્તિ સાથે બહાર આવી.

સોળ વર્ષની ઉંમરે તો તેણી પોતાના કોલેજ સહાધ્યાયીઓને તેમની પ્રવેશ પરીક્ષા માટે ખાનગી ટયુશન આપતી અને આમ આટલા અલ્પ અનુભવથી તેણીને ખાત્રી થઇ કે ટયુશનનો ધંધો સાવ રસહીન અને સાહસ વિહોણો હોઇ તેને માટે નીર્માયો ન હતો, અને આમ એમાંથી છટકવા કેટલાક વખત સુધી તેણીએ વેપારી ધંધામાં ઝંપલાવ્યું અને લંડનની એક જાહેરાતની પેઢીનું માહીતી વિભાગનું સુત્ર સંચાલન કરી જોયું. આ વખતે ધંધા સિવાયનો ફાલતુ વખતનો તેણીએ અવેતન રંગભૂમીમાં તેમજ શેકસપીયરની નાટયકૃતિઓના વાંચનમાં રસ લેવા માંડયો. પારી પેઢીમાંથી એક બીજી કામદારની બહેન ધંધાદારી રંગભૂમી ઉપર કામ કરતી હોઈ ગ્રીયર આખરે તેની પાસેથી બર્મીંગહામ રેપર ટોરી થીયેટરના નીર્માતા ઉપર ભલામણનો પત્ર મેળવવામાં ફતેહ પામી અને પછી તે નીર્માતાની સાથે મુલાકાત મેળવવામાં ગ્રીયરે જરાય વખત ખોયો નહિ, પરંતુ અફસોસ કે જ્યારે રંગભૂમીના તે નીર્માતાએ તેણીને સૂફીયાણી સલાહ આપીને કહ્યું કે "રંગભૂમીની રંગીન પણ અનીશ્ચિત નોકરી કરતાં વ્યાપારી લાઇનની સીધી કાયમી નોકરી તેણીએ વધુ પસંદ કરવી જોઇએ." ત્યારે પણ ગ્રીયર આ સત્ય સમજવા યા સાંભળવા તૈયાર ન હતી. તેના મીત્રોએ પણ તેને અભિનયની કારકીર્દિ પસંદ કરવા સામે વાંધો ઉઠાવ્યો. તેઓએ તેને એવું પણ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે અત્યાર સુધીનો તેણીનો અભીનય માત્ર અવેતન રંગભૂમિનો હતો અને તે સાવ અલ્પ હતો, તેમજ ધંધાદારી રંગભૂમી માટે તેની પાસે તાલીમ અને તક પણ ન હતાં. અને સૌથી વધુ અગત્યનું તો એ સમજાવ્યું કે રંગભૂમીની આલમમાં ઝંપલાવવા માટે તેની પાસે સારી લાગવગ ધરાવનારા મિત્રો પણ ન હતા, અને પૈસા તે તો ગ્રીયર પાસે પહેલેથી જ કયાં હતા? આ તમામ સમજાવટો છતાં અને પોતાની માતાની આ ધંધા પ્રત્યે જબરજસ્ત નફરત હોવાનું જાણવા છતાં ગ્રીયરે હૈયામાંથી હિંમત અને અભિલાષાને જરાયે ચસકવા દીધાં નહિ. પેલો બીચારો નાટય નીર્માતા પણ તેણીને તેના આ નિશ્ચયમાંથી ડગાવી શકયો નહિ.

'મને એક તક આપી જુવો, બસ એટલું જ હું માગુ છું.' ગ્રીયરે મક્કમતા પૂર્વક પોતાનો આખરી નિર્ણય જણાવ્યો. પરિણામે વેપારી લાઇનમાં મળતો હતો તેથી પણ ઓછા પગારે રંગભૂમીની દુનિઆમાં તેને એક પાત્ર ભજવવાની તક આપવામાં આવી. ગ્રીયર તો આ તકની રાહ જોઇને બેઠી હતી. તેણીએ તે ઝડપી લીધી. સ્ટ્રીટ સીન નામના નાટકમાં તેને એક પાત્ર આપવામાં આવ્યું અને કલા વિવેચકોએ તેનો તે અભિનય જોઇ તેણીમાં એક આશાસ્પદ સિતારાના તમામ ચિહ્નો છે તેવું

જાહેર કર્યું. અને આ સાથે જ ગ્રીયરે વહેપારી વ્યવસાયને આખરી સલામ કરી.

પછી તો બે સાલ સુધી ગ્રીયરે બર્મીંગહામમાં રંગભૂમી ઉપર પોતાની કળા વિકસાવવાનું ચાલુ રાખ્યું અને ત્યાર બાદ બનીંડ શૉના નાટક ભજવતી મંડળી સાથે તે મુસાફરીએ નીકળી. તે નાટકો ભજવાતાં હતાં તેવામાં તેણીને (ટોન્સીલ્સ) કાકડાની બીમારી થઇ. અને પરિણામે અઠવાડીઆંઓ સુધી ગ્રીયરને હોસ્પીટલની દવા ખાવી પડી. આમાંથી સાજી થતાં જ ગ્રીયર પાછી લંડન આવી અને કેટલાએ નાટ્ય નીર્માતાઓને મળવાના પ્રયત્ન કર્યો, પણ સેક્રેટરીઓ તેને ઉંબરો ઓળંગવા દઈ નીર્માતાઓને મળવા દેવાની તક આપે એવા ન હતા. ગ્રીયરની જીંદગીના આ સૌથી કરૂણ અને નીરૂત્સાહથી ભરપૂર દિવસો હતા. કેટલીક વખત તેણી નાસીપાસ પણ થઈ ગયેલી, પણ રંગભૂમીની કલાનું આકર્ષણ એટલું બધું સબળ હતું કે આખરે તે નીરૂત્સાહ અને નીરાશાને નમતું આપવું પડ્યું. એ વખતે ઘડીભર ગ્રીયરને એમ પણ લાગેલું કે એક સફળ અભીનેત્રી બનવાની આશાઓ કદાચ પરીપૂર્ણ ન પણ થાય. અને ત્યારબાદ તેની જીંદગીમાં જે કાંઈ બન્યું તે માનો કે ખરી જીંદગી કરતાં એકાદ નવલકથાના રોમાંચક પ્લોટમાં બને છે તેવું હતું. એક રાત્રીએ લંડનની એક ભવ્ય હોટલમાં એક સાવ સાધારણ ભામના એકાકી ખુણામાંના ટેબલ ઉપર જ્યારે એક બાઇએ આવીને પોતાની ઓળખાણ આપી કે તેણી સીલ્વીયા થોમ્સન છે, ત્યારથી જ ગ્રીયરના જીવનના સૌથી ઝળકારા ભર્યા ભાગની શરૂઆત થઈ. સીલ્વીયા થોમસને કહ્યું કે, તેણીએ તાજેતરમાં જ 'ગોલ્ડન એરો' નામનું નાટક લખેલું છે અને તે ગ્રીયર ગારસનને અભીનેત્રી તરીકેના તમામ છુપા લક્ષણને બરાબર પારખી શકી હતી. સીલ્વીયાએ ગ્રીયરને વિનંતી કરી કે તેણીના નાટકમાં મુખ્ય સ્ત્રી પાત્ર ભજવવાની તમામ લાયકાત ગ્રીયરમાં હોઈ મહેરબાની કરી તે કૃપા કરે તો સારૂં. કુદરતી રીતે જ ગ્રીયર આવી તકની તો વાટ જોઇને બેસી રહી હતી, એટલે તેણીએ તરત જ આ સાહસમાં ઝંપલાવ્યું અને પરીણામે નાટકમાં ગ્રીયરે એક અમેરીકન છોકરીનું પાત્ર ભજવેલું અને એટલી તો આબાદ રીતે તેણે તે અભીનય કરેલો કે લંડનના નાટ્ય વિવેચકોએ તેને 'નવી અમેરીકન શોધ' એ ઉપનામથી વધાવી લીધેલી.

ત્યાર બાદ ત્રણ વર્ષ તેણીએ 'વેસ્ટ એન્ડ' ના જુદા જુદા નાટકોમાં ભાગ લીધેલો અને ત્યાં જ તેણી ધંધાદારી રંગભૂમીની સૌથી સફળ અભિનેત્રી તરીકે પ્રકાશમાં આવી.

રમુજની વાત એ છે કે પહેલા જે મીત્રો રંગભૂમી ઉપર ઉતરવાની ના પાડતા હતા, અને ગ્રીયર તેમની સલાહની વિરૂદ્ધ ગઇ જ્યારે, રંગભૂમી ઉપર ફત્તેહ તેણે હાંસલ કરી ત્યારે કેટલાક ભલા મિત્રોની સલાહ એવી પણ હતી કે, તેણીએ રૂપેરી પડદા ઉપર જવાનું સાહસ તો ન જ કરવું. એ પણ હકીકત છે, કે તેણીએ ફીલ્મમાં ઉતરવાની કેટલીએ માગણીઓનો ઇન્કાર કરી દીધો હતો; પરંતુ આખરે જગવિખ્યાત મેટ્રો ગોલ્ડવીન કંપનીના મીસ્ટર લુઈ બી મેયરે તેમની લંડનની મુલાકાત વખતે ગ્રીયરને રંગભૂમી ઉપર જોઇ અને રૂપેરી પડદાની તમામ શક્યતાઓનું દર્શન કર્યું, અને ત્યારે જ ગ્રીયર ગારસને પોતાની ભવિષ્યની કારકીર્દિનો આખરી ફેંસલો કરી નાખ્યો. પ્રણાલીકાનો ભંગ કરીને પોતાનો કૉંટ્રેક્ટ કોઇ પણ એજંટની મદદ વિના મીસ્ટર મેયર સાથે તેણીએ જાતે કર્યો. પોતે સાચી જ દિશામાં કામ કરી રહી છે તેનું ગ્રીયરને સંપૂર્ણ ભાન હતું, પરંતુ જ્યારે તેણી હોલીવુડ

તે મુજબ શ્રીવરે તેની રંગભુમીની જાહેર કારકીર્દીની શરૂઆત ચાર વરસની ઉંમરે શહેરના હોલના એક મેળાવડામાં ભાગ લઈને કરી હતી. તે પ્રસંગે પ્રેક્ષક ગણે તેના અભીનયને તાળાઓના ગડગડાથી વધાવી લીધેલો અને તે દિવસથી શ્રીયરમાં અભિનેત્રી થવાની અભીલાષાનું બીજારોપણ થયું.

પિતાના અવસાન બાદ માતાની સાથે એને ઇંગ્લાંડ આવવું પડ્યું અને ત્યાં તેણીને શિક્ષિકાનો વ્યવસાય એવો તેવો નીર્ણય કર્યો, જો કે શ્રીયરને શિક્ષિકાના ધંધા તરફ પહેલેથી જ દીલચસ્પી ન હતી, પણ ખંત અને મહેનતથી વિદ્યાભ્યાસમાં ઉત્તરોત્તર સ્કોરશીપો મેળવી અને આખરે માન સહીત લંડન યુનિવરસિટી અને ફ્રેન્ચ યુનિવરસિટી ઓફ ગ્રેનોબલમાંથી ઓનર્સ ગ્રેજ્યુએટ તરીકે ઝળકતી કીર્તિ સાથે બહાર આવી.

સોળ વર્ષની ઉંમરે તો તેણી પોતાના કોલેજ સહાધ્યાયીઓને તેમની પ્રવેશ પરીક્ષા માટે ખાનગી ટયુશન આપતી અને આમ આટલા અલ્પ અનુભવથી તેણીને ખાત્રી થઇ કે ટયુશનનો ધંધો સાવ રસહીન અને સાહસ વિહોણો હોઇ તેને માટે નીર્માયો ન હતો, અને આમ એમાંથી છટકવા કેટલાક વખત સુધી તેણીએ વેપારી ધંધામાં ઝંપલાવ્યું અને લંડનની એક જાહેરાતની પેઢીનું માહીતી વિભાગનું સુત્ર સંચાલન કરી જોયું. આ વખતે ધંધા સિવાયનો ફાલતુ વખતનો તેણીએ અવેતન રંગભૂમીમાં તેમજ શેકસપીયરની નાટયકૃતિઓના વાંચનમાં રસ લેવા માંડયો. વેપારી પેઢીમાંથી એક બીજી કામદારની બહેન ધંધાદારી રંગભૂમી ઉપર કામ કરતી હોઈ શ્રીયર આખરે તેની પાસેથી બર્મીંગહામ રેયર ટોકી થીયેટરના નીર્માતા ઉપર ભલામણનો પત્ર મેળવવામાં ફતેહ પામી અને પછી તે નીર્માતાની સાથે મુલાકાત મેળવવામાં શ્રીયરે જરાય વખત ખોયો નહિ, પરંતુ અફસોસ કે જ્યારે રંગભૂમીના તે નીર્માતાએ તેણીને સફીયાણી સલાહ આપીને કહ્યું કે "રંગભૂમીની રંગીન પણ અનીશ્ચિત નોકરી કરતાં વ્યાપારી લાઇનની સીધી કાયમી નોકરી તેણીએ વધુ પસંદ કરવી જોઇએ." ત્યારે પણ શ્રીયર આ સત્ય સમજવા યા સાંભળવા તૈયાર ન હતી. તેના મીત્રોએ પણ તેને અભિનયની કારકીર્દિ પસંદ કરવા સામે વાંધો ઉઠાવ્યો. તેઓએ તેને એવું પણ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે અત્યાર સુધીનો તેણીનો અભીનય માત્ર અવેતન રંગભૂમિનો હતો અને તે સાવ અલ્પ હતો, તેમજ ધંધાદારી રંગભૂમી માટે તેની પાસે તાલીમ અને તક પણ ન હતાં. અને સૌથી વધુ અગત્યનું તો એ સમજાવ્યું કે રંગભૂમીની આલમમાં ઝંપલાવવા માટે તેની પાસે સારી લાગવગ ધરાવનારા મિત્રો પણ ન હતા, અને પૈસા તે તો શ્રીયર પાસે પહેલેથી જ કયાં હતા? આ તમામ સમજાવટો છતાં અને પોતાની માતાની આ ધંધા પ્રત્યે જબરજસ્ત નફરત હોવાનું જાણવા છતાં શ્રીયરે હૈયામાંથી હિંમત અને અભિલાષાને જરાયે ચસકવા દીધાં નહિ. ચોથો બીચારો નાટય નીર્માતા પણ તેણીને તેના આ નિશ્ચયમાંથી ડગાવી શકયો નહિ.

'મને એક તક આપી જુવો, બસ એટલું જ હું માગુ છું.' શ્રીયરે મક્કમતા પૂર્વક પોતાનો આખરી નિર્ણય જણાવ્યો. પરિણામે વેપારી લાઇનમાં મળતો હતો તેથી પણ ઓછા પગારે રંગભૂમીની દુનિઆમાં તેને એક પાત્ર ભજવવાની તક આપવામાં આવી. શ્રીયર તો આ તકની રાહ જોઇને બેઠી હતી. તેણીએ તે ઝડપી લીધી. સ્ટ્રીટ સીન નામના નાટકમાં તેને એક પાત્ર આપવામાં આવ્યું અને કલા વિવેચકોએ તેનો તે અભિનય જોઇ તેણીમાં એક આશાસ્પદ સિતારાના તમામ ચિહ્નો છે તેવું

જાહેર કર્યું અને આ સાથે જ ગ્રીયરે વહેપારી વ્યવસાયને આખરી સલામ કરી.

પછી તો બે સાલ સુધી ગ્રીયરે બર્મીંગહામમાં રંગભૂમી ઉપર પોતાની કળા વિકસાવવાનું ચાલુ રાખ્યું અને ત્યાર બાદ બનાર્ડ શૉના નાટક ભજવતી મંડળી સાથે તે મુસાફરીએ નીકળી. તે નાટકો ભજવાતાં હતાં તેવામાં તેણીને (ટ્રાન્સીલ્સ) કાકડાની બીમારી થઇ. અને પરિણામે અઠવાડીઆંઓ સુધી ગ્રીયરને હોસ્પીટલની હવા ખાવી પડી. આમાંથી સાજી થતાં જ ગ્રીયર પાછી લંડન આવી અને કેટલાએ નાટ્ય નીર્માતાઓને મળવાના પ્રયત્ન કર્યાં, પણ સેક્રેટરીઓ તેને ઉંબરો ઓળંગવા દઈ નીર્માતાઓને મળવા દેવાની તક આપે એવાં ન હતા. ગ્રીયરની જીંદગીના આ સૌથી કરૂણ અને નીરૂત્સાહથી ભરપૂર દિવસો હતા. કેટલીક વખત તેણી નાસીપાસ પણ થઈ ગયેલી, પણ રંગભૂમીનો કલાનું આકર્ષણ એટલું બધું સબળ હતું કે આખરે તે નીરૂત્સાહ અને નીરાશાને નમતું આપવું પડ્યું. એ વખતે ઘડીભર ગ્રીયરને એમ પણ લાગેલું કે એક સફળ અભીનેત્રી થવાની આશાઓ કદાચ પરીપૂર્ણ ન પણ થાય. અને ત્યારબાદ તેની જીંદગીમાં જે કાંઈ બન્યું તે માનો કે ખરી જીંદગી કરતાં એકાદ નવલકથાના રોમાંચક પ્લૉટમાં બને છે તેવું હતું. એક રાત્રીએ લંડનની એક ભવ્ય હોટલમાં એક સાવ સાધારણ ભાગના એકાકી ખુણામાંના ટેબલ ઉપર જ્યારે એક બાઇએ આવીને પોતાની ઓળખાણ આપી કે તેણી સીલીયા થોમ્સન છે, ત્યારથી જ ગ્રીયરના જીવનના સૌથી ઝળકારા ભર્યા ભાગની શરૂઆત થઈ. સીલીયા થોમસને કહ્યું કે, તેણીએ તાજેતરમાં જ 'ગોલ્ડન એરો' નામનું નાટક લખેલું છે અને તે ગ્રીયર ગારસનને અભીનેત્રી તરીકેના તમામ છુપા લક્ષણને બરાબર પારખી શકી હતી. સીલીયાએ ગ્રીયરને વિનંતી કરી કે તેણીના નાટકમાં મુખ્ય સ્ત્રી પાત્ર ભજવવાની તમામ લાયકાત ગ્રીયરમાં હોઈ મહેરબાની કરીને કૃપા કરે તો સારૂં. કુદરતી રીતે જ ગ્રીયર આવી તકની તો વાટ જોઇને બેસી રહી હતી, એટલે તેણીએ તરત જ આ સાહસમાં ઝંપલાવ્યું અને પરીણામે નાટકમાં ગ્રીયરે એક અમેરીકન છોકરીનું પાત્ર ભજવેલું અને એટલી તો આબાદ રીતે તેણે તે અભીનય કરેલો કે લંડનના નાટ્ય વિવેચકોએ તેને 'નવી અમેરીકન શોધ' એ ઉપનામથી વધાવી લીધેલી.

ત્યાર બાદ ત્રણ વર્ષ તેણીએ 'વેસ્ટ એન્ડ' ના જુદા જુદા નાટકોમાં ભાગ લીધેલો અને ત્યાં જ તેણી ધંધાદારી રંગભૂમીની સૌથી સફળ અભિનેત્રી તરીકે પ્રકાશમાં આવી.

રમુજની વાત એ છે કે પહેલા જે મીત્રો રંગભૂમી ઉપર ઉતરવાની ના પાડતા હતા, અને ગ્રીયર તેમની સલાહની વિરૂદ્ધ ગઇ જ્યારે, રંગભૂમી ઉપર ફત્તેહ તેણે હાંસલ કરી ત્યારે કેટલાક ભલા મિત્રોની સલાહ એવી પણ હતી કે, તેણીએ રૂપેરી પડદા ઉપર જવાનું સાહસ તો ન જ કરવું. એ પણ હકીકત છે, કે તેણીએ ફીલ્મમાં ઉતરવાની કેટલીએ માગણીઓનો ઇન્કાર કરી દીધો હતો; પરંતુ આખરે જગવિખ્યાત મેટ્રો ગોલ્ડવીન કંપનીના મીસ્ટર લુઈ બી મેયરે તેમની લંડનની મુલાકાત વખતે ગ્રીયરને રંગભૂમી ઉપર જોઇ અને રૂપેરી પડદાની તમામ શકયતાઓનું દર્શન કર્યું, અને ત્યારે જ ગ્રીયર ગારસને પોતાની ભવિષ્યની કારકીર્દિનો આખરી ફેંસલો કરી નાખ્યો. પ્રણાલીકાનો ભંગ કરીને પોતાનો કોંટ્રીકટ કોઇ પણ એજંટની મદદ વિના મીસ્ટર મેયર સાથે તેણીએ જાતે કર્યો. પોતે સાચી જ દિશામાં કામ કરી રહી છે તેનું ગ્રીયરને સંપૂર્ણ ભાન હતું, પરંતુ જ્યારે તેણી હોલીવુડ

**બીજરેખા**

ઇન્દ્ર ] આ તો ઊગી છે બીજરેખ આંહીં,
અંધારૂં ના એ અજવાળવાની;
થોડું ઝગી ડૂબી જશે જ પાત્રવે,
તો તો ભલે થોડું ઝગી જ લેતી.

રતિકાન્ત

પહોંચી ત્યારે ઇતિહાસનું પુનરાવર્તન થતું હોય તેમ લાગ્યું અને શરૂઆતનો વખત તેણીને એમ જ લાગ્યા કરતું કે મિત્રોની સલાહ ખરી હતી અને પોતે કદાચ ફીલ્મ ક્ષેત્રમાં ઉતરવામાં ભૂલ તો નોહતી કરી રહી? કારણકે કેટલાય દિવસો કંઇપણુ બનાવ વગરના ગયા અને આ પ્રકારની નિષ્ક્રીતાથી તે બીમાર પડી. નિષ્ક્રીયતાનું કારણ જુદુ જ હતું. સ્ટુડીઓના અધિકારીઓ તેણીના પહેલા ચિત્રનું કથાનક બહુ ચીવટથી પસંદ કરી રહ્યા હતા. અને તેણીનો કોંટ્રેક્ટ ખતમ થવાને માત્ર એક જ અઠવાડીયા અગાઉ તેણીને, 'ગુડબાય મીસ્ટર ચીપ્સ' નામના ચિત્રમાં મીસીસ ચીપ્સનું પાત્ર ભજવવા માટે આપવામાં આવ્યું અને તે ભજવવા તેણીને ઈંગ્લેંડ પાછું આવવું પડ્યું. ત્યાર પછી શું બન્યું તે તો રૂપેરી આલમનું જગત બરાબર જાણે છે. Good by Mr. chips ચિત્રે ગ્રીયર ગારસનના અભીનયે બોલપટનો ઇતિહાસ સર્જ્યો છે. ત્યાર બાદ તેણીનું પહેલું અમેરીકન ચિત્ર Remember જગમશહુર રોબર્ટ ટેઇલર સાથે ઉતારવામાં આવ્યું અને ત્યાર પછી તો Pride & Predjuce, Blossam in the Dust, when Ladies Meet, Mrs. Miniver, Random Harvest, The youngest Prosfesson, Mademe curie, Mrs. Parkington અને The valley of Decision, એમ એક પછી એક બહાર આવ્યાં. ગ્રીયરનુ સૌથી છેલ્લામાં છેલ્લુ બોલપટ Advenenture છે. જેમાં તેણી ક્લાર્ક ગેબલની સામે રજુ થાય છે.

ગ્રીયરની આંખો લીલી છે, અને ઉંચાઇ પાંચ ફુટ પાંચ ઇંચ છે, તેની કાંતીનો કળશ તેણીના સુંદર રાતા વાળ છે. પોતે જાતે જ તે ધુવે છે, અને સવાર સાંજ સો વખત પોતે જ બ્રશથી સમારે છે. પિયાનો વગાડવામાં ગ્રીયર ઉસ્તાદ છે. ગ્રીયરને નાની અનૌધી-સરતી પાર્ટીઓ ખૂબ જ ગમે છે. કારણુ કે તેણી સાવ શરમાળ પ્રકૃતીની હોઇ મોટી ભવ્ય અને ભભકા ભરેલી મીજબાનીઓ તેને ભડકાવી મુકે છે. ઘેરો લીલો અને વાદળી રંગ તેને ખૂબ જ પ્રિય છે. કપડાની તે હદથી વધુ શોખીન નથી અને માત્ર શણગાર પુરતો જ તેનો ઉપયોગ હોવો જોઇએ તેવું માનીને કપડાની બાબતમાં સાદાઇની તે વધુ તરફદારી કરે છે. હીરા મોતીના યા કોઇ પણ જાતના દાગીના કે આભૂષણુની તેને ખુબ જ નફરત છે. તેની મુખ્ય પ્રવૃતી અભ્યાસની છે. તેને લાગે છે કે જીંદગી બહુ જ ટુંકી છે, અને સમય પૂર ઝડપે નાસી જતો હોઈ લોકોએ જેટલો બને તેટલો તેનો જીંદગીમાં સારૂં શીખવાનો ઉપયોગ કરવો જોઇએ, અને પોતાની આ માન્યતા મુજબ ગ્રીયર જીવતી આવી છે.

ગ્રીયરનું પહેલું લગ્ન એડવર્ડ સ્નેલસન નામના ઇન્ડીયન સીવીલ સર્વીસના એક સદ્‌ગૃહસ્થ સાથે થયેલું, પણ તેનો અંત છુટા છેડામાં આવેલો, અને ૧૯૪૩ ના જુલાઇની ૨૪ મી તારીખે ગ્રીયરે રીચાર્ડ નેની સાથે બીજું લગ્ન કર્યું છે. મીત્રો કહે છે કે આ યુગલને જોવું એ એક ખુશી છે કારણુ કે તેમનામાં જીવનની સૌથી સાદામાં સાદી ચીજો વડે જીવવાની બક્ષીસ છે. અને તેઓ બન્ને હરતાં જ જોવામાં આવે છે, કારણુ કે તેમના બન્નેમાં ખુશનુમા ભરી પાકૃતિક રૈસુજની વૃત્તિ છે.

પતિની આબરૂનું રક્ષણ કરવા પોતાની જાતે સજા વહોરી લેનાર હિંદુ નારીનો



# અનોખો બદલો

લેખિકાઃ
**સૌ. દેવીબહેન અંતાણી**

રામચંદ્ર એક પ્રખ્યાત સરકારી વકીલ હતો. પોતાની આવડતથી તે એક સાધારણ વકીલમાંથી આટલા ઉંચા દરજ્જા પર ચઢ્યો હતો. શહેરમાં તેની ખ્યાતિ સારી હતી અને લોકો તેને એક સજ્જન માણસ તરીકે માન-પાન આપતાં હતાં. તેના ગૃહ-સંસાર તરફ નજર નાખતાં પણ જણાતું હતું કે, તે સુખી છે. તેની પત્ની વિમલા ઘણી જ હોંશિયાર સરલ અને સ્વામિભક્ત સ્ત્રી હતી. આ બધાંમાં તેને અધિક આનંદ આપવાને એક પુત્ર પણ ઇશ્વરે આપ્યો હતો. હવે લોકોની નજરે તે સુખી જણાય તેમાં શી નવાઈ?

પણ દુનિયામાં ઘણી વખત બહારથી સુખી જણાતાં માણસો ખરાં સુખી હોતાં નથી, આવું જ કંઇ રામચંદ્ર માટે પણ હતું. વિમલા તેની બીજી પત્ની હતી; અલબત્ત કોઇ છુપાં કારણોથી વિમલાને પણ આ વાતની જાણ ન હતી, તો પછી દુનિયાને તો કેમ હોય?

શીતળ ચાંદની પ્રસરી રહી હતી. માણસો તેની શિતળતાનું પાન કરતાં ઘોર નિદ્રામાં પડ્યાં હતાં. રામચંદ્ર પણ સુવાનાં વ્યર્થ ફાંફાં મારી રહ્યો હતો. આજ તેને કોઇ અકથ્ય વેદના સતાવી રહી હતી. પાસે જ પોતાની પત્ની તથા સુકોમળ બાળક એક બીજાને વળગીને સુતાં હતાં. મધુર ચાંદનીનું તેજ તે બન્ને પર પડી સુંદરતામાં વધારો કરતાં હતાં, પણ રામચંદ્રને તો તેમાંનું કંઇ આજ સુખ આપે તેમ ન હતું. તેનું મન આજ બીજા જ વિચારોનાં વમળોમાં ગોથાં ખાઇ રહ્યું હતું. તેણે પડખું ફેરવ્યું અને એક મોટો નિસાસો નાખ્યો.

આજ રામચંદ્રને તેની પહેલી પત્ની કમલાની યાદ સતાવતી હતી, અને તે યાદ આવતાં પોતાના ભૂતકાળ તરફ નજર નાખતાં તેને અધિક દુઃખ થતું હતું. તેનું મન તેને આજ પોતાની પ્રિય પત્ની તરફ બેવફા થવા બદલ જોરથી ડંખી રહ્યું હતું અને હરહંમેશ પોતાના ભીરુ-પણા માટે, પોતાનાં તે પાપી કૃત્ય માટે તે ઘણો જ પશ્ચાતાપ કરતો હતો. કમલા એક સરસ શાન્ત અને ભોળી પત્ની હતી. લગ્ન પછી થોડા દિવસ માટે રીવાજ મુજબ તેને પીયર મોકલવામાં આવી હતી, પરંતુ કમનસીબે તેનો પિતા તેણીનાં સાસરાં પાસે લગ્ન પહેલાં કબુલ કરેલી રકમ આપી શક્યો નહિ અને કમલાના સસરાનો કાગળ મળ્યો કે અમે જ્યાં સુધી નાણાં નહિ મળે ત્યાં સુધી તેડવા આવશું નહિ. નવાઇ તો એ કે એ પત્ર શ્રી. રામચંદ્રે લખેલો હતો. પિતાની વિરુદ્ધ જવાની તેની હિંમત ન હતી. કમલાના પિતાએ ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં તે સફળ નહિ થવાથી તે જ ચિન્તામાં તેનું મરણ થયું. એક પછી એક વિચારો તેના મગજને ગાંડુ બનાવવા લાગ્યા. વળી આંખો બંધ કરી સુવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. પાછું તેણે મનને મનાવતાં કહેવા માંડ્યું કે, મ્હેં તે પછી શોધ કરી, પણ ન મળી, તેમાં મ્હારો

શો દોષ ? પણ તે તો એક છટકી જવાનું મ્હાનું હતું, આથી તેનું સમાધાન થયું નહિ. છેવટ તે ઉઠ્યો, ટેબલપરથી ઉંઘવાની દવા લીધી, અને છેવટ કમલાના જ વિચારોમાં સુઇ ગયો.

બીજે દિવસ કોર્ટમાં જવાનો ટાઇમ થયો પણ આજ તેનું માથું રાતનાં જાગરણને લઇ ભારે હતું, તેનું દીલ બેચેની ભોગવતું હતું. તેના પગ લથડતા હતા. તેણે આજ વિચાર્યું કે થોડું જ કામ કરી આરામ લઇશ. કોર્ટના કમ્પાઉન્ડમાં તેની મોટર ઉભી રહી. તે નીચે ઉતરી પરબારો તેનાં રૂમમાં ગયો. તેને આજ કંઈ કામ સુઝતું ન હતું, આરામ ખુરશીમાં બેસવા ગયો ત્યાં ચપરાશી બોલાવવા આવ્યો અને તે ઢસરડાતે પગે કોર્ટમાં ગયો.

આજે તેને બે મુકર્દમા ચલાવવાના હતા કદી ન બને છતાં બન્યું એવું કે પહેલા જ મુકર્દમામાં તેની હાર થઇ. પ્રેક્ષકો તથા બીજા બધાને ખુબ આશ્ચર્ય થયું. તેને પણ નવાઇ લાગી પરંતુ વિચાર કરવાની તેનામાં આજે તાકાત ન હતી.

બીજો મુકર્દમો એક બાઇનો હતો, જેમાં તેને આત્મહત્યા કરવાના ગુન્હા બદલ પકડવામાં આવી હતી. કેદીનાં પાંજરામાં તેને ઉભી કરવામાં આવી. બાઈ હાજર થતાં ન્યાયાધિશે તેને નીચેના પ્રશ્નોના જવાબ આપવાને ફરમાવ્યું.

'બાઈ, તું એક ખાનદાન કુટુંબની સ્ત્રી દેખાય છે, વળી પોતાનો ગુન્હો, ત્હારા પતિ, ત્હારા માતાપિતા તથા ત્હારૂં પોતાનું નામ ન જણાવતાં તું કબુલ કરે છે. તને એવું શું દુઃખ હેતું કે ઇશ્વરે આપેલી આવી અમુલ્ય જીંદગીનો નાશ કરવાને તું પ્રેરાઇ ? હને શિક્ષા કરૂં તે પહેલાં ત્હારે કંઇ કહેવું છે ?'

બધાંની નજર તે બાઇ શું કહેશે તે પર હતી. તેણીની ઉમ્મર લગભગ ૩૦ વર્ષની હતી. સહુને આશ્ચર્ય થતું કે, આટલી નાની વયમાં આવી સુંદર બાઇએ શા માટે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો હશે ?

સરકારી વકીલે પણ તે જ વિચારમાં બાઈ તરફ નજર નાખી, અને પ્રથમનજરે જ તેનું આખું અંગ ધ્રુજી ઉઠ્યું. એ સ્ત્રી કેદી તેને પોતાની સ્ત્રી કમલા હોવાનો ભાસ થયો. તે વધુ વાર આંખ તેની સામે ઉઠાવી શક્યો નહિ. કમલા પણ પોતાના પતિને જોઈ થોડી વાર તો મુંઝાઈ ગઇ, પણ પછી પોતાના મનને સંભાળતાં તેણે ન્યાયાધીશ તરફ ફરીને પોતાની કહાણી કહેવાનું શરૂ કર્યું.

"નામદાર, આપની સમક્ષ એક ખાનદાન માતપિતાની પુત્રી ઉભી છે તે જ કારણ મ્હારૂં નામઠામ કોર્ટને ન જણાવવાને પુરતું છે. હું મ્હારો ગુન્હો કબુલ કરૂં છું પરંતુ તે પહેલાં હું થોડા શબ્દો આપને કહેવાની રજા લઉં છું જે બીજાઓને પણ દાખલા રૂપ બને."

બધાં શાન્ત બની એકચિત્તે સાંભળતાં હતાં, રીપોર્ટર પોતાની ઝડપી ગતિથી લખી રહ્યો હતો. તેણીનો કરૂણ અવાજ સંભળાયો.

"મ્હારા અઢારમા વર્ષે હું પરણી. પૈસાદાર ઘર અને સુંદર યુવાન વર મને દરેક રીતે લાયક હતાં." તે થોડી ક્ષણો અટકી અને એક ક્રૂરતા ભર્યું અટ્ટહાસ્ય તેણે રામચંદ્ર તરફ કર્યું. થોડી વાર માટે તેણે વિચાર કર્યો કે હું બધી વાત બ્હાર લાવું તો અત્યાર સુધીની કરી કમાણી ધૂળમાં મળી જાય તેમ છે અને મ્હારો બદલો વળે. એ વિચારના વમળમાં તેણે પાછું શરૂ કર્યું: "હું ઘણી જ સુખી હતી અને ભાવિ આવો ક્રુર ફટકો મારશે તેનું સ્વપ્ને પણ ધારતી ન હતી. મ્હારાં માતપિતા ગરીબ હતાં. લગ્ન વખતની માગણી પુરી ન કરી શકવાથી મ્હારા પતિએ મને છોડી અને મ્હારી ઘણી આજીજી છતાં મને પાછી બોલાવી નહિ. મ્હારાં માતપિતા આ વિશાળ જગતમાં મને એકલી છોડી પરલોક સીધાવ્યાં. હવે મ્હારૂં કોઈ ન હતું. લાખો નિરાશામાં એક અમર આશા હતી કે કોઇ દિવસ મારા પતિ

પોતાની ભૂલ સમજાશે અને મ્હને તેડાવશે, પણ હાય !! મેં થોડા દિવસો બાદ સાંભળ્યું કે તેણે બીજીવાર લગ્ન કર્યું છે. મ્હારી રહીસહી આશા ઓસરી, ગઈ અને હું બીમાર પડી. મને ભાન આવતાં ખબર પડી કે મ્હારી સારવાર એક વૃદ્ધ ડોસીએ કરી હતી; પણ અત્યારે મ્હને એમ થાય છે કે તેણે મ્હને મરવા દીધી હોત તો આપની સમક્ષ ઉભા રહેવાની જરૂર રહેત નહિ. તે ડોશીએ મને મ્હારા રૂપ અને યૌવનનો વેપાર કરવાની ફરજ પાડી. મ્હારે તેના કહેવા પ્રમાણે બધું જ કરવું પડતું અને મ્હારી જીંદગી વધુ ખરાબ બની.

વર્ષો ગયાં, મ્હારી સુંદરતા નાશ પામી, મ્હારી જરૂર હવે તેને રહી નહિ. સમાજના દરવાજા પણ મ્હારે માટે બંધ હતા. છેવટનો આશરો પણ નાશ પામવાથી મ્હેં મ્હારી આ દુઃખદ જીંદગીનો અંત આણવાનો નિશ્ચય કર્યો. પરંતુ મ્હારૂં નસીબ મ્હારી પછવાડે પડયું હતું અને હું પકડાઈ. દુનીયા મને વેશ્યા કહી હસે છે. હવે આપ નામદાર, હાજર રહેલા સજ્જનો, સર્વની સમક્ષ હું કહું છું કે આપે મ્હારી કહાણી સાંભળી છે. કહેશો કે, ખરૂં અપરાધિ કોણ ? હું કે મ્હારો પતિ, કે જેણે મને આ ભયંકર કામ કરવાને ધકેલી?" તેણીનો અવાજ વધારે ને વધારે ધેરો બનતો જતો હતો. બધાં પથ્થરની માફક સાંભળતાં અબોલ બેસી રહ્યા હતાં. છેવટ ન્યાયાધિશે બાઈ તરફ દયાભરી નજર ફેરવતાં પુછ્યું:

'બાઈ સત્ય કદી છુપાતું નથી. તું છુપાવીશ તો પણ જગતને તો જાણ થશે જ, માટે ત્હારા પતિનું નામ જણાવ તો દુનિયા જાણે કે આવો બેવફા માણસ કોણ છે? બોલ તું કહીશ ?'

આ પ્રશ્ન સાંભળતાં તેની આંખો અંગારાની જેમ ચમકી ઉઠી અને તેણે રામચંદ્ર પર નજર નાખી. રામચંદ્ર પર જાણે વીજળી પડી. તેનું આખું અંગ જાણે બધિર બની ગયું અને તેને લાગ્યું કે પોતાની બધી ખ્યાતિ —કમાણી સર્વ જાણે હાથમાંથી જઈ રહ્યાં છે.

ફરીથી તેણીએ નજર ફેરવતાં પાછું બોલવાનું શરૂ કર્યું:

'નામદાર, એક હિન્દુ સ્ત્રીને આપ આ પ્રશ્ન પુછી રહ્યા છો તે આપ નામદારના લક્ષ બ્હાર નહિ હોય. પતિ ગમે તેવો હોય પણ હિન્દુ સ્ત્રી હરહંમેશ તેનાં માન અને જાતનું રક્ષણ કરે છે. મારી ફક્ત આટલી જ માગણી છે કે તેનાં કૃત્યોનો તેને પશ્ચાતાપ થાય. હું મ્હારો ગુન્હો કબુલ કરૂં છું અને કોર્ટ જે સજા ફરમાવે તે સહન કરવાને તૈયાર છું."

રામચંદ્રનું મસ્તક ફરવા માંડયું. અને તે વધુ વખત આ શબ્દો સાંભળી શકયો નહિ. ધબ દઈને તેનું શરીર નીચે પડયું. બેશુદ્ધ થઈ પડતાં પહેલાં નીચેના શબ્દો તેના કાને અથડાયાઃ "ત્રણ માસની સાદી કેદ" આથી પણ સાંભળતાં પહેલાં તેણે પોતાની શુદ્ધી ગુમાવી.

— પત્ની કે જેણે પોતાના બેવફા સ્વામીનું આવી રીતે અનોખો બદલો આપી રક્ષણ કર્યું અને પોતાની સજા સહન કરી, એવી હિન્દુ નારી તને ધન્ય છે !



રંગોળી અને ભરતકામના નમુના.

# ભરત-ગૂંથણ



લેખિકા
કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*

( ગતાંકથી ચાલુ )

**આકૃતિ નં. ૨૦ :** આ ચિત્ર ફુલ ભરેલી ટોપલીનું છે. આ ખુદી ઝોળી, ટેબલ ક્લોથ, ચણીયા, ઓશીકાના ગલેફ ચાદર, સાડીના છેડા કે એવા કોઈ બીજા ઠેકાણે ભરી શકાય તેમ છે.

**ફુલ :** આ આકૃતિમાં ત્રણ જાતનાં ફુલ છે. (૧) કળી કૂમલ, (૨) વચ્ચેનું પાંચ પાંખડીવાળું મોટું ફુલ અને (૩) બાજૂના સાદા ફુલ. લાલ રંગમાં ઉભું ભરત (નં. ૫), ઘટ કીનારીબંધ ભરત (નં. ૬) કે આડિયા પાટિયાના ભરત (નં. ૪)ની રીતે ભરવા. વચ્ચેનું પાંચ પાંખડીવાળું ફુલ બ્લ્યુ, કેસરી કે પીળું, ઇચ્છામાં આવે તેવું ભરવું. પાંદડીમાં આડિયા પાટીયા (ઉભું ભરત કે ગાજભરતની રીતે નં. ૩) ની રીતે ભરવું. વચ્ચેનું ગોળ મીંડું પરાયભરત (નં. ૧૩) ની રીતે કથાઇ, ઘેરા લાલ કે બદામી રંગનું ભરવું. સાદા ફુલ કેસરી બ્લ્યુ કે લાલ રંગના આડિયા પાટીયાની રીતે ભરવા.

**નોટ :** ઉપલી ત્રણે જાતના ફુલના રંગોની ભાત જુદી પડવી જોઇએ એટલું ખાસ ખ્યાલમાં રાખવું.

**પાંદડા :** પાંદડામાં પણ બે જાત છેઃ ત્રણ પાંખડીવાળા અને સાદા. ત્રણ પાંખડી વાળા પાંદડા લીલા રંગના કાંટા ભરત (નં. ૩) કે ઉંધા બખીયાની રીત (નં. ૧) થી ભરવા. વચલી મુખ્ય નસની એક બાજુ સ્ટેજ ઘેરા અને બીજી બાજુ આછો રંગ ભર્યો હશે તો વધુ સારા લાગશે. સાદા પાંદડા પણ લીલા રંગના ભરવા. રીત આડીયા-પાટીયાની (નં. ૪), ઉભું ભરત (નં. ૫), નં. ૧૧ કે નં. ૧૨ ની જે ફાવે તે વાપરવી. નં. ૪ કે ૫ ની રીત વાપરી હોય તો આખું પાંદડું ભરી લીધા બાદ વચલી નસ બદામી કે કથાઇ રંગની ઉંધા બખીયાની રીતે ભરવી. નં. ૧૬ ની રીત ફાવે તો તે પણ વાપરી શકાય.

**ગીંડા :** ઘેરા જાંબુડીયા રંગના કે લાલ રંગના ભરવાં.

**કળી :** કળીનું વજ આખું આડિયા પાટીયાના ભરત (નં. ૪) કે ઉભું ભરત (નં. ૫) ની રીતે લીલા રંગનું ભરી ઉપર દેખાતી બીડાએલી પાંદડીઓ ઉંધા બખીયાની રીતથી લાલ ઘેરા રંગની ભરી લેવી.

**ડુંડી :** પીળા કે બદામી રંગની ભરવી.

**ડાંખળીઓ :** કથાઈ કે બદામી રંગની ઉંધા બખીયાની રીતે ભરવી. જો ડુંડીઓ બદામી રંગની ભરી હોય તો ડાંખળીયો કથાઇ રંગની ભરવી.

**ટોપલી :** કીનારી ઉંધા બખીયાની રીત નં. ૧ સાંકળીની રીત (નં. ૨), ભરેલા સાંકળા (નં. ૮) કે નં. ૩ ની રીતે સામા સામા કાંટા આવે એ રીતે બંને બાજુ કીનારી બાંધતા જઇને ભરી શકાય. રંગ કથાઇ કે સફેદીયો રાખવો. ટોપલીની લીટીઓ બધી ઉંધા બખીયાની રીતે ભરવી.

**આકૃતિ નં. ૨૧ :** આ ચિત્ર પણ ફુલ ભરેલી ટોપલીનું છે. આકૃતિ નં. ૨૦ ના કરતાં આ ટોપલી સ્ટેજ નાની અને થોડા ફુલ પાંદડાં વાળી છે. તેનો ઉપયોગ તો આકૃતિ નં. ૨૦ ની જેમ જ ઝોળી, ટેબલક્લોથ, ચણીયાં ઓશીકાના ગલેફ વગેરેમાં કરી શકાય.

**વચ્ચેનું મોટું ફુલ :** અંદરનું ફુલ લાલ, કેસરી કે બ્લ્યુ રંગનું ભરવું. રીત આડીયા પાટિયાનું ભરત (નં. ૪) ઉભું ભરત (નં. ૫)




નું વાપરવું. અંદરની પાંખડીઓની કીનાર ઉંધા બખીયાની રીતે તે જ રંગની ભરવી અને વચ્ચેની જગ્યા ચોકડી ભરત નં. ૧૪ ની રીતે પુરી દેવી. વચ્ચેનું મોટું બદામી કે કથાઇ ભરવું.

**સાદા ફુલ :** લાલ, કેસરી, જાંબુડા કે બ્લ્યુ રંગના આડિયા પાટિયાના ભરત (નં. ૪) કે ઊભું ભરત (નં. ૫) ની રીતથી ભરવા. વચ્ચેનું મોટું ફુલ અને આ સાદા ફૂલના રંગમાં ભાત પાડવી જોઇએ.

**પાંદડા :** લીલા રંગના પાંદડા ભરવા. રીત આડિયા પાટીયાની (નં. ૪), ઉભું ભરત (નં. ૫), નં. ૧૧ કે નં. ૧૨ ની વાપરવી. નં. ૪ કે નં. ૫ ની રીતે પાંદડા ભર્યા હોય તો વચ્ચેની નસ આખું પાંદડું ભરી લીધા બાદ ઉધા બખીયાની રીતે ભરવી.

**મીંડા :** લાલ રંગના ભરવા.

**ટોપલી :** કીનારી ઉધા બખીયાની રીત (નં. ૧), અંકોડા સાંકળી (નં. ૮) કે નં. ૩ ની રીતે સામા સામા કાંટા આવે એ રીતે બન્ને બાજુ કીનારી બાંધના જાઇને T⊥T⊥T ની રીતે ભરી શકાય. વચ્ચેની લીટીઓ ઉંધા બખીયાની રીતે ભરવી. ટોપલીનો રંગ કથાઇ કે સફેદીયો રાખવો.

**ટોપલીની હાંડી ઉપરની ગાંઠ :** વાદળી રંગની આડિયા પાટીયાની રીતે ભરવી.

**આકૃતિ નં. ૨૨ અને ૨૩ :** આ આકૃતિ ટેબલ ક્લોથ, ઝોળી, રૂમાલ વગેરેના ખુણામાં વાપરી શકાય.

**પાંદડા :** લીલા રંગના ઉંધા બખીયાની રીતથી કિનારી ભરીને કે આડીયા પાટીયાની રીત (નં. ૪) અગરતો ઉભું ભરતની રીત (નં. ૫) થી આખા ભરવા. આકૃતિ નં ૨૨ ના પાંદડા આખા ભર્યા હોય તો સારા લાગશે.

**મીંડાં :** લાલ રંગના ભરવા.

**ડાંખળીયો :** લીલા રંગની, કથાઈ કે બદામી રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી.

**ફૂલ :** લાલ, બ્લ્યુ કે પીળા રંગનાં રીત નં. ૪ કે ૫ થી ભરવા. (ચાલુ)

# પ્રેમથી વશ કરવાની સ્ત્રીઓમાં રહેલી



# સાચી શક્તિ

લેખિકાઃ
**શ્રી. ઇન્દુમતી ઔદિચ્ય.**

પ્રિય બ્હેન,

ત્હારા વિચારો જાણ્યા, લગ્ન-જીવનમાં સાંપડતી નિરાશાઓ વિષે વાંચ્યું, ત્હારા ક્રાન્તિકાર વિચારો તથા સમાજને પ્રગતિને પંથે લઇ જનાર પોકારો પણ સાંભળ્યા. ત્હારા કથનમાં મને થોડું સત્ય તો જરૂર જણાય છે, પરંતુ મને એમ લાગે છે કે, તું ઘણા જ ટુંક સમયમાં જ ધીરજ ગુમાતી બેઠી છે, નિરાશ થઇ ગઇ છે. લગ્ન-જીવનમાં સાધારણ રીતે આવતી મુશ્કેલીઓથી તું ડરી ગઇ છે; તેનો હિંમતપૂર્વક સામનો કરવાની શક્તિ તેં કેળવી નથી. લગ્ન અગાઉ જે સુખોની અપેક્ષા રાખી હતી, સુખી જીવનની જે કલ્પનાઓ કરી હતી તે પરિપૂર્ણ ન થવાથી તને તારું લગ્ન નિષ્ફળ ગયેલું જણાય છે. લગ્ન પૂર્વ પ્રેમની ભૂમિકા પર રચાયેલ હોય, પતિ-પત્ની વચ્ચે પ્રેમ હોય તો પણ તેમનું જીવન સંઘર્ષણ અને વિટંબનાઓથી તો મુક્ત ન જ રહી શકે. ભિન્ન-ભિન્ન વાતાવરણમાં આવતી બે વ્યક્તિઓનાં વિચારોમાં દરેક રીતે એકતા તો ક્યાંથી સંભવે ? પૂર્ણ પરિચયમાં આવતાં તેમનામાં મતભેદ પડે જ. મતભેદમાંથી ખોટા વાદવિવાદમાં ઉતરી, ખોટા સ્વતંત્રવાદને પોષવા જતા તે સાધારણ રીતે કલેશનું જ સ્વરૂપ પકડે છે. જ્યારે કલેશ ગંભીર સ્વરૂપ પકડે ત્યારે પતિ-પત્નીનાં મન એકબીજાથી વિખુટાં પડી જાય તે તેટલું જ સ્વાભાવિક છે. પરંતુ જીવનમાં કલેશે ઘર કર્યું, પતિ-પત્નીનાં મન વિખુટાં પડી ગયાં એટલે "છૂટાછેડા" જ તે જીવનનો અન્ત આણી શકે તેમ તો ન જ માનવું જોઇયે.

મ્હારા આ લખાણથી તને જરાપણ એમ માનવાનું નથી કે હું લગ્ન-વિચ્છેદના ખ્યાલથી વિરૂદ્ધ છું. આજે અમલમાં આવેલ 'લગ્ન-વિચ્છેદ'નો કાયદો સ્ત્રીઓને માટે ઘણો જ આશીર્વાદ રૂપ થઇ પડયો છે, પુરુષોની ખોટી સત્તાનો મદ ઉતારવામાં સહાય રૂપ થઈ પડયો છે. છતાં પણ આપણા દેશમાં પવિત્ર ગણાતાં લગ્ન-બંધનને કરારનું સ્વરૂપ આપી દેવું ઇચ્છનિય નથી. માનવિની જાતિયવૃત્તિને અંકુશમાં રાખવા, સમાજમાં અંધાધુંધિ ન પ્રવર્તે તે માટે જ લગ્ન-સંસ્થાનો ઉદ્ભવ છે. લગ્ન એ શરીરનાં સ્થુળ સંયોગનું સાધન નથી, પરંતુ હૃદયહૃદયનું અને બુદ્ધિનું ઐક્ય છે. લગ્ન એટલે સમર્પણ કરનાર. લગ્ન દરેક વ્યક્તિએ પોતાની સ્વતંત્રતા પર તો કાપ મુકવો જ પડે. પશ્ચિમ તરફ "છૂટાછેડા"ના હક્કોએ સમાજમાં અનિષ્ટ વધારવા સિવાય, સમાજને પ્રગતિને નામે દુર્ગતિ તરફ લઈ જવા સિવાય બીજું કંઈ કર્યું હોય તેમ જણાતું જ નથી. અલબત્ત, તેમાં અપવાદો જરૂર હશે. આજે ત્યાંના પંચોતેર ટકા લગ્નો 'છૂટાછેડા'માં જ પરિણમે છે, કારણ કે સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા મળી, વિષયવાસના તૃપ્ત કરવા છતાં પણ ગર્ભસંભવ અટકાવવાની વાત વિજ્ઞાને શક્ય બનાવી. આ થઇ તેમની પ્રગતિ ! (!) કોઇ સંજોગવશાત્

પતિ-પત્ની એવાં ભેગા થઇ જાય, તેમનામાં એટલી બધી માનસિક અને શારીરિક અસંમાનતા હોય કે જેમનો મેળ બીલકુલ અશક્ય જણાય ત્યારે જ "છૂટાછેડા" એ આખરી ઇલાજ હોવો જોઇયે. લગ્ન એ સદ્દચાર છે, ફરજ છે. કોઈ પતિ એક પત્નીને છોડી બીજી તરફ દે ડે, પત્ની પોતાના પતિને છોડી બીજા તરફ દોડે, વળી કોઇ કાળે ત્રીજા તરફ દોડે તો પછી સમાજમાં ગૃહજીવનની સ્થીરતા ક્યાં રહેશે ?

ત્હારી જેવા બીનઅનુભવી હૃદય પર કલેશી-જીવન જરૂર આઘાત પમાડે, પરંતુ તું એ કલેશનાં કારણો શોધવા પ્રયત્ન કર, તેમને દૂર કરવા પ્રયત્ન કર, નહિ તો ત્હારો આ નિશ્ચય જરૂર ઉતાવળીઓ લેખાશે. આ સિવાય વિચાર કર કે ત્હારી જેવા પૂર્વપ્રેમની ભૂમિકા પર રચાયેલ લગ્નો જો "છૂટાછેડા"માંજ પરીણમશે તો આપણા સમાજની સંકુચિત માનસ ધરાવતી જનતા પર તેની કેવી અસર થશે ?

મ્હારા લગ્ન-જીવનનું દ્રષ્ટાંત ટાંકુ, જરૂર તને તેમાંથી કંઇક જાણવાનું મળશે. મ્હારા લગ્ન પૂર્વપ્રેમની ભૂમિકાપર રચાયેલ તો ન જ કહી શકાય. એ તો કાંઇક આકર્ષણ અને આવેશની ભૂમિકાપર થયેલાં એમજ કહી શકાય. લગ્ન અગાઉ ન તો કંઇ પરિચય, ન તો કાંઇ ખાસ વાતચીત પણ !

શાળામાંથી આપણે બન્ને વિખુટાં પડી ગયાં. હું મુંબઇ આવી શાળામાં દાખલ થઇ. સુધરેલી સખીઓના સંસર્ગમાં આવી. વાંચનનો પહેલેથી જ શોખ હોવાથી ઘણો ખરો સમય તો નવલકથાઓ વાંચવામાં જ પસાર થઇ જતો. હૃદયની લાગણીઓ ઉશ્કેરે, રૂંવાડે રૂંવાડે અગ્નિ પ્રગટાવે તેવી નવલકથાઓ હું વાંચતી. તેમાંથી સિનેમાનો શોખ લાગ્યો; અને અભ્યાસ પરથી મન ઉઠી ગયું. શાળાના સમયમાં પણ વર્ગમાંથી ગાપચી મારી હું લાઇબ્રેરીમાં જઇ બેસતી, ફરવા જવાનું બ્હાનું બતાવી હું સિનેમાગૃહોમાં ઘુસી જતી. સિનેમાસૃષ્ટિનાં ક્ષણિક પ્રસંગો, આંતરજાતિય અને સ્નેહલગ્નો, ભાગી જવાના હામલાઓ મ્હારે મન અનિવાર્ય થઇ પડ્યાં. મગજમાં ક્રાન્તિકાર વિચારોએ પ્રવેશ કર્યો. શા માટે આપણો સમાજ આટલું સંકુચિત માનસ ધરાવે ? પશ્ચિમનું અનુકરણ કરનાર સખીઓની સોબતની અસર મ્હારી પર સારી રીતે થઇ. જુની રહેણીકરણીનાં વાતાવરણમાં ઉછરેલ હોવા છતાં મ્હારા વિચારો કંઇ જુદા જ રહ્યા. શ્રીમંત ખાનદાન કુટુંબમાં ઉછરેલ હું કન્યા હતી. રૂપદેવીએ મ્હારીપર સારી કૃપા કરી હતી. માતાની લાડકવાયી હતી. મ્હારા સુખમાં તેમનું સુખ હતું, મ્હારા આનંદમાં તેમનો આનંદ હતો. તેથી મ્હારી લાગણી તે બનતા સુધી ન દુભવતી. મેં અભ્યાસ છોડી દીધો, ગને સિનેમાસૃષ્ટિનો શોખ, અને તેમાંથી શોખ લાગ્યો નૃત્યનો ! મેં મ્હારી માતાને નૃત્ય શીખવા માટે મ્હારો વિચાર દર્શાવ્યો. તેને મ્હારો આ વિચાર અને શોખ સ્વચ્છંદી લાગ્યો અને મને સાફ ના પાડી દીધી. આટલા વર્ષોમાં પ્રથમ વાર જ તેણે મ્હારા વિચારને અનુમોદન ન આપ્યું. મ્હારું મગજ ભમી ગયું. શા માટે વડીલો આ પ્રમાણે ઉત્સાહને કચડી નાખે ?

વિચાર ચાલુ જીવનમાં ન મુકી શકવાથી હું કવિઓની માફક તરંગોમાં રાચવા લાગી. મ્હારી કલ્પના, મ્હારી સ્વપ્નસૃષ્ટિ, મ્હારું જીવન આનંદમય બની ગયું. એમાં એક અનોખો પ્રસંગ બની ગયો. એક નવી અજાણ વ્યક્તિએ મ્હારા જીવનમાં પ્રવેશ કર્યો. બાજુના મકાનમાં એક નવજુવાન સુંદર વ્યક્તિ રહેવા આવી. એ હતો સંગીતકાર ! એના સંગીતે મ્હારી સૃષ્ટિ સંગીતમય બનાવી દીધી, એનાં શૌર્યપૂર્ણ સ્વરોએ મારા જીવનમાં નવો જોશ રેડ્યો, એના રૂદનમય કરુણ સ્વરોએ મ્હારા આંસુઓનો બંધ તોડી નાખ્યો અને મ્હારા વિચારોને વેગ મળ્યો. એ સીતાર લઇને આખો દિવસ

ગાતો, હું મ્હારી સ્વપ્નસૃષ્ટિમાં નાચતી. નાચતા નાચતા થાકી જતી ત્યારે તેને સંગીત બંધ કરવા વિનવતી. બંધ કરવાને બદલે તેની સીતારના તાર બમણા જોરથી ઝણઝણી ઉઠતા. મ્હારામાં જુસ્સો આવતો, મ્હારા હૃદયના તાર ઝણઝણી ઉઠતા. મને તેની લગની લાગી—જેમ મીરાંબાઇને શ્રીકૃષ્ણની લાગી તેવી. હું અતૃપ્ત નયને બારીમાંથી તેની સામે નજર માંડી રહેતી. મ્હારી દૃષ્ટિ વિકારરહિત હતી, ઘેલછાભરી હતી; છતાં પણ દુનિયાએ મ્હારી દૃષ્ટિમાં પાપ દેખ્યું, દુષ્ટ ભાવના જોઇ અને મ્હારું દીલ તૂટી ગયું! ત્યાં ઓહ! સંગીતકારે સીતારના કરુણ સ્વર છેડયા!!!

મ્હારી આંખમાં આંસુ ઉભરાવા લાગ્યાં, અર્ધો કલાક, એક કલાક પરંતુ એ કરૂણ સ્વર બંધ ન પડેયો, ઉલટી વધારે વધારે કરૂણતા તેમાં જામવા લાગી. મ્હારું માથુ ભમવા લાગ્યું. હું દોડી સંગીતકારની પાસે...સંગીતકારની સીતારનો તાર તૂટી ગયો અને હું નિશ્ચેત થઈ જમીન પર ઢળી પડી. હું જાગી ત્યારે માત્ર સંગીતકાર મ્હારી પાસે હતો. અમારી દૃષ્ટિ એક થઈ. પ્રથમ દ્રષ્ટિએ જ પ્રેમ જાગ્યો. બે આંખો ચોળી, જોયું ના! એ મ્હારી સ્વપ્નસૃષ્ટિ નહતી. કપડા વ્યવસ્થીત કરી મેં મારા વાળ ઠીક કર્યો ને સંગીતકારે સીતારનાં તાર ઠીક કર્યાં. દુનિયા શું કહેશે, એ ડરે હું બારણા તરફ વળી, પરંતુ પગ તો પાછા જ પડતા હતાં. સંગીતકારે ઉઠીને મ્હારા હાથ ઝકડી લીધા, મને પાછી બેસારી દીધી અને સીતારનો બીજો તાર છેડયો...

પીયા મનમંદિરમે આન બસો,
તન હૈ સુના, મન હૈ સુના, દુનિયા સુનીસુની.
યાદ તીહારી, પીર હમારી,
પલપલ હોતી દુની—પીયા મનમંદિરમે...

હું સાંભળવામાં મશગુલ બની ત્યાં મેં બે ક્રોધભરી આંખો તાકતી મ્હારી માતાને જોઈ. શબ્દ પણ બોલ્યા વગર હું માતાની સાથે ઘસડાઈ ગઈ, માત્ર સંગીતકાર મ્હારી વ્યથાને જોતો રહી ગયો.

તે દીવસથી ઘરની બહાર ઓવવાજવાની મારે માટે બંધી થઈ ગઇ. ઘર કેદખાનું બની ગયું. થોડા જ દિવસમાં મને ખ્યાલ આવ્યો કે મ્હારા લગ્નની તૈયારી ચાલી રહી હતી. મ્હારી સ્નેહલગ્નની ભાવના પ્રબળ બની. માતા આગળ ચોધાર આંસુએ હું રડી, રડી કકળી. પરંતુ મ્હારા આંસુના બુંદ એ પથ્થરદીલ પર લાગ્યા ન લાગ્યા ત્યાં સુકાઇ ગયા. લગ્નના દિવસો નજીક આવતા હતા. હું રડતી રડતી પથારીમાં પડી હતી ત્યાં સંગીતકારની સીતારનાં તાર ઝણઝણી ઉઠયા. એ સંગીતમાં રૂદન નહતું, એમાં હતી શૌર્યની પ્રેરણા! હું ઉભી થઇ ગઇ, મ્હારી નસેનસમાં નવું ચેતન આવ્યું...મેં બત્તી સળગાવી. કોઈ ન જાણે તેમ ચીઠ્ઠી લખી...કોઇ ન જુવે તેમ સંગીતકારનાં ઘરમાં ફેંકી દીધી અને તે દીવસે સંગીતકારનું તે દીવસનું અધૂરૂ રહેલ ગીત પૂરું થઈ ગયું...,

મનકી બાતે નૈન કરેંગે, નૈનોસે સૈન લેના,
મીલનઘડી કે મુધુર ગીતકો જીવનભર મેં ગાના,
પીયા મનમંદિરમે...

હું આનંદથી નાચી ઉઠી, મ્હારામાં નવો ઉત્સાહ આવ્યો.

લગ્નનો દિવસ આવી ગયો. મ્હારો ઉત્સાહ જોઇ મ્હારા માતપિતામાં પણ હર્ષની રેલ આવી ગઇ, પરંતુ એ બીચારાને ક્યાંથી ખબર હોય કે એ ઉત્સાહનું કારણ શું હતું? બધાએ મળીને મને અવનવા વસ્ત્રેથી શણગારી. હું વસ્ત્રઅલંકારોથી શોભી ઉઠી. એટલામાં વરઘોડો આવ્યો—બધા વરરાજાને જોવા દોડયા અને હું એકલી પડી. બેન્ડ અને શરણાઇનાં અવાજોથી ગુંજતો વરઘોડો આવ્યો. એ સ્વરમાં મને કર્કશતા લાગી, મ્હારી નસેનસમાં સંગીતકારનાં સ્વર ગુંજતા હતા. જોરશોરથી મંત્રોચ્ચાર થતા હતા. વરરાજાએ મંડપમાં પ્રવેશ કર્યો. 'કન્યા

પધરાવો સાવધાન' નો ઉચ્ચાર થાય તે પહેલાં મેં મંડપને પાછલે દ્વારથી ઘરનો ત્યાગ કર્યો. હું દોડી...દૂર ઉભેલ સંગીતકારની પાસે. લગ્નમંડપમાંથી હું ન્હાસી છૂટી...હું, સંગીતકાર... ને સીતાર...

અમદાવાદમાં સાધારણ વીધી પ્રમાણે અમારાં લગ્ન થયાં, ત્યારબાદ ત્યાં જ રહેવા લાગ્યાં. અમે નદીકીનારે સાંજે ફરવા જતા... જળની લહરીઓ સંગીતકારનાં સીતારોમાં સાથ આપતી, વાતાવરણ સંગીતમય બની જતું. સંગીતકારનું તેજસ્વી મુખ જોઇ હું મ્હારું ગૃહત્યાગનું દુઃખ ભૂલી જતી. સંગીતકાર લહેરી હતો, ગરીબ હતો–સાધારણ કમાણી કરી લાવતો. હું સુખસાહેબીમાં ઉછરેલ એટલે આર્થિક સંક્રામણો મને મુંઝવતી. હું સ્વતંત્ર વિચારતી–અમારી વચ્ચે ચર્ચાઓ તથા વાદવિવાદ થતા. હું નમતુ મુકવામાં નાનમ માનતી, તે પોતાની માલીકીનો દાવો છોડવા તૈયાર ન હતો. અમારો સ્વાતંત્ર્યવાદ અમને નડ્યો. જીવન ક્લેશમય બની ગયું...એક વર્ષ–બે વર્ષ...આ પ્રમાણે બે વર્ષ વીતી ગયાં, દિનપ્રતિદિન અમારાં હૃદયો નજીક આવવાને બદલે દૂર થતા ગયાં. હું ઘર પ્રત્યે બેદરકાર બની. સંગીતકાર પણ ગંભીર બની ગયો અને મ્હારી પ્રત્યે તો બીલકુલ બેદરકાર! હવે સંગીતકારની સીતાર સુની પડી ગઇ હતી. ઘરનાં અસંતોષે તેને બહાર જવા પ્રેર્યો. મોડીરાત્રે તે ઘેર આવતો. તેની લાલઘુમ આંખો જોઇ હું ક્વચિત ડરી જતી. હું કંઈ બોલવા જાઉં તો મને મારવા પણ દોડતો, ગાળો પણ બોલતો. આવું થયું અમારું જીવન! એક દિવસ તો સંગીતકાર રાત્રે ઘરે જ આવ્યો નહિ...રડીરડીને હું સુઈ ગઇ. બે દિવસ વીતી ગયા. મ્હારી ધીરજ ખૂટી. હું દોડી સીતાર જોવા ત્યાં મેં અનોખું દૃષ્ય જોયું. સીતારના બધા જ તાર તૂટી ગયા હતા. મારા દીલના પણ દરેક તાર તૂટી ગયાં! હું કંટાળી. મેં એ લગ્ન-જીવનનો અંત આણવા વિચાર કર્યો. કોઇપણ સંસ્થાને આધારે જઇ અથવા તો માતપિતાની માફી માગીને પણ ત્યાં પાછા જવાનો વિચાર કર્યો, કારણકે આત્મહત્યા કરવા જેટલી નિર્બળતાને હું પોષવા તૈયાર ન હતી. મ્હારામાં તેટલી હિંમત પણ ન હતી। ત્યાં ત્રીજે દિવસે સાંજે સંગીતકાર પાછો આવ્યો ત્યારે તેની સુરત વિચિત્ર હતી. મેલાં કપડાં, ભૂખ અને ચિંતાથી આંખો ઉંડી ઉતરી ગઇ હતી, મોઢું ફીકકું પડી ગયું હતું. મ્હારે રૂંવાડેરૂંવાડે ક્રોધ વ્યાપી ગયો અને હું બોલી ઉઠી, " શા માટે પાછા આવ્યા ? "

જવાબમાં તેણે મ્હારા હાથ પકડીને કહ્યું: " ત્હારા પ્રેમે મ્હારા પગ પાછા પાડ્યા, હવે ત્હારું કોણ ? તેં મારી ખાતર માબાપ, ભાઇ બહેન, સમાજ કોઇની ન પરવા કરી. " સંગીતકારના શબ્દો ત્યાં જ રૂંધાઇ ગયા, મ્હારો ક્રોધ આંસુમાં ફેરવાઇ ગયો. હું સંગીતકારના ખોળામાં માથું નાખી કલાક સુધી રડી રહી, અને તે મ્હારા માથાપર હાથ ફેરવતો બેસી રહ્યો. આ અમારો પશ્ચાતાપ!

તે દિવસે થાકનો માર્યો સંગીતકાર નિદ્રાવશ થયો, પરંતુ મારા મગજમાં વિચારોની પરંપરા ચાલી. મેં ધાર્યું, સદાને માટે અમે બંન્ને વિખુટાં પડી જઇએ. બન્નેના જુદાજુદા રાહ. હું સ્વતંત્ર આજીવિકા પેદા કરું છતાં પણ એકલવાયુ જીવન શું ? દુનિયામાં સુખો મળે, પૈસો મળે તો પણ એક દિવસ તો મને જરૂર લાગશે કે મ્હારા જીવનમાં હજુ કંઇક ખૂટે છે! માતપિતાની આગળ રડીને વિનવીને પાછી જાઉ તો પણ શું મોંઢુ લઇને જાઉં ? બીજી દલીલે મારા પગ પાછા પાડ્યા કે આવાં ક્રાન્તિકાર લગ્નો અને તેનાં આવાં અનિષ્ટ પરીણામો સમાજપર કેવી અસર કરશે ? ક્રાન્તિને કેટલું કલંક લાગી જશે!...

(ગતાંકથી ચાલુ)

પ્રકૃતિની પરિવર્તનશીલ શોભા નિરખીને કોનું મન મુગ્ધ નથી બનતું? કુદરતને ખોળે નિત્ય ખેલવાના વ્યવસાય વાળા રસિક ગોવાળોએ ઋતુઓની લક્ષ્મીના કટાક્ષો અનુભવીને ચિત્તમાં થએલો સુખદ ક્ષોભ ગીતોમાં ગાયો હશે એ જગતની કવિતાનું આદબીજ એમ માનવાનું મન થાય એવું છે. ઇતર વ્યવસાયોના અનુભવોએ સંવેદનશીલોને બીજા બીજો પૂરાં પાડયાં. સંચય પામતા જતાં એ વારસા ઉપર સામાન્ય જનતાની રસવૃત્તિની ઉન્મુખતાએ ઉચિત જળ સિંચન કર્યા કર્યું ત્યારે સદીઓના પ્રયત્નના પરિણામે રમણીય વિશાળતાની સમૃદ્ધિએ મહિમાવંતું આજનું કવિતાઉદ્યાન પ્રકટયું. એના સદા આવકારી રહેલાં દ્વારમાં પ્રવેશેલા સહૃદયને તેમાં કરેલા સમયવ્યયનું પરિતોષકર વળતર મળી રહે છે.

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક

**શ્રી. સવાઈલાલ ઈશ્વરલાલ પંડયા**

*

સકલ મતિમાન ભગવાન કાળનાં પળપળનાં સ્ફુરણોમાંથી સહૃદય જનોએ રસાનુભવ કર્યો છે. ઋતુએ ઋતુની રમણીયતા અનેક ભાષાઓમાં કવિવરોએ આદરથી ગાઈ છે. કરાળ કોમળ સ્વરૂપે પ્રગટ થતાં ઋતુઓનાં પરિ-

---

બસ ત્યાંથી મ્હારી વિચારમાળા અટકી ગઇ અને નિશ્ચય ઓસરી ગયો.

તે દિવસથી અમારું નવું જીવન શરૂ થયું અને વાદવિવાદો બંધ થઇ ગયા. અમે બન્નેએ અમારી ભૂલો શોધીને તેને દૂર કરવા પ્રયત્ન કર્યો, અને અમારા જીવનમાં પહેલાનો આનંદ આવવા લાગ્યો. એકાદ વર્ષમાં બીજો એક મહત્વનો પ્રસંગ બન્યો. હું માતા બની. એ જ સંગીતકારનું પ્રતિક અને એ જ હાસ્ય, એ જ આંખો. અમારા જીવનમાં સુખની ભરતી આવી. આર્થિક સંકડામણ સુધારવા સંગીતકારે પ્રયત્ન કર્યો તેટલો જ પ્રયત્ન મેં તે સંકડામણ નિભાવી લેવાનો કર્યો. થોડા વખત બાદ મેં પણ ગૃહઉદ્યોગ કરી આર્થિક સ્થીતિ સુધારવામાં મદદ કરી.

મારા આ કાર્યથી ગૃહજીવનનો રસ ન માંયી ગયો, ગૃહજીવનની મીઠાશ ન ઓછી થઈ. મને સમજાયું કે ગૃહજીવનની મીઠાશ માત્ર પ્રેમથી નહિ, પરંતુ શ્રમથી પ્રાપ્ત કરી શકાય છે. અનેક શ્રમને અંતે જ્યારે અમે બન્ને ભેગા મળતાં ત્યારે બન્ને એકબીજાનો શ્રમ હરી લેવા તત્પર બનતાં અને અમારા પ્રેમ અને ઝંખનામાં વૃદ્ધી થતી, મારા રૂંધાયેલ વ્યક્તિત્વનો પણ આમ વિકાસ થતો ચાલ્યો અને અમારા બન્નેના દુઃખનો અંત આવી ગયો.

આ દ્રષ્ટાંત વાંચીને જરૂર વિચારજો. કંકાસનાં મૂળ શોધી શોધીને તેને ત્યાં જ બાળી નાખજો, અને તેનાં પરીણામની રાહ જોજો. હું માનું છું કે જરૂર શુભ પરીણામ જ આવશે. લગ્નજીવન સુખી બનાવવા માટે, સમાજ પર સારો દાખલો બેસારવા માટે આટલો પુરૂષાર્થ જરૂર કરજો. તેમ છતાં પણ જો નિષ્ફળતા મળે તો પછી તને યોગ્ય લાગે તે માર્ગ સ્વીકારજો. એટલું તો જરૂર ધ્યાનમાં રાખજો કે આપણે યુરોપ કે અમેરીકામાં જન્મ્યાં નથી. હિંદુ સ્ત્રી એ નીતિભાવનાની રક્ષક છે એ જ એની મહત્તા છે. સાચી શક્તિ સામી વ્યક્તિને પ્રેમથી વશ કરવામાં રહેલી છે.

વર્તનો કળાસ્વામીઓની મર્મગ્રાહી વાણીએ વિવિધ રસનાં પોષક બનતાં રજુ કર્યાં છે. કેવળ ઋતુઓ જ કયાં, આપણા કવિઓએ તો મહિનાઓ, વારો અને તિથિઓની માનવી ચિત્ત પર થએલી અસરને હૃદય સોંસરવી નીકળી જાય એવી વેધકવાણીમાં ગાઈ બતાવી છે. વાર્તાઓમાં તેમજ વ્યવહારમાં ગુજરાતનો વ્યવસાય મુખ્ય તો વેપારનો મનાયો છે. એના સાહસ શૂરા સંતાનો દૂરદૂરના સાગર ખેડનારા સફરીઓ છે. અન્ય દ્વીપો સાથે સંબંધમાં આવીને શ્રીની અને સરસ્વતીની વિશ્વવ્યાપી લેવડદેવડ કરનારા છે. એવા એ ઉત્સાહથી થનગનતા, યુવાનીની વસંતની માદક અસરને ઉડાડી દઈને કર્તવ્યના દીર્ઘપંથના પ્રવાસીઓની યુવતિ પત્નીઓ, કુટુંબકબીલાની સંભાળમાં ગુંથાએલી, દિનદિન નયનો તો સાગર પારથી સમૃત્તિએ સભર ભરાઈને આવનારાં વહાણોની દિશામાં જ ચોંટાડી રહી હોય છે. પ્રતાપી જેનો સ્વામી હોય એણે તો ઝાઝેરા દહાડા વિરહના જ વીતાવવાના હોય. એવો નર ઘરકુકડી થઈને ઘરખૂણે કાયમ બેઠો રહેલો ન હોય. દૂરદૂરના મુલકમાં એનાં પરાક્રમોએ નામના નોંધાવી હોય, દિશાઓના છેડા એની યશોગાથાઓથી ગાજી ઉઠ્યા હોય, રાજાઓની સભાઓમાં સમૃદ્ધિની વિપુલતાથી છલકાતી મહાનગરીઓનાં વેપારી બજારોમાં ઉંચેરાં એનાં બેસણાં હોય.

એવા સ્વામીની 'પતિપ્રાણા' રસિક સ્રીના હૃદયમાં વિનય મર્યાદાનાં ભીડાએલાં દ્વાર પાછળ પૂરાએલા અને ઉન્મત્તપ્રાય થઇ જતા ભાવોને કુશળ મર્મગ્રાહી કળાકારોએ ધીરા પડીને મુક્ત કરવાનો માર્ગ કર્યો છે. વ્રજાંગનાઓને ઝૂરતી મૂકીને મથુરાં સિધાવેલા સર્વમાન્ય નાયક શ્રીકૃષ્ણનું અવલંબન લઇને સ્રીઓની મુંગી વેદનાને વાચા આપીને હળવી બનાવી છે. જીવનને હળવું ફૂલ બનાવનારી આ સુકુમાર પદ્ધતિ ખરેખર મનોહર છે. પાછળથી તો મહિનાઓ, તિથિઓ, વારો લખવાનો જાણે સંપ્રદાય જ થઈ પડયો અને તેથી ઘણા કવિઓએ ખેડેલા એ પ્રકાર આપણે ત્યાં મળી આવે છે. શ્રીકૃષ્ણને બદલે પોતાના ઇષ્ટદેવને મધ્યમાં રાખીને ઘણાએ એ પ્રકારનાં ગીત રચ્યાં છે.

એ પદ્ધતિના વિપુલ સાહિત્યમાંથી ઓછા જાણીતા છતાં નોંધપાત્ર અને કવિના નામાચરણ વિનાના મહિનાઓ રસજ્ઞ ભાઈબ્હેનોના આસ્વાદન માટે રજુ કરૂં છું.

## મધુકર મહિનાઓ

કારતકે કમળાવર ચાલ્યા, મેં હરિ બાંયડીએ ઝાલ્યા,
કાનવર કુંબજા શું અટક્યો, કાગળ શે ન લખ્યો કટકો ?
તેનો મને લાગ્યો છે ચટકો, ચટકો તો ચિતડામાં લાગ્યો,
ડંખ દઈ ગયો આઘો, મધુકર માધવને કહેજો.

માગશરે માનવીનાં મન મોયાં, પતિવ્રત પોતાનાં ખોયાં,
સખી સુખ શામળીએ ન જોયા રે, મધુકર—
પોષે જાયમ શોષી કાયા, વાલો મારો મેલી ગયા માયા,
પધારો પુરૂષોત્તમ રાયા, મધુકર—
મહાયે મકરતણી શતે, ગૌ ધેન્ય સૌ સાથે,
વાલે મારે વળગાડયાં હાથે રે, મધુકર—

ફાગણ ફેર ફરે હોળી, આછા ચરણા ને ચોળી,
કેસરીયાં બહુ છાંટયાં ઘોળી રે, મધુકર—
ચૈતરે ચતુરા નવ ચેતી, અબળા ઓળિંભા લેતી,
વાલાજીની વાટડલી જોતી રે, મધુકર—
વૈશાખે વન કોયલ બોલે, લીલા વનસ્પતિ ડોલે,
નાવે કોઈ વાલાને તોલે રે, મધુકર—
જેઠે જદુવર શું નાવે, ને ઉનાં ભોજન કયમ ભાવે?
વનવાટે વાલોજી આવે રે, મધુકર—
અષાડે લીલાં તરણાં, વાલો મારો મેલી ગયા પરણ્યાં,
નયણે વરશે ઝરણાં રે, મધુકર—
શ્રાવણ સરવડીએ વરષે, નદીએ નીર ઘણા ભરશે,
વાલો મારો કયમ કરી ઉતરશેરે, મધુકર—
ભાદરવો ભલી પેરે ગાજ્યો, પીયુડો પરદેશે ચાલ્યો,
એણે ત્યાં જનવારો ગાજ્યો રે; મધુકર—
*આસો માસ દીવાળી, શેવ વણું કે સુંવાળી?
વાલા વિના આ શી દીવાળી રે, મધુકર—

માધવ તો મધુકર રહ્યો, એક પુષ્પે સ્થિર થઇને રહે નહિ. મેં, હરિને બાંવડીએ ઝાલ્યા હતા પણ એ તો ચાલ્યા અને જઇને અટક્યા કુબ્જા સાથે. એ તો ઠીક, પણ કાગળનો કટકોય ન લખાય? એનો મને ચટકો લાગ્યો છે હો! એને કહેજો એ માગશરની મનોહરતામાં પતિને અનુસરવાનું ભૂલેલી સખીનાં પાછીથી શામળિયે મુખ પણ ન જોયાં. મધુકરને છે એનું કાંઇ! આવા મેલી ગએલા વહાલાને સંભારતાં પોષમાં કાયા શોષી નાખી, માટે પુરૂષોત્તમરાય પધારોને! મહા માસમાં મકરસંક્રાંતિની કડકડતી ટ'ઢીવાળી- રાત્રિઓમાં સાથે ગાયો દેવાનો લ્હાવો લીધો છેઃ ત્યારે તો વાલાએ હાથે વળગાડ્યાં હતાં! ફાગણ મહિનામાં આછા ચરણા ને ચોળી ઉપરે બહુ કેસર ઘોળીને છાંટયાં હતાં. ચૈતરમાં જ ચતુરાએ ચેતવું જોઇતું હતું, પરંતુ પરવશ બનેલી અબળા તો બિચારી ઓળીંભા લેતી–છાનીમાની જોતી ને વાંસે ફરતી–હતી, વાલાજીની વાટલડી જોતી હતી. વૈશાખમાં વનમાં કોયલ બોલી રહી હોય, લીલી વનસ્પતિ ડોલી રહી હોય એ વેળાના વાલાના લાવણ્યની તોલે કોઇ આવે એમ નથી. જેઠ માસે જદુવરની વાટ જોઇ રહેલીને ઉનાં ભોજન કેમ કરીને ભાવે? વાલોજી* વનની વાટે આવતા હશે કદાચ! અષાડે તરણાં લીલાં થયાં છે ત્યારે એમની સાથે જીવન જોડનારાંને વાલો તજી ગયા છે અને નયણેથી ઝરણાં પેઠે આંસુ વહી રહેલાં વરસે છે. સરવડીએ વરસતો શ્રાવણ નદીઓને ઘણાં નીરથી ભરશે ત્યારે મારો વાલો આવવા ધારશે તોય કેમ કરીને પૂર ઉતરશે? ભાદરવો ભલી રીતે મરજી મુજબ ગાજ્યો, પિયુડો પણ મરજી મુજબ પરદેશે ચાલ્યો ગયો. અરે એણે તો ત્યાં આખો જન્મારો ગાળ્યો, આસો માસે તો સૌને દીવાળી આવે છે. મારે શેવ વણુરી કે સુંવાળી? વાલા વિનાની આ દિવાળીની મારે શી શોભા?

અનામી કવિ, તારા આ સરસ વિરહ ગીતમાં દીવાળીએ પણ મેળાપ ન કરાવ્યો કે?

શરીરના રોગના પાયામાં પડેલો

# પાયોરિયા

લેખક
શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

*

પાયોરિયા શબ્દ બે ગ્રીક શબ્દો puon એટલે પસ–પરુ અને rhoia એટલે રેલો–વહન. અર્થાત્ પરુનું વહેવું એવો અર્થ પાયોરિયા શબ્દનો છે. આને કેટલાક 'પાયોરિયા એલ્વીઓલેરીસ' નામથી પણ ઓળખે છે. આલ્વીઓલસ એ લેટીન શબ્દનો અર્થ 'નાની બખોલ' એવો થાય છે. અર્થાત્ દાંતનાં હાડકાંની નાની બખોલમાંથી પરુનું વહેવું એવો એનો અર્થ થાય છે. આ રોગનાં બીજાં પણ ઘણાં નામો છે જેવાં કે 'રીઝ ડીસીઝ,' ઇત્યાદિ. પરંતુ આ બધામાં 'પાયોરિયા' શબ્દ જ સમાજમાં ખૂબ રૂઢ થઇ ગયો છે.

આ અંગ્રેજી શબ્દ સાંભળીને સૌ કોઇને એમ લાગે છે કે આ રોગ આ જમાનાનો—નવો રોગ છે, પ્રાચીન જમાનામાં ન હતો. પરંતુ આ સાચું નથી. ઇ. સ. પૂ. ૪૦૦–૫૦૦માં ઇજીપ્તના લોકોમાં આ દરદ હતું એમ ઇજીપ્તનાં મમી જોવાથી જણાયું છે. સુશ્રુતસંહિતાના મુખરોગ અધ્યાયમાં મ્હોંનાં જે અનેક રોગો (૬૫ રોગો) આપવામાં આવેલા છે તેમાં દન્તવેષ્ટ અને ઉપકુશ એ રોગો પાયોરિયાને બરાબર મળતા છે. અર્થાત્ પ્રાચીન સમયમાં પણ આ રોગ હતો. આટલો વ્યાપક હશે કે નહિ તે ભગવાન જાણે. दन्तवल्क એટલે દાંતોનું કવચ અને दन्तशर्करा એટલે દાંતોમાં પથરીની પેઠે જામતો મળ, જે દાંતોનાં કાઠિન્યનો નાશ કરે છે એ. આ બે સુંદર શબ્દો આપણને સુશ્રુતે આપેલા છે. શરીરમાં જેટલી ધાતુઓ છે એમાં દન્તવલ્ક સૌથી કઠિન છે. દાંતો ઉપર આ દ્રવ્યનું આવરણ આવેલું હોય છે અને એને લઇને જ કઠિનમાં કઠિન ખાદ્ય પદાર્થને મનુષ્ય ચાવી શકે છે. મ્હોંની સ્વચ્છતા બરાબર ન રાખવાથી આ આવરણ ઉપર પથરી જામીને આ આવરણને બગાડે છે અને એક દિવસ આ આવરણું પથરી સાથે નીકળી જઇને દાંતનો નાશ આરંભે છે. 'सा दन्तानां गुणघ्नी तु विज्ञेया दन्तशर्करा" (સુશ્રુત) આ દન્તશર્કરા દાંતોનાં ગુણનો (કાઠિન્યનો) નાશ કરનાર છે.

સુશ્રુત કહે છે કે ખાધા પછી બે દાંતો વચ્ચે–ભરાઇ રહેલા અનાજના કણોને વાંસની સળી વડે કે ધાતુની બારીક સળી વડે બરાબર સાફ કરી નાખવા જોઇએ. જો આ ભરાઇ રહેલા અન્નકણોને બરાબર સાફ નહિ કરવામાં આવે તો તેથી મ્હોંમાંથી અણગમતી વાસ આવવી શરૂ થશે. (સુશ્રુત સુત્ર ૪૬–૪૮૨) જો આમ કરવામાં નથી આવતું તો પછી ત્યાં સડો થાય છે અને મોંમાંથી દુર્ગંધ મારે છે. ખાઇ ઊઠયા પછી બે દાંત વચ્ચે ભરાઇ રહેલા અન્નકણોને બરાબર સાફ કરી નાખવાનું જે ચૂકે છે તેના દાંતમાં સડો જન્મે છે અને તેને પાયોરિયા થાય છે. જમ્યા પછી મ્હોં બરાબર સાફ કરવું, દાંતો બરાબર આંગળી વડે ઘસી નાખવા અને પાન ખાઇને કે મુખવાસ કર્યા પછી બારીક સળી વડે દાંતમાં જે કંઇ ભરાઇ રહ્યું હોય તે ધીમેથી કાઢી નાખવું જોઇએ.

દાંત બરાબર સાફ ન કરનારના દાંત ઉપર ધીમે ધીમે પીળા રંગનો મેલ જમા થાય છે અને દાંતોનો જડ ખરાબ કરે છે. દાંત ઉપર દંતશર્કરા જામે છે અને પેઢુમાં પૂયજનક જંતુઓ પોતાનો અડ્ડો જમાવે છે. પરિણામે પાયોરિયા લાગુ પડે છે. દાંતના પેઢુમાંથી પરુનું વહેવું અને મ્હોંનું ગંધાવું આ બે પાયોરીયાનાં મુખ્ય લક્ષણો છે. પાયોરિયાનાં દરદીના મ્હોંમાંથી એવી તો ખરાબ વાસ મારે

છે કે તેની પાસે ઊભા રહેવાનું મન થતું નથી.

જમી ઊઠયા પછીથી દાંતમાં ભરાઈ રહેલ અન્નકણો સળી વડે ખોતરીને દાંત બરાબર સાફ કરવા; દાતણ વડે બરાબર ઘસીને ઊજળા રાખવા. આ બે આપણે જોઈ ગયા. પરંતુ પાયોરિયા માટે આ બે જ કારણો છે એમ નથી. આયુર્વેદના આચાર્યોએ પાયોરિયા (रक्तस्रा)ને પિત્ત અને રક્ત જન્ય રોગ ગણ્યો છે. અર્થાત્ આમાં પિત્ત અને રક્ત બન્ને બગાડે છે અને એને લઈને જ પાયોરિયા થાય છે. મુખશુદ્ધિ આવશ્યક છે તેટલું જ આહારસૌષ્ટવ પણ આમાં જવાબદાર છે.

પાયોરિયા એ એક રીતે પેટનું જ પ્રદર્શન છે. પેટ જો ખરાબ અને ગંધાતું હશે તો તેની અસર જીભ અને દાંતો ઉપર જરૂર થવાની જ. ગટર સાફ નહિ હશે તો બદબો આવવાની જ. અયોગ્ય આહાર વિહારથી જેનો જાઠરાગ્નિ મંદ પડ્યો હોય, મલવિસર્જન બરાબર સાફ થતું ન હોય, નિયમિત વ્યાયામ કે અન્ય શારીરિક શ્રમ જે કરતા નથી તેના પેટમાં સડો પેદા થવાનો જ, અને બદબો પણ મારવાની. આપણા આચાર્યોએ જઠરાગ્નિને યજ્ઞની ઉપમા આપેલી છે. યજ્ઞમાં અપવિત્ર દ્રવ્યો ન હોમાય તેમ જઠરાગ્નિમાં પણ ગમે તે ન નખાય. તીખા તમતમતા પદાર્થો, દારૂ, સોડા, ગરમાગરમ ચા, ઠંડાં આઈસ્ક્રીમો—આ બધું જરા પણ વિચાર કર્યા વિના પેટમાં હોમાય છે. મહર્ષિ ચરકે આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં કહ્યું છે કે સકળ રોગોનું કારણ 'ગ્રામ્ય આહાર' છે. ગ્રામ્ય શબ્દ સંસ્કૃતમાં અત્યંત ખરાબ, હીન અર્થમાં વપરાય છે. 'અન્નથી જ' દેહ પોષાય છે 'એટલે અન્નને આપણે 'અન્નબ્રહ્મ' માન્યું છે. આજ અન્નની ગ્રામ્યતા દેહની ઘોર ખોદે છે. યોગ્ય પાચન થતું નથી, અંદર સડો જન્મે છે, અને અંદર સંચિત થએલ ઝેર (દૂષિવિષ) લોહીને બગાડે છે, વ્યાયામનો સાવ અભાવ, બેઠાડુ સ્વભાવ, બહાર ફરવા હરવા જવાનો કંટાળો, એથી એકંદર પરિણામે મંદાગ્નિ, દૂષિવિષ, રક્તનો બગાડ અને પરિણામે પાયોરિયા. પાયોરિયા એ અયોગ્ય આહાર વિહારનું પરિણામ છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી. પાયોરિયા મટાડવાની ઇચ્છાવાળાએ પોતાના આહાર વિષે ખૂબ જ જાગ્રત રહેવાની જરૂર છે. ટુંકમાં આ રોગ થતો અટકાવવા નીચેની સૂચનાઓ મહત્ત્વની છે.

હમેશાં કાળજીપૂર્વક દાતણ કરો, દાતણ હંમેશાં એકને એક જ જાતનું ન કરતાં ભિન્ન ભિન્ન વૃક્ષોનાં કરવાં જોઇએ. બાવળ, લીંમડો, કણજી, બોરસલી, આકડો, વડ વગેરેનાં કરવાં જોઇએ. જેમ હંમેશાં એક જ આહાર ખાવો ઠીક નથી તેમ એક જ પ્રકારનાં દાતણ કરવાં પણ હિતકર નથી જ.

દાતણ સાથે સુગંધી દંતમંજન વાપરવુંજ જોઇએ, આથી લાલીસ્રાવ થશે અને બે દાંત વચ્ચે ભરાયલા પદાર્થો નીકળી આવશે. દંતમંજનો બહારથી આવે છે એ આપણી વિવેકહીનતા સુચવનાર છે. એમાં મોટા ભાગ ચોક આવે છે. દાંત માટે ચોક હિતકર નથીજ. હરડાં, બેડાં, આંબળાં, કાથો, ફુલાવેલી ફટકડી, તજ, લવિંગ, સિધર,—આટલાં દ્રવ્યો સમાન ભાગે લેવાં. વસ્ત્રગાળ ચૂર્ણ કરવું, એમાં થોડુંક કપૂર નાખી ખરલમાં ઘૂંટવું. સુગંધિ માટે અત્તરનાં ૧૦–૧૫ ટીપાં નાખવાં. આ દંતમંજન સરસ છે. બીલામાં ૧ શેર અને તુવેરની દાળ ૧ શેર લઈ બન્નેને એક ઘડામાં ભરી, ઘડાનું મ્હોં કપડમિટ્ટી વડે સીડી દેવું. અડાયાં કે છાણાંના ઢગલામાં ઘડો મૂકી સળગાવવું. અંદર બીલામાં અને દાળનો અંતર્ધૂમ કોલસો થઈ જશે. રાખ ન થવી જોઇએ. આ બળી ગએલ પદાર્થને ખરલમાં સૂક્ષ્મ પીસી અંદર થોડા પ્રમાણમાં સિંધર અને કપૂર

ભીલાવી ઘૂંટી લઈ શીશીમાં ભરી લેવું. દાંતનું કળતર, દુઃખાવો, પેઢુમાંથી આવતું લોહી, વગેરે આ મંજનથી સાફ થાય છે. ભીલાંમાંથી ભડકવાનું કંઈ જ પ્રયોજન નથી. એનો કોલસો થઈ જવાથી એની તીવ્રતા નાશ પામે છે. આ તદ્દન નિર્દોષ દંતમંજન છે. સૌને એ બનાવીને વાપરવા ભલામણ કરૂં છું. આપણે સોપારી, બદામ અને અખરોટ ઉપરનાં છાલનાં કોચલાં નાખી દઈએ છીએ. એ નાખી ન દેતાં સંઘરવા અને એને પણ અંતર્ધૂમ બાળી નાખી ઉપર મુજબ સિંધવ અને કપૂર મેળવીને દંતમંજન બનાવી લેવું. આ પણ સારું દંતમંજન છે. આપણે બાળીયે છીએ તે કોલસો અને સિંધવ સમાન ભાગે સૂક્ષ્મ પીસીને તે પણ દંતમંજન તરીકે વાપરવું સારૂં છે. મંજન કર્કશ ન હોવું જોઇએ. ખૂબ સારી રીતે વાટીને સૂક્ષ્મ બનાવવું જોઇએ. બજારુ દંતમંજનો કરતાં આ મંજનો હજાર દરજ્જે શ્રેષ્ઠ છે. દાતણ સાથે આવું મંજન નિત્ય વાપરવું જોઇએ.

દાતણ કરી મોં બરાબર સાફ કરી રહ્યા પછી નિત્ય તલના તેલના કોગળા કરવા. બધાં તેલોમાં ઉત્તમોત્તમ તેલ તલનું જ છે એ યાદ રાખવું. આપણી દિનચર્યામાં તૈલમંડૂષને હમેશાં દાતણ કરી ઊઠયા પછીથી મ્હોંમાં મોટો કોગળો ભરીને ૧૦-૧૫ મિનિટ બેસી રહેવું તેને-ખૂબ જ મહત્વનું સ્થાન મળેલું છે. મ્હોંના દારૂણ રોગોથી, આપણને આ તૈલગંડૂષ બચાવે છે. અને દાંતની દઢતાને, કાંતિને, મુખ સૌન્દર્યને, આંખોને, કાનને, ગળાને બધા અવયવોને સંરક્ષે છે. એ ભાગોમાં થતા વિવિધ રોગોને અટકાવે છે. આ તૈલમંડૂષની પ્રણાલિકા તૂટી ગઈ છે એ ખેદની વાત છે. રોગને અટકવાનારૂં ખાતું જેના હાથમાં હોય તેમણે એનો પ્રચાર કરવો જોઈએ. આ એક જ સાદી વાત અનેક ભયંકર રોગથી પ્રજાનું રક્ષણ કરશે, મરતા સુધી દાંતો ચકચકિત સુંદર રહેશે.

દાંતનું સૌન્દર્ય કવિઓનો વિષય છે. એ તરફ બેદરકાર રહેવાની શિક્ષા આજે જણાતાં મ્હોંનાં ચોકઠાં વિવેકભ્રષ્ટોનો કરુણ સન્નિપાત છે.

બહુ ગરમાગરમ અને ફુંકીફુંકીને ચા પીવાની ટેવ-અત્યંત ધિક્કારપાત્ર છે. બહુ ઊકાળેલી ગરમાગરમ ચા અને તે પણ જેટલી વાર મળે તેટલી વાર પીવી એ પાયોરીયા માટે જરૂર જવાબદાર છે: જઠરાગ્નિ પરનો અત્યાચાર છે.

ચોવીસે કલાક મ્હોંમાં પાનનો ડૂચો ભરી-રાખનારાઓએ તો બિચારા દાંતો ઉપર સીતમ જ ગુજાર્યો છે.

તામ્બુલ ભક્ષણને દિનચર્યામાં સ્થાન છે. પાન ખાવાથી દાંત બગડે છે એમાં કંઈ જ તથ્ય નથી. ડો. ચોપડા જેવાએ શોધ્યું છે કે પાનના રસમાં તો ડાયાસ્ટેઝ છે, જે સ્ટાર્ચના પાચનમાં અત્યંત ભાગ ભજવે છે. વળી પાનનો રસ કાર્બોનિક એસિડ કરતાં વધુ જલદ જંતુઘ્ન છે. આપણો ખોરાક મોટે ભાગે સ્ટાર્ચ ઘટિત છે. એટલે ખાઇ ઊઠયા પછીથી બરાસ, કસ્તૂરી, જાયફળ, જાવંત્રી, ઇલાયચી, ચણકબાબ, કેસર, વગેરે નાખી બનાવેલું સુગંધિ પાન પાચન માટે તેમજ મુખશુદ્ધિ માટે બહુ જ ઉપકારક છે. કાથો ચૂનો પણ ઉપયોગી છે. એટલે પાયોરીયા માટે તામ્બુલ ભક્ષણને નિંદવાની કંઇ જ જરૂર નથી. હદ ઉપરાંત જે ખાય છે તેમાં પાનનો દોષ નથી, ખાનારનો દોષ છે. બે વખત ખાધા બાદ, ચા પીધા પછી સરસ પાન ખાવું સ્વાસ્થ્ય માટે સારૂં છે. પરંતુ પાન ખાઇ રહ્યા બાદ દાંતને સળી વડે બરાબર સાફ કરી નાખવાનું રખે ચૂકતા. સૂતી વખતે તમામ કચરો સળી વડે ખોતરી કાઢી, કોગળા કરી, મ્હોં સાફ કરી નાખવું જોઈએ. આ સાદી વાત સૌ કોઈ ધ્યાનમાં રાખો.

આપણા ગુજરાતીઓનો ખોરાક ખૂબ જ પોચો થઈ ગયો છે. કંઈ પણ કઠિન ચીજ ચાવવાની એમાં આવતી જ નથી. એકાદ

વખત સારી રીતે શેકેલી ભાખરી—જેને ચાવતાં દાંતને કંઈ વ્યાયામ મળે એવી—ખાવામાં લેવી જોઈએ, છેવટે અઠવાડિયામાં ૧–૨ વાર દાળીયા ચાવવાની ટેવ તો જરૂર રાખવી જ જોઈએ. એથી દાંતને વ્યાયામ મળશે.

ખાઈ ઊઠયા બાદ કેટલાકને લીંબુ ઘસતા મેં જોયા છે. આ ખરેખર ભયંકર છે. કદી લીંબુ દાંતે ન ઘસો. એથી દાંત બગડે છે. લીંબુ ચૂસીને ખાવાની ટેવ પણ દાંત માટે ખૂબ જ ભયંકર છે. આજે લીંબુ ખાવાનો શોખ ખૂબ પ્રચલિત થયો છે. પરંતુ લીંબુ ચૂસીને ખાવું; અથવા એનો રસ પાણીમાં નાખીને રોજ પીવો એ આરોગ્યની દૃષ્ટિએ કોઈ રીતે સારો નથી; દાંત બગડવામાં એનો મોટો હિસ્સો છે. લીંબુમાં વિટામીન 'સી' છે એ જાણ્યા પછી ;એનો વપરાશ આજ ખૂબ વધી પડેલો છે. એટલે દિવસમાં જેમ વધુ લેવાય તેમ સારૂં એમ માનનારા ઘણા છે. એટલે એ લોકો રોજ પાણીમાં લીંબુનો રસ નાખી પીએ છે. પરંતુ રોજ લીંબુનો રસ કે પાણીમાં નાખીને પીવામાં આવતો રસ દાંત માટે કોઈ રીતે સારો નથી, બલ્કે દાંત માટે નુકશાનકારક છે. દાળમાં આંબલી નાખવાનો આપણો ચાલ ખૂબ જ શાસ્ત્રીય છે. આંબલી નુકશાનકારક અને લીંબુ ઉપકારક ! આ ખોટી માન્યતા ક્યાંથી ઘુસી ગઇ ? ચિકિત્સકો તો આ માટે જવાબદાર નથી ? દાળમાં ભલે ૨–૪ ટીપાં લીંબુ નીચોવો, પરંતુ વારંવાર લીંબુનો રસ પીવો અને તે પણ સ્વાસ્થ્ય રક્ષા માટે ! એ કોઇ રીતે ઈચ્છા યોગ્ય નથી. રોજ સવારમાં લીંબુ ચૂસનારા, એનો રસ કાઢી પી જનારા, દિવસમાં ૧–૨ વાર તેનું શરબત પીનારા, એનું છોડું દાંતે ઘસનારા અને આ બધું આરોગ્ય રક્ષા માટે કરનારા ચેતીને આ દુષ્ટ ટેવ છોડેતો સારૂં.

પાયોરિયા થયો એટલે દાંતો કઢાવવા જ જોઇએ એ મત સાથે આ લેખક સંમત થતો નથી. મેં ઘણા પાયોરિયાના દરદીઓને ઉપવાસ કરાવ્યા છે અને પરિણામે એમનો પાયોરિયા ગયો છે. પિત્ત અને રક્ત આ બે દોષોનો બગાડ પાયોરિયા છે. એટલે પાયોરિયાવાળાઓને આ સિદ્ધાંત લક્ષમાં લઇ દવાદારૂ કરવામાં આવશે તો પયોરિયા મટશે જ. પરંતુ ઘણા લાંબા વખતનો જો રોગ હશે તો મટશે જ એમ કહિ શકાય એમ નથી. પરંતુ આજે જરા જરામાં દાંતો પડાવવાનો જે પવન ચાલ્યો છે તે તરફ લેખક પોતાનો અણગમો જરૂર જાહેર કરે છે. દંત વૈદ્યોનું પ્રયોજન દાંતો ખેંચવા પુરતું જ છે એમ જનસમાજ માની બેઠો છે. ખરી રીતે દંતરક્ષા કેમ સાધવી જોઇએ એ સમજાવવાનું કામ તો દંતવૈદ્યોનું છે.

અને છેવટે/દાંત માટે કરવામાં આવતા જંતુઘ્ન દવાઓના કોગળા વિષે કહું તો મ્હોંની અંદર દયાળુ ભગવાને જંતુઓને મારવાની અદ્ભુત શક્તિ મૂકેલી છે. કૃપા કરી એમાં જલદ જંતુઘ્ન દવાઓના કોગળા ન ઘાલો. થાઇમોલ, મેન્થોલ, ડીટોલ, લાઇસોલ હાઇડ્રોજન પર ઓક્ષસાઇડ, આ બધાનો ઉપયોગ ન કરો. એની કંઈ જ જરૂર નથી. સ્હેજ ગરમ પાણીમાં મીઠું નાખીને તેના કોગળા બસ છે. આ બધી જાહેરખબરીઆ ભાવા છેઃ શાસ્ત્રીય વાતો નથી. દંતરક્ષા કે મુખરક્ષા માટે કોઈ પણ જલદ દવા મ્હોંમાં ન જવા દેશો, ન નાખશો. મોંની શ્લેષ્મકલામાં જંતુઓને મારવાનો કુદરતી જ ગુણ છે.

પરંતુ એક વખત પાયોરિયા લાગુ પડે છે તે પછી તે મટાડવાનું કાર્ય મુશ્કેલ બને છે. કોઇક વખત તો દાંત ઉપરથી તો તદ્દન સારા જણાય છે અને અંદર પરુ થતું હોય છે એ વખતે એક્ષ રેથી જ આ દરદનો નિર્ણય થઈ શકે છે. આના ઉપદવો અનેક છે અને

પરિણામે દાંતને કઢાવી નાખવાની ચિકિત્સકો સલાહ આપે છે. બહુ લાંબા વખતનો રોગ હોય તો તે એ ભાગ્યે જ મટે છે. પરુ સાધારણ આવતું હોય, દાંત હાલતા ન હોય તો તરતનું થએલું દરદ જલ્દી મટી જાય છે. આ રોગ પિત્ત અને રક્ત એ દોષોથી થાય છે. એટલે પિત્તથી અને રક્ત શોધક દવાઓ તેમ જ તે માટે યોગ્ય આહાર યોજના કરવાથી દરદ મટે છે. જે આહારનો વિપાક અમ્લ ( Acid ) હોય, જે પચવામાં ભારે હોય, પેટમાં બાદી કરનાર હોય–તેવો આહાર બંધ કરવો જોઈએ. હું તો દરદીને દૂધ, ફળ, સૂકો મેવો–આ ઉપર જ રાખું છું અને પરિણામો સારાં આવે છે. ઉપવાસ સહન કરી શકે તેવો દરદી હોય તો ૧૫–૨૦ ઉપવાસ કરાવવા હિતાવહ છે. રક્ત અને પિત્તની વિકૃતિ દૂર થયે દાંત ઉપર એની સુંદર અસર જોવામાં આવે છે.

સંધિવા, જ્વર, જીર્ણજ્વર, અજીર્ણ, વિકાર, મંદાગ્નિ, શિરઃ શૂળ, ભ્રમ, અરતિનો વરમ, ગભરામણ, બેચેની, અશક્તિ આ બધા વિકારો પાયોરિયામાં જોવામાં આવે છે. પાયોરિયા મટતાં આ બધાં મટી જાય છે.

પાયોરિયાવાળા દરદીએ ચા, પાન, અને સોડાલેમનનાં પીણાં, લીંબુનું શરબત કે અન્ય ખાટાં પીણાં, ખટાશ ઉત્પન્ન કરે તેવો ખોરાક ત્યજવો જોઈએ. અને ઉપર સૂચવેલા ઉપાયો શ્રદ્ધાપૂર્વક ધીરજથી કરવા જોઇએ.

> स्निग्धाः समानरूपाः सुपंक्तयः
> शिखरिणः श्लिष्टाः ।
> दन्ताः भवन्ति यासां
> तासां पदे जगत्सर्वम् ॥ (સામુદ્રિક)

જેનાં દાંતો સ્નિગ્ધ–ચળકતા તેજસ્વી, એક જ સરખા રૂપવાળા, એક જ સીધી લીટીમાં આવેલા, એ દાંતો વચ્ચે જરા પણ પોલ ન હોય તેવી સ્ત્રીઓના પગમાં આખું જગત આવી વસે છે. અર્થાત્ આવા દાંતવાળી સ્ત્રી પરમ સૌભાગ્યવતી, અને નસીબદાર ગણાય છે.

મુખની શોભા દાંત છે અને ગંદા દાંતો કુસંસ્કાર સૂચક છે.

---

[ અનુસંધાન પૃ. ૪૦ થી ]

એમણે આયુર્વેદિક કોલેજનો અભ્યાસ પૂરો કર્યો. એ અભ્યાસની સાથે એમણે કવેનો અભ્યાસ ચાલુ રાખેલો. ૧૯૪૫ની સાલમાં તે જી. એ. પ્રથમ વર્ગમાં પાસ થયાં, અને ૧૯૪૭નાં આયુર્વેદિક ડી. એસ. એફ. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પહેલા નંબરે પાસ થયાં. ફરી. એક વિષયમાં તેમણે સો ટકા ગુણ મેળવ્યા છે. ત્રણ વિષયમાં ડીસ્ટીંગશન મેળવ્યું છે, બે વિષયમાં નવાં રેકર્ડ સ્થાપ્યાં છે.

પછી તેમણે ભાદરણ અને આણંદમાં આંખના દવાખાનાં ચલાવવા માંડયાં. તેમને આગળ ભણવાનો ખૂબ જ ઉત્સાહ હતો, તેમાં મિત્રોની સહાનુભૂતિ મળી અને એમણે પરદેશ જવા માટે બધી તૈયારી કરી અને ડબ્લીનમાં 'નેશનલ મેટરનીટી હોમ' જે મોટું પ્રસુતિગૃહ છે તેમાં અભ્યાસ માટે પ્રવેશપત્ર મેળવ્યું.

તેમના પિતા તેમને રૂઢિ રિવાજ પ્રમાણે પરણાવવા ઇચ્છે છે અને કમુબહેનનો સંકલ્પ છે કે જ્યાં સુધી પાટીદાર જ્ઞાતિમાં પરઠણ વગેરે કુરિવાજોનું સામ્રાજ્ય છે ત્યાં સુધી લગ્ન કરવું નહિ. આથી તેમના પિતા તરફથી એક પાઇની પણ મદદ મળતી નથી, છતાં અભ્યાસની તમન્નાવાળાને મળી રહે છે' તે રીતે કમળાબહેનને પણ મિત્રોની મદદ મળી અને તેઓ થોડા સમય પહેલાં એરોપ્લેનમાં ઉડીને લંડન થઈ ડબ્લીન ગયાં અને હાલ ત્યાં તેમના અભ્યાસમાં એકરત થઈ ગયાં છે.

# કેટલાક સ્ત્રી-પરિચયો

*

## સ્વ. અમૃત શેરગીલ

અમૃતાની જીવનકથા જાણીતી જ છે. કાર્લ ખંડાલાવાળાની મિમાંસા પ્રગટ થયા પછી તે તવારીખને બદલે લોકકથા બની છે. 'લોક કલાકાર' શબ્દ એટલો સસ્તો બની ગયો છે કે તેનું મહત્વ રહ્યું નથી, પરંતુ અમૃતા ખરેખરા અર્થમાં દેશે પેદા કરેલાં લોક કલાકાર હતાં. શીખ જમીનદાર અને ઉચ્ચ સંસ્કૃતિ અને કેળવણી વાળી હંગેરીઅન મહિલાની પુત્રી હોવા છતાં તેની ચિત્રકૃતિઓ લોકજીવનની પ્રમાણિક અને હાર્દિક રજુઆત કરવામાં અદ્વિતીય છે.

સરદાર ઉમરાવસિંગ શેરગીલ મજીઠીયા ફીલસુફ, જ્યોતિષી, કવિ અને શક્તિશાળી વિચારક છે. વૃદ્ધાવસ્થાને લઈ આંખો નબળી પડી ગયા છતાં તેઓ સંસ્કૃત ઉચ્ચારશાસ્ત્રના વિષયમાં સુંદર કાર્ય કરી રહ્યા છે. મહાન પ્રવાસી ડૉ. ઈકબાલના મિત્ર અને અભ્યાસી હોવા છતાં તેઓ આજ પ્રખ્યાત નથી, કેમકે તેઓ પ્રસિદ્ધિથી અલગ રહી સીમલામાં પોતાના મકાન 'ધી હોલ્મ સમરહિલ' ખાતે કાંઈક નિવૃત જીવન જીવે છે.

સ્ત્રીઓના સમાન સામાજિક દરજ્જામાં ચુસ્ત રીતે માનતા હોવાથી, પોતાની પુત્રીમાં ચિત્ર કલાશક્તિ જોતાં તેમણે તેને તાલીમ માટે ઇટાલી અને પેરીસ મોકલી. તેમણે અને મેડમ શેરીકા ગીલે મહાન આત્મભોગ અને આર્થિક મુશ્કેલીઓ વેઠીને પણ અમૃતાની કલાને સસ્તી બજારુ કલા બનતાં અટકાવી. તેમણે તેને તરંગી અને કચરો નાખનારા કલા પોષક રાજાઓથી દૂર રાખી અને કલાવિવેચકો તરીકે પોતાને ખપાવતા કલાના વેપારીઓની શિકાર બનતી અટકાવી.

બે ભગિનીઓમાં મોટી અમૃતાનો જન્મ શુક્રવાર તા. ૩૦-૧-૧૩ના રોજ બુડાપેસ્ટ ખાતે થયેલો અને ૧૯૨૧માં પોતાનાં માતા પિતા સાથે તે હિંદ આવી હતી. તેનું ચિત્રકલામાં નૈપુણ્ય જોઈ તેમણે તેને ઈટાલી મોકલી પણ ઈટાલીઅન શિક્ષકોની શિક્ષણ વિષયક મોટાઈ તેના સ્વભાવને માફક આવી નહી અને એ કુટુંબ ૧૯૨૯માં હિંદ પાછુ ફર્યું. અમૃતા ૧૬ વર્ષની થઈ ત્યારે તેઓએ તેને ફરી યુરોપ લઈ જઈ ગ્રાન્ડ કોમીયરે અને પછીથી લ' એકોલ દેસ બો આર્ટસમાં દાખલ કરી. ૧૯૩૨માં તેનું પ્રથમ ચિત્ર 'કન્યકાઓ' ગ્રાન્ડ સલોન (આ સંસ્થા ઈંગ્લાન્ડની રોયલ એકેડેમીની સમોવડી છે)માં પ્રદર્શિત થયું હતું. એ ચિત્ર વર્ષના ઉત્તમ ચિત્ર તરીકે લેખાયું હતું. અમૃતાને ગ્રાન્ડ સલોનના એસોસીએટ થવાનું બહુમાન મળ્યું.

પણ અમૃતા જાણતી હતી કે પાશ્ચાત્ય પદ્ધતિની શાસ્ત્રીય પારંગતતા જ તેને મહાન કલાકાર બનાવી શકશે નહિ (આ વાત આપણા ઘણા હિંદી કલાકારો સમજતા નથી). ફરીવાર સ્વદેશની ધરતી પર પગ મુકયા પછી તેણે આ પ્રમાણે લખ્યું હતું:

"મેં હિંદની ભૂમિપર પગ મુકયો કે તરત જ (અમે ૧૯૩૪માં પાછાં ફર્યાં હતાં) માત્ર વસ્તુના જુસ્સામાં જ નહિ, પણ મારી ચિત્રોની શાસ્ત્રીય રજુઆતમાં પણ મહાન ફેરફાર થયો. તે મૂળભૂત રીતે વધુ હિંદી બન્યાં. કલાકાર તરીકે મારૂં ખરૂં ધ્યેય શું હોવું જોઇએ તેનું મને ભાન થયું. હિંદી જીવન અને ખાસ કરીને ગરીબ હિંદીઓને ચિત્રો દ્વારા રજુ કરવાનું, અદમ્ય નમ્રતા અને ધૈર્યની એ શાંત પ્રતિમાઓને ચિતરવાનું, વિરૂપતા વચ્ચે આશ્ચર્યકારક સૌંદર્યવંતા તેમના

અણીયાળા શ્યામ શરીર રજુ કરવાનું, તેમના નિરાશ ચક્ષુઓની મારા પર પડેલી છાપ... કેન્વાસ પર રજુ કરવાનું મારૂં જ ધ્યેય હોવું જોઇએ.'.

અજંટા, રાજપુત ચિત્રકામો અને મોગલ શૈલિનાં નાનાં ચિત્રોમાંથી પ્રેરણા મેળવીને તથા મીઠી અને ભાવનાશીલ બંગાળ શૈલિથી અલગ રહીને તેણે પોતાની અનોખી શૈલિ યોજી. એ ખરૂં છે કે તેની કલામાં આધુનિક અમેરિકન કલાકારોની પેઠે મજદૂરોના જીવન-જ'નું ચિત્રણ નથી, પણ તેના સમૂહ અધ્યયન અને ચિત્રણોમાં સમૂહ વેદનાઓ અને વ્યક્તિગત પ્રત્યાઘાતો દેખાઇ આવે છે.

અમૃના ૫ મી ડીસેમ્બર ૧૯૪૧ના રોજ એકાએક અવસાન પામી ત્યારે તેની કલાની ખિલવણી ભાગ્યેજ પૂર્ણ થઇ હતી. તેનું મરણ ભેદી સંયોગોમાં થયું હતું, કેમકે તેની સારવાર કરનારાઓએ તેના તરફ ભારે બેદરકારી રાખી હતી. તેનાં ચિત્રકામો તેના હંગેરિયન પતિ વિક્ટર એલાન અને બીજા મિત્રોની પાસે રહ્યાં.

તેની જે કલાકૃતિઓ સંગ્રહસ્થાનો કે ખાનગી કલાભંડારોમાં નથી તે એ ભાગે વહેંચાઇ ગઈ છે. તેના મરણ પછી જ તેને મહાન ચિત્રરેખા તરીકે સ્વીકારવામાં આવી. આપણા દેશમાં ન છૂટકે તેને અપનાવવામાં આવી હતી. આખી જીંદગી તેને કુટાબાજ કલા વિવેચકોના નિર્દય હુમલા જ સહેવા પડ્યા હતા.

*

## ડા. મીસ કસુમબહેન

ભાદરણના પુરૂષોત્તમભાઇ ભગવાનનાં પુત્રી કમળાબહેન ૧૯૩૩ની સાલમાં અંગ્રેજી પહેલા ધોરણમાં બેઠેલાં. તે સમયે એ એકલાં જ હાઈસ્કુલમાં જનાર બહેન હતાં. ગામના કેટલાક લોકોએ તેમના દાદાને કહ્યું કે છોડીને છોકરાઓની નિશાળમાં શું કામ મૂકી છે? ઉઠાવી લ્યો ને. એ ઉપરથી ભગવાને કુસુમબહેનને ઉઠાવી લીધેલાં, પરંતુ તેમને અભ્યાસ કરવાનો ઉમંગ એટલે નિશાળથી ઉઠી ગયાં છતાં મેટ્રિક થવાની પ્રબળ ઇચ્છા થઈ. એટલે ડીક્ષનેરી ગોખી નાખવાનો નિર્ણય કર્યો. એ માટે નિયમ કરેલો કે રોજનાં ૨૫ પાન પરોઢિયે ચારથી સાત વાગ્યા સુધીમાં ગોખવ. આમ ઘર આગળ દોઢ વર્ષ અભ્યાસ કરીને તે મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષામાં બેઠાં અને સન ૧૯૩૬માં મેટ્રિક પાસ થયાં. તે પછી તેઓ ભાદરણ કન્યા વિદ્યાલયમાં શિક્ષિકા તરીકે જોડાયાં ને ત્યાં મિત્રોનાં ઉત્સાહથી એમણે કવેંનો અભ્યાસ શરૂ કર્યો. પહેલા વર્ષની પરીક્ષા સને ૧૯૪૧ માં આપી અને પાસ થયાં. ઈન્ટરનો અભ્યાસ શરૂ કરવા માંડેલો પણ '૪૨ની ચળવળ આવી એટલે વિદ્યાલય બંધ થયું. એમને લડતનો રંગ લાગ્યો ન હતો. એ વિદ્યાભ્યાસંગી હતાં. વૈદક પ્રત્યે એમની રુચિ વળી વિશેષ હતી, એટલે નડિયાદ આયુર્વેદિક કોલેજમાં દાખલ થયાં.

પરંતુ ત્યાં સંસ્કૃતની મુશ્કેલી આવી. એ કોલેજનો નિયમ એવો છે કે મેટ્રિકમાં જેણે સંસ્કૃત લીધું હોય તેને જ દાખલ કરે. પોતે એક માસમાં સંસ્કૃતનો અભ્યાસ કરી આપશે એમ કસુમબહેનના કહેવાથી પ્રિન્સિપાલ એટલા સારા કે એમણે ખાતા સાથે લખાપટ્ટી કરીને સંસ્કૃત પરીક્ષા લઇને દાખલ કર્યાં. આ અગાઉ એ કન્યા વિદ્યાલયમાં હતાં ત્યારે એમણે રાષ્ટ્રભાષાની કોવિદની પરીક્ષા પાસ કરી હતી. શિવણ, ચિત્રકામ વગેરેની પરીક્ષાઓ પણ પાસ કરેલી.

આયુર્વેદિક કોલેજમાં એમણે સારી પ્રગતિ બતાવી. એમની પાસે પૈસા ન મળે. એમના પિતાશ્રી એમને મદદ કરતા ન હતા. કરમસદના શ્રી. ચોકસીએ એમને મદદ કરી અને

( અનુસંધાન પૃ. ૩૮ ઉપર )

## યૌવનમાં પ્રવેશતી



# કન્યાને પત્રો

લેખક :

શ્રી. પુરાતન બુચ

*

[ ગતાંકથી ચાલુ ]

[૭]

ચિ. બહેન,

તને અગાઉના એક પત્રમાં મેં સ્પર્શ વિષે થોડું લખેલું એ બાબતમાં તને આજે વધારે લખવાનું જરૂરી લાગે છે.

આપણને ઘણી વાર મનમાં એમ થાય છે કે અમુક બાળક કેવું મજાનું છે! પછી એ બાળકને તેડીએ છીએ ને કેટલીક વાર રમાડીને તેને વહાલથી બચ્ચી ભરીએ છીએ. ભલે આમ એક નાના બાળકને આપણે નિર્દોષભાવે બચ્ચી ભરીએ, પરંતુ આપણામાં સ્પર્શ કરવાની તીવ્ર ઇચ્છા રહેલી છે તેનું એ પરિણામ છે.

તું નાની હતી ત્યાં સુધી તને બધા રમાડતાં ને બચ્ચી પણ કરતાં. પરંતુ તું મોટી થયા પછી તારી સાથે એવી કોઈ રમત ન જ કરી શકે ખરું ને? કારણ કે આપણા સમાજમાં એવો રિવાજ છે કે મોટાં થઈએ પછી ગમે તેને સ્પર્શ ન કરાય.

પણ, તું કહીશ કે આ અંગ્રેજ લોકો તો છૂટથી એકબીજાને સ્પર્શ કરે છે ને? ને છાપામાં ને સિનેમામાં એવાં ચિત્રો પણ આવે છે ને? વાત ખરી છે. પશ્ચિમના દેશોમાં ગમે તે સ્ત્રી પુરુષો એકબીજાને સ્વાભાવિકપણે અડે તો તેમાં હરકત નથી ગણાતી, તેનું કારણ એવું છે કે એ દેશમાં એવા રીતરિવાજો છે.

પણ; તું પૂછીશ કે આ સ્પર્શ કરવા ન કરવા વિષે આટલી બધી ખણખોદ શા સારુ કરવી? સ્પર્શ કરીએ તેમાં થઈ શું ગયું?

આવા પ્રશ્નો તારા મનમાં ઉઠે તો તે સ્વાભાવિક છે. પરંતુ તેવી છૂટ લેવી એ યોગ્ય નથી. જો, તને એક વાતની યાદ આપું. તું કોઈ વાર નિશાળમાં કે ઘરમાં છોકરાઓ સાથે રમતી હોય છે, ત્યારે જાણ્યે અજાણ્યે તને કોઈક છોકરાની સાથે મારામારી કે ધીંગામસ્તી કરીને અથડાઈ પડવાનું મન થઈ જાય છે ને તું અજાણતાં જ અથડાતી હોય એવો બહારથી ડોળ પણ કરે છે. પણ, આ બધું અજાણતાં નથી થતું. એ તું તારા મનથી તો જાણે છે જ. મોટેરાંઓથી છૂપું રાખવા ખાતર જ તું તારી ઊંડી ઇચ્છાને રોકે છે એટલું જ.

તો પછી આપણા મનમાં ઊંડી ઇચ્છા હોય તેને અમલમાં મૂકવી એમાં શું ખોટું? જો, વાત તો સાવ સરળ છે. આપણા મનમાં જે જે ઇચ્છાઓ થાય છે તેમાં કઈ ઇચ્છા પૂર્ણ કરવી ને કઈ ન કરવી તેનો નિર્ણય કરવાની વિવેકશક્તિ ઈશ્વરે બધા જીવોમાં માત્ર મનુષ્યને જ આપી છે. એટલે આપણી ઇચ્છાનો અમલ કેવી રીતે કરવો તે પ્રથમ સમજી લે. પછી તું તારી મેળે નક્કી કરી શકીશ કે તારે શું કરવું ને શું ન કરવું.

ઈશ્વરે-કુદરતે તને સુંદર શરીર આપેલું છે. હવે તું વિચાર કરી જો કે એ શરીરનો

ઉપયોગ શું? શા માટે એ શરીર તને મળેલું છે? માત્ર તારા મનમાં જે જે ઈચ્છાઓ થાય તે પૂરી કરવા માટેનું જ એ સાધન છે? કે પછી શરીરનો બીજો કોઈ ઉચ્ચ હેતુ પાર પાડવા માટે ઉપયોગ છે?

આવા બધા પ્રશ્નનો તું વિચાર કરજે. તો તને સમજાશે કે આ તારું શરીર એક ચોક્કસ હેતુ માટે આ દુનિયામાં આવેલું છે. એ હેતુ એવો છે કે આ શરીરથી જે કંઈ બીજાને મદદ કરી શકાય તે કરી છૂટવી. બીજાને સહાય ન કરી શકાય તો પણ કોઈને યે હાનિ ન પહોંચે એવી રીતે જીવન પસાર કરવું, એ ઉત્તમ વાત છે. મેં તને કહ્યું છે તેમ સ્ત્રીને સોંપાએલું શ્રેષ્ઠ કાર્ય તે ભવિષ્યની પ્રજાની ઉત્તમ માતા થવાનું છે. પરંતુ આ ધ્યેય તને કદાચ અત્યારે ન રુચે, તો પણ તું એટલું સ્મરણમાં રાખજે કે તારું શરીર એ એક અતિશય મૂલ્યવાન વસ્તુ છે. અને એક વિચાર કરીને જીવન ગાળનાર વ્યક્તિ તરીકે તારી સૌથી પ્રથમ ફરજ તારા શરીરને સ્વચ્છ, પવિત્ર ને તંદુરસ્ત રાખવાની છે.

તું આટલી જવાબદારી સમજી રાખજે કે તારી પોતાની સ્વચ્છતા, પવિત્રતા, ને તંદુરસ્તી સચવાશે તો જ આખા સમાજની તંદુરસ્તી ને પવિત્રતા સચવાવાની છે.

તું નાની હતી ત્યાં સુધી તો ખેલતી, કુદતી, નાચતી તે ઠીક હતું. પણ હવે તું મોટી થઈ. એટલે સમાજની પ્રત્યે તારે કેટલીક ફરજ અદા કરવાની રહે છે. જેને સમાજની પ્રત્યેની પોતાની ફરજનું ભાન નથી હોતું, તેઓ એક રીતે કહીએ તો બાલ્યાવસ્થામાં જ છે. ભલે શરીરથી તેઓની ઉંમર મોટી થાય, પણ સમાજની દૃષ્ટિએ તેઓ બાળક જેવા જ અજ્ઞાની ને અણસમજુ રહે છે.

તું તો ભણી ગણીને હવે બધી વસ્તુનો વિચાર કરતી થઈ છે. શું સારું ને શું ખોટું એનો માત્ર તારા સંકુચિત સ્વાર્થની દૃષ્ટિએ તારે વિચાર નથી કરવાનો, પણ આખા સમાજના હિતની વિશાળ દૃષ્ટિ રાખીને જ તારે તારું વર્તન ઘડવાનું છે. ને તારી ઈચ્છાઓને પણ એ જ મર્યાદામાં રાખીને પાર પાડવાની છે.

આપણે આખા સમાજની સ્વચ્છતા, પવિત્રતા, ને તંદુરસ્તી સાચવવામાં સહાય કરીએ એ આપણી બીજી મોટી ફરજ છે. અને છેવટે જે ઈશ્વરે આપણને આ સુંદર શરીર આપ્યું છે તેની પ્રત્યેની ફરજ પૂરી કરવાનું પણ આપણાથી કેમ ભૂલાય!

આમ પ્રથમ તું તારી પોતાની જાત પ્રત્યે, પછી તારા સમાજ પ્રત્યે ને ત્રીજી ઈશ્વર પ્રત્યેની ફરજ અદા કરવા માટે તારે શરીરને સ્વચ્છ, પવિત્ર ને તંદુરસ્ત રાખવું જ જોઈએ.

પણ, બીજાને સ્પર્શ કરવાથી શરીર અસ્વચ્છ, અપવિત્ર ને રોગી બને છે એવું ક્યાં છે? એમ તારા મનમાં પ્રશ્ન થશે.

પણ, એક વાત યાદ રાખજે કે આપણે ક્યારે કેવા હેતુથી સ્પર્શ કરીએ છીએ તેની ખુદ આપણને પણ પૂરી સમજણ નથી પડતી. ને મેં તને કહ્યું છે તેમ આપણામાં રહેલી સર્જનની શક્તિ એવી સૂક્ષ્મ ને પ્રબળપણે કામ કરે છે કે ક્યારે કોને કેવી ઇચ્છાથી સ્પર્શ થાય છે તેની ખબર નથી પડતી. માટે આપણા અનુભવીઓએ ઉત્તમ નિયમ એવો નક્કી કર્યો છે કે, શક્ય હોય ત્યાં સુધી કોઇ પણ સંજોગોમાં કોઈને ય સ્પર્શ કરવાનો પ્રસંગ પાડવો જ નહીં. ને તે સાથે એ પણ લક્ષમાં રાખવું કે આપણું શરીર એ ઈશ્વરે સમાજને સોંપેલું અમોલું ધન છે. એવી સમજથી કદી એકાંતમાં કોઇને ય મળવાનો કે કોઇની ય સાથે નકામી વાતો કરવાનો પ્રસંગ ન પાડવો. એકાન્તમાં મળવાની ને વાત કરવાની કેટલીક વાર મજા પડે છે, તેનું કારણ

પણ સ્પર્શની ક્ષુધા છે. કારણ કે ઘણીવાર એકાંતમાં વાતો કરનાર જાણ્યે અજાણ્યે એક-બીજાને સ્પર્શ કર્યા વગર ભાગ્યે જ રહી શકે.

આમ કહું છું તેથી તું એકાંતથી ભડકી ન જઈશ. એકાંતમાં ભય પામવા જેવું કંઈજ નથી. જે છે તે આપણી અંદર જ છે. એટલે જે તકેદારી રાખવાની હોય તો આપણી જાતની રાખવી. એટલે કે, જીવનમાં જરા યે સ્વભાવિકતા લાવ્યા વગર, તારે સ્પર્શના અને એકાંતના પ્રસંગો ઉભા જ ન થવા દેવા.

સ્પર્શની બાબતમાં આપણા સમાજમાં આટલી બધી ચીવટ શા માટે રખાઈ હશે, એવો તને પ્રશ્ન થશે.

સ્પર્શમાં તો કંઈ દોષ નથી, પરંતુ કેવી ઇચ્છા કે વૃત્તિથી સ્પર્શ કરવામાં આવે છે તેની ઉપર સ્પર્શના પ્રકારનો બધો આધાર રહે છે. કોઈ ભાઇ બહુ જ બિમાર હોય ને તેની સારવાર કરવા માટે સ્પર્શ કરાય; ને એ જ ભાઇ તંદુરસ્ત હોય તો તેની સાથે ગમ્મત ખાતર ગેલ કરીને પણ કોઇ સ્પર્શ કરે. આમાં બિમાર અવસ્થામાં સ્પર્શ કરીએ તેમાં દોષ નથી, જ્યારે બીજી સ્થિતિમાં ચોખ્ખો દોષ રહેલો છે.

કોઇને ય ગમ્મત ખાતર પણ સ્પર્શ કર-વાની ઇચ્છા થાય ત્યારે સમજી લેવું કે આપણામાં રહેલી સર્જનની શક્તિ આપણને અવળે માર્ગે દોરી રહેલી છે. આપણી ઇંદ્રિયો તંદુરસ્ત ન હોય તો ગમે ત્યારે ગરમ થવું ગમે છે. સ્પર્શ કરવાથી શરીરનાં અગત્યનાં અંગોમાં ગરમીનો ગમી જાય એવો અનુભવ થાય છે. આવો અનુભવ કરવો એ ઉચિત નથી. કારણ કે ઇન્દ્રિયો માત્ર નવો જીવ ઉત્પન્ન કરવાના હેતુથી જ સચેત ને ગરમ થાય એ ઉચિત મનાયું છે. ને ઇન્દ્રિયોની એ વૃત્તિને લગ્નની સંસ્થા દ્વારા વ્યવસ્થિત ને મર્યાદિત કરવામાં આવેલી છે, જેથી સમાજમાં અવ્યવસ્થા કે નૈતિક અંધેર ન ફેલાય.

ટુંકમાં, જેની સાથે સમાજ અને ધર્મના નિયમ અનુસાર લગ્નથી જોડાઇએ તેની સાથે જ મર્યાદિત ને ચોક્કસ હેતુ પાર પાડવા માટે જ સ્પર્શની છૂટ લેવાય. તે સિવાય બીજા કોઈની સાથેના સ્પર્શમાં સુખ લેવાય તો તેથી આપણી જાતને ને સમાજને આપણે અપવિત્ર કરીએ છીએ. કારણ કે આખા સમાજના વિકાસ ને પ્રગતિનો આધાર એકે એક વ્યક્તિની સંસ્કારિતા ઉપર જ છે. તું આ વિષે વિચારપૂર્વક તારું વર્તન ઘડજે. કારણ કે તારા ઉપર આખા સમાજની સુવ્યવસ્થાનો આધારછે.

[ ૮ ]

ચિ. બહેન,

તારો પત્ર મળ્યો. તેં પૂછ્યું છે કે છોક-રાઓ સાથે મિત્રતાનો સંબંધ તારાથી રખાય કે નહીં. તારો પ્રશ્ન વિચારી લેવા જેવો છે.

છોકરાઓ સાથે મિત્રતા રાખવામાં હરકત કાંઈ જ નથી. તું ભણવા જાય છે ત્યાં તારે કેટલા યે છોકરાઓ સાથે પરિચય થાય એ સ્વાભાવિક છે, વળી તને આ ઉમ્મરે છોક-રાઓની દોસ્તી બાંધવાનું મન થાય એ પણ સ્વાભાવિક છે. કારણ કે તારી આ ઉમ્મર એ પેલા તાજા, સુગંધી, સુંદર, ખીલી રહેલા ફૂલ જેવી છે. જેમ ફુલની સુવાસથી તેની તરફ મધમાખી, પતંગિયા, નાનાં પક્ષી એંચાઇને દોડી આવે છે, તેવી જ રીતે તારાં ખીલી રહેલાં અંગો જોઇને પણ છોકરાઓ તારી પ્રત્યે આકર્ષાય છે, એ તારે સમજી રાખવું. ફુલને મધમાખી સાથે દોસ્તી બાંધવાનું, ગેલ કરવાનું ગમે છે કે નહીં, તેની આપણને ખબર નથી પડતી, કારણ કે ફૂલને વાચા નથી. પણ તું વિચાર કરી જોજે, તો તને સમજાશે કે આ ઉમ્મરે છોકરાઓ જોડે દોસ્તી કરવાનું તને મન થાય જ છે.

તું નાની હતી ત્યારે તો તારે ઘણીએ

બહેનપણીઓ હતી ને પડોસમાંથી નાનાં છોકરાંઓ પણ તારી સાથે રમવા આવતાં. પણ હવે તું મોટી થઈ ને પડોસના છોકરાઓ પણ મોટા થઈ ગયા. પછી કાંઇ પહેલાં જેટલી છૂટથી ઓછું જ રમાય છે? એવો જ્યારે વિચાર કરીયે છીએ ત્યારે એમજ થાય છે કે આપણને ઈશ્વિરે હંમેશાં બાળક જ રાખ્યાં હોત તો, કેવી મજા પડત! પણ ઈશ્વિર માણસોના ખમીરની કસોટી કરવા ખાતર જ એને મોટા કરે છે. ને સાથે તેને એક એવી પ્રચંડ શક્તિ સોંપે છે કે જેના વડે એ તરીને સહુને તારે અથવા તો પોતે ડૂબીને ઘણાને ડુબાડે!

હવે, જો તારે છોકરાઓની સાથે પરિચય તો નાનપણથી જ છે. ખરું ને? પણ નાનપણમાં તું જેવી છૂટથી સહુની સાથે રમતી રમતી દોરડાં કુદતી એમ હવે નથી રમી શકતી. છોકરાઓને જોતાં જ તને કાંઇક શરમ ને સંકોચનો અનુભવ થાય છે. તારા શરીરના વિકાસની સાથે જ તારા સ્વભાવમાં લજ્જા આવી ગઇ છે. એટલે છોકરાઓની સાથેની તારી દોસ્તીમાં પણ ફેર પડી ગયો છે. તું નાની હતી ત્યારે તો છોકરાઓમાં ને તારામાં કાંઇ ફેર ન હતો. પણ તું મોટી થઈ એટલે ઘણો ફેર પડી ગયો. હવે તો છોકરાઓની સાથે દોસ્તી કરવાનું મન થાય તેનું કારણ જુદું હોય છે. તને છોકરાઓની પ્રત્યે મનમાં આકર્ષણ રહે છે ને તેથી તને છાની રીતે પણ છોકરાઓ સાથે બેસવાનું, વાત કરવાનું, ફરવાનું મન થાય છે.

તને છોકરાઓ સાથે સામાન્ય પરિચય કરવાની છૂટ છે. પણ તારી આ એક બાબતમાં હંમેશ તને રોકે છે કે કોઇની યે સાથે પરિચય વધારાય નહિ. એનું કારણ તું સમજે છે ને? કોઇની યે સાથે બહુ પરિચયમાં આવવાથી કેટલીક વાર મનમાં પછી આકર્ષણ વધી જાય છે. આકર્ષણથી મન બંધાઇ જાય તેને આજકાલ સ્નેહ કે પ્રેમનો સંબંધ કહેવામાં આવે છે. પણ એ ખરી રીતે પ્રેમ નથી હોતો, પણ સ્પર્શની ભૂખ જ હોય છે. પ્રેમ એ તો સાવ જુદી જ વસ્તુ છે. પ્રેમનો સાદો અર્થ એવો છે કે, જે આપણને તીરસ્કારતા હોય તેની પ્રત્યે પણ સદ્‌ભાવ રાખવો. બંને પક્ષે સદ્‌ભાવ રાખવામાં આવે એ કાંઇ પ્રેમ નથી, પણ સામાન્ય માણસાઇનો વ્યવહાર છે; જ્યારે જે સંબંધમાં આપણા ગુણોને કસોટીએ ચઢવાનું હોય તેમાં પ્રેમ રહેલો છે.

તને એક વાત સ્પષ્ટ કહી દઉં. છોકરાઓ સાથે પરિચય કરવો ખરો, પણ જેની સાથે લગ્નગાંઠથી જોડાવું હોય તેની સિવાય બીજા કોઈની યે સાથે પરિચય વધારવો એમાં સાહસ રહેલું છે. આજે સુધારાને નામે પુરુષો ઘણી સ્ત્રીઓ સાથે પરિચય કેળવે છે, ને સ્ત્રીઓ પુરુષો સાથે વધુ પરિચયમાં આવે છે, પરંતુ આમ થવાથી આપણા સમાજમાં ન ઈચ્છવા જેવા સંબધો બહુ વધી પડેલા જોવામાં આવે છે.

માટે તારે જેની સાથે લગ્નથી જોડાવું હોય તેની સાથે જ પરિચય વધારવો. બીજા સાથે પરિચય વધારીશ તો તેથી તું હોંશીયાર હોઇશ તો તને વાંધો નહીં આવે, પણ જે છોકરા સાથે તું પરિચય વધારીશ તેને નુકશાન કરી બેસીશ. એટલે તારે મિત્રો કરવાની ઈચ્છા થાય તો આટલું ધ્યાન રાખવું કે એવા સંબંધ બાંધવાથી તને તેમજ તારી સાથે મિત્રતા રાખનારને હાનિ ન થાય.

વળી, કેટલીક વાર મિત્રતા ટકાવી રાખવા ખાતર તારે મિત્રની ખુશામત ને એવું બધું કરવું પડે એવા યે પ્રસંગ ઉભા થવાનો સંભવ છે. માટે તારે કોઇની યે સાથેની મિત્રતાની કિંમત તારી જાતના કરતાં વધારે ન આંકવી. તારી પોતાની સાથે છૂટ લેવા દેવાનો અધિ-

કાર કોઇને યે નથી, એ વાત તું તારા મનમાં નિશ્ચિત કરી રાખજે. આવા નિશ્ચયથી તારે કોઇની યે સાથે મિત્રતા ન રહે તો તેની પરવા ન કરીશ. તારો મિત્રતાનો સંબંધ એવો તો ન જ હોવો જોઇએ જેમાં તારે કોઇને યે રાજી રાખવાપણું રહેતું હોય. તું તારું મન આ બાબતમાં ખૂબ મજબૂત રાખજે. ને કોઇ જ મિત્રતા કે બીજા સંબંધને કારણે તારા શરીર અને મનને નુકશાન પહોંચાડે એવી રીતે કદી મિત્રતા ન રાખીશ.

પણ, તું પૂછીશ કે બધાયનો વિરોધ હોય છતાં તને ઇચ્છા હોય તો તું ગમે તેની સાથે મિત્રતા રાખીને તેની સાથે પરણી શકે કે નહીં ? આ બાબતમાં પણ તારી પોતાની જવાબદારી ખૂબ વધી જાયછે. તું બધી રીતે પૂરી ખાત્રી કર્યા પછી તારું મન ને સ્વભાવ જેની સાથે અનુકૂળ થતાં હોય તેની સાથે પરણે એમાં કાંઈ જ ખોટું નથી. પરંતુ તે સાથે આપણા હિતેચ્છુઓની સાથે વાત કરી તેમની સલાહ લઈ જોવી, જેથી પછી અંધારામાં ભૂસકો મારવા જેવું ન બને. જેની સાથે લગનગાંઠથી જોડાવું હોય તેની પ્રત્યેના અંધ આકર્ષણ માત્રથી તું ખેંચાઈ નથી જતી, તેની પૂરેપૂરી ચોક્કસાઈ પ્રથમ કરી લેજે. આવી ખાત્રી કરી લેવા માટે એક સરળ માર્ગ છે, કે તારે લગ્ન કરતા પૂર્વે એકાદ વર્ષનો સમય કોઇ જ પ્રકારનો સંબંધ રાખ્યા વિના પસાર થઈ જવા દેવો. એકાદ વર્ષ પત્રવ્યવહાર તેમ જ મુલાકાત બંધ રાખીને તું તારા મનને તપાસી શકીશ કે તારી લગ્ન કરવાની ઇચ્છા ક્ષણિક આવેગ છે કે પછી સમજપૂર્વક બાંધેલો નિર્ણય છે,

લગ્ન એ તો આખી જીન્દગીનો સોદો છે. એમાં સ્ત્રી ને પુરુષ પરસ્પરને પોતાની જીન્દગી સંપૂર્ણ નિર્ભયતાથી, સદ્‌ભાવથી અને નક્કી કરેલા કોઈક ઉચ્ચ હેતુ પાર પાડવાના હેતુથી સોંપે છે. જીવનમાં આવો મોટો અનુભવ લેવાનો પ્રસંગ આવે ત્યારે આપણા જે જે વડિલો ને હિતેચ્છુઓ હોય તેની સલાહ સૂચના અવશ્ય લઇએ તો તેથી લાભ જ છે, પરંતુ તે સાથે તારે, પોતાનામાં લગ્નની બાબતમાં તારો અભિપ્રાય વ્યક્ત કરવા જેટલી હિંમત અને નિર્ભયતા પણ હોવાં જરૂરી છે. જો તને પૂછવામાં યે ન આવે ને વડિલો જ બધું નક્કી કરે તો પછી પરિણિત જીવનના સુખદુઃખનો બધો અનુભવ તારે જ ભોગવવાનો હોવાથી તારી જવાબદારી વધી જાય છે. વર્ષો પહેલાં જે રીતરિવાજો હતા તેમાં વડિલો લગ્ન નક્કી કરતા અને ઘણુંખરું એ લગ્નજીવન સફળ થતાં હતાં. પણ હવે એ જમાનો ગયો છે. તું ભણી છે, તું વિચાર કરતી થઈ છે. સ્વતંત્રતાની હવામાં તું ફરતી રહે છે. એવા સંજોગોમાં જો જૂની રીતે તારાં લગ્ન થાય તો તેથી કદાચ તારું લગ્નજીવન સુખી ન પણ થાય. તેથી એ જૂની રીતમાં એટલો સુધારો કરી લેવો જોઇએ કે તારી સલાહ અને સંમતિ લીધા પછી જ વડિલોએ તારાં લગ્નનો નિર્ણય કરવો જોઇએ. (ચાલુ)

---

એ ભય હમેશાં સાથે રાખવામાં બાળકને છરીનો ઘટતો ઉપયોગ જ હાથ બેસતો નથી; પરિણામે વાગવાના બનાવો ફાવટ આવ્યા વગર ઠીક ઉંમરે પહોંચેલાં બાળકોની બાબતમાં પણ બન્યા કરે છે. વાગે ફોરે એ ભય રાખીને આપણે નાકકડું જોખમ ખેડવા જતાં બાળકને રોકીને તેને જીવતરના વ્યવહારમાં બીતાં બીતાં પગલાં માંડતું બનાવી મૂકીએ છીએ. શાક સમારવા માટે તેજ ધારવાળી ન હોય તેવી સામાન્ય નાની છરી આપીને તેને સંતોષી શકશો.

તમે ટાંકેલા તેવા દાખલા—પ્રસંગો તો આપણાં ઘરમાં રોજ રોજ અનેક બનતા હોય છે. આપણે તેવી વાતોને બાળકની નજરે અને ઊંડે ઉતરીને નિહાળીશું તો આપણે જે રીતે આવા પ્રસંગે વર્તીએ છીએ તેમ વર્તતાં તો જરૂર અટકીશું.

# મા-બાપના મુંઝવણ

**પ્રશ્ન :** દરેક વાતમાં 'બાબા' નું 'હું પોતે, હું પોતે' ઊભું જ હોય. નાની સરખી વાતમાંય 'હું પોતે'. તેનાથી ન બને એવી વાતમાં તેને કરવા દેવામાં જોખમ હોય એવી વાતમાંય 'હું પોતે' એવી માગણી ઊભી જ હોય. પોળમાં કાછીઓ ધાંટો પાડે અને શાક લેવા નીકળું કે 'હું પોતે' કહીને શાક લાવવા માટે પૈસા-થેલી લઇ જવાની માગણી કરે. પૈસા હાથમાં સોંપું ને કોઇ વાર પાડી દે અને ખોઇ નાખે. શાકની ભરેલી થેલી તેનાથી ઉંચકાય નહિ તેવી ભારે હોય તો પણ 'હું ઉંચકીશ' એવો આગ્રહ રાખે. ઘરમાં દરેક વાતે 'હું પોતે' કહીને જાતે કરવાની વાત લઇ બેસે. નહાવા બેસાડીએ અને ડીલ હું ચોળું ને તેને પોસાય નહિ. અને તેને હાથે જ એ બધું કરવા દઉં તો સરખું નવાય નહિ અને મેલ રહી જાય. શાક સમારવામાંય એમ જ. તેને છરી હાથમાં દઉં તો વગાડી જ બેસેને! દરેક વાતમાં તેની આ જ જીદ. શું કરું? તેને શું કરવા દેવું ને શું ન કરવા દેવું? કરવા ન દેવા જેવું હોય તેવી વાતમાં ય આવી જીદ કેમ પોસાય? પછી હું તો અકળાઇ જાઉં અને મને ન ગમે તોય ટોંક ટાપલી કરી લઉં છું. આ વાતમાં શી રીતે રસ્તો કાઢવો?

**સવાલ :** જાતે કામ કરવાની બાળકની માગણી સ્વાભાવિક છે. બાળકની આ સ્વયં-વિકાસની સ્વભાવિક વૃતિને આપણી બેસમજથી તે વૃતિને યોગ્ય આવિષ્કાર આપવાને બદલે આપણે રૂંધીએ છીએ. તેનાં શરીર, મન અને આત્મા હરપળે જાતના અનુભવ દ્વારા પોતાની શક્તિઓનો વિકાસ કરવા મથે છે. આ મથામણમાં હરપળે આપણે મોટેરાંઓ અંતરાયો નાખીને બાળકનો વિકાસ રૂંધીએ છીએ.

તમે કહી તેવી વાતોના પ્રસંગે તો તમે સહેલાઇથી તેને જાતે કામનો આનંદ માણવા દઇને તેના વિકાસમાં મદદ કરી શકો. શાક લેવાના પ્રસંગે પૈસા થેલીમાં કે કોટ-ખમીસના ખીસ્સામાં મૂકવાનું તમે બતાવીને પૈસાને સુરક્ષિત બનાવી શકો. બધી જ વખતે બાળક ખોઇ નાખશે એવો ભય પણ વધારે પડતો છે. ખોઇ નાખ્યાના બનાવો આપણે મોટેરાંઓની બાબતમાં ઘણી ઘણી જાળવી પછી પણ, ક્યાં નથી બનતા? ખોઇ નાખીને જ સાચવવાનો કાણ કે કાળજી બાળક કેળવી શકશે. શાકની ઝોળી ઉંચકીને તમારી સાથે દમામભેર ચાલતા શાક ખરીદી આવ્યાની મોજ લેવાની તેની ઇચ્છા તમે તેના માટે અલાયદી નાની ઝોળી આપીને પૂરી કરી શકો.

પોતાના અંગની સ્વચ્છતા રાખવાની બાબતમાં તમે તેને સાવ પરાધીન બનાવી મૂકો તે સામે બાબો બળવો કરેજ ને? તેને જાતે નહાવાની લહેર લેવા તો દો! અંગે મેલ રહી ગયો હોય તો તમે ધ્યાન બહાર ખેંચો, તે મેલ પણ તે પોતે ઘસી કાઢે એવા માર્ગે તેને જવા દો ને! તેની લહેરમાં તમે અંતરાય નહિ નાખતાં હો તો પોતાની હિમ્મત પહોંચશે નહિ ત્યાં બાળક મદદ પણ માગી લેશે. આવી માગેલી મદદ જરૂર તેને મળવી જોઈએ. પણ મદદ કરવાની ઢબ તેને પાંગળું બનાવે તેવી ન હોવી જોઇએ.

શાક સમારવા બાબતમાં છરી વાગી જશે

[ પાછલે પાને ચાલુ ]

## આરોગ્યની
# કેળવણી

લેખક:



રાજકુમારી શ્રી. અમૃતકૌર

*

હમણાં જ એક દિવસ કવેકર પંથની સેવન્થ ડે એડવેન્ટિસ્ટ નામની શાખાના ત્રણ મિત્રો ગાંધીજીને મળવા આવ્યા હતા. તેઓ ધી મિનિસ્ટ્રી ઑફ હીલિંગ (રોગનિવારણના ઉપાયો) નામનું પુસ્તક ગાંધીજીને ભેટ આપતા ગયા.

એ પુસ્તકમાંનું ઘણું ગાંધીજીના કુદરતી ઉપચારોને અંગેના વિચારો સાથે ઘણું મળતું આવે છે. એ પુસ્તકમાંના નીચે ઉતારવામાં આવેલા ફકરાઓમાં વાંચકો માટે કશું નવું નહીં હોય એમ બને, પણ તે અહીં ઉતારવા જેવા છે.

'સાચો દાક્તર કેળવણીકાર છે. તે શારીરિક તેમ જ નૈતિક સંપત્તિનો રખેવાળ છે. માંદાઓની સારવાર માટે સાચી પદ્ધતિઓ શીખવવાનો તેણે પ્રયત્ન કરવો જોઈએ એટલું જ નહિ, પણ જીવનની સાચી ટેવોને ઉત્તેજન આપવાનો તેમ જ સાચા સિદ્ધાંતોના જ્ઞાનનો પ્રચાર કરવાનો પણ તેનો પ્રયત્ન હોવો જોઇએ.' જીવનની સુખસગવડોમાં તેમ જ સ્વચ્છતા અને રોગોની સારવારમાં આશ્ચર્યકારક પ્રગતિ થયેલી હોવા છતાં માણસના શરીરનું કૌવત તથા તેની સહનશક્તિ અતિશય ઘટી ગયાં છે. આપણી કૃત્રિમ સંસ્કૃતિ સંગીન સિદ્ધાંતોનો નાશ કરનારી બદીઓને ઉત્તેજન આપી રહી છે, રૂઢિ અને ફૅશને કુદરત સામે યુદ્ધ પોકાર્યું છે.'

ઝેરી દવાઓનો બહોળા પ્રમાણમાં ઉપયોગ થઇ રહ્યો છે હવે દાક્તરોએ લોકોને શીખવવું જોઇએ કે આરોગ્ય આપનારી શક્તિ દવામાં નહીં, પણ કુદરતમાં રહેલી છે. સ્વચ્છ હવા, સૂર્યનો તડકો, નિગ્રહ, આરામ, વ્યાયામ, યોગ્ય ખોરાક, પાણીનો ઉપયોગ, દૈવી શક્તિમાં શ્રદ્ધા, એ બધા રોગનિવારણના સાચા ઉપાયો છે.

રોગનું નિવારણ કરનારાં કુદરતનાં સાધનોનો ઉપયોગ કેવી રીતે કરવો તેનું દરેક જણને જ્ઞાન હોવું જોઈએ. રોગનું નિવારણ કરવાની તથા શરીર બાંધવાની કુદરતની પ્રક્રિયા ધીમી લાગવા સંભવ છે. હાનિકારક ભોગવિલાસો છોડી દેવામાં ત્યાગની ભાવનાની જરૂર છે. પણ છેવટે જણાશે કે કુદરત પોતાનું કાર્ય ડહાપણપૂર્વક અને સારી રીતે કરે છે.

રોગનું નિવારણ કરવું એના કરતાં તેને થતો જ અટકાવવો એ વધારે સારું છે અને એથી કરીને, પોતાને ખાતર તેમ માનવજાતને ખાતર જીવનના નિયમો જાણવા અને તેનું હૃદયપૂર્વક પાલન કરવું એ દરેક વ્યક્તિની ફરજ છે... આરોગ્ય કંઈ અકસ્માત પર આધાર રાખનારી વસ્તુ નથી. એ નિયમોના પાલનનું પરિણામ છે. એના સિદ્ધાંતો ઈશ્વરની પેઠે સનાતન અને અટળ છે.

સંયમની શક્તિ માણસે કેળવવાનો પ્રથમ ગુણ છે. પવિત્રતા તથા હલકા પ્રકારની અભિરુચિ અને ગલીચ ટેવોમાંથી મુક્તિ સંયમની

## આનંદ આજ!

કાળ રાત્રિએ સમેટ્યું કાળ રૂપ જો,
સૌમ્યતાની કુટેલી સરવાણી મા !
મૃત્યુએ સમેટ્યું મૃત્યુ રૂપ જો,
અમૃતની ફૂટેલી સરવાણી મા !
આનંદ આજ મા આનંદ ભયો.
ગુલ ગુલાબી ઉછળે આકાશ જો,
ઈન્દ્રધનુ સાણુ સજી સજ્જ મા !
અવનીને આંગણે મહા રાસ જો,
નિસર્યો રમવાને રંગ મજાજ મા !
આનંદ આજ મા આનંદ ભયો.
અંખ ઉડાડો અમૃત ટેલ જો,
ન્હાઓ ચેતન કેરે તળાવ મા !
પ્રાણુ ભર્યા રાસ રમો હીંચ જો,
ઝીલો રાષ્ટ્ર-ભક્તોના પ્રણામ મા !
આનંદ આજ મા આનંદ ભયો.

પ્રહ્લાદ શુક્લ

પાછળ પાછળ આવે છે. પરંતુ દૈવીશક્તિ વિના કોઈ પણ સાચો સુધારો કરી શકાય નહિ.

ખાવા, પીવા, ઓઢવાપહેરવા અને કામ કરવા વગેરેની મીઠી ટેવો આવા રોગને માટે જવાબદાર છે. ઇશ્વરે આપણને અમુક પ્રમાણમાં જીવનશક્તિ બક્ષી છે. જીવનનાં જુદાં જુદાં કાર્યો કરવાને માટે અનુકુળ આવે એવા અવયવો પણ તેણે આપણને આપ્યા છે. અને એ બધા અવયવો પરસ્પર સુમેળ સાધીને કાર્ય કરે એવી તેની યોજના છે. આપણે જો એ જીવનશક્તિને કાળજીપૂર્વક સાચવી રાખીએ અને શરીરના નાજુક સંચાને વ્યવસ્થિત રાખીએ તો તેમાંથી આરોગ્ય પરિણમે છે. પરંતુ જીવનશક્તિને બહુ જ ઝડપથી વેડફી નાખવામાં આવે તો જ્ઞાનતંતુઓ ચાલુ વપરાશ માટેની શક્તિ શરીરના બીજા અવયવોમાંથી મેળવે છે. અને એક અવયવને હાનિ પહોંચી એટલે એની અસર બીજા અવયવો પર પહોંચવાની.

ખાવાનો અસંયમ ટાળવો જોઈએ. એક બે ભોજન જતાં કરવાથી અથવા થોડા દિવસ ફળાહાર કે નકોરડા ઉપવાસ કરવાથી ઘણી વાર રાહત મળી રહે છે. ત્યાગનો માર્ગ એ આરોગ્યનો માર્ગ છે.

વધારે પડતા કામથી થાકી ગયેલાને માટે આરામ, ચિંતામાંથી મુક્તિ તથા હલકો ખોરાક લેવાનો ઉપાય બતાવવામાં આવ્યો છે. પાણી ઇશ્વરની સર્વોત્તમ બક્ષિસ છે. પાણી છૂટથી પીવું જોઇએ. સ્નાન રુધિરાભિસંરણને વ્યવસ્થિત રાખવા માટેનો ઉત્તમ ઉપાય છે. ઠંડા પાણીનું સ્નાન શક્તિદાયી હોય છે, ગરમ પાણીનું સ્નાન શરીરનાં છિદ્રો ખુલ્લાં કરે છે અને શરીરની અશુદ્ધિઓને દૂર કરે છે. બંનેથી જ્ઞાનતંતુઓને રાહત મળે છે. પાણીના ઉપચારોમાં મહેનતની જરૂર હોવાથી તેનો જોઇએ તેટલો પ્રચાર નથી થયો તે માટે સહુ ફરિયાદ કરે છે.

વ્યાયામના ફાયદા પણ એટલા જ છે. નિષ્ક્રિયતા એ રોગનું મૂળ છે. સાવ અપંગ થઇ ગયેલા માણસે પણ બધી જ પ્રવૃત્તિઓ બંધ કરવાની જરૂર નથી. જેમણે પોતાના શરીર પાસેથી ગજા ઉપરવટનું કામ લીધું હોય તેમને પણ શારીરિક મહેનત સદંતર બંધ કરવાને ઉત્તેજન ન આપવું જોઇએ, અને બધી કસરતોમાં ચાલવાની કસરતને સ્થાન આપવું જોઈએ. કેમકે એથી બધાયે સ્નાયુઓને કસરત મળે છે અને ફેફસાંઓને પણ આરોગ્યપ્રદ વ્યાયામ કરવાની ફરજ પડે છે.

મનની શરીર પર થતી અસર પર ભાર મૂકવામાં આવ્યો છે. ધૈર્ય, આશા, શ્રદ્ધા, સમભાવ, પ્રેમ વગેરે ગુણો આરોગ્ય ખીલવે છે અને માણસને દીર્ઘજીવ બનાવે છે. સંતોષી મન, તથા આનંદી અને ખુશમિજાજ સ્વભાવ એ શરીરનું આરોગ્ય છે અને આત્માનું બળ છે.'

['હરિજનબંધુ'માંથી]

ઠાસરામાં પોલીસની નોકરી કરતો એક પોલીસ દોલતસીંગ રૂપસીંગની ૭ માસ પર બેડા-બદલી થયેલી, તે વખતે તેની બદલીનો સામાન એક મારવાડી દંપતી મોટરમાં ભરતાં હતાં. મોટરમાં સામાન ભરાઈ ગયા પછી દોલતસીંગે મજુરને કંઇ કામે મોકલી તેની પત્નીને તેણે મોટરમાં બેસાડી મોટર ચાલુ કરી બેડા લઈ ગયો. મારવાડીએ કોર્ટમાં ફરિયાદ કરતાં, ગુન્હો સાબિત થયો. દોલતસીંગને એક માસની સજા અને ૫૦ રૂપિઆ દંડ થયો છે.

*

પંજાબ તથા બીજી જગ્યાએ પરથી મુંબઇમાં આવતાં નીરાશ્રીતો માંહેલી કેટલીક છોકરીઓને પૈસા કમાવવાનીલાલચ બતાવીને તેમનું અપહરણ કરનારી, તેમને વેચી નાંખનારી, અથવા તેમની અનીતીની કમાઇ ઉપર ગુજરાન કરનારી એક ટોળકીના એકબાલ એહમદ અબદુલરહીમાન નામના માણસને આજે ગીરગામ પોલીસ કોર્ટમાં, રજુ કરવામાં આવ્યો હતો.

વીજીલન્સ બ્રાંચના જણાવ્યા મુજબ આરોપીને શક ઉપરથી ઉપલા આરોપસર ગઇ કાલે બપોરે પકડવામાં આવતાં તેને જામીન પર છોડવામાં આવ્યો હતો. પોલીસને એવી ખબર મળી હતી કે પંજાબથી આશરે બે મહિના પર અત્રે આવેલી. એક હિંદુ પંજાબી છોકરીને કેનેડી પુલ પરનાં એક મકાનમાં એક શખ્શે રાખી હતી, અને તેણીને અનીતીની જીંદગી ગુજારવામાં સમજાવવામાં આવતી હતી. તે ખબરને આધારે પોલીસ ખોદાદાદ બીલ્ડીંગમાં જતાં મજકુર છોકરીનો પત્તો લાગ્યો હતો. છોકરીની વય આશરે સત્તર વરસની છે. તેણી ઉપલા આરોપીની ખોલીમાં રહેતી મળી આવી હતી. પોલીસે તેણીનો કબજો લઇને દાદર ખાતેના વીજીલન્સ શેલટરમાં રાખી હતી. પોલીસને એવો શક

# ન્યાયની



# અદાલતમાં

*

છે કે અમુક શખ્સોની એક ટોળકી પંજાબ અને બીજી જગ્યાએ પરથી મુંબઇમાં આવતાં નીરાશ્રીતો માંહેની છોકરીઓ પાસે અનીતીની જીંદગી ગુજરાવે છે, અને તે ટોળકીનો આરોપી એક સભાસદ છે. આરોપી જામીન પર છે, તપાસ બાકી છે.

*

મીસીસ તહેમીના સામે બેજનજી લાકડાવાળાએ ફરામરોજ દાદાભાઇ માદન અને બીજાઓ સામે કઢાવેલા ચેમ્બર્સ સંબંધમાં મી૦ જસ્ટીસ ચાગલાએ આપેલા ચુકાદા સામે થયલી અપીલની સુનાવણી હાઇકોર્ટમાં નામ૦ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કોયાજી સમક્ષ નીકળી હતી.

તા. ૨૮ મી જુન ૧૯૩૮ ના રોજ વાદીએ એક ડીડ ઓફ સેટલમેંટ કરીને ઇમ્પીરીયલ બેંક ઓફ ઇન્ડીયાના ૩૦ શેરોનું ટ્રસ્ટ કર્યું હતું જેના ટ્રસ્ટીઓ તરીકે તેમના ભાઇ ( પહેલા પ્રતીવાદી ) અને બીજા પ્રતીવાદી હોરમસજી ખરશેદજી કેપ્ટન હતા. આ ડીડમાં એમ જણાવવામાં આવ્યું હતું કે ટ્રસ્ટની આવક વાદી પોતાની હયાતી દરમ્યાન ભોગવે અને તે બાદ તે તેના છોકરાંઓ અને તેમના છોકરાંઓને મળે. વાદીને છોકરાંઓ ન હોય તો ચોક્કસ રીતે ખેરાતની વ્યવસ્થા કરવાની તેણે પોતાને હસ્તક રાખી હતી. આ બે ગોઠવણોમાંથી કોઇપણ અમલમાં આવી નહી

શકે તો વાદીએ એવી જોગવાઇ કરી હતી કે ટ્રસ્ટ ફંડનો લાભ તેના બાપ દાદાભાઈ સોરાબજી માદનને મળે. વાદી ૧૯૩૯ માં પરણ્યા હતા, પણ તેને કંઇ બાળક ન હતાં. ને ૧૯૪૦ માં તેના પીતા દાદાભાઇ ગુજરી ગયા. દાદાભાઇ પોતાની પાછળ એક દીકરો (પહેલો પ્રતીવાદી) અને ૩ દીકરીઓ (વાદી અને બીજી તથા ચોથી પ્રતીવાદી) મુકી ગયા હતા.

નહિ જન્મેલાં છોકરાંઓ અને તેમના છોકરાંઓની તરફેણમાં કરવામાં આવેલા સેટમેન્ટના કાયદાપણા સામે શંકાઓ ઉઠાવીને વાદીએ તે નક્કી કરાવવા માટે આ ચેમ્બર્સ સંબંધ કઢાવ્યો હતો. તેનો ચુકાદો આપતાં મી. જસ્ટીસ ચાગલાએ સોફર કેસનો આધાર ટાંકી બતાવી જણાવ્યું હતું કે, એક વીલની અંદર નહીં જન્મેલા માણસોની તરફેણમાં કરવામાં આવતાં શરતી ટ્રસ્ટો કે જેની અંદર વીલ કરનારનું તે ટ્રસ્ટમાંનું સઘળું હીત તેવા માણસોને આપી દેવામાં આવ્યું ન હોય તેવા ટ્રસ્ટો ઇન્ડીયન સકસેશન એકટની ૧૧૩ મી કલમ જોતાં ગેરકાયદેસર છે. મી. જસ્ટીસ ચાગલાએ એવું ઠરાવ્યું કે પ્રીવી કાઉન્સીલનો આ ચુકાદો આ કેસના સેટલમેન્ટને લાગુ પડતો હોવાથી વાદીએ કરેલું ટ્રસ્ટ ગેરકાયદેસર હતું અને તે ફંડ વાદીને પાછું મળતું હતું.

આ સામે પહેલા પ્રપ્રતિવાદી દાદાભાઇ ફરામરોઝ માદન અને ચોથા પ્રતીવાદી શેરાં મેરવાનજી દમણીયાએ અપીલ કરી હતી.

અપીલનો ચુકાદો આપતાં નાં૦ ચીફ જસ્ટીસે જણાવ્યું કે ૧૮૬૫ નો ઇન્ડીઅન સકસેશન એકટ અમલમાં આવ્યો ત્યારથી વીલમાં નહીં જન્મેલા બાળકોની તરફેણમાં વારસો આપવા પર અંકુશ મુકાયા છે. વીલ કરનારની મીલકતનો નીકાલ તેના મરણ પછી કરવાની જોગવાઇ વીલમાં કરવામાં આવે, ત્યારે એક ટ્રસ્ટ થયા પછી તરત જ ટ્રસ્ટ કરનારની હયાતી દરમ્યાન જ તેનો અમલ થાય છે. આ રીતે એ બે જુદી છે. તે જ પ્રમાણે ઇન્ડીયન સકસેશનનો હેતુ અને તેનો કલમો ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એકટથી જુદી છે. એક માણસને હયાતી દરમ્યાન તેની મીલકતનો નીકાલ કરવાના હક્કને લગતી બાબતો ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એકટમાં આવે છે.

નાં૦ જજોએ આગળ ચાલતાં જણાવ્યું કે સોફર કેસમાં પ્રીવી કાઉન્સીલના ચુકાદાએ મુંબઇના ધારામંડળમાં ગુંચવાડો પેદા કર્યો છે. ઇન્ડીયન સકસેશન એકટ અને ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એકટની રૂએ મીલ્કતનો નીકાલ કરવાની સ્વતંત્રતા ઉપર જે પ્રકારના અંકુશો મુકવામાં આવ્યા છે તેનો પુરતો અભ્યાસ કર્યા વગર મુંબઇમાં ઘણા વર્ષ સુધી ઇગ્લીશ વીલો અને સેટલમેન્ટોના દાખલાઓનું અનુકરણ કરવામાં આવે છે. એક સેટલમેન્ટમાં કરવામાં આવેલા કેસને સોફર કેસનો નીયમ કે સીધ્ધાંત ખોટી રીતે લાગુ પાડવામાં આવે છે. પ્રીવી કાઉન્સીલ એવો કોઈ સાધારણ સીદ્ધાંત દાખલ કરતી નથી કે જે ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એકટ અને ઇન્ડીયન સકસેશન એકટ સિવાયના બીજા કોઈ કાયદાને લાગુ પડતો હોય.

નાં. જજોએ ઠરાવ્યું કે એક માણસ તરફથી પોતાની હયાતીમાં કરવામાં આવતુ ટ્રસ્ટ ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એકટ જોતાં કાયદેસર ઠરે છે આથી આ કેસમાં વાદીએ પોતાના સેટલમેન્ટ ડીડમાં નહીં જન્મેલા માણસોની તરફેણમાં ટ્રસ્ટથી આપેલ બક્ષીસ કે વારસો કાયદેસર છે, આથી અપીલ બહાલ રાખી નીચલી કોર્ટનો ચુકાદો રદ કરવામાં આવે છે.

## કેટલાક
# કિસ્સાઓ

માતર તાલુકાના સાયલા ગામના પોલીસ પટેલે ગામમાં એક વિધવા સુથાર બહેનને અને તેમના નોકરને તેમના પોતાના મકાનમાં ગેરકાયદેસર અટકમાં લીધેલાં. આ સુથાર બહેન વિધવા હોવાથી તે ગામની ઘરાકીનું કામ પોતાને ઘેર નોકર રાખી તેની મારફતે કરાવતી હતી. એક રાત્રે આ બહેનની ભેંસ માંદી હોવાથી મરી જશે તેમ જાણી ઘરમાંથી બહાર કાઢવા, બહાર સૂતેલા નોકરને ઘરમાં બોલાવ્યો. તે વખતે કોઈએ બહારથી બારણું અને સાંકળ વાસી દીધાં અને બંને જણ વ્યભિચાર કરતાં હોવાનો આરોપ મૂકી નોકરને થોડો માર માર્યો. અને મુખીએ બન્ને જણને સવારે ચોરામાં લઈ જઈ ઓરડીમાં પૂરી કેટલાક કલાકો સુધી અટકમાં રાખ્યાં. પછી ગેરકાયદેસર જામીન લઈને અને લાંચના રૂ. ૫૦) રોકડા અને પચાસ રૂપીયાની કબુલાત લઈને છુટા કર્યાનું કહેવાય છે. આ મુખીની આપખુદીભરી વર્તણૂંકનું આ વિધવા બ્હેને દર્દભર્યું નિવેદન માતર તાલુકા સમિતિને આપ્યું છે, એવું 'ખેડાવર્તમાન' જાહેર કરે છે.

*

સંયુક્ત પ્રાંતના ગવર્નર શ્રીમતી સરોજીની નાયડુએ તાજેતરમાં લખનૌમાં એક મોન્ટેસરી શાળાની મુલાકાત લીધી હતી. ત્યારે એ શાળાના સંચાલકોએ, યાદગીરી અર્થે સેલ્યુલોઈડની એક ઢીંગલી ના. ગવર્નરને ભેટ આપી હતી. શ્રીમતી નાયડુએ પુછ્યું કે 'આ ઢીંગલીને હું શું કરૂં?' ત્યારે તેમને જવાબ મળ્યો કે, 'આ સંસ્થા પ્રત્યે આપ 'બાળક' જેવો જ પ્રેમ આપો એવી આપને આનાથી યાદી રહેશે.'

*

સુરતના મોહનસિંગ મોલાની સ્ત્રી બાઈ ભગવતી પતિના મૃત્યુ બાદ ચાર વર્ષે પોતાના બાર વર્ષના પુત્ર તથા પુત્રીના હિતાર્થે ફરી લગ્ન કરવા તૈયાર થઇ છે. વાત એમ છે કે ચાર વર્ષ પર તેના પતિની માલમત્તા, જે તેના મરણ બાદ બીજા માણસને વિશ્વાસે સોંપવામાં આવી હતી તે હાલ તેની પાસેથી મળી શકે તેમ ન હોવાથી બાઈ ભગવતીએ પોતાની નિરાધાર સ્થિતિમાં ફરીથી લગ્ન કરવાનું યોગ્ય ધાર્યું છે.

*

પાંચ પેઢી સુધી દરેક હાથે એક આંગળી અને દરેક પગે એક અંગુઠાના શાપ વહોર્યા પછી બર્કશાયરના એક કુટુંબમાં પૂર્વવત્ સ્થિતિ સ્થપાઈ છે. આ શાપ કુ. સ્ટેલર નામની એક બાળાથી શરૂ થયો. વ્હાઇટ હોર્ન કુટુંબના એક ગૃહસ્થ સાથે તેનું લગ્ન થયું હતું. એ બાળાના પૂર્વજે એક સ્થળે પુરાવો આપતાં જણાવ્યું કે, 'જો હું જુઠું બોલતી હોઉં તો મારાં બધાં બાળકો તેમ જ તેમનાં ય બાળકો પણ આંગળીઓ અને અંગુઠા વિનાનાં જન્મે.'

આજે એ કુટુંબ, શ્રીમતી થોમસ વ્હાઇટ હોર્ન અને તેમના પાંચ પુત્રો અને બે પુત્રીઓ છે. આ સાતમાંથી છ બાળકોને એક આંગળી અને એક અંગુઠો હતો. પણ સાતમી બાળાનું કે જેનું લગ્ન થયું છે તે અને તેના બે છોકરાં ખોડ વિનાનાં છે. શ્રીમતી વ્હાઇટ હોર્ને જણાવ્યું હતું કે મારા મર્હુમ પતિ દસ ભાઈ-બહેનો પૈકી એક હતા. દશમાંથી પાંચ બાળકો ખોડ રહિત હતા, જ્યારે બાકીના પાંચને એક આંગળી અને એક અંગુઠો હતો. વ્હાઇટ હોર્નના એક આવા પુત્રે જણાવ્યું હતું કે

તેઓ બીજા માણસોની જેમ બધું જ કામ કરી શકે છે.

*

કરાંચીથી હિજરતીઓની સ્ટીમર ઉપડવાની તૈયારીમાં હતી ત્યારે એક સ્ત્રીને તેનું સવા વર્ષનું બાળક ઘેર રહી ગયેલું જણાયું. માતા તરત બેબાકળી બની. તેણે તેના ધણીને સ્ટીમરમાંથી ઉતરી જવા જણાવ્યું, પણ ધણીનું દીલ ના માન્યું. ખૂબ કાકલુદી છતાં માતાને મચક ન મળી એટલે તે પોતે સ્ટીમરમાંથી ઉતરી-દોડી, ને મારતી ટેક્ષીએ ઘેર પહોંચી અને એ અંગુઠો ધાવતા બાળકને લઇ લીધું. તરત પાછી મોટરમાં દોડી. સ્ટીમર તરત જ ઉપડવાની તૈયારી કરી રહી હતી. પેસન્જરો બાઈની વાટ જોઈ રહ્યાં હતાં: સૌને માતાના વાત્સલ્ય માટે માન ઉભરાયું.

*

એક સાધુ જેવો દેખાતો માણસ શહેર વિભાગ મુખ્ય પોલિસ ગેટ લીલા બંગલાની બાજુમાં આઠ અને દસ વરસની બે છોકરીઓનું રૂા. દોઢસોમાં લીલામ કરી રહ્યો હતો. લોકોનું મોટું ટોળું ભેગું થઈ ગયેલું. પોલીસને જાણ થતાં, લોકોને વિખેરી નાખ્યા હતા, અને પેલા સાધુનું નામ ઠામ નોંધી લઈ છોકરીઓ સાથે જવા દીધો હતો.

*

થોડાક વખત પહેલાં ઇડર રાજ્યના વડાલી તાલુકાના ધરોલ નામે ગામમાં એક કડવા પાટીદાર જ્ઞાતિની વિધવા બેન કે જે ઉંમર લાયક છે, તેણે પોતાના જીવન હિતનો વિચાર કરી નાતના એક ખેડુત યુવાન સાથે પુનઃલગ્ન કર્યું. આ સમાચાર નાતના આગેવાનોના કાને ગયા. ને તેમના મૂળ સ્વભાવ પ્રમાણે તેમની આંખો ફાટીને ચાર થઇ. પછી તે બેન અને તેના પતિને ખૂબ ત્રાસ આપવા માંડ્યો. ને નવા સાસરે રહેલી તે બહેનને આઠ દિવસ પછીથી બળજબરી કરીને તેનું ઘર છોડાવી એક આધેડ પુરૂષ સાથે ફરીથી પરણાવી.

એવો જ બીજો કીસ્સો ઇડર રાજ્યના વડાલી તાલુકાના વાડોઠ ગામમાં બન્યો છે. વાડોઠ ગામમાં રહેતી એક આધેડ વયની બાઇ નામે નવલબાઈ વર્ષ ૪૫ જેમને ૨૦ વર્ષનો એક પુત્ર છે આ બાઈ વિધવા છે. તેને પુનઃલગ્ન કરાવવાનું કાવતરૂ આગેવાનોએ ગોઠવ્યું. શરૂઆતમાં સમજાવટથી કામ લીધું, બાઇએ પુનર્લગ્ન કરવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો પછી એક દિવસ મધ્ય રાતના આગેવાનો ગાડુ કરીને તેને ગામ ગયા ને તેબાઈને બળજબરીથી દોરડે બાંધી ગાડામાં નાખી ગાડુ હંકાર્યું. રસ્તામાં બાઇએ યુક્તિ વાપરી કહ્યું કે મને છોડી દો, હું આવવા તૈયાર છું, બાઇને બાંધેલી છોડી દીધી. પછી થોડું ચાલ્યા બાદ બાઇએ ગાડામાંથી ભુસ્કો મારી પત્થર સાથે પોતાનું માથું ફોડ્યું. તે બાઇ ખૂબ લોહીલુહાણ થઈ ગઈ ને બેભાન બની ગઇ. આ બનાવથી ચોદશીયાઓ ચોંકયા ને રાતો રાત તેને ઘેર પાછી મૂકી આવ્યા.. આ આગેવાનોના જોર-શાહી વલણ સામે ( બાઇના સગાવ્હાલાંઓએ કાંઈ પગલાં લીધાં નથી.

અનસુયા પટેલ.

*

કરાંચીની એક વણીક વિધવા શિક્ષિકા જોરાવરનગર આવી મકાન ખોળતી હતી. તેની એકલતાનો લાભ લેવા ગુંડાઓએ પાછળ પડી, તેથી બાઇએ ફોજદારને ફરીઆદ કરી. પણ ફોજદાર એકલા હતા. તેમણે એ બાઇને આશ્રય આપી પોતાને ઘેર જ રાખી. તેથી શહેરના આગેવાનોએ શીખામણ આપી, આ રીતે એકલી વિધવા બાઇને સ્ત્રી વિનાના ઘરમાં નહિ રાખવા કહ્યું. છેવટે વઢવાણ સ્ટેટના પોલીસ સુપ્રી. ને ખબર પડતાં મધરાતે ફોજદારના ઘરે તપાસ કરતાં બાઈ ઘરમાંથી મળી આવી. એથી ફોજદારને રદ કરવામાં આવ્યા.

પાટણમાં એક શ્રીમંત ભાટીયા ઝવેરીના પુત્ર કે જેનાં લગ્ન એક વર્ષ પહેલા એક ગરીબ કુટુંબની ખાનદાન કન્યા સાથે થયેલાં તે સ્ત્રીને કોઈ વાંક ગુન્હા વગર ઘરમાંથી કાઢી મૂકી છે. આથી આ ગરીબ સ્ત્રીના માબાપ રોકકળ કરી રહ્યાં છે. કહે છે કે આ શ્રીમંતના નબીરા ટુંક વખતમાં છૂટાછેડા મેળવી એક શ્રીમંતની કન્યા સાથે લગ્નગ્રંથીથી જોડાનાર છે.

*

બિહારની ઉપલી ધારાસભામાંના સભ્ય શ્રીમતી નયમા ખાતુન હૈદરે ગાંધીજી પરના એક પત્રમાં હિંદના મુસ્લીમોએ પાકીસ્તાનને આપેલા આંધળા ટેકાનો જાહેર એકરાર કરી હિંદના મુસ્લીમોને, લીગને પડતી મૂકવા અને હિંદી સંઘને વફાદાર રહી હિંદના રાષ્ટ્રધ્વજ અને 'વંદેમાતરમ'ને અપનાવી લેવા વિનંતી કરી છે.

*

રશિયામાં એવો કાયદો ચાલુ છે કે, બાળકો વગરની માતાઓ પાસેથી બાળક ન હોવા માટેનો દંડ કર રૂપે લેવામાં આવે છે. અને દંડ ન ભરી શકે એવી બાઈ માટે જેલની જોગવાઈ પણ છે. આથી ઓછો પગાર પામતી એક અંગ્રેજ ટાઈપીસ્ટ છોકરી, જે અંગ્રેજ એલચી ખાતામાં કામ કરે છે, તેણે હમણાં ઇંગ્લેન્ડ તેના પતિને તારથી મોસ્કો આવી જવા જણાવ્યું હતું! કારણ નછોરવી હોવાના દંડ તરીકે દર વરસે પંદરસો ડોલર ભરવાની તેની શક્તિ નથી.

ફ્રાન્સની કવિયિત્રી લુસી ગ્યુશેટ તેના અનુભવને આધારે એવો દાવો કરે છે કે જેવી રીતે ડોક્ટરો શસ્ત્રક્રિયા અને વીજળીક ઉપચારો કરીને ઘણા રોગો નાબૂદ કરી શકે છે, તેવી જ રીતે માનસિક અસાધ્ય ગણાતા રોગો, રોગીને કવિતા સંભળાવીને કે ગવડાવીને નાબૂદ કરી શકાય છે. તેના મગજને અનુરૂપ એવાં કાવ્યો રોગીને કર્ણપ્રિય લાગે એવાં સૂરમાં રોજ સવારે બાઈ સંભળાવવાથી રોગી વગર ઉપચારે સાજું થઈ જાય છે.

# સૌરભ



*

અમેરિકામાં હમણાં 'ટેસ્ટ ટયુબ'થી બાળકને જન્મ આપવાના બનાવો ઘણા બની રહ્યા છે. અને કેટલીક વાર પતિ-પત્ની વચ્ચે ઝઘડો થતાં છૂટાછેડાના પ્રશ્ન વખતે આવા બાળકની માલીકી કોની ગણાય એ એક કાયદાની સમસ્યા બની છે.

અમેરિકન ડોક્ટરો અને ધારાશાસ્ત્રીઓ આનો ઉકેલ શોધી રહ્યા છે અને આ સંબંધમાં કેવો ચુકાદો આવશે તેની રાહ જોઈ રહ્યા છે.

તાજેતરમાં આવો જ કેસ મીસીસ ન્યુડ રટ્રેન્ડે કોર્ટમાં નોંધાવ્યો છે અને તેની એવી દલીલ છે કે તેના ચાર વર્ષના બાળક એન્ટોનાઇટ પર તેનો કાયદેસરનો હક્ક છે, કારણ કે કૃત્રિમ રીતે ટયુબથી આ બાળકને તેણે જન્મ આપ્યો છે. આથી તેનો પતિ બાળક પર પોતાનો હક્ક દાવો કરી શકે નહિ.

જ્યારે પતિનું કહેવું એમ છે કે તેની પત્નીએ કૃત્રિમ રીતે ટયુબથી બાળકને જન્મ

આપ્યો છે એથી એ ચોક્કસ પુરાવો ગણાય કે એ બાળક તેનું પોતાનું નથી.

*

જુનાગઢના નવાબનું મુખ્ય રણક્ષેત્ર તેમની પત્નીઓ છે. મહેલમાં પોતાનું વર્ચસ્વ ટકાવી રાખવા બેગમોને દરબારમાં પણ પોતાની લાગવગ જમાવવી પડે છે. આમ જનાનખાના માં તેમ દરબારમાં કાવાદાવાનું જોર રહે છે. જુનાગઢના રાજમહેલમાં પ્રભાવશાળી વ્યક્તિત્વ ભોપાળી બેગમનું છે; પણ વધારે ચલણ છે ગોચેરા, સૌંદર્ય સંપન્ન કુતારી બેગમનું. જુનાગઢ બેગમ સુંદર છે, પણ અન્ય રીતે સાધારણ છે. તેમનામાં પહેલાનું વ્યક્તિત્વ ને બીજાની મોહકતા નથી. કુતારી બેગમનો વિજય એમના સૌંદર્ય ઉપરાંત એમની દીર્ઘ દૃષ્ટિને આભારી છે. એમને એક વાર જણાયું કે કદાચ ને તેમની લાગવગ ઘટશે, એટલે તેમણે મહેલમાં એમની સ્વરૂપવતી ભત્રીજીનો પ્રવેશ કરાવ્યો. એ ભત્રીજી અત્યારે હજુર બેગમ છે; નવાબેમાં વધારે માનીતા બેગમ પણ એ છે. હજી પણ પોતાની સ્થિતિ વધારે મજબુત કરવા પોતાની નાની બહેનને મહેલમાં લઇ આવ્યાં. અપેક્ષા મુજબ, નવાબ સાહેબ એમના પ્રેમમાં પડયા; પરંતુ ચાર બેગમોની સંખ્યા થઇ ગઈ હોવાથી એક કોયડો ઊભો થયો. ઇસ્લામમાં ચારથી વધારે પત્ની પરણવાની મના છે; તો કરવું શું ? વળી રેસિડન્ટ પણ આ નિયમનું ઉલ્લંઘન ન કરવા દે. છેવટે એમાંથી એક માર્ગ નીકળ્યો. નવાબ સાહેબ અને એમની યુવાન પ્રેમિકા રાજ્યની બહાર પડોશી હિંદુ-મહારાજાને ત્યાં મહેમાન તરીકે રહ્યાં. નવાબ સાહેબ ત્યાં એ યુવતીને હિંદુ વિધિ પ્રમાણે પરણ્યા. આથી એ "રાણી બેગમ" કહેવાયાં. અકબરે પણ આમ જ કરેલું કહેવાય છે.

કુતારી બેગમની આ બધી લાગવગનો સામનો કરવા ભોપાળી બેગમ પણ તેમની એક સુંદર નાની બહેન મહેલમાં લઈ આવ્યાં. અને તેને યુવરાજની બેગમ બનાવી, પણ કોણ જાણે કઈ જાતના કાવાદાવા થયા કે યુવરાજ અને તેમનાં બેગમ જુદાં જુદાં રહે છે.

જુનાગઢના દીવાનનું એક ખાસ અગત્યનું કાર્ય રાજમહેલની બેગમોના કાગળો એક તિજોરીમાં સાચવી રાખવાનું છે. નવાબ સાહેબ રાજ્યની તિજોરીથી યે આ તિજોરીને વધારે સંભાળપૂર્વક જાળવવાની સુચના આપે છે. પહેલાં યુરોપિયન દીવાનો એની સંભાળ રાખતા અને હવે હિંદી દીવાનો રાખે છે.

*

અમેરીકાની ઉત્તર કેરોલીનામાં જન્મેલી મીસ બાર્નેલી નામની આ બાઇને સાડાતેર તસુ લાંબી દાઢી છે. દાઢીના બાલ જાડા અને વળવાળા છે. દાઢી મૂછ તો દુનિયામાં ઘણી સ્ત્રીઓને ઉગે છે, પરંતુ આવડી લાંબી દાઢી કોઈ બીજી સ્ત્રીને ઉગી હોય એવું જાણવામાં નથી. દાઢીને કારણે તે માનવજાતિના અપવાદરૂપ નમૂના તરીકે સરકસોમાં કામ કરીને સારી રીતે રોજી કમાઈ લે છે. અત્યારે તો એની ઉમ્મર ૬૯ વર્ષની છે, પણ જુવાનીમાં તે સરકસમાં શરુઆતમાં દાખલ થઈ ત્યારે તે વખતે જે પ્રકારની દાઢીની ફેશન ચાલુ હોય તે રીતે દાઢી કતરાવતી. બાલ્યકાળથી જ તેને દાઢી ઉગી હતી એવું તે કહે છે. પચીસ વરસથી તેણે સરકસોમાં કામ કરવા માંડયું છે, તે પહેલાં તે પોતાની દાદીમાંના કપાસના ખેતરમાં કામ કરતી હતી. સરકસોમાં તેને અઠવાડિયાના ૨૦ થી ૧૦૦ ડોલર સુધીનો પગાર મળે છે. ન્યુયોર્કમાં તે નાટક સરકસોમાં કામ કરનારા લોકોના પાડોશમાં રહે છે. ત્યાં એને વધુ ફાવે છે, કેમકે એ લોકો તેને જોઇને દર વખતે કશુંક નવું જોતા હોય તેમ ચમકતા નથી. દાઢી મૂછ છતાં તે ચાર વખત પરણી

છે, તેનો ચોથો અને હાલનો પતિ ટોમસ ઓ' બોઇલ સરકસમાં વાતોડિયા રંગલાનું કામ કરે છે. તેને પતિ પછી પોતાની પાળેલી એડલપેઇસ નામની બિલાડી પર પ્રેમ છે. એને ખોળામાં સુવાડી તે હાલરડાં ગાય છે. એને દાકતરો તરફ સુગ છે, એટલે માંદી હોય ત્યારે પેટંટ દવા લેવાનું પસંદ કરે છે. દાકતરી શાસ્ત્ર પ્રમાણે એકાદ ગ્રંથી અસાધારણ રીતે કામ કરતી હોય તે સ્ત્રીને દાઢી ઉગે છે. એવી સ્થિતિને વૈદકીય ભાષામાં 'હાઇપર ટ્રીકોસીસ અથવા 'હીરસુટીઝમ' કહે છે. મીસ બાર્નેલે વૈદકીય પુસ્તકો વાંચ્યાં છે અને આ નિદાન વિષે તે જાણે છે, પણ તે તો કહે છે, મારામાં યહુદી, આયરીશ અને અમેરિકન ઇન્ડિયનનું મિશ્ર રક્ત છે, એ વિકૃતિને જ કારણે આ વાળ ઊગ્યા છે. પણ એમ તો એની બીજી ત્રણ બહેનોને દાઢીમુછ ઊગ્યાં નથી. એ દાઢી મૂછથી જરાયે શરમાતી નથી, છતાં કામ વિના તે ઝાઝી બહાર જતી યે નથી. ગૃહિણી તરીકે તે એટલી કાળજીવાળી છે કે એને પરણ્યા પછી એના ચોથા પતિના વજનમાં ૧૧ શેરનો વધારો થયો છે.

*

જુના કાળના મીસરમાં એક રિવાજ ઘણો પ્રચલિત હતો. મીસરમાં બેતલીમુસ નામનું એક ખાનદાન કુટુંબ હતું. આ લોકોમાં એક એવી માન્યતા હતી કે જે લોહીના સંતાનો હોય તે લોહીમાં બીજું લોહી નહિ ભળવું જોઇએ. બીજું લોહી ભળવાથી કુદરતનો કોપ ઉતરે છે. આથી તેઓ ભાઇ બહેન વચ્ચે લગ્ન કરી દેતા. પછી એ જોવાતું નહિ કે છોકરો નાનો છે અને છોકરી મોટી છે. મીસરના શાહી ખાનદાનમાં આ રિવાજ તેર તેર પેઢીઓ સુધી ચાલતો રહ્યો. છેવટે એક બાદશાહ એવો આવ્યો કે એને સંતાનમાં બધા જ દિકરાઓ હતા, અને દિકરી એક પણ નહિ. ત્યારથી એ રિવાજ મીસરમાંથી નાબૂદ થવા માંડયો.

*

ઇ. સ. ૧૯૦૮ માં આઇસ્ક્રીમની શોધ કરનાર, સેડી જોનસન નામની હબસણને એ શોધ કરવા માટે જેલની સજા કરવામાં આવેલી.

વાત એવી છે કે અમેરિકાના ચોથા પ્રમુખની પત્ની પોલી મેડીસનને ત્યાં ઉપરોક્ત હબસણ સેડી જોનસન રસોઇયણ તરીકે નોકર હતી. એક દિવસ પોલી મેડીસનને ત્યાં થોડાક મહેમાન આવનાર હતા. એને માટે ખાણી–પીણીની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી. પરંતુ છેક છેલ્લી ઘડીએ આ કાર્યક્રમ રદ કરવામાં આવ્યો અને મહેમાન આવ્યાં નહિ. આથી રસોઇયણ સેડી જોનસને દૂધ–ઇંડાં–સાકરની રાબડી (કસ્ટર્ડ) ઠંડી કરવા માટે બરફના એક ડબ્બામાં મૂકી દીધી અને તે પછી તે વાત વિસરી ગઇ. બે દિવસ પછી એકાએક થોડાક મહેમાન પોલી મેડીસનને ત્યાં આવી પહોંચ્યા. ઉતાવળમાં સેડી જોનસને, બે દિવસ પહેલાં પોતે બરફમાં મુકેલી રાબડી મહેમાનો સમક્ષ પીરસી દીધી. એને ઉતાવળમાં એ વાતનું ભાન ન રહ્યું કે એ રાબડી તો ઠરીને ઘન વસ્તુ બની ગઇ છે! પહેલો જ ચમચો મોંમાં મુકતાં એક મહેમાન એકાએક બુમ પાડી ઉઠ્યો: "ઝેર! ઝેર!" અને એ ઠંડી વસ્તુને થુંકી કાઢી અને રસોઇયણને શિક્ષા કરવાની માંગણી કરી. સેડી તો સડાક જ થઇ ગઇ. પરંતુ તેને કાયદેસર પકડવામાં આવી અને કેદની સજા કરવામાં આવી. મહેમાનોની મંડળી તો ધુવાફુવાં થઈને વિખેરાઈ જઈ ચાલી ગઈ હતી. થોડીક વાર બાદ પોલી મેડીસને ખુબ સાવચેતીપૂર્વક પોતે જ એ રાબડી ચાખવાનો પ્રયત્ન કર્યો. એક પછી એક રાબડીના કોળિયા પેટમાં ઉતારવા માંડયા. બ્હીતા બ્હીતા તેણે ખાવાનું શરૂ કરેલું પરંતુ તે જેમ જેમ ખાતી ગઈ તેમ તેમ તેને રાબડીનો સ્વાદ લાગ્યો.

*

લંડનની ગૃહિણી વિષે મને ખાસ માન છે. હિંદની ગૃહિણી કરતાં તે સખત મહેનત કરે છે. દિલ્હી અને મુંબઈના શિક્ષિત કુટુંબોની સ્ત્રીઓને નોકરો એક દિવસના રજા પર જતાં અઘરૂં લાગે છે અને તે દિવસે ચેમ્સફર્ડ અને વીલીંગ્ડન ક્લબમાં જઈ જાણે કે વાઘ માર્યો હોય તેમ અભિમાનથી કહે છે : 'આજે મેં જાતે રાંધ્યું હતું.' રાંધવું પડયું હતું અને પછી નોકરની મુશ્કેલી વર્ણવે છે. લંડનમાં મુઠીવા· ળીઓના ઘર સિવાય કોઇપણ ઘરમાં નોકરો નથી હોતાં. દરેક કામ ઘરની સ્ત્રીઓને કરવું પડે છે. તેને આરામ પણ થોડે મળે છે. થીએટર તેમના માટે નથી હોતાં અને બહાર જમવું એ ભારે પડે છે.

આંતર્જ્ઞાતિય લગ્નો થવામાં હિન્દુ-સમાજનો વિરોધ હોવા ઉપરાંત કાયદાનો પ્રતિબંધ પણ અંતરાય રૂપ બને છે, એ વાતથી ઘણાને માહિતી નથી હોતી એમ અનુભવ ઉપરથી જણાય છે. સમાજે નક્કી કરેલા વાડા બહાર લગ્નવ્યવહાર કરનારનો સમાજ બહિષ્કાર કરે એ તો સમજી શકાય એવું છે. પરંતુ કાયદો પણ એ જાતનાં બધાં જ લગ્નો માન્ય કરતો નથી. આપણા પ્રાંતમાં અનુલોમ લગ્નો કાયદેસર ગણવામાં આવ્યાં છે—હાઇકોર્ટે તેવાં લગ્નો માન્ય રાખ્યાં છે, એટલે ઊંચ ગણાતા વર્ણનો પુરુષ ઉતરતા વર્ણની કન્યા સાથે લગ્ન કરે તો આપણા પ્રાંતમાં તે કાયદેસર ગણાય છે. પરંતુ ઉચ્ચ-વર્ણની કન્યા પોતાના કરતાં ઉતરતી ગણાતી જ્ઞાતિના પુરુષ સાથે લગ્ન કરે તો તે ગેર કાયદે ગણાય છે. બ્રાહ્મણ પુરુષ વણિક કે પાટીદારની કન્યા પરણી શકે, પણ બ્રાહ્મણ કન્યા વણિક કે પાટીદાર પુરુષને ન પરણી શકે એવો કાયદો છે. અનુલોમ લગ્ન શાસ્ત્ર-સંમત છે, એવું હિન્દુ સ્મૃતિઓનાં પ્રમાણ ટાંકી સદ્‌ગત સર લલ્લુભાઈ શાહે પોતાના ચુકાદામાં જણાવ્યું છે. એટલે આપણા પ્રાંતમાં જ્યારે જ્યારે પ્રતિલોમ લગ્નો થાય છે, ત્યારે તે કાં તો આર્ય સમાજનાં વિધિ મુજબ 'આર્ય લગ્ન' થાય છે અગર સિવિલ મેરેજ એક્ટ મુજબ રજીસ્ટર્ડ લગ્ન થાય છે. 'આર્ય મેરેજ એક્ટ' જે ખાસ આર્યસમાજના સભ્યો અને અનુયાયીઓ માટે જ રચવામાં આવેલો છે, અને અનુલોમ–પ્રતિલોમનો ભેદ તેમાં રાખવામાં આવ્યો નથી. આર્યમેરેજ એક્ટ અનુસાર અગર સિવિલ મેરેજ એક્ટ અનુસાર અગર સિવિલ મેરેજ એક્ટ અનુસાર થયેલાં પ્રતિલોમ લગ્નો સિવાયના બીજા બધાં જ પ્રતિલોમ લગ્નો ગેરકાયદે ગણાય.

પરંતુ અનુલોમ લગ્નો જે આપણા પ્રાંતમાં કાયદેસર ગણાય છે તે પણ મદ્રાસ પ્રાંતમાં કાયદેસર ગણાયાં નથી. એ બાબતમાં મદ્રાસ પ્રાન્તના ન્યાયાધીશોમાં મતભેદ હતો અને હજી છે. એટલે અનુલોમ લગ્નનું કાયદેસરપણું પણ આખા હિન્દ માટે સ્વીકાર્યાયેલું નથી. આપણા પ્રાન્તમાં પણ હાઇકોર્ટનું એ બાબતનું રૂલીંગ છે એટલાથી જ એને કાયદાનું સ્વરૂપ સર્વાંશે મળી જતું નથી.

થોડા વખત ઉપર દક્ષિણ પ્રદેશના એક બ્રાહ્મણે શૂદ્ર સ્ત્રી સાથે કરેલા લગ્નને ત્યાંના અય ન્યાયાધીશે ગેરકાયદે જાહેર કર્યું છે. એવાં લગ્નોનો ચાલ સૈકાઓથી બંધ થયેલો છે. શિષ્ટાચારની એ વિરુદ્ધ છે અને પુરાણોએ એક જાતના લગ્નને કલિયુગ માટે સર્વથા નિષેદ્ધ ઠરાવીને પોતાની અસંમતિ દર્શાવી છે. એવો અભિપ્રાય ત્યાંના ન્યાયમૂર્તિ. સોમૈયાએ આપ્યો છે. આ જાતના એ ન્યાયમૂર્તિએ આપેલા અભિપ્રાયથી બીજા જે પ્રાન્તોએ અનુલોમ લગ્નો માન્ય કર્યાં છે તેમના અભિપ્રાય ખોટા ઠરાવ્યા છે.

*

# પુછપરછ

મારી એક બહેનપણીને પ્રદરની શરૂઆત થઈ છે. દિવસમાં કોઈ-કોઈ વખતે સફેદ પ્રવાહી આવે છે. તો આ દર્દ માટે કોઈ દવાનો ઉપાય કરવો, અગર ઘરગથ્થુ ઉપાય જણાવશો. કમર બહુ દુઃખે છે ને કામ કરતાં થાકી જાય છે. —હરીગંગા.

શ્વેત પ્રદર માટે નીચેનો ઉપાય કરવો. એનાથી યોનિમાર્ગે વહેતુ સફેદ પ્રવાહી બંધ થશે. કમરનો દુખાવો તથા નબળાઇ પણ મટશે.

*

ઘરગથ્થુ ઉપાયમાં—અશ્વગંધા-ઘોડાઆસંઘને નામે ઓળખાય છે તે અને શતાવરીનાં મૂળીઆં-શતાવળ કહેવાય છે તે—આ બેઉ દવાઓ ગાંધીને ત્યાં વેચાતી મળી શકશે. એ બંને ઓસડીઆંને સરખે વજને લાવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી એક ડબ્બો ભરી રાખવો. એમાંથી રોજ સવારે ૪ વાલથી ૮ વાલને આશરે એક પ્યાલા દુધમાં નાંખી, સાકર મેળવી એકાદ બે ઊભરા આવે એવું ઉકાળીને ઠરીને પીવાય એવું થાય ત્યારે પી જવું.

અને સાંજે—સૂકાં ઠળીયા વગરનાં આંબળાં ગાંધીને ત્યાંથી લાવી, ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી ડબ્બો ભરી રાખવો અને એમાંથી પણ પાવલી ભારથી અરધા ભાર સુધી મેરસ કે મધમાં ચાટી, ઉપર એક પ્યાલો દુધ પીવું. મધમાં ચાટવું ન ફાવે તો સાકર મેળવી ફાકડી લઇને ઉપર અનુપાન તરીકે દુધ પીવું.

આ પ્રયોગો એકથી બે માસ સુધી કરવા. વધારે વખત સેવન કરવાથી પણ લાભ છે કશી હાનિ નથી. સાત્ત્વિક અને પૌષ્ટિક છતાં સુપાચ્ય ખોરાક ખાવો. પાકાં કેળાં ખાવાં હિતકારક છે. બનતે પ્રયત્ને બ્રહ્મચર્ય કૃપાળી સંયમથી રહેવાની આ દર્દ મટે ત્યાં સુધી જરૂર હોય છે એ યાદ રાખવું.

હવે ઘરગથ્થુ સિવાય બીજા તૈયાર લાવીને કરી શકાય એવા પ્રયોગો નીચે બતાવ્યા છે.

સવારમાં ચંદ્રપ્રભા ગુટી લોહશીલાજીત યુક્ત ૨ થી ૪ ગોળીઓ ભુકો કરીને દુધ સાથે લેવી. બપોરે કે સાંજે અશ્વગંધાદિચૂર્ણ અથવા શતાવર્યાદિચૂર્ણ (સારી ફારમસીઓમાં મળશે) ૪ વાલથી ૮ વાલને આશરે દુધમાં ઉકાળી સાકર નાંખીને પીવું.

રાત્રે—ચ્યવનપ્રાશાવલેહ—કે જે જીવન નામથી પ્રસિદ્ધ છે તે ૧ તોલાને આશરે દુધ સાથે ચાટવું.

આ દર્દવાળી બહેનોએ દુધ વધારે પ્રમાણમાં ખાવાની અને મસાલેદાર ખોરાક તથા કઠોળ ફરસાણ છોડવાની ખાસ જરૂર છે.

ઘરગથ્થુ અને તૈયાર મેળવી લેવાના ઉપાયો બેઉ જાતના જે બતાવ્યા છે એનાથી સામાન્ય રીતે શરીરની તંદુરસ્તી ઉપર પણ ઘણી સારી થશે અને જીવનશક્તિ વધશે. ધીરજપૂર્વક સેવન કરવાની ખાસ ભલામણ છે.

*

મારી ઓળખાણવાળી એક બાઈ છે તેમને નવ વરસની છોકરીને ચાર પાંચ મહિના થયા હાથ પગ પરની ચામડી કાળી પડી ઉપર ઝીણી ઝીણી સુકી ફોલ્લીઓ થાય છે અને ચાઠાં દાદર જેવી જ કોર બંધાઈ જાય છે, તો આપ મહેરબાની કરી કોઈ ઉપાય બતાવશો.

ડોકટરની દવા પીવાની તેમજ લગાડવાની લઈ જોઈ. દેશી દવા પણ સાધારણ કરી જોઇ. ચાઠા પગ પર વધારે છે. હાથ પર થોડાં છે. શરીરનો બીજા કોઈ ભાગ પર નથી, તેમજ બીજી કોઈ જાતની તકલીફ નથી. કોઈકવાર થોડી ચળ આવે છે તો કોઈ દવા બતાવી મટી જાય તેવું કરશો. —રસિકાદેવી.

હાથ ઉપરની ચામડી કાળી પડી ગઇ છે એની આસપાસ મંડળ જેવી કિનારી છે અને ચળ આવે છે એને માટે નીચેનો ઉપાય કરશો.

મહામંજીષ્ઠાદિ કવાથ પ્રવાહી તૈયાર આવે છે. ઝંડુ ફારમસીમાં બાટલી મળશે, એમાંથી દરરોજ સવાર બપોર સાંજ એક એક ચમચી આશરે સવા રૂપિયાભાર પાણીમાં મેળવીને પાવાથી લાભ થશે. અને રાત્રે રોજ

ગંધક રસાયન ૧ થી ૨ વાલ } મેળવી મધ ઘીમાં
ત્રિફળા ચૂર્ણ ૨ થી ૪ વાલ } લગડી ઉપર દુધ

પાવું. સિવાય 'પારદાદિ મલમ' આવે છે તે હાથે કાળા ડાઘ ઉપર ઘસવો. સાબુ કદિપણ ન વાપરવો. પરંતુ નહાતી વખતે એ ડાઘા ઉપર ગાયનું છાણુ તથા ગૌમુત્ર મેળવીને સાફ કરી નાખવું.

વળી આ સિવાય સાદો ઘરગથ્થુ ઉપાય કરવો હોય તો નીચે પ્રમાણે કરશો. લીંબડાની ગળો ૧ તોલો કટકા કરી ખાંડી રાતે નવટાંક પાણીમાં પલાળી સવારે ચોળી લુગડેથી ગાળી એમાં ૧૧ તોલો એરંડીયું મેળવી પીવું. ગળોનો ટાઢો પ્રવાહી ઉકાળો અને એરંડીયાના સેવનથી લાંબે વખતે પણ ધીમે ધીમે જરૂર મટી જશે.

અને જો તૈયાર ઉપર બતાવેલી દવાઓ સેવી હોય તો પણ ફારમસીમાંથી મળશે.

પરેજીમાં મરચાં, અથાણાં, ખટાશ, તીખા તમતમતા પદાર્થો, તળેલી ચીજો—ફરસાણુ ઈત્યાદિ ન ખાવું. તેલ પણુ બંધ કરી શકાય તો વધુ સારૂં. શાક દાળ ઘીમાં વઘારીને ખાવાં અને મીઠાને બદલે સિંધાલુણુ વાપરવું વધારે હિતાવહ છે. લસણુ ડુંગળી ખાવાની આદત હોય તો છોડી દેવી.

આ પ્રયોગથી લોહી સુધરશે અને ચામડીનું દર્દ મટી જશે અને પેટ ખૂબ સાફ રહેશે.

*

મારા શરીરના પ્રમાણુમાં મારી ઉંચાઈ બહુજ ઓછી છે, તો મારે ઉંચાઈ વધારવા કઇ કઇ કસરતો કેવી રીતે કરવી તે જણાવશો.

વળી મારી આંખમાં ચીપડા પણ બહુ વળે છે તો તે ઓછા થાય તેવું પણ સૂચવશો.

—અતુભહેન

સામાન્યતઃ અમુક ઉમ્મર થયા પછી એટલે યૌવન પ્રવેશ–એકવીશ વરસ પછી ઉંચાઇમાં ફેરફાર થતો નથી અને થાય છે તો બહુજ પ્રયત્નથી છેક જ નજીવો. એટલે કુદરતે આપેલ શરીરથી સંતોષ માનવો એ વધુ ડહાપણ ભરેલો માર્ગ છે. અલબત શરીરની નીચાઇ સાથે જો અતિસ્થૂલતા હોય તો શરીર અવસ્ય બેડોળ લાગે, માટે મેદ ઓછો કરવા માટે ઉપાય કરવાની જરૂર ખરી. અને સ્થૂલતા ઘટી જતાં સહેજે શરીર ઊંચું અને ઘાટીલું લાગે.

શીર્ષાસન, હલાસન, મયૂરાસન, વગેરે કરવાથી અને જીવનપર્યંત–અથવા ઘણાં વરસો સુધી–એવા વ્યાયામને વળગી રહેવાથી થોડો ઉંચાઇમાં ફરક પડે, અને વધે. ખૂબ ઉતાવળે ચાલીને ફરવાથી કે દોડવાથી પણ લાંબે ગાળે ઊંચાઇ વધવા સંભવ છે. આવા પ્રયોગો આ વિષયના ખાસ અભ્યાસીને મળીને અથવા એમના દ્વારા ચાલતા યોગાશ્રમો કે વ્યાયામ સંસ્થાઓમાં રહીને અનુભવ મેળવીને કરવા.

પ્રશ્નકારે ખાવાના ઔષપ્રયોગો માગ્યા નથી, છતાં મગજમાં રહેલાં અમુક કેન્દ્રોને ઉત્તેજીત કરવાથી પણ કદાચ ઊંચાઇ વધે માટે એવાં એકાદ બે ઉપાયો બતાવવા અસ્થાને નહીં ગણાય.

પૂર્ણચંદ્રોદયરસ ૧ાા વાલ } મેળવી ત્રણ પડીકા
ઓસાડ પારી પીંપર ૧ાા વાલ } બનાવી દિવસમાં ત્રણવાર સવાર

બપોર સાંજ મધમાં ચાટી ઉપર દુધ પીવું અને દુધ, માખણુ, ઘી વગેરે પૌષ્ટિક ખોરાક પચે એટલો સારા પ્રમાણમાં લેવો.

આ પ્રયોગનું અમુક માસ સેવન કરવાથી જો થોડોક ફરક પડયો છે એમ લાગે તો વધારે વખત ચાલુ રાખવો.

આ દવાથી શરીરને બીજી રીતે પણ ખૂબ લાભ થશે. ઉંચાઇ નહી વધે તોએ શરીરમાં તાકાત અને સ્ફુર્તિ તો ઘણી જ વધશે.

પ્રશ્ન પૂછનારે પોતાની ઉંમર જણાવી હોત તો વધુ ઠીક હતું.

*

તમારા ઓગસ્ટ ૧૯૪૭ ના સ્ત્રીજીવનના દશમાં અંકમાં (વર્ષ આઠમું) નારી જીવનની સંજીવની જાસુસ ફૂલ ઉપર તમોએ જે લેખ આપ્યો છે તેમાંના પાના નં. ૬૬૪ ના નીચે મુજબના પેરિગ્રાફનો ખુલાસો પત્ર દ્વારા આપશો તો તમારી આભારી થઈશ.

"જાસુસની છાલ, આંતરછાલ અને ડાંડીને પાણીમાં ઉકાળી તેના ફુલ, મૂળ અને અને પાનને દુધમાં ઉકાળવા. બન્ને ઠંડા થયા બાદ સાથે મેળવી તેમાં ગૌમુત્ર અને મધ મેળવી લેવાંથી ગર્ભાશયનું મુખ નાનું હોવાને કારણે સંતતિ ન થતી હોય તો તે કારણ દૂર થાય છે અને આજકાલ ગર્ભાશયનું મુખ મોટું કરાવવા શસ્ત્રક્રિયા (ક્યુરેટીંગ) કરાવવી પડે છે તેમાંથી બચી જઈ શકાય છે."

આની અંદર બતાવેલી ચીજ વસ્તુઓનું પ્રમાણ કેટલું લેવું અને કેટલા દિવસ લેવું, તેમજ જાસુસની છાલ, આંતરછાલ, ડાંડી તથા મૂળ કોને કોને કહેવાય તથા તેની ઓળખ કેવી રીતે સમજાય તેનો ખુલાસો કરશો.

મને અહિંયા જાણવા મળ્યું છે કે જાસુસની ઘણી જાતો થાય છે, તો કઈ જાતના જાસુસને ઉપયોગમાં લેવું તે પણ જણાવશો.

બીજું અહિંયા જસવંતિ નામનું જાસુસ જેવું જ ફુલ થાય છે તો તે પણ ઉપયોગમાં લઈ શકાય ખરૂં?

—વનિતા.

હિંદમાં જાસુસની ઘણી જાતો થાય છે પણ રાતા ફુલવાળી જાત ખાસ કરીને દવાના ઉપયોગમાં લેવાય છે. એનું મરાઠી નામ જસવંતી છે એમ મારૂં માનવું છે. એટલે રાતા ફુલનો જાસુસનો છોડ એ જ જસવંતી હોવી જોઇએ. જાસુસના છોડનો પરિચય આપવાની કંઇ જરૂર નથી. એ પ્રાયઃ આપણા બગીચાઓમાં ઘણે સ્થળે વાવવામાં આવે છે અને માળીઓ ઓળખે છે. એના જુદા જુદા રંગોવાળા ફુલોની જાતો ઘણી છે પરંતુ આપણે આ રાતાં ફુલવાળા જાસુસના છોડનો જ આ સ્થળે ઉપયોગ કરવાનો છે એ ખાસ લક્ષમાં રાખવું.

એનાં પંચાંગ વિશે ઓગસ્ટના અંકમાં થોડી ગેરસમજ થયેલી છે એમ મને લાગે છે. કોઇપણ વનસ્પતિનું પંચાગ એટલે તો મૂળ, ડાંખળીઓ, પત્ર, પુષ્પ અને ફળ એમ લેવાય, જો મૂળ જાડાં હોય તો સમગ્ર મૂળને બદલે એની છાલ લેવાય: એટલે આ પ્રયોગમાં મારા મત પ્રમાણે મૂળ કે મૂળની છાલ ડાંખળીઓ અને પાન એ ત્રણેયને પાણીમાં ઉકાળવાનાં હશે અને પુષ્પો તથા ફળને અથવા તેનાં બીયાંને દુધમાં ઉકાળવાનાં હશે, કારણ કે આયુર્વેદમાં નીકળતા પ્રયોગોમાં ફુલો દુધમાં આપવાનું લખે છે. કદાચ ફળો કે બીજ ન મળે તો એકલા પુષ્પો પણ ચાલે. ચાર અંગો પણ ફાયદો કરશે.

હવે એના પ્રમાણ વિશે મારી કલ્પના નીચે પ્રમાણે છે.

મૂળ કે મૂળની છાલ ૦॥ ભાર }
ડાંખળીઓ ૦॥ ભાર } એને આખો ભાંગુ ખાંડી એને આશરે ૦॥। શેર
પાન ૦॥ ભાર }

પાણીમાં ઉકાળી લગભગ અધોળ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું અને

જાસુસના રાતાં ફુલ ૦॥ ભાર }
એના ફળ કે બીજ ૦॥ ભાર } આશરે ૦॥ શેર દુધ (આખા ભાગાં કચરીને

નાખવા) માં ઉકાળી અધોળને આશરે રાખી ઉતારીને ગાળી લેવું.

બેઉ ઉકાળા—પાણીના અને દુધના આ રીતે તૈયાર થયા હોય તે મેળવી દેવા. પછી એમાં ગૌમુત્ર રા ભાર અને આશરે ૧ા તોલો મધ નાંખી તે પી જવું. પીવાનો સમય સવારનો રાખવો. મધ તો ઉકાળો તદ્દન ઠર્યા પછી નાખવું. મધનું પ્રમાણ અનુકુળતા પ્રમાણે એક તોલા સુધી પણ લેવાય કે જેથી ઉકાળાનો સ્વાદ પણ મજ્યો લાગે.

મને લાગે છે કે આ પ્રયોગ રજોદર્શનથી તે બીજા રજોદર્શન સુધીનો અવશ્ય કરવો જ જોઇએ, એટલે દોઢ માસથી બે માસ કરવાથી લાભ થવા સંભવ છે.

આયુર્વેદે જાસુસનો ગર્ભાશયનાં દર્દોમાં રજોદર્શન સાફ લાવવામાં, પ્રદર મટાડવામાં અને ધાતુપુષ્ટિ થવામાં ઉપયોગ બતાવ્યો છે.

રાતાં ફુલના જાસુસ કે રાતાં ફુલની જસવંતી એને એક ગણવામાં હરકત નથી. મરાઠીમાં એને પૂર્વે કહ્યું તેમ જસવંદ, જસવંતી કહેવામાં આવે છે.

એના પરિચય માટે એના ફુલ ખૂબ જ લાલરંગના મોટાં હોય છે. માણસ પુર ઉંચો છોડ થાય છે અને સીધો વધે છે. એના પાન શેતુરને મળતાં હૃદયના આકારનાં અને ઝીણી ઝીણી કાંગરીઓ વાળાં થાય છે.* આનાં ફુલો હિન્દુસ્તાનમાં ફલિન-ફળનાં નથી એમ વૈદ્યરાજ બાપાલાલ ગ. શાહ એમના નિઘંટુ આદર્શમાં જણાવે છે એટલે એના ફળો કે બીયાં ન મળે તો એકલા પુષ્પોથી જ ચલાવી લેવાનું રહેશે. —જાદુભાઇ વૈદ્ય.

---

( સૌરભ ચાલુ )

માથામાં પડતી લીખ અને જૂ મારવાનો એક અકસીર ઉપાય નીચે મુજબ છે. લીંબોળીનું તેલ રતલ ૧, કપૂર કાચલી તોલા ૩ા, કાળી જીરી તોલા ૪, કપુર તોલા રા લેવાં; પહેલાં લીંબોળીના તેલમાં કપુર કાચલી ને કાળી જીરી અને પાંચ તોલા પાણી નાંખી ઉકાળવાં, અને પાણી બળી જતાં ઉતારી લઇને તે ગરમ તેલમાં કપુર નાંખવાથી ઓગળી જશે. ઠંડુ થયા બાદ તેલ ફુસ્સોપાસ્ઝાં લેવાથી જૂ તથા લીખની ફરિયાદ દૂર થશે.

*

ભાવનગરમાં એક વણિક યુવતિના અકસ્માત મરણના ખબરોની શાહી પણ સુકાણી નથી ત્યાં જ એવા બીજા ગંભીર સમાચાર આવે છે. એક લાગવગ ધરાવતી વ્યક્તિએ એક માણસ દ્વારા એક અધિકારીને ઘેર ચીઠી મોકલી. ગણત્રી એવી હતી કે અધિકારી ઘેર નહિ હોય પણ ઓફિસે ગયા હશે. પરંતુ કર્મ સંજોગે તેઓ તે દિવસે રજા ઉપર હતા અને ચીઠી તેમના હાથમાં આવી. ચીઠી લાવનારને અંદર બોલાવી, ખૂબ ધમકાવ્યો. એટલે સાચી વાત કહી દીધી. પાના ઉપર મૂકતાં પણ શરમ આવે એવી ચીઠી લાવનાર તો સાયકલ પણ મૂકીને નાસી ગયો.

એવો જ એક બીજો કિસ્સો બન્યો છે. કોલેજમાં અભ્યાસ કરતી એક કન્યા કોલેજમાંથી નીકળી ઘર તરફ આવતી હતી. ત્યાં પાછળથી મોટર ઉભી રાખી તેની સતામણી કરી. બાળા ગભરાઇ ગઇ અને દોડતી નાસી છુટી. ત્રીજો કિસ્સો કુંડલા મહાલના એક ગામની એક અનાથ મહિલાને મદદની અરજ કરવા જતાં તેમને રાત્રિના મળવા સૂચના થઇ. બન્ને બાઇઓ મુંઝાણી કે રાત શા માટે? પૂછપરછ કરતાં સાચી હકીકત જણાતાં મદદની આશા મૂકી બન્ને ચાલી ગઇ.

# સ્ત્રી-જગત  સમાચાર

વડોદરા રાજ્યના કેલનપુર ગામમાં એક હરીજન બાઇ લીલીએ એકી સાથે ત્રણ બાળકોને—બે પુત્રીઓ ને એક પુત્ર હતા—જન્મ આપ્યો. બાળકો ત્રણ દિવસ જીવ્યાં હતાં.

*

સંખેડા પાસે તાંદળજા ગામની બાઈ શાન્તા નામની પરણેલી યુવતીને રૂ. અઢીસો લઈ વડોદરામાં ફતેપુરામાં રહેતી વેશ્યા ગુલાબજાનને વેચી દેવા માટે બે હિંદુ અને એક મુસ્લીમની ધરપડ થઈ છે.

*

અમદાવાદ મહાદેવની પોળમાં રહેતી બાઈ મણી અંબાલાલ વડોદરામાં રહેવા આવેલી તેને પુનંલગ્ન કરાવી આપવાની પાણી દરવાજા પાસે રહેતા ભાઈલાલ ઘાંચીએ લાલચ આપી પોતાની સાથે આવવા જણાવ્યું, પણ બાઇને રસ્તામાં શંકા પડતાં ફરીયાદ કરવાથી ભાઇલાલ ઉપર કેસ થયો છે.

*

વાસદના કુબેર શીવાને એક માછીની છોકરીની છેડતી કરવા માટે ૭ માસની સજા થઇ.

પૂર્વ પંજાબના ફીરોઝ ખાતે અપહરણ થયેલી ત્રણ મુસ્લીમ બાળાઓનો પત્તો લાગ્યો છે, જે પાછળથી તેમના માબાપને પાછી સોંપવામાં આવી છે.

*

ડભોઈમાં એક જુગારીએ તેની પત્નીને હોડમાં મૂકી. જુગારી દાવ હારી જતાં તે પત્નીને સોંપવા તૈયાર થયો, પણ એ પત્નીએ શીયળ સાચવવા માટે આપઘાત કર્યો.

*

મેટ્રીકની પરીક્ષામાં ઉચ્ચ નંબરે પાસ થઈ કુ. પ્રભાબહેન બોડસે ચેટફીલ્ડ ઈનામ મેળવ્યું છે.

*

ઓરીસાના મહેસુલી પ્રધાન શ્રી. કૃષ્ણ ચૌધરીનાં પુત્રી કુ. ઉત્તરા સાથે શ્રી. નારાયણ મહાદેવભાઈ દેસાઈનાં લગ્ન થયાં.

*

રતનપુરાના વણકર આશા ડાહ્યાને પોતાની પત્ની રતન અને એક પુત્રી હોવા છતાં તેણે ફરીથી મુગા નામની બાઇ સાથે લગ્ન કરવાથી પોલીસે કેસ કર્યો છે.

હિંદ સ્વતંત્ર બન્યા પછી લંડનની કેટલીક સ્ત્રીઓ સાંજના પોશાકમાં હિંદી સાડીઓ પહેરતી થઈ છે.

*

કડોદમાં એક હળપતી બાઈ ઉપર બળાત્કાર કરવા માટે રસુલખાં રેહીમખાં ઉપર બારડોલી ફોજદારે કેસ કર્યો છે.

*

બેગમ શાહનવાઝે પંજાબની મુસ્લીમ લીગ કાઉન્સીલની સભામાં કહ્યું હતું કે પાકિસ્તાનને મજબુત બનાવવા સ્ત્રીઓને લશ્કરી તાલીમ ફરજીઆત આપવી જોઇએ.

*

આણંદ તાલુકાના ધુળેટા ગામની સીમમાં ડાહ્યા રણછોડે પોતાની પત્ની બાઇ સોનાના ચારિત્ર ઉપર શંકા જતાં હાર કરી.

*

નવસારીમાં હજી ૭ મહિના ઉપરજ પરણેલી ખાનદાન દેસાઈ કુટુંબની વીસ વર્ષની યુવતી કમળાએ જાજરૂમાં ઘાસલેટ છાંટી અગ્નિસ્નાન કર્યું.

*

કુંડલા કન્યાશાળાનો વાર્ષિક ઉત્સવ ઉજવાયો ત્યારે વિદ્યાર્થીનીઓએ સુંદર નાટ્ય પ્રયોગો કર્યા હતા.

પાટડી ગ્રામ પંચાયતમાં સૌ. ગોમતીબહેન કેશવલાલ સોની ચુંટાયાં.

*

દિલ્હી સ્ટેશન સામેની નિર્વાશ્રીત છાવણીમાં એક માસની માબાપ વગરની એક છોકરીને શ્રીમતી શારદાબેન ઓડીવાળા ઉછેરે છે.

*

ફ્રાંસની રાષ્ટ્રિય ધારાસભાના ઉપપ્રમુખપદે શ્રીમતી જરાલ્ડીન પેરોલ્સ ચુંટાયા છે.

*

ધોળામાં છોકરીઓના વેપાર કરતી એક ટોળીએ બાજુના ગામમાંથી એક નવજુવાન બાઇને ભરમાવી લાવીને દરજીની દુકાને બેસાડી. તેઓ સાહનનો બંદોબસ્ત કરવા ગયા, એવામાં ગામના કેટલાક બદમાસોએ બાઇની છેડતી કરતાં તોફાન થયું હતું.

*

ગંજામ જીલ્લામાં ગુણુડા ગામની એક ભરવાડણે છ આંખો વાળા બાળકને જન્મ આપ્યો હતો.

*

અમદાવાદમાં પોતાની પત્ની એમમજાનને જાનથી મારી નાખવાની ધમકી આપનાર જમાલ ઇસ્માઇલ નામનો છીપો રામપુરી ચપ્પા સાથે પકડાયેલ, તેને છ માસની સજા થઇ.

કાળા સમાજના દુનિયાભરના એક માત્ર ગોરા સ્ત્રી પ્રતિનિધિ શ્રીમતી રૂબાલીન્જર હિંદની મુલાકાતે આવ્યા હતાં.

*

લેડી પ્રેમલીલા ઠાકરશીએ અમદાવાદની મુલાકાત લીધી અને મહિલા પરિષદની ગુજરાત શાખાના મેમ્બરો સાથે વાર્તાલાપ કર્યો હતો. તેમણે મહીલા પાઠશાળાની પણ મુલાકાત લીધી હતી.

*

અખિલ હિંદ મહિલા પરિષદની ગુજરાત પ્રાંતિક પરિષદનું વાર્ષિક અધિવેશન અખિલ હિંદ મહિલા પરિષદનાં પ્રમુખ લેડી રામરાવના પ્રમુખ પદે ભરૂચ મુકામે મળનાર છે.

*

માંગરોળ સરકારે કોંગ્રેસ સત્યાગ્રહ સંબંધમાં પકડાયેલી તમામ સ્ત્રીઓને છોડી મુકવાનો હુકમ કર્યો છે.

*

લંડનમાં રાઈફલ નિશાન તાકવાની હરીફાઈમાં ત્યાંના વડા પોલીસ અમલદારની પુત્રી સો વાર દૂર મૂકેલા નિશાનને સચોટ રીતે વધી નાખવાની હરીફાઇમાં સોનાનો ચાંદ જીતી.

*

બાલેજ ( ઉમરેઠ ) ની બે સગીર છોકરીઓનું અપહરણ કરવા માટે રસુલ ભુલાને બે માસની સજા થઇ.

બાયણુ ગામના સ્કુલમાસ્તર એહમદમીયાં પીરમીયાંએ પોતાની પુત્રી સગર્ભા હોવાના કારણે એ ગર્ભ કોનો છે એનો સંતોષકારક જવાબ ન આપતાં ખેતરમાં તેને બોલાવી ગોળીએ દીધી ને પછી પોલીસ થાણે હાજર થયો.

*

આબુરોડથી પાકીસ્તાન જતા એક મુસલીમ રેલ્વે નોકર અને તેની સ્ત્રી પોતાની સાથે કોળી કન્યાને સામાન ઉંચકવાનું બહાનું બતાવી સ્ટેશને લઈ ગયા ને પાકીસ્તાનમાં ઉપાડી જવા તેને ડબામાં બેસાડી દીધી. થોડી વારે તે કોળી કન્યાના બાપે તપાસ કરવા માંડી. છેવટે જોધપુરની પોલીસે તે બધાંને રેલ્વેમાંથી પકડી કેસ કર્યો છે.

*

સીંધના નવાબશાહ જીલ્લામાં હીજરતી સ્ત્રીઓના સૌભાગ્ય ચિન્હ સ્વરૂપ નાકની વાળીઓ પણ ઉતરાવી લેવાય છે એવું ડાૅ. ચોઇથરામે જાહેર કર્યું છે.

*

મુંબઈમાં વિદ્યાર્થિનીઓ માટે દોઢસો કન્યાઓ સમાઈ શકે એવડી હોસ્ટેલ બાંધવાનું મુંબઇના વડાપ્રધાને જાહેર કર્યું.

*

નિરાશ્રીતો માટે દશ હજાર જેટલા ધાબળાની મદદની ટેલ શ્રીમતી સુચીતા ક્રિપલાનીએ કરી છે.

આંગણે ગોરી ગાય—
ફળીમાં તુળસીનો ક્યારો—
ઘમર વલોણાંના નાદ.
અને
કુંજલડી જેવી પુત્રીઓનાં નર્તન અને ગુંજતા ગીત
આવા એક રળિયામણા સંસારની કથાને વહેતી કરે છે

**સારસ પિક્ચર્સનું પ્રથમ સમાજ ચિત્ર**

( શ્રી. દેશી નાટક સમાજની યશસ્વી નાટ્યકૃતિ પરથી )

# વડીલોના વાંકે

( ગુજરાતી ભાષામાં )

| કથા-સંવાદ-ગીત. | — દીગ્દર્શક — | — નિર્માતા — |
|---|---|---|
| શ્રી. પ્રભુલાલ દ્વિવેદી | શ્રી. રામચંદ્ર ઠાકુર | શ્રી. રતિલાલ ત્રિવેદી |
| — છાયા લેખન — | — સંગીત — | — કલા — |
| શ્રી. ગોરધનભાઈ પટેલ | શ્રી. મોહન ( જ્યુનીઅર ) | શ્રી. ચેતન |

— અદાકારો —

મોતીબાઈ, પ્રતિમાદેવી, અંજના, વિજયા, લતા

— એવી સરોજ —

વસંત નાયક, રમેશ વ્યાસ, કેશવ પુરોહિત, કચરાલાલ,
ચુનીલાલ નાયક, અનંત વીણ બી.એ., ભીમજીભાઇ, અમૃત,
મા. પ્રાણસુખ
તથા
છગન ( રામીયો ) અને જટાશંકર.

— વધુ માહિતી —

**સારસ પિક્ચર્સ. ઠે. શ્રી. દેશી નાટક સમાજ**

**પ્રીન્સેસ થીયેટર, ભાંગવાડી, મુંબઇ–૨**

## પુસ્તક પરિચય

શ્રી. **નવચેતન** સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ તરફથી **રેણુ** (અનુઃ શ્રીઃ રમણિકલાલ કી. મહેતા પૃ. ૧૮૨ કિંમત રૂ. ત્રણ) નામે વાર્તાઓનો સંગ્રહ પ્રગટ થયો છે. આ બધી વાર્તાઓ હિંદીમાંથી ઉતારેલી છે. તેમાંની એક બે વાતો તો સ્ત્રીજીવન માસિકમાં પણ અગાઉ છપાઈ ગઈ છે. આ બધી વાર્તાઓ સામાજીક, અને ઐતિહાસિક હોવાથી રસપૂર્વક વાંચી શકાય તેવી છે.

એ જ પ્રકાશક સંસ્થા તરફથી પ્રગટ થયેલ બીજું પુસ્તક **ક્રાંતિના પરિબળો** (શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ. પૃ. ૩૦૦ કિંમત રૂા. પાંચ) વાર્તા સંગ્રહ છે. જગતમાં જ્યારે જ્યારે પ્રજા ઉપર પીડન, ત્રાસ અને બંધન વધી પડે છે ત્યારે ત્યારે પ્રજામાં એક એવો અવાજ ઉપડે છે કે પ્રજા ક્રાંતિ માટે વલવલે છે. ત્યારે એની ઉપર આવતી યાતનાઓ દુઃખો સહીને પણ તેઓ ક્રાંતિને લાવે છે. એવી છેક જૂના સમયથી માંડી આજસુધીની ક્રાંતિઓના ઇતિહાસમાંથી રજુ થયેલી આ વાતો છેક છેલ્લા ક્રાંતિના જુવાળ સુધી આપણને લઈ આવે છે. આમાં જગતના તમામ પ્રદેશોને આવરી લેવામાં આવેલ છે, એટલે જગતની તમામ ક્રાંતિનો ઇતિહાસ અને ક્રાંતિના પરિબળોનો આપણને ખ્યાલ આવે છે. પુસ્તક વસાવવા જેવું છે. કિંમત ઓછી રખાઈ હોત તો સારૂં.

શ્રી. **નવજીવન** કાર્યાલય, અમદાવાદ તરફથી **લોકમાતા** (લેખક શ્રી. દત્તાત્રય બા. કાલેલકર. પૃ. ૨૦૮ કિંમત રૂ. સવા.)ની નવી ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ છે. આ પુસ્તક યુનિ.માં ટેક્ષબુક તરીકે ઉપયોગી હોવાથી તેનાં પાછળ ટીપણુની જરૂર હતી, તે આ આવૃત્તિમાં શ્રી. નગીનદાસ પારેખે તૈયાર કર્યું છે. હિંદુસ્તાનની નદિઓની પવિત્રતા, ઇતિહાસ અને સૃષ્ટિસૌંદર્ય રજુ કરતું આ પુસ્તક ભક્તો, શ્રદ્ધાળુઓ અને વિચારકો, વિદ્યાર્થીઓ અને પ્રવાસીઓ સહુને નવી દૃષ્ટિ આપે છે.

એ જ સંસ્થા તરફથી તારૂણ્યમાં પ્રવેશતી **કન્યાને પત્રો** (લેખકઃ શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ. પૃ. ૧૧૬ કિં. એક રૂપીઓ) ની પાંચમી આવૃત્તિ પ્રગટ થઈ છે. યુવાનીમાં પગ મૂકતી કન્યાને જે વખતે અનેક વિચારો આવે છે, જાતિય જ્ઞાન માટે તલસાટ જાગે છે, ત્યારે આ પુસ્તક તેને ખૂબ જ માર્ગદર્શક થઈ પડે તેવું છે. શિષ્ટ ભાષામાં રજુ થયેલ આ પુસ્તક દરેક કન્યાના હાથમાં મૂકી દેવા માબાપોને અમે આગ્રહ કરીએ છીએ.

### સ્વિકાર

શ્રી. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય તરફથી **ગુજરાતનો નાથ** (લેખકઃ શ્રી. કનૈયાલાલ મુનશી કિંમત રૂા. ૭—૦—૦ ૩ નવી આવૃત્તિ)

**સોરઠી બહારવટીઆ–ભાગ બીજો** (લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણી કિંમત રૂા, ત્રણ નવી આવૃત્તિ)

**પુનર્જન્મ** (લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય કિ. રૂ. સાડાચાર. નવી બીજી આવૃત્તિ)

**વીર ધર્મની વાતો** (લેખકઃ શ્રી. જયભિખ્ખુ. કિંમત રૂ. અઢી. જૈન વાર્તાઓ)

**અખંડ જ્યોતિ** (લેખકઃ શ્રી. ગજાનન વિ. જોષી. કિંમત રૂા. દોઢ. સામાજીક વાર્તાઓનો સંગ્રહ)

**ડૉ. એની બીસેન્ટ** (લેખકશ્રી. મેઘાણી. પ્રકાશકઃ શ્રી. જમુ દાણી કિં. દશ આના)




મેવાડત્યાગ
[ભદ્રા દેસાઈ]

# સ્ત્રીજીવન

વર્ષ ૯મું, અંક ૨જો
માગસર ૨૦૦૪, ડીસેંબર '૪૭

સંપાદક : મનુભાઈ જોધાણી



[ચિત્રલેખા ]  મેળામાંથી પાછા ફરતાં  [ સૌ. ભદ્રા દેસાઇ

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



વર્ષ નવમું : માગશર ૨૦૦૪ : ડિસેમ્બર ૧૯૪૭ : અંક ૨જો

# લગ્ન: એક પ્રકારનો માનસિક રોગ

ધૂમકેતુ

[ વિધવા સ્ત્રીનાં લગ્ન આપણા ઉચા ગણાતા વર્ગોમાં હજુ પ્રચલિત નથી. વિધુર પુરુષ ગમે તેટલી વખત લગ્ન કરી શકે છે, પણ વિધવા સ્ત્રી સાધારણ રીતે લગ્ન કરી શકતી નથી. એટલે જે લગ્નને માનસિક રોગ કહી શકાય, તેવાં લગ્ન સાધારણ રીતે સ્ત્રીઓ કરતાં પુરુષોમાં જ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. વિધવા સ્ત્રીઓનો પ્રેમ-સામાજીક રચનાને પરિણામે-ઘણું ખરૂં વ્યભિચાર તરફ દોરાય છે. આ લેખમાં મુખ્યસ્થાને પુરુષોનાં પહેલીવાર કજોડે થતાં લગ્નનો વિષય જ ચર્ચ્યો છે. કારણ કે પુરુષનાં જ લગ્ન થાય છે: સ્ત્રીનો ભાગ તો એમાં ગૌણ જ હોય છે. ]

**મ**નુષ્યની શક્તિનો એક કુદરતી નિયમ છે કે, તે સર્જન કરે અથવા વિનાશ કરે. ખરી રીતે તો એક શબ્દ જ વાપરવો જોઈએ-અને તે સર્જન. નાનું છોકરું પોતે કાંઈક કરે છે એવા હેતુથી, ભાંગતોડ કરે છે, ત્યારે એ ભાંગતોડ એની વિનાશ પ્રવૃત્તિ નહિ, પણ એની કલ્પના સુજણની સર્જક પ્રવૃત્તિ જ બતાવે છે, તેમ મનુષ્યની વિનાશકપ્રવૃત્તિ એ પણ એક રીતે તો એની સર્જનપ્રવૃત્તિ જ ગણાવી જોઈએ. એનું સ્વરુપ વિનાશક છે. કારણ કે

એની કલ્પનાશક્તિ કે એનું અજ્ઞાન, એને વિનાશ અને સર્જન વચ્ચેનો ભેદ સમજાવી શકતાં નથી. કોઈ વિદ્વાને કહ્યું છે કે–Draw a line if you can–એનો ભાવાર્થ એ છે કે, બે એક બીજાના વિરોધી ભાવને ઓળખી કાઢવા અને બરાબર સીમાની રેખા પર અટકવું એ ઘણું જ મુશ્કેલ કામ છે. કદાચ એવી રેખા જીવનનું ધ્યેય સમજનારને જ મળી શકે છે. બીજા ઘણાખરા તો આ બાજુ કે તે બાજુ જ ભટકતા હોય છે.

જ્યારે મનુષ્યની કલ્પના, એના સંસ્કાર, એની શક્તિ, એની બુદ્ધિ–સઘળાં જે વાતાવરણ ઉત્પન્ન કરે છે, તે વાતાવરણ ધ્યેયવિહીન, સિદ્ધાંતવિહીન કે લક્ષ્યવિહીન હોય છે, ત્યારે મનમાં વિકૃતિ થાય છે. શરીરે વિકાર થવાથી જેમ શરીરમાં ગડગુમડ વગેરે થાય છે, તેમ મન પણ આ વાતાવરણને પરિણામે અમુક જાતની વિકૃતિ અનુભવે છે. આ વિકૃતિ ઉત્પન્ન કરવાને માટે જેમ એનું વાતાવરણ જવાબદાર છે, તેમ એ વિકૃતિ ગ્રહણ કરવાને માટે એની શારીરિક રચના પણ જવાબદાર ગણાવી જોઈએ. મનુષ્યને અમુક વર્ષ સુધી એના સ્વાભાવિક ધર્મ હોય એ સમજાય તેવી વાત છે. એના સ્વાભાવિક ધર્મો રોકવા એમાં જ ધાર્મિકતા છે એમ એક વખત મનાતું.

હાલ એવું કોઈ માનતું નથી—જો કે, દુનિયાની નજરે દેખી ન શકાય એવા કેટલાય સૂક્ષ્મ પ્રશ્નો માટે સ્વાભાવિક ધર્મનો સંયમ આવશ્યક મનાય છે. ગમે તેમ, સ્વાભાવિક ધર્મો રોકવાની કોઈ તરફેણ ન કરે. પણ એ સ્વાભાવિક બને છે; એની કોઈને ખબર પડતી નથી, અને હાલની પુરુષ-લગ્નની સૃષ્ટિનો આ મોટો સવાલ છે: પુરુષ કેટલી વાર લગ્ન કરી શકે?—લગ્નમાં સામાજિક પ્રતિષ્ઠા, પૈસા, શરીરરચના અને જવાબદારી એ સઘળાંનો સમન્વય શી રીતે સાધવો? પુરુષના લગ્નને રોગ ક્યારે ગણવો ને સ્વાભાવિક ધર્મ ક્યારે માનવો?—વૃદ્ધ પુરુષ પૈસાદાર હોય માટે પરણી શકે ને જુવાન પુરુષ ગરીબ હોય માટે ફરીવાર ન પરણી શકે એવી સામાજિક રચના કઈ રીતે મટાડી શકાય?—આવા અનેક પ્રકારના પ્રશ્નો આજની સામાજિક રચનામાં ઉભા થાય છે, અને વધુ વધુ ઉભા થતા જ જશે. એ સઘળા વ્યક્તિગત દાખલાઓને પહોંચી વળી શકાય નહિ, માટે પુરુષની લગ્નભાવનાના અમુક સામાન્ય સિદ્ધાંતો બાંધી દેવા જોઈએ.

માણસ ગરીબ હોય કે શ્રીમંત—જે માણસ સશક્ત ન હોય તે પરણી શકે જ નહિ. કોઈ પણ સશક્ત બાળાએ ઠીંગણો, કદરુપો, કઢંગો કે અશક્ત પુરુષ પસંદ કરવો જ નહિ. એવા મનુષ્યોની ગણના રોગીમાં થવી જોઈએ.

વૃદ્ધપુરુષને પરણવાનો મોહ થાય ત્યારે એ લગ્નની ઇચ્છાને એનો માનસિક રોગ માની કોઈ કુશળ શસ્ત્રવૈદ્ય પાસે એની ચિકિત્સા કરાવે એ જ ઇષ્ટ છે.

પુરુષને, જેમ જેમ વય વધતી જાય છે તેમ તેમ જાતીયવિકૃતિને લગતો રોગ, અસંયમી જીવનને લીધે થાય છે. આવી જાતીયવિકૃતિને સંતોષવા, પૈસાદાર હોય તે પૈસાના બળે પરણવા તૈયાર થાય છે એ સ્થિતિ અશક્ય કરી નાખવામાં જ સમાજનું કલ્યાણ છે. ખરી રીતે પુરુષની આવી લગ્નભાવના, જે શ્રીમંતોમાં ને રાજાઓમાં વધુ અંશે જોવામાં આવે છે અને છતાં સામાન્યમાં સામાન્ય મનુષ્યમાં પણ ગુપ્ત રીતે રહેલી જ છે, એ ભાવના ટાળવા માટે બે જ રસ્તા છે. એક તો કોઈ સ્ત્રી આવા પુરુષને પરણવા તૈયાર થાય જ નહિ. બીજો માર્ગ રાજની મદદનો છે. બાકી તો એને જાતીયવિકૃતિનો રોગ ગણાવો જોઈએ અને એવો રોગી માણસ પરણી ન શકે. હા, સમાજ એવા જાતીયવિકૃતિવાળા રોગીઓની સંખ્યા છેક શુન્ય જેવી કરી ન નાખે ત્યાં સુધી, પણ્યસ્ત્રીઓની સંસ્થા જરુરીઆત તરીકે નિભાવવી જોઈએ. હરેક પ્રકારનું લગ્ન જે થયા પછી પુરુષ અને સ્ત્રીનો શારીરિક કે માનસિક વિકાસ સધાતો નથી, કે બળવાન સંસ્કારી પ્રજા ઉત્પન્ન થતી નથી તે લગ્ન ગમે તેટલી વિધિથી કરવામાં આવે છતાં વ્યભિચાર છે. એ બજારૂ વ્યભિચાર નથી, પણ ઘરખૂણાનો વ્યભિચાર છે એટલો જ એમાં માત્ર તફાવત છે. આ દૃષ્ટિએ જોતાં હાલ જે પ્રકારનાં લગ્નો થઇ રહ્યાં છે–શું પુરુષનાં કે શું સ્ત્રીનાં–એ ચાલુ રહેશે ત્યાં સુધી–સમાજમાં ગણિકાની સંસ્થા નભાવવી જ પડશે. એ સંસ્થા માત્ર યંત્રવાદનું સીધું પરિણામ નથી. એ સંસ્થા સામાજિક રચનાની વિકૃતિનું જ પરિણામ છે. જ્યાં સુધી પુરુષ અને સ્ત્રીનાં લગ્ન, સશક્ત શરીર અને માનસિક મેળ–એ બે મુખ્ય સિદ્ધાંતો પર સ્થાપવાને બદલે પ્રતિષ્ઠા, પૈસા, નીતિ અને બીજા અનેકવિધ નિષેધ પર રચાશે, ત્યાં સુધી વ્યભિચાર રહેશે, ગણિકાઓ રહેશે અને અપંગ બાળકો પણ રહેશે. હવે રહેશે એમ નહિ–રહેવાં જ જોઇએ. લગ્ન એ જ્યાં સુધી સશક્ત સુંદર જુવાન સ્ત્રી પુરુષો માટે–કોઇપણ જાતના વિધિનિષેધ વિનાનો–કુદરતી ધર્મ ન બની રહે ત્યાં સુધી લગ્ન એ માનસિક રોગ હોઈ, એ રોગ એનાં સર્વ પરિણામો સાથે સમાજમાં ફેલાયા કરશે; કારણ કે એ ફેલાવો તદ્દન કુદરતી છે. [ એક જૂના પત્રમાંથી ]

———x———

# રંગદ્વેષી

લેખક:
શ્રી. દક્ષિણકુમાર જોષી

*

કોણે કહ્યું કે કાળો રંગ અશુભ સૂચક અમંગલકારી છે? પાછલી રાત્રિના પરોઢની જેમ અર્ધ-નિદ્રીત અવસ્થામાંથી આળસ મરડીને બેઠો થઈ રહેલ, આર્ય સંસ્કૃતિનો સીધો વારસદાર નવો જમાનો હજી તો પૂરો પાંગર્યો પણ નથી ત્યાં તો તમે ભુલી ગયા કે શું?

એ તો તમે જ બધા પહેલેથી લઈ ચાલ્યા હતા કે આ શુભ–આ અશુભ; આ નીતિ આ અનીતિ; પેલું શ્યામ અને આ ઉજ્વલ! મેં તો તમને શરૂઆતથી જ નહોતું કહ્યું કે આ બધો તો તમે જ ઉભો કરેલો દૃષ્ટિભેદ છે! પ્રકાશની ગતિએ આગળ વધી રહેલ, આ પ્રગતિશીલ જમાનામાં કાળા–ધોળાનો વર્ણભેદ હજી પણ ચાલુ રાખવાનું તમને પણ શું સૂઝ્યું?

ખુદ સર્જનહારે જ સ્વયં-નિર્માણ કર્યું હોય તેવું રાત્રિ–દિવસના સનાતન ક્રમ જેવું કાળાધોળાનું—કાળા પાછળ ધોળું અને ધોળા પાછળ કાળું એવું કાળક્રમે પણ ન લોપાય તેવું –ચક્ર જોઈને તમને પણ શું એના ઉત્પાદક સમાજ–માનવજાતિ પ્રત્યે માનબુદ્ધિ નથી થતી? તમે પણ મારા જેવા જ ભોટ રહ્યા કે શું? નવી જાતની વિચારસરણી પ્રત્યે તમને નફરત શાની છે?

કાળા માથાના માનવીએ એટમ–બોમ્બનું સર્જન કર્યું, ત્યારે તો તમે નાચી ઉઠ્યા હતા કે, આ તો કેવળ મહાભારત–યુગમાં શક્ય હતું. તે મનુષ્યે પોતાની બુદ્ધિ ઉપર વિજય મેળવી, ગઈ કાલની કલ્પનાને આજનું સત્ય બનાવ્યું; તો પછી સમયના પ્રવાહમાં પણ લુપ્ત ન થાય તેવું કાળા–ધોળાનું અમર ચક્ર ફરતું થયું તેમાં તમને માનવજાતિ પ્રત્યે ઇશ્વરી સર્જન જેટલો જ આનંદ થવો જોઈએ ને?

ધોળું એ કાળાનું અને કાળું એ ધોળાનું એમ પરસ્પર એક બીજાની ઓથે રહીને, સહકારથી, સંપથી, કોઈ જાતના આડંબર કર્યા સિવાય સૃષ્ટિનો વહેવાર ચલાવ્યે જાય તેમાં તમને દોષ શું લાગ્યો? તમે ‹સમાજ› વિરોધી તો નથી ને? તો પછી સમાજ જેના અસ્તિત્વનો સ્વીકાર કરતી નથી, છતાં જે વસ્તુ લોકોની નસે-નસમાં વ્યાપિ રહી છે, જેના વગર જીવન અશક્ય છે તે શ્યામ–ઉજ્વલના સનાતન ચક્રની તમે પણ ફરી ફરીને કેમ જાહેરાત કર્યા કરો છો?

મને તો શંકા હતી જ, કે તમે દોષ બધો કાળા માથે જ નાંખવાના! તમે કાળા પ્રત્યે કુશંકા રાખવાનું જાણે ગળથૂથીમાં શીખ્યા છો, એટલે તમારો એમાં દોષ પણ શું? કાળા રંગને બદનામ કરવાનું વારસામાં જ લાવ્યા છો, એટલે જ તમે બોલી ઉઠ્યા કે આ 'કાળાં બજાર'–સમાજ વિરોધી, પાપાચાર, દુષ્ટ, અતિ દુષ્ટ!

તમને એમ કેમ ન થયું કે તમે ધોળાનો પ્રવાહ પાણીના રેલાની જેમ વહેતો મૂકી દીધો, એટલે કાળાએ ધોળાનું ભક્ષણ ચાલુ કરી દીધું. તમે એ વખતે "ધોળાં બજાર" એવું કેમ ન બોલી ઉઠ્યા? 'કાળાં બજાર'થી ચોંકી ઉઠ્યા, અને ધોળાની પીઠ ચાબડી ત્યારે તમે રંગદ્વેષી નહિ તો બીજું શું?

*

લગ્નસંસ્થા રચનારાઓએ સર્જેલું.



# સોનાનું પાંજરૂં

લેખક

શ્રી. ગુણવંતરાય આચાર્ય

'આ! ટલો મોટો વિવાહવાડો ગયો પણ વરઘોડિયું તો મારી પ્રભાનું શોભ્યું એવું બીજા કોઇનું ન શોભે' પ્રભાની માતા કેસરબહેને અભિપ્રાય જાહેર કર્યો.

'હા, બા,' દળણું દળનારી બાઇ નાથીએ અભિપ્રાય મંજૂર રાખતાં કહ્યું: 'પરભાબેન રૂટડાં, ને જમાઈ પણ ભણેલો. વળી ઉમરમાંય ઝાઝો ગાળો નહિ. જમાઇને કેટલાં વીસેક થયાં હશે બા?'

'હાં. એટલાનો આશરો ખરો. મારી પ્રભાને ચૌદ થયાં.'

'છ વરસનો ફેર તો જોઇએ બા.'

'હા, હવે બે ય જણાં સુખી થાય તો આપણી આંખો ટાઢી.'

'હા. બા આપણે બીજો શું સ્વાર્થ! બાકી બા, ઠેકાણું તો બારે મજાનું શોધ્યું છે. સાસુ નહિ, સસરો નહિ, એક નણંદ છે તેને તો સાસુ ન હોય એટલે પહોંચી શકાય. જેઠ જેઠાણી તો આફ્રિકા જ રહે છે ને? ને બા, જમાઇ શું ભણે છે?'

'બી. એ.માં છે.' કેસરબહેના અવાજમાં આત્મગૌરવ હતું.

ખૂબ આશા સાથે પ્રભાનાં આવી રીતે લગ્ન થયેલાં. પ્રભાનો પતિ હસમુખરાય બી. એ.ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતો હતો. અને એક ઘણા જ વિચક્ષણ વિદ્યાર્થી તરીકે કોલેજમાં એની પ્રતિષ્ઠા હતી. એનાં માતાપિતા અવસાન પામ્યાં હતાં. એક મોટી બહેન હતી. એ ઘણું-ખરૂં પરદેશ રહેતી ને કોઈક વાર વતનમાં આવતી ત્યારે પોતાનાં બાળબચ્ચાંઓની જંજાળથી વિંટળાયેલી રહેતી. હસમુખરાયને એક મોટા ભાઈ હતા. અને એ આફ્રિકાના કોઈક સંસ્થાનની કોઇક પોસ્ટઓફિસમાં હતા. એમને આફ્રિકા ગયે પાંચ વરસ થયાં હતાં ને હજી બીજાં દશ લગી એમને ઓઠામાં ઓછાં ત્યાં ગાળવાનાં હતાં.

પ્રભાના પિતા ગામના એક આબેહેશ વકીલ હતા. પ્રભા નાજુક બાંધાની અને રૂટડી છોકરી હતી. ગામની કન્યાશાળામાં એણે ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો અને દરેક પ્રસંગે એ ઉંચામાં ઉંચું ઇનામ લાવતી. એકંદરે આ લગ્ન સુખી થવાના તમામ સંયોગો હતા. પ્રભા અને હસમુખરાય બન્નેને આ લગ્નથી અભિનંદન લેવા જેવું હતું એમ સહુ કોઈ કહેતા અને માનતા. પ્રભા પણ એમ માનતી. હસમુખ પણ એમ માનતો.

[૨]

હસમુખરાયને હવે અભ્યાસના દિવસો લાંબા લાગતા હતા. પોતાને કોઇ મહાભાગ્યે સાંપડેલી સૌદામણી ને લાયક મહેરદાર સાથે વડલામાં વહેલી તકે ગૃહસંસારનો આરંભ કરવાની એને હવે આશા-વેદના જાગી. ઉતાવળા દિવસો જેવા અભ્યાસના લાંબા દિવસોનો પણ એકવાર અંત આવ્યો. હસમુખરાય

બી. એ. માં પાસ થયો. કોન્વોકેશનમાં પણ જઈને ઝભ્ભો પહેરી આવ્યો. છાપાંઓમાં આવતી જાહેરખબરો વાંચીને એ શરનામે એણે અરજીઓ પણ કરવા માંડી. એ અરજીઓના પુંજમાંથી એક સ્થળે એને માટે નોકરી ઉભી થઈ. પરગામમાં, વતનથી દૂર હસમુખ અને પ્રભાએ પહેલું ઘર માંડયું. જુવાન નવદંપતીના ઘરસંસારને સુખી થવાના તમામ સંયોગો આમ જાણે કે અકસ્માતે એકઠા થઇ ગયા. પ્રભાની માતાના ઉમંગનો પાર નહોતો.

દર ૭ આઠ મહિને પ્રભા પિતાને ઘેર આવતી. દર વખતે પ્રભાની કપડાંની પેટીમાં કાંઇક ને કાંઇક નવીનતા તો હોય જ. કોઇક વાર સારી વાયલની 'પાપ્પીન' સાડી હોય. કોઇક વાર 'ફેશન' મૂકેલાં અવનવાં પોલકાં હોય. કોઇક વાર સુંક હોય. પેટીમાં હરવખત દશ વીસ રૂપીયાની બે ચાર નોટો પણ હોય. બે ચાર ચોપડીઓ તો સાથે હોય હોય ને હોય જ. પ્રભા પોતાના પિતાને ત્યાં હોય ત્યારે ટપાલીને એ ઘેર નિયમિત ફેરા તો થાય જ. દર ત્રણ દિવસે એક કાગળ આવે. દર સાત દિવસે એકાદ છાપું આવે. એક વખત પ્રભા આવી ત્યારે તો છેલ્લામાં છેલ્લી ચોખા ભાતની પોટલી મૂકેલી સોનાની બંગડીની નવી જોડ એ લાવેલી. પ્રભાની માતા હરખના અતિરેકથી પોતાની સલાહ નહિ મનાય એમ જાણ્યા છતાં, પોતાની સલાહ ન મનાય એવી છૂપી ઇચ્છા સેવતાં, પુત્રીને શીખ દેતી: 'દીકરી બહુ ખરચ ન કરીયે. છૈયાં છોકરાં થાશે, વહેવાર વસ્તાર કરવા પડશે. સાચવીને ચાલીયે ને જાળવીને ખરચ કરીએ.' આડોશીપાડોશીમાં પ્રભાની માતા કહેતી: 'મારી પ્રભાને તો બહુ સારૂં છે. છોકરાં થયાં પહેલાં પહેરવું ઓઢવું હોય એટલું પહેરી ઓઢી લે.'

'હાસ્તો. બા.' પાડોશણ કહેતી: 'પછી તો પહેરાવવા ને ઓઢાડવામાંથી નવરાશ મળશે ત્યારે પહેરશે ને?'

'તમારા મોંમાં સાકર.' પ્રભાની માતા કહેતી.

પ્રભાની માતાના દિલમાં હવે તો એક માત્ર અફસોસ હતો. એક માત્ર ઉણપ હતી. પ્રભા દિન પ્રતિદિન મોટી ને મોટી થતી હતી, પરંતુ એને હજી સુધી 'આશા' નહોતી.

[૩]

હસમુખરાયે એક દિવસ પ્રભાને કહ્યું: 'આજ સાંજે હું જરા મોડો આવીશ.'

'કેમ?' પ્રભાએ પૂછ્યું.

'મારે આજે હર્ષવદનની સાથે વાડીએ જવું છે.'

'પણ આજે સાંજે તો સિનેમામાં જવું હતું ને?'

'મારે આજે જરૂરી કામ છે. આપણે કાલે સિનેમામાં જઈશું.'

'બહુ જરૂરી કામ! પેલા હસીયા સાથે વાડીએ રઝળવા જવું એ બહુ જરૂરી કામ. અમારૂં કામ હોય તે જરૂરી નહિ?'

'આપણે કાલે જઇએ તો ન ચાલે? મારે આજે સાચેસાચ જરૂરી કામ છે. એ વાડીમાં આજે અમારા મિત્રમંડળની બેઠક છે.'

'તમે તમારે જાઓને તમારા ભાઈબંધો સાથે. ઘરમાં બાયડી ભલે એકલી બેઠી. એની તમારે ક્યાં પરવા છે?'

પ્રભાના અવાજ ઉપરથી હસમુખરાયને થયું કે પ્રભાને આવી રીતે એકલી છોડીને મિત્રમંડળમાં જવામાં પોતે ન માફ થઈ શકે એવો પતિદ્રોહ આચરી રહ્યો છે. સાંજે જ્યારે હર્ષવદન હસમુખને બોલાવવા આવ્યો, ત્યારે, હસમુખે પોતાનું માથું દુઃખવાનું બહાનું કાઢયું.

હર્ષવદને રમુજમાં ટકોર કરી; 'માથું તો દુઃખે છે, પણ કોનું! તમારૂં કે પ્રભાબહેનનું?'

'ના રે ના. આ તો કાલ રાતના ઉજાગરા જેવું કાંઈ છે.'

હસમુખને તે દિવસે સિનેમામાં ખાસ મજા ન આવી. હસમુખને નિરુત્સાહ જોઈને મજા તો પ્રભાને ય ન આવી, પરંતુ પ્રભા એ વાતનો એકરાર કરવા નહોતી માગતી. પોતે હસમુખને એના મિત્રોની મહોબ્બતના તાણાવાણામાંથી ઉગારી શકે છે એ ખ્યાલનો પ્રભાને નશો ચડયો હતો.

ધીમે ધીમે હસમુખે બહાર જ જવા આવવાનું બંધ કર્યું. પ્રભાને નારાજ કરવાની એનામાં હામ નહોતી, કે ઇચ્છા નહોતી, એ પોતે નક્કી તો ન કરી શક્યો. પરંતુ ગમે તે હોય. એ એમાં એક વાત તો સામાન્ય હતી કે 'પ્રભાને નારાજ ન કરવી.'

હસમુખ જેવો ઉત્સાહી, વાચાળ અને આનંદી સભાસદ પોતાના મંડળમાંથી વિના વિરોધે ચાલ્યો જાય એ વાત મિત્રમંડળને આકરી લાગી. હસમુખને પાનો ચડાવવા એમણે હસમુખની સ્ત્રી પ્રભા ઉપર મર્મીળુ ટીકાઓ કરવા માંડી. એ દિવસ એક મિત્રે હદ કુદાવી—કે હદ કુદાવી એમ હસમુખે માન્યું. હસમુખે તીખા અવાજે કહ્યું: 'હું કોઇને મારી ખાનગી વાતમાં દખલગીરી કરવા નથી દેતો.' હસમુખનું મિત્રમંડળને આ આખરીનામું હતું. મિત્રમંડળે હસમુખના સહકાર સિવાય જ ચલાવી લેવાનો નિર્ધાર કરી લીધો.

પતિપત્ની આમ એકબીજા ઉપર કેંદ્રાયાં. રોજ સવારે હસમુખ ચાહ કરે. રસોઈમાં પણ મદદ કરે. કોઈક વાર રાંધી પણ નાખે. સાંજે પણ એ જ સ્થિતિનું પુનરાવર્તન થાય. રાતે બંને જણા સૂઈ જાય. જ્યારે જુઓ ત્યારે, હસમુખ હીંચકા ઉપર બેઠો હોય ને સામે ખુરશી ઉપર પ્રભા બેઠી હોય. બંનેએ જાણે કે જીંદગીના કલાકે કલાકની છેડાછેડી સાથે જ બાંધી હતી.

એકબીજા એકબીજાને અનુકૂળ થવાનો પ્રમાણિકપણે પ્રયાસ કરતાં. પરંતુ એકાંતવાસના કેદીનું જેવું માનસ બની જાય છે એવી વિકૃતિ બહારની હવા વિના એમના અંતરમાં થઈ ચૂકી હતી. બન્ને વચ્ચે જ્યાં મતભેદ થતા ત્યાં બન્નેની પ્રવૃત્તિઓ રોકાઈ જતી. બન્ને વચ્ચે જ્યાં વિચારોના ભેદ પડતા ત્યાં વિચારો અટકી જતા. દર કલાકે, દર માસે કાંઈક પણ નવું મેળવવાને બદલે બન્ને જણાં હતું એટલાનાયે સીમાડા સંકોચતાં જતાં હતાં. દર વર્ષે નવા અનુભવો મેળવવાને બદલે તેઓ જૂના અનુભવો ઉપર જ નિભાવ કર્યે જતાં હતાં. પરિણામે પ્રભાનું મન ન દુઃખાય એ ખાતર હસમુખે વાંચવાનું છોડી દીધું. હસમુખનું મન ન દુભાય એ ખાતર પ્રભાએ ભરવા ગુંથવાનું છોડી દીધું. બન્નેમાંથી પ્રત્યેક પોતાને એકલા મૂકવાની જવાબદારી બીજા ઉપર ઢોળતાં. પરિણામે બંનેમાંથી કોઈ અનિવાર્ય જરૂર સિવાયનાં કામ કરી શકતાં નહિ. બંને એકબીજાનાં સોબતીઓ હતાં એનાં કરતાં ચોકીદારો વધારે હતાં. હવે પ્રભાએ પિયર જવાનું પણ છોડી દીધું. આમ ને આમ ચાર વર્ષ વહી ગયાં.

[૪]

ચાર વર્ષ પછી એક દિવસે હસમુખે પ્રભાને કહ્યું: 'આજે મારે તમારી સાથે નિરાંતે વાત કરવી છે.'

'શું છે વળી?' પ્રભાએ કંટાળાભર્યા અવાજે કહ્યું.

'મારે નિખાલસ દિલે આજ તમને કહેવું છે કે હવે આપણે સાથે રહી શકીએ એમ નથી.'

'એટલે તમે શું મને કાઢી મૂકવા માગો છો?' પ્રભાએ રોષભર્યા અવાજે કહ્યું: 'હારતો તમારાથી બીજું શું સારાવાટ થવાના છે?'

'હું કોલેજમાં હતો, તમને પરણ્યો ત્યારે મારા જીવનમાં ખૂબ ઉત્સાહ હતો. ઉત્સાહ કરતાં પણ મારા જીવનમાં એક દૃષ્ટિ હતી. કાંઈક જીવવા યોગ્ય તત્ત્વ હતું. પછી તમે આવ્યાં.'



ભરતકામના નમુના

'તે મફતમાં આવ્યાં છીએ? માથે 'પછ-ડાતાં આવ્યાં છીએ? તમારા કાકાના જોડાનાં તળિયાં ફાટી ગયાં હતાં ત્યારે મારી માએ હા પાડી હતી.'

'હશે. તમે મોંઘા મૂલનાં અને હું સોંઘા મૂલનો, એમ તમે માનો. પણ તમે મારી વાત તો પૂરી સાંભળો. તમે મારા જીવન ઉપર અંકુશ મૂકવા માંડયા. તમે આવ્યાં ત્યારે બાળક હતાં, નાનાં હતાં એમ માનીને મેં નિભાવ્યું. તમે પૂરેપૂરાં સમજણાં થાઓ, તમારી વિવેકદષ્ટિ ઉઘડે અને તમને સારાસાર સમજવાની નજર આવે, ત્યારે તમે મારા ઉપર મૂકેલી મર્યાદાઓ આપણા જીવનને અનુકૂળ કે પોષનારી નથી બલ્કે એનો હ્રાસ કરનારી છે એમ તમે સમજશો એવી મને ઉંડી ઉંડી આશા હતી. હવે મને એ આશા નથી રહી, હવે મને ધીરજ નથી રહી. હવે હું અને તમે સાથે રહી શકીએ એમ હું નથી માનતો.'

'મને તમે કાઢી મૂકો છો? મારા રોટલા તમને ભારે પડે છે એમ ને? હાસ્તો, તમારે તમારા દોસ્તદારોને નીરવું હોય તો બાયડીના રોટલા તમને ભારે જ પડે ને?'

'તમારા રોટલા મને ભારે નથી પડતા. હું અને તમે જુદાં રહીએ તો તમે જ્યાં રહેશો ત્યાં હું તમને ખોરાકી પોષાકી આપીશ.'

'મારે હવે જવું ક્યાં? આવું હતું તો મને પરણવા આવવાનું તમને કોણ ચોખા મૂકવા આવ્યું હતું? મારે તો ઘણાં ય ઠેકાણાં હતાં.'

'આપણી ચર્ચા આ સ્વરૂપ લેશે તો એનો અંત કોઈ દિવસ નથી આવવાનો. મારા ઘરમાં



ભરતકામના નમુના

રહીને આખા જગત સાથે મારે કેમ ચાલવું એનો તમે મને બોધપાઠ આપતાં હતાં. હવે તમે તમારી જવાબદારી ઉપર એ બોધપાઠને આચારમાં મૂકજો.'

'ધણીની છાંડેલીને કોણ સંઘરતું હતું ?'

'આપણે જૂદા પડવાની રીતને તમે કહો તે જાતનું સ્વરૂપ આપવા હું તૈયાર છું. તમે કહો તો તમારા પિતા સાથે ખાનગીમાં વાત કરૂં. તમે કહો તો પરદેશ ચાલ્યો જાઉં. તમે કહો તો ભાગી જવાનો દેખાવ કરૂં. મારી આવકજાવક તમે જાણો છો. એની મર્યાદામાં પૈસા સંબંધે તમે કહો એવી ગોઠવણ કરવાને હું તૈયાર છું.'

'પણ તમે મારો ત્યાગ શા માટે કરો છો? મારામાં તમે કંઈ ઉણપ જોઈ? હું કોઈ પુરૂષ સાથે હસીબોલી યે નથી.'

'મતભેદ થવાને માટે કેવળ એ એક જ કારણ નથી હોતું. તમે બહુ સારાં છો. તમે ઘરરખું છો. તમે પવિત્ર છો. પરંતુ મને આ ઘરમાં હવે ખૂબ ગુંગળામણ થાય છે. હું બીમારીને કચરાતો હોઉં એમ મને લાગે છે. મને અહીં કેદખાના જેવું લાગે છે.'

પ્રભાએ હોઠ પીસ્યા. હસમુખના અવાજમાં આજે પોતાના પ્રત્યે જે સ્વસ્થ બેપરવાઈ હતી એવી એણે કોઈ દિવસ નહોતી સાંભળી. આ આખી પરિસ્થિતિ અણધારી હતી. એનો સામનો કરવા માટે નહોતો એની પાસે અનુભવ કે નહોતી માતાની અનુભવી સલાહ.પ્રભા ચૂપ રહી.

[૫]

પ્રભા પોતાને પિયર ગઈ, અને હસમુખરાય પરદેશ ગયો. પતિપત્નીના છૂટા પડવા ઉપર સમાજની આંખ ઉપર પડદો નાંખવામાં

આવ્યો. હસમુખ તરફથી દર માસે પ્રભા ઉપર પૈસા આવતા. એ સિવાય બીજી કોઇ જાતની ખબર-આવતી નહોતી.

છએક માસ પછી એક વાત સાંભળીને પ્રભાના માતા પિતાના કાન ચમકયા. હસમુખે પરદેશમાં એક જુવાન વિધવા સાથે લગ્ન કર્યું. નાતમાં, જાતમાં ને સમાજમાં જાણે કે કોઈ મહા ઉલ્કાપાત થઇ રહ્યો. એક હયાત સ્ત્રી ઉપર બીજી સ્ત્રી! અને તે પણ એક સુધરેલા મનાતા ગ્રેજ્યુએટને હાથે? પુનર્લગ્નના હિમાયતીઓને આ લગ્ન ખાસ અભિનંદનીય ન લાગ્યું. સનાતનીઓને મન તો એ તીરસ્કૃત જ હતું. પ્રભાના માતાપિતાએ હસમુખનું નામ લેવું છોડી દીધું. પ્રભાની સ્થિતિ તો બેહાલ બની ગઈ. નધણિયાતું ઢોર જેમ પાંજરાપોળમાં ઉછરે એમ એ ઉછરવા લાગી.

પરંતુ સમાજની નિંદા; ઉપહાસ અને ઉપાલંભો—તમામની વચમાં હસમુખનો નવો સંસાર આમળ ચાલવા લાગ્યો. વિદ્યા સમજુ હતી, હસમુખના સામાજીક વિકાસમાં પોતાનો વિકાસ જોતી હતી. હસમુખ ઉપર હવે કોઇ ચોકીદાર નહોતો. હસમુખ હવે સોનાની સાંકળે બાંધેલો કોઈ કેદી નહોતો.

પરંતુ પગારમાંથી પરદેશમાં ગૃહવ્યવહાર ચલાવવામાં કરકસર કરી પ્રભાને દર મહિને મોકલવામાં આવતો દરમાયો વિદ્યાને ખૂંચવા લાગ્યો. વિદ્યાએ એક બે વાર હસમુખનું ધ્યાન એ ઉપર ખેંચેલું, પરંતુ હસમુખે જવાબ આપ્યો હતોઃ 'મેં વચન આપ્યું છે. મારે એને ખોરાકી પોષાકી આપવી જ જોઇએ.'

વિદ્યાની સુવાવડ આવી. અને પુત્રનો પ્રસવ થયો. હસમુખ અને વિદ્યાના આનંદને જાણે કે અવધિ આવી.

પરંતુ આવેલો પુત્ર આનંદની સાથે ખર્ચ પણ લેતો આવ્યો હતો. એની પાછળ થતું ખર્ચ હસમુખની આવક ઉપર નવા બોજા રૂપ થયું. દશેક માસનો પુત્ર થયો, ત્યાં એને ટાઇફોઇડ લાગુ પડયો.

તાવમાં બાળક પુત્રનું શરીર જેમ ઘસાવા માંડ્યું તેમ ખર્ચ પણ વધવા માંડયું.

પુત્રને એકસો ત્રણ ડીગ્રી તાવ હતો, તે દિવસ પગારનો દિવસ હતો. ઘેર આવીને હસમુખે કપડાં ઉતારીને સૌથી પહેલું કામ એક મનીઓર્ડરનું ફોર્મ ભરવાનું કર્યું. વિદ્યાએ લળીને માથેથી જોયુંઃ હસમુખ પ્રભાના નામથી પૈસા મોકલતો હતો. પૈસાની રકમ પચીસ રૂપીઆની હતી!

પચીસ રૂપીઆ! અત્યારે પુત્રના મંદવાડના દિવસોમાં એ રૂપીઆ કેટલા કામ લાગે! બાળકને દૂધ, મોસંબી આપી શકાય. દાક્તરને બોલાવી શકાય. રોજરોજની દવા કરાવી શકાય. અત્યારના દિવસમાં પચીસ રૂપીઆ કેટલા ઉપયોગી થાય?

વિદ્યાએ પોતાના આજાર બાળકની રોગ—પથારી સામે જોયું. બાળકના જીવન અને મરણની વચ્ચે આખરી ગઢ રહ્યા હતા દવાદારૂના. અને હસમુખ આવે સમયે પચીસ રૂપીઆ જેવી રકમ પ્રભાને મોકલતો હતો!

પ્રભા શ્રીમંત—અથવા સ્થિતિસંપન્ન તો ખરાં જ—માબાપની પુત્રી હતી. વળી પોતાના પિતાને જ ત્યાં રહેતી હતી! એને પૈસા શા માટે જોઇએ? અથવા શું એ બે ચાર છ મહિના પૈસા વગર ચલાવી શકે નહિ? વળી એ એકલદોકલ અબળાને પચીસ રૂપીઆની જરૂર પણ શી?

વિદ્યાની આ બધી દલીલો હતી. દલીલબાજીના એ શબ્દ—જંગનું મધ્યબિન્દુ હતું એમનું બાળક. પરંતુ હસમુખે એ તમામ દલીલોનો એક જ ઉત્તર આપ્યો: 'મેં પ્રભાને વચન આપ્યું છે. પ્રભાના ભરણપોષણની મારી નૈતિક તેમજ કાયદેસરની જવાબદારી છે. ગમે તે ભોગે મારે એ અદા કરવી જ જોઇએ.'

હસમુખના આ જવાબની સામે કેવળ આંસુઓ સિવાય વિદ્યાથી કશુંય થઈ શકે એમ ન હતું. વિદ્યાના મનમાં એક વાતની શંકા જાગી. હસમુખની વૃત્તિ હજીયે શું એ કમઅક્કલ પ્રભા ઉપર ચીટી છે ખરી ?

આઠ દિવસ પછી વિદ્યાનું બાળક એક મધરાતે મૃત્યુ પામ્યું.

રોઈ રોઈને નીચોવેલા હૈયાની બનેલી વિદ્યાને,હસમુખની આંખો નીચેની કાળી દાઝયો જોવાની કે સમજવાની ખાસ ચિન્તા ન રહી. વિદ્યાને દસ માસના પુત્રના અવસાન સાથે સારા જગતની આશા અવસાન પામેલી દેખાઇ. પોતાનો પતિ એક તો પરોક્ષમનો, બીજું પોતાની પહેલી સ્ત્રીની પાછળ હજી પણ છૂપું દર્દ સેવનારો. પુત્રની સાથોસાથ વિદ્યાનો પતિ પણ મૃત્યુ પામેલો લાગ્યો. વિદ્યાનો સંસાર ખારો ઝેર બની ગયો.

[૬]

એક દિવસ સાંજે હસમુખ ઓફીસેથી ઘેર આવ્યો. કોઈ દિવસ નહિ અને આજે જ ઘરને તાળું હતું. હસમુખે તાળાંને હાથ અડકાડયો ને અટકાવી રાખેલું તાળું ઉઘડી ગયું. વિદ્યાની આવી બેદરકારીતા ઉપર કાંઇક ખેદ પામતો હસમુખ ઘરમાં દાખલ થયો.

પરસાળમાં એક હીંચકો હતો. હીંચકા ઉપર એક પત્ર હતો. એ પત્રમાં વિદ્યાએ જણાવ્યું હતું કે: 'તમારી સાથે હું વધારે વાર રહી શકું એમ નથી. હું જાઉં છું. મારી શોધ કરશો નહિ. મારે તમારી પાસેથી ભરણપોષણ નથી જોઇતું.'

હસમુખ એ પત્ર સામે જોઇ રહ્યો. વિદ્યાના આ પરિચિત અક્ષરો હવામાં નાચતા નાચતા અપરિચિત આકાર ધરતા દેખાયા.

આ ઘા કારી છે કે નથી, એને એ સામી છાતીએ ઝીરવી શકશે કે નહિ એની હસમુખને પહેલાં તો કાંઇ સમજ ન પડી. એક ઉંડો નિશ્વાસ નાખી, ઉજ્જડ મ્હેરે એ ખાટલા ઉપર બેઠો.

એણે ક્યાં ભૂલ કરી હતી ? પ્રભા સાથે પરણવામાં ? પ્રભાથી ફારગ થવામાં ? ભરણ-પોષણ આપવામાં ? કે વિદ્યા સાથે ફરીને પરણવામાં ? વિદ્યા શા માટે પોતાને તજી ગઈ ! બાળક અવસાન પામ્યું હતું : પરંતુ બાળક તો જેટલું વિદ્યાનું હતું તેટલું જ પોતાનું પણ હતું કે નહિ ?

પ્રભાની સાથે પોતે ના રહી શક્યો. વિદ્યા પોતાની સાથે ના રહી શકી. આ ચક્કરમાં સત્ય શું હતું, સાર શો હતો, અર્થ શો હતો ? કે આ બધી ઘટમાળ અર્થ વગર જ આંધળી ગતિએ જ ફરતી રહેતી હતી ?

હવે શું ? પ્રભાને ફરીને બોલાવવી ? પ્રભા ! પ્રભામાં કોઇ કુડું તત્ત્વ ન હતું. પ્રભા સ્નેહાળ હતી. ઘરરખ્ખુ હતી. વળી અત્યારના આર્થિક સંકટકાળમાં વંધ્યા હતી. પ્રભાને બોલાવવી ? શા માટે ન બોલાવવી ?

પણ–પણ–પ્રભા પોતાને જે સેવા અને શરીર આપતી હતી એના બદલામાં બારેમાં બારે મૂલ્ય માગતી હતી. પ્રભા એક તો એનો આખો ને આખો પગાર માગતી ને એક પાઇ પણ અંગત ખર્ચવા ન દેતી. પ્રભા એને મિત્રોમાં ફરવા ન દેતી. પ્રભા એને સામુદાયિક જીવન જીવવા નહોતી દેતી. પ્રભા માગતી હતી કે, પોતે હસમુખરાયને ધણી તરીકે સ્વીકારે, હસમુખરાયનું ઘર ચલાવી દે, એના બદલામાં હસમુખરાયે પ્રભાની સતત બુતપરસ્તી જ કરવી.

ને એક ઉંડા નિશ્વાસ સાથે હસમુખરાયને સ્વીકારવું પડયું કે આ સુઘડ ઘર–સંસાર એની શક્તિની ઉપરવટ છે. પોતાની માનવતા ને સામાજીકતાનો નાશ કરનારી છે. એ પીંજર છે અને લોખંડનું છે.

ને વિદ્યા ? વિદ્યાને શું એ જીગરથી ચાહતો હતો ? ચાહવું એટલે શું ? વિદ્યા સિવાય એ જીવી જ ન શકે એમ તો નહોતું. પરંતુ વિદ્યા

# વસંત વૈભવિની



વન ઉપવનની હું તો વિહારિણી,
આછા આછા ફૂલડાં વીણતી,
હૈડા ભરતી રે—છાબડી છલકે હો!

મદમસ્ત યૌવને ને વસંત વધામણે,
સખિયોને સંગ નિસરતી,
સ્નેહ નીતરતી રે—છાબડી છલકે હો!

વિજળીની ચમકે ને તારલાના તેજ શું
પુષ્પોના પરિમલ વહતી,
જગને કહેતી રે—છાબડી છલકે હો!

ફૂલ ભર્યે ઓઢણે ને વેલ ભર્યે કંચવે
ઝીણું ઝીણું નયનેથી જોતી
તેજને વેરતી રે—છાબડી છલકે હો.

સરવર વાટમાં ને ચંદ્રિકાના ઘાટમાં
ચાતકની ચીસે કંઇ રમતી,
દર્દને ભરતી રે—છાબડી છલકે હો.

કોકિલના સંગમાં ને મયૂરના રંગમાં
થૈ, થૈ, પગલે નાચતી
રસ રંગ રાચતી રે, છાબડી છલકે હો!

આનંદ ગામિની-વસંત વૈભવિની
સૂજન સંદેશ જગ કહેતી
આત્મ વિકસતી રે, છાબડી છલકે હો!

ભભૂતિ

વગર એને ચેન ન પડે, વિદ્યા વગર ઘર અપ્રિય લાગે; વિદ્યા વગર પોતાને એકલતા લાગે. જો આ પ્રેમ હોય તો તે વિદ્યાનો પ્રેમી હતો ને આ જો દાંપત્ય હોય તો એ આ વિદ્યાનો સાચો ખાવિન્દ હતો.

[૭]

વિદ્યાએ પોતાની એક સહિયરને ઘેર જઇ કહ્યું :' હું હમણાં તારે ઘેર જ રહેવાની છું.' સહિયરને આ વાત નવાઈ ભરી લાગી, પરંતુ એણે પોતાની એ તાજુબી વ્યક્ત ન કરી.

વિદ્યાની સહિયર એ ગામની કન્યાશાળામાં મુખ્ય શિક્ષિકા હતી. જ્યારે વિદ્યાએ બીજા કોઈ ખુલાસા વગર પોતાને પણ કાંઇક રોજગારી જોઇએ છે એવી વાત એ સહિયરને કરી ત્યારે એણે વિદ્યાને પોતાની શાળામાં ખાલી પડેલી એક મહેતીજીની જગ્યા આપી. વિદ્યા ત્યાં જ રહેવા લાગી. ને એમ ને એમ દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા.

વિદ્યાને હસમુખ યાદ નહોતો આવતો એમ ન હતું. પોતાના બાળવૈધવ્યનાં વર્ષ–જંગલમાં પોતાને મળી ગયેલા સોબતીને એ એમ તરત ભૂલે એમ પણ નહોતું. પરંતુ હવે તો એ હસમુખ પોતાની જૂની મહોરદાર તરફ આકર્ષાયો છે ને? ને જ્યાં પોતાની જરૂર ન હોય ત્યાં એક ક્ષણ પણ રહેવામાં વિદ્યાને સ્વમાનનો ભંગ દેખાતો હતો.

અનેકવાર હસમુખને પત્ર લખવાનું, હસમુખ પાસેથી ખુલાસો મેળવવાનું કે હસમુખને પોતાના ખુલાસા આપવાનું વિદ્યાને દિલ થયું. પરંતુ એ તમામ વખતે એના બાળકનું રૂહ જાણે કે કાળી શાહીમાં જાગતું હતું. લખવા માટે લીધેલા કાગળમાંથી જાણે કે પ્રભાનો ચહેરો એની સામે ડાચિયાં કરતો હતો. પોતાની અને હસમુખની વચ્ચે એક ચેહ અખંડ જલતી હતી. કેમ કરીને એ ચેહ ઓળંગાય? વિદ્યા લીધેલા કાગળ ફાડી નાખતી ને શુષ્ક

નયને ઉજ્જડ ચહેરે આભને તાકીને બેઠી રહેતી.

વિદ્યાની બહેનપણી વિદ્યાની વેદનાથી વાકેફ થવા મથતી હતી. પોતે પોતાના પતિ સાથે નથી રહેવા માગતી એટલો જ ખુલાસો વિદ્યાએ કર્યો. પરંતુ સહિયર અને વિદ્યા રાત દિવસ સાથે રહેતાં; રાતદિવસ અવારનવાર વાતો કરતાં; પરિણામે વિદ્યા જાણે એ પહેલાં પોતાની આખી કથની સહિયરને એ કહી ચૂકી હતી. સહિયરને તો માત્ર ક્યાંક ક્યાંક સરવાળા જ કરવાના રહેતા હતા. સહિયર એ બહુ સહેલાઈથી કરી શકી.

એક દિવસ સહિયર બહાર ગઈ હતી. વિદ્યા શાળામાંથી તાજી ઘેર આવીને પોતાને માટે ચાહ મૂકતી હતી. ત્યાં મકાનનું બહારનું બારણું કોઈકે ખખડાવ્યું.

વિદ્યા ઊઠી, એણે બારણું ઉઘાડ્યું. બારણું ઉઘાડતાં જ એ ચમકીને બે કદમ પાછી પડી.

દરવાજામાં કાંઈક ક્રુદ્ધ, કાંઈક કૃશ અને કાંઈક ચિન્તાતુર એવો હસમુખરાય ઊભો હતો.

'હું આવ્યો છું પૂછવા. તમે કુશળ છો? તમારે કાંઈ જોઈએ છે?'

એક ક્ષણ વિદ્યાના મગજમાં આંધી ઉપડી. તમામ જાળજંજાળ ભૂલીને હસમુખને ગળે વળગી પડવાની એને મુરાદ થઈ. એક ક્ષણ તમામ વાત ભૂલી જઈને હસમુખના ભુજપાશમાં ભીડાઈ ભીંસાઈ જવાની એના હૈયામાં પાગલ ભૂખ જાગી. આખરે તો એ એનો પતિ જ હતો ને! એણે એની ભાળ મેળવી જ કાઢી. આખરે એ જ એની ખબર પૂછવા આવ્યો. પરંતુ બીજી જ પળે વિદ્યાની આંખમાં 'જાણે કે દ્રોહ પ્રગટી ને એનો ચહેરો સખત બન્યો.

'હા હું મજામાં છું. મારી કશી ચિન્તા કરવા જેવું નથી.'

વિદ્યાએ જવાબ આપીને બારણું બંધ કરી દીધું. ને બંધ બારણાની પાછળ શરીરના લોહીનું

## હાલરડું

ગગન કેરા ગોખમાં, ચાંદનીના ચોકમાં
દીઠાં ચમકન્તાં તારલા, કે
'આશા'ને ખેલવા દડૂલીઆ જી રે.

ધરતી ઉત્સંગે, સાગર સપાટીએ,
ઝૂલન્તા ફીણભર્યાં મોજાં કે
'આશા'ના દૂધના ઊભરા જી રે.

પુષ્પના પરાગમાં, અર્ભકોની આંખમાં,
સીંચી નિઃસીમ જે મધુરતા તે
'આશા'ના સ્મિતની સૌમ્યતા જી રે.

પર્ણોના ઝુંડમાં, વાદળના વૃન્દમાં,
દીઠાં ચમકન્તાં પાણીડાં કે
'આશા'ના નેનનાં આંસુડાં જી રે.

અંધારી રાતમાં, ચંચલાની આંખમાં
આંજ્યાં જે ઘેરાં અંજણ કે
'આશા'ના નેત્રની કાલિમા જી રે.

ગર્જન્તા મેઘમાં, ડોલન્તા વૃક્ષમાં
છૂપી નિસર્ગની ભવ્યતા કે
'આશા'ના આત્મની ગહનતા જી રે.

સૌ. હંસા શરતચંદ મુનીમ

બુન્દેબુન્દ ઓગળી ઓગળીને ખારા પાણી જેવું બનતું હોય એમ વિદ્યા છાતીફાટ રોઈ.

[૮]

પોતાની સામે બેપરવા ને ઉતાવળા આગ્રહથી બંધ કરવામાં આવેલા બારણા સામે હસમુખરાય થોડીક વાર જોઈ રહ્યો. ને ત્યાર પછી એ આંખોને ભોંય ઉપર જડીને ધીમેથી અને ભારે પગલે પાછો ફર્યો.

એ દિવસે કોઈની સાથે એ બોલ્યો નહિ. એની ઉપાધિઓથી વાકેફ એના મિત્રમંડળમાંથી કોઈએ એને બોલાવ્યો નહિ. રાત, આખી રાત એ અંતરમંથન કરવા લાગ્યો.

સમાજના સ્થાપિત ધોરણ સામે એણે ચાહન બંડ ઉઠાવ્યું હતું. એનો આશય પૂરો સમજાયો ન હતો અને ઉલટાની એને બદનામી મળી હતી. હસમુખરાયને એની કાંઈ ચિન્તા ન હતી. એના હૈયાના તીક્ષ્ણ ઝખમમાં નિત્ય લીલાં લૂણું ભરનારી તો એક વાત એ હતી કે, એનું બંડ સફળ નહોતું થયું !

કોણ કહે છે કે 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં ?' કોણે એમ કહ્યું હતું કે: 'લગ્ન એ કેવળ હૃદયનો પ્રશ્ન છે?' કોણ એમ કહેતું હતું કે: 'સંસારરથનો ભાર એક કરતાં બે જણ વધારે સારી રીતે વહી શકે છે?'

એણે આ જૂઠાણાં ચલાવીને આ સોનાનું પીંજર ઉભું કર્યું હતું ? આજ—આજ—પોતે કડવા અનુભવે એક વાત બરાબર સમજ્યો હતો: લગ્ન એ જવાબદારી છે—ધાર્મિક નહિ, પરંતુ આર્થિક. લગ્ન જેવી સ્થુળ બાબત ઉપર ધર્મના, શાસ્ત્રના પારલૌકિક સાજ સજનારાએ જગતની ભયંકર મશ્કરી કરી છે. લગ્નને અવિચ્છિન્ન બનાવનારાએ કારમામાં કારમું સોનાનું પીંજર રચ્યું છે.

ઉજ્જડ ચહેરે હસમુખ પોતાના મકાનની અગાસીમાંથી આભને તાકી રહ્યો. ક્યાંય સુધી એ એમ ને એમ ઉભો રહ્યો. એના મગજના જ્ઞાનતંતુઓ અત્યારે આસમાન સાથે એકાકાર બનતા હતા.

ક્યાંય સુધી એ એમ ને એમ ઉભો રહ્યો. આખરે એ ઓરડામાં ગયો. એણે પ્રભાને અને વિદ્યાને પત્રો લખ્યા. ટીકીટો ચોડીને એને ટપાલની પેટીમાં નાખી આવ્યો.

પાછો એ ઘેર આવ્યો. એણે પોતાની પેટીમાંથી એક નાની બાટલી કાઢી. બાટલી ઉપરની લાલ ટીકીટની ચેતવણી ઉપર એણે શુષ્ક હાસ્ય કર્યું. અને પછી ધીમે ધીમે એ આખી બાટલી પી ગયો.

હસમુખે આપઘાત કર્યો. અર્થના ખડક સાથે એની નૌકા ભાંગીને ભુક્કો થઇ ગઇ. બાટલી દૂર ફેંકવા જેટલીયે સાન એને નહોતી રહી.

[૯]

થોડા દિવસ પછી પોતાના ભાઇને લઇને બહાવરી બનેલી પ્રભા ત્યાં આવી પહોંચી. એ ડરતી નહોતી. એની સુક્કી આંખમાં અપાર્થિવતા હતી. એના ભૂરા ઉજ્જડ ચહેરામાં કારમા ઓળા પથરાતા દેખાતા હતા.

હસમુખના શબને ક્યારનું યે જલાવી દેવામાં આવ્યું હતું. હસમુખના સામાન ક્યારના યે બંધાઈ ચૂકયા હતા. એ ઘરમાં હસમુખની હયાતીનું કોઈ સ્થુલ નિશાન પણ નહોતું રહ્યું. જગતના જગન્નાથી રથ નીચે એવા કંઇક માનવપંખીઓ આવીને ચાલ્યાં જાય છે. એથી રથયાત્રા કદિયે થોભી જાણી છે?—

મૃત્યુના એ મકાનમાં વિદ્યા પણ આવીને ઉભી રહી.

પ્રભા મકાનની પરસાળમાં આવી વિદ્યાને જોઈ રહી. પોતાના પતિને લોલુપ બનાવનાર વિધવાને એ પોતાની આંખોથી માપી રહી.

'કોણ તમે વિદ્યા કે?'

વિદ્યાએ પ્રભાને કોઈ દિવસ નહોતી જોઇ.

'અને તમે?'

'મારું નામ પ્રભા.'

વિદ્યા પ્રભાને જોઇ રહી પ્રભા વિદ્યાને—જોઈ રહી. ક્યાંય સુધી એ બે સ્ત્રીઓ એકબીજા સામે જોઇ રહી. એમની આંખો સારઠી બનીને એકબીજાના અંતરો જાણે વીંધી રહી.

આખરે પ્રભા બોલી: 'આપણે બે—બે—શોકયો...આપણે બે બહેનો...'

વિદ્યાએ જવાબ દીધો: 'આપણે બે બહેનો.' આપણે આપણા બેની વચ્ચે એક જુવાનનો જાન લીધો. આપણે બે બહેનો.'

ને વિદ્યા અને પ્રભા એક બીજાને કોટે વળગીને ખૂબ રડી.

ગુજરાતના ચિત્રલેખા



# સૌ. ભદ્રા દેસાઈ

*

સોનું અને સુગંધ સાથે મળે તો સ્વર્ગ સદેહે ઉતરી આવેલું લાગે એવું સુમધુર જીવન માળનાં ચિત્રકાર દંપતીમાં શ્રી કનુ દેસાઈનું ગૃહજીવન મઘમઘી રહ્યું છે.

અમદાવાદમાં એલીસબ્રીજને ઝાંપે આવેલી ગુજરાત સોસાયટીમાં 'દિપિકા'ના પગથીઆં ચઢતાં ઝાંપલીની રણઝણતી ટોકરીઓથી તમારૂં આગમન જાણી બારણાંની જાળી ઉઘાડતાં તમારૂં સ્વાગત કરવા જે આવે તે શ્રી. ભદ્રાબહેન દેસાઈ.

એ ભદ્રાબહેન ગુજરાતના લાડીલા યુવાન ચિત્રકાર શ્રી કનુ દેસાઈનાં ધર્મપત્ની છે: ચિત્રલેખા છે.

ગુજરાતને 'કરણઘેલો' જેવી ગુજરાતી સાહિત્યમાં પહેલી નવલકથા આપનાર જાણીતા સાક્ષર શ્રી. નંદશંકર મહેતાની ત્રીજી પેઢીએ જન્મેલાં શ્રી. નલિનીબહેન એ ભદ્રાબહેનનાં માતા થાય. સંસ્કારી માતા નલિનીબહેન અને વત્સલ પિતા યશવંતરાયનાં ભદ્રાબહેન પુત્રી છે અને એવા માવિત્રો પાસેથી સંસ્કારનો ભદ્રાબહેનને વારસો મળ્યો છે.

પિતા મુંબઈમાં ઇનકમટેક્ષ ઓફીસમાં કામ કરતા એટલે એમનું પ્રાથમિક શિક્ષણ શાન્તાક્રુઝની પ્રાથમિક શાળાઓમાં થયું અને અંગ્રેજી ત્રણ ધોરણો પૂરાં કરી તેમણે માતામહિ શ્રી. સીતાબા પાસે વડોદરામાં રહી આગળ અભ્યાસ શરૂ કર્યો. વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલમાં એમણે ઠેઠ મેટ્રીક સુધીના વર્ગો પૂરા કર્યા.

વડોદરામાં એમના માતાના કાકા શ્રી. મનુભાઇ મહેતા દિવાનપદે હતા અને એમના મામા શ્રી જ્યોતિન્દ્ર મહેતા કેળવણી અધિકારી હોવાથી દાદીની હુંફમાં શ્રી. ભદ્રાબહેને પોતાનો વિકાસ કર્યો.

૧૯૨૯માં તેમણે વડોદરામાં ઠેઠ મેટ્રીકની પરીક્ષા પાસ કરી અને પછી ઠેઠ કોલેજ વડોદરામાં ન હોવાથી અમદાવાદમાં લાલશંકર મહિલા પાઠશાળામાં દાખલ થયાં અને કોલેજના કન્યા છાત્રાલયમાં રહી મીસ ભાગવતની દેખરેખ તળે પોતાના અભ્યાસ અને સ્વાસ્થ્ય માટે નિશ્ચિંત બન્યાં.

આ અરસામાં ગુજરાત કોલેજમાં વિદ્યાર્થીઓની હડતાળ શરૂ થઇ, એના આગેવાન શ્રી. રોહીત મહેતા હતા. રોહીત મહેતા ભદ્રાબહેનના સગા થાય ને થોડો વખત ભદ્રાબહેન ત્યાં રહેલાં એટલે એ લડતમાં પણ તેમણે ફાળો આપેલો. એ વખતે શ્રી. કૃપલાનીજીની એ લડતને દોરવણી હતી એટલે શ્રી. કૃપલાનીજીનાં એઓ લાડકાં બની શકેલાં.

પ્રિવિયસમાં જ તેમણે ચિત્રકળાને એક વિષય તરીકે સ્વીકારેલી, અને એ અરસામાં તેઓ શ્રી. કનુ દેસાઈની કળાથી મુગ્ધ બની અવારનવાર એમના પરિચયમાં આવતાં. આ પરિચય દ્વારા જ તેમનામાં એકબીજામાં સમાઇ જવાનાં બીજ રોપાયાં.

૧૯૩૨ માં ચોરવાડમાં વ્યાયામ વર્ગ ખોલાયો હતો, તેમાં શ્રી ભદ્રાબહેન ગયેલાં.

## સૌ. ભદ્રાબહેન દેસાઈ



*

એ અરસામાં શ્રી. કનુભાઇએ પણ કાઠિયાવાડનો પ્રવાસ શરૂ કર્યો ને થોડા દિવસો ચોરવાડમાં એ વ્યાયામ વર્ગ ચાલતો હતો ત્યારે ત્યાં રોકાઇ ભદ્રાબહેન સાથેના પરિચયમાં વધારો કર્યો. અને ૧૯૩૨ માં ભદ્રાબહેન ચિત્રકળા લઇને જી. એ. પાસ થઇ મુંબઇ ગયાં.

પણ બન્ને વચ્ચેનું આકર્ષણ વધતું જતું હતું. ભદ્રાબહેને મુંબઇમાં જઇ વનિતા વિશ્રામમાં નોકરી સ્વીકારી અને સવારના વખતમાં પી. એ. ના કલાસ ભરવા માંડ્યા. ૧૯૩૩ માં તેમણે જાણીતા કળાકાર શ્રી. હલધનકર પાસે ચિત્રકળાની કેટલીક તાલીમ લીધી. આ વખતે તેઓ સવારે ઘેરથી નીકળી પી. એ.ના કલાસ ભરે, બપોરે શાળામાં નોકરી કરે અને સાંજે ચિત્રકળાનું શિક્ષણ લેવા શ્રી. હલધનકરના સ્ટુડીઓમાં જાય. આમ આખા દિવસના પરિશ્રમથી એમનામાં ખડતલપણું આવ્યું. અને એમનામાં ખંત, ધીરજ અને સહિષ્ણુતા કેળવાયાં.

૧૯૩૪ માં તેઓ પી. એ. થયાં, અને ચિત્રલેખા તરીકે એમનાં ચિત્રોને સ્થાન પણ મળવા લાગ્યું. તે વખતે તેઓ શ્રી. કનુ દેસાઇ



સાથે લગ્નગ્રંથીથી જોડાયાં. આજે તેમને કિરીટ અને કાર્તિક—બે બાળકો છે.

આજે પણ આંતરજ્ઞાતિય લગ્ન કરનાર બાળાઓને બહારગામ ચાલી જઇ છૂપાં લગ્ન કરવાં પડે છે ત્યારે આજથી પંદર વર્ષ ઉપર આંતરજ્ઞાતિય લગ્ન ઘરને આંગણે માતાપિતાની હાજરીમાં કરવા માટે કુટુંબને કેટલું સમજાવવું પડયું હશે, કેટલા વિરોધો સામે ઝઝુમવું પડયું હશે. એ વિચારતાં એમણે બતાવેલી હિંમત અને સમજાવી લેવાની કુનેહ અને ડહાપણનો ખ્યાલ આવ્યા વિના રહેતાં નથી.

૧૯૩૬ માં તેઓ કર્વે મેટ્રીકમાં ત્રણ વર્ષ માટે ડ્રોઇંગના પરીક્ષક પણ નીમાએલાં ને એ રીતે એમણે કર્વે વિદ્યાપીઠની સેવા કરી પોતાનું ઋણ અદા કર્યું છે.

શ્રી ભદ્રાબહેનને ગૃહજીવન ગમે છે ને એમના ઓરડામાં પગ મૂકો કે તરતજ તમને ગૃહજીવનની સોડમ મઘમઘતી લાગે. ભીંત ઉપર નજર કરો કે બારીબારણાના પડદા તરફ દ્રષ્ટિ કેંકો એટલે કળા નીતરતી હોય. એ જોવા તમારી આંખ સ્થિર થઇ જવાની. ગમે તેવા કપડામાંથી તેઓ પડદાને કળામય બનાવે છે; વિધવિધ ચિત્રો, વેલ કે પક્ષીઓ દોરી સજીવ વાતાવરણ સર્જે છે. એમનાં રસોડામાં કે ઓરડામાં ઠેરઠેર કલામય રીતે ગોઠવાયેલું તમને લાગે અને આંખને જોઇ રહેવાનું મન થાય એવી રંગોળિઓ તમારૂં મન સ્થિર કરે.



શ્રી. કનુભાઈનું કુટુંબ

ભરતકામ ઉપર એમને ખુબ શોખ છે એમના વસ્ત્ર-સંગ્રહમાં વિધવિધ કળા રજુ કરતાં ભરતકામના નમુનાઓ સંઘરનારની કળા-પરીક્ષા માટે તાજ્જુબ બનાવે.

એમનાં ચિત્રોમાં મોટે ભાગે તમને ગૃહ-જીવન જ જોવા મળવાનું. માતૃત્વ અને સંસાર એ એમના પ્રિય વિષયો છે. 'શોભા' નામના તેમના રેશમી કાપડ ઉપરના ત્રિરંગી ચિત્રે તો ૧૯૩૬-૩૭ માં પૂના ચિત્રકળા પ્રદર્શનમાં એમને સીલ્વર-કપ અપાવેલો.

આર્ય સંસ્કૃતિના એ પૂજક છે. ગોપી જેવા વ્રતચિત્રો, મીરાંબાઇનાં ભજનિક ચિત્રો, ગોવાળણીઆનાં કુદરત ચિત્રો અને છૈયા જેવાં માતૃત્વ ઉભરાતાં સંસારચિત્રો એ એમની ખાસ વિશિષ્ટતા છે. અને એ બધામાં હિંદી સુશોભનો એ એમનો શોખ રજુ કરે છે.

અંગશૃંગાર અને વસ્ત્રવિધાનમાં એમની કળા ખીલી ઉઠે છે. 'શૃંગારિકા' નામનું એમનું આલ્બમ એમનો શોખ અને અભ્યાસ જાણવા માટે ઉત્તમ સાધન છે.

શ્રી. કનુભાઇના ચિત્રોમાં એમની ઘણી પ્રેરણા હોય છે.

દિગ્દર્શનમાં પણ ભદ્રાબ્હેન સલાહ સૂચન કરે છે. હમણાં જ ઉતરતા ચિત્રપટ "શેણી વિજાણંદ"માં અને ગુજરાતી 'મીરાં'માં શ્રી. ભદ્રાબ્હેને દિગ્દર્શક તરીકેના પોતાના જ્ઞાનનો પરિચય કરાવ્યો છે.

આદર્શ ગૃહિણી તરીકેનું એમનું સ્થાન એમણે સાચવી જાણ્યું છે. આતિથ્ય અને ઔદાર્ય જે કાઠિયાવાડીઓનાં વખણાય છે તે પોતે ગુજરાતી હોવા છતાં ય એમનાં જીવનમાં એમણે ઉતાર્યાં છે ને પચાવ્યાં છે.

શ્રી. ભદ્રાબ્હેન તેમની કળામાં ઉત્કર્ષ પામે અને શ્રી. કનુભાઇની સાથે ઘણા ચિત્રસંપૂટો ગુજરાતને સંપડાવે એવું ઇચ્છીએ.

## ઘેર ઘેર સ્ત્રીઓમાં માનીતું પર્વ



# ભાઇબીજ

: લેખક :

શ્રી. મનુભાઇ જોધાણી

*

એક વખત યમરાજા ફરતા ફરતા જમનાજીને ત્યાં આવી ચડયા. જમનાજી તો એમને જોઈને રાજીરાજી થઈ ગયાં. એમનો સત્કાર કરવામાં અરધા અરધા દેખાવા લાગ્યાં. એમણે યમરાજાને આસન આપ્યું, ને કંસાર કરીને જમાડયા.

યમરાજાએ જમનાજીના સ્વાગતનો સ્વીકાર કર્યો; એમને બહેન કહીને બોલાવ્યાં.

હિંદુ સમાજમાં બહેનને ઘેર ખવાય નહિ, ને ખાય તો બહેનને કાંઈક આપવું પડે, એવી માન્યતા છે એટલે યમરાજાએ જતી વખતે જમનાને કહ્યું, 'બહેન હું તને શું આપું ! તારે જોઈએ તે માગી લે.'

જમનાજી કહે કે મારે શી ખોટ છે ? પૈસા ટકા કે ધનમાલને હું શું કરૂં ? મારે તો ભાઇ નહતો તે તમારા જેવો ભાઈ મળ્યો. બળેવે હું તમને રક્ષા બાંધીશ. મને નભાઈને ભાઈ મળ્યો એ કાંઈ જેવી તેવી પહેરામણી છે !

અરે બહેન, મારે પણ બહેન નહોતી. આજથી તું ને હું ભાઈબહેન-પણ બહેને ઘેર ભાઇ જમ્યો તે ખાલી હાથે બહેનને કાંઇ આપ્યા વગર જાય ? એમાં તો મારે શરમાવું પડે. બહેન બોલ, બોલ, જે માગે તે આપું. પણ મને એમનો એમ પાછો વિદાય ન કર.

જમનાજી વિચારમાં પડયાં. શું માગું ? મારે શી ખોટ છે ! પણ યમરાજાએ ખૂબ આગ્રહ કર્યો, એટલે એમણે માગ્યું : 'ભાઈ, સહુ ગંગાજીમાં સ્નાન કરી પાપ ટાળ્યાનું માને છે. આજથી જમનાજીમાં સ્નાન કરનારને તારા પાર્શ્વદનું તેડું ન આવે એટલું હું માગું છું.'

તથાસ્તુ કરીને યમરાજા વિદાય થયા.

આ દિવસ હતો કારતક સુદી બીજનો. તે દિવસ ભાઈબીજ કહેવાયો. તે દિવસે ભાઈ બહેનને ઘેર જમવા જાય, સાથે બેસીને જમે. ભાઇ બહેનને ભેટ આપે. એ રીતે ગામેગામ અને ઘેરઘેર ભાઈબીજ વર્ષોવર્ષ ઉજવાવા લાગી.

*

ભાઈબીજ આવે એટલે ભાઈ જ્યને બહેનને ઘેર ઉભો રહે. ભાઇબહેન કિલ્લોલ કરે. દિવાળીનું આણું વળાને આવેલી તેર તેવડી સાહેલીઓ વહેલી વહેલી ઉઠી, પાણી ભરી આવે, રસોડામાં પેસી મઘમઘતી રસોઈ બનાવે ને ભાઈની વાટ જોતી બેસે.

બ્રાહ્મણવાડામાં એક ગરીબ ડોશી ને એનો કનૈયા કુંવર જેવો દીકરો રહે. દીકરો કાશીએ ભણવા ગયેલો. ભણીગણીને બાજંદો બનેલો. એને ખાનદાન કુળની કન્યા સાથે પરણાવેલો. એમના સુખનો પાર ન હતો. પણ સાસુની જીભ કુવાડા જેવી. વારે વારે રાંડ' 'નભાઈ' કહીને ગાળોનો વરસાદ વરસાવે. બળેવે કે દિ એ બિચારી આંસુ સારે. વીરપસલી વખતે એના મ્હેરા ઉપરથી નૂર ઉડી જાય, ને અણો-હરી થઇને ફરે.

ભાઈબીજ આવી, પાણી ભરીને આવતી સખીઓનું ટોળું આનંદ કિલ્લોલ કરતું આવતું હતું. બ્રાહ્મણની પુત્રવધૂ એમને જોઈ ઠીજરાઈ ગઈ. સહુને ઘેર ભાઈ આવશે, કંસાર જમાડશે, ને મારે તો 'નભાઈ' ની ગાળ ખાઈને આંસુ સારવાનાં. આ સુપર્વના પર્વને દિવસેય સુખ નહિ. એની આંખો ભીની બની. અધ્ધરી ને ઓશીઆળી બની ઘરમાં આંટા મારવા લાગી. પાડોશીઓને ઘેર થતી દોડાદોડી, યુવાન વધૂઓની ધમાધમ અને રસોઈની સોડમે એનું ચિત્ત ચગડોળે ચડ્યું. એના જીવને શાન્તી ન હતી. એ ઘડી ઘડી ખડકીનું બારણું ઉઘાડે, બારણું ઝાલી લાંબી નજરે દૂરદૂર તાકી રહે, ને પછી ઉંડો નીસાસો મૂકી ઘરમાં આવે.

એની સાસુએ ગાળ માંડી, 'રાંડ નભાઈ! તારે ક્યાં ભાઈ છે કે આવે? તારે કોની વાટ જોવાની!'

યુવાન વહુની આંખે શ્રાવણ ભાદરવો વહી ચાલ્યો. બાઈ ઓરડામાં જઈને બેઠી. હે ભગવાન! મારા કયા ભવના પાપ હતાં કે મને ભાઈ વિનાની 'નભાઈ' રાખી!

જાણે ભગવાને એને દિલાસો આપ્યો હોય એમ એને ઝોકું આવ્યું. એને લાગ્યું કે પોતે ભાઈને જમાડે છે ને ભાઈ બહેન સાથે બેસીને જમે છે.

એટલામાં સાસુની ત્રાડે એ ઝબકી ઉઠીઃ 'વહુ, હવે રાંધવું છે કે નહિ!'

વહુ ઉઠી. એના અંગમાં ચપળતા ઉભરાતી હોય એમ લાગ્યું. એના દિલમાં હર્ષના ઉભરા સમાતા ન હતા. એણે ઝટઝટ ઉઠીને ચૂલો સળગાવ્યો; દાળભાત ને કંસાર તૈયાર કર્યો.

સાસુ તો રસોઈની સોડમે બળતી જાય ને ગાળો ભાંડતી જાયઃ 'રાંડ નભાઈને ભાઈ નહિ ને આજ ભાઈબીજ ઉજવવી છે!'

પણ બાઈ તો ભાઈની રાહ જોતી હોય એમ ઘડી ઘડી બારણા સામે જોયા કરે. એમ કરતાં બપોર થયાં. બાઈએ ઉંડો નીસાસો મૂક્યો. ઉઠીને તુલસીક્યારે જઈ પાણી રેડ્યું ને ઘીનો દીવો મૂકી પગે લાગીઃ 'હે તુળશી મા, મને નભાઈને ભાઈ દેજો. હે યમરાજા! જમનાજીના ભાઈ થયા એમ મારા ભાઈ થજો!' ત્યાં તો ખડકી ખખડી ને એક ભીક્ષાર્થી અંદર આવ્યો. એણે ઓશરીની કોરે ઉભા રહી 'વિદ્યાર્થીના આશિર્વાદ' કરી છાલીઉ ધર્યું.

સાસુએ મશ્કરી કરીઃ 'વહુ, આ તમારો ભાઈ આવ્યો!'

ચીંથરે હાલ ઉભેલો વિદ્યાર્થી સમસમી ઉઠ્યો. ઓરડાના ઉંબરામાં ઉભેલી વહુ બળી ઉઠી.

'આજ ભાઈબીજ છે એટલે બહેનને ઘેર આવ્યા હશો?' સાસુએ દાઝ્યા ઉપર ડામ દીધો.

પણ એ ભીક્ષાર્થીના દીલમાં ભગવાન આવ્યા. એણે ખભેથી ખડીઓ ઉતારી થાંભલી પાસે મૂક્યો ને બોલ્યોઃ 'માજી, મારે બહેન નથી. આજથી એ મારી બહેન!'

ડોશી ખડખડ હસી પડ્યાં.

પણ વહુએ તો સાસુના બોલને માથે ચડાવ્યો. એણે નજીક આવી એના ઓવારણા લીધાં અને પગ ધોવા પાણી આપ્યું. ને બોલીઃ 'આજથી તમે મારા ભાઈ!'

ભાઈ બહેન સાથે બેસીને જમ્યાં. સાસુ તો અડખે પડખે પાડોશણોમાં ફરી વળી. વહુનો ભાઈ આવ્યો છે. ઘણે વરસે આવ્યો છે તે પાર વગરનું નવાજશે. હાશો મારી બાઈઓ, બોનુ હાશો.'

પાડોશણોને કૌતક થયું. વહુને ભાઈ ન હતો તે ક્યાંથી આવ્યો? જોણું ને વગોણું કરવામાં પાવરધી બાઈઓ આવી આવીને બેસવા માંડી. ભાઈબહેન જમી ઉઠ્યાં.

બહેને ઘરમાં જઈ નવરંગી સુંદરી ઓઢી, હાથમાં કંકાવટી લીધી ને ભાઈ પાસે આવી

## કોણે જગાડી ?



કોણે જગાડી, મને કોણે જગાડી ?
સૂતા ભર-યૌવને કોણે જગાડી ?
સ્વાર્થી પુરૂષોની આજ જોરાને આહુતી,
ભલે જગાડી, મને ભલે જગાડી....કોણે....
સ્વપ્નોની સૃષ્ટિમાં રાચતી હતી ત્યાં,
જાગીને જોઉં તો યોગી-સંસારી,
કવિતા પ્રેરણા કોણે જગાડી ?
કોણે જગાડી, મને કોણે જગાડી ?
માતપિતા, પતિપત્ની, ભાઈબેન કોઈ,
સખીઓનો પ્રેમ સરખાવું નહિ,
દિવ્ય પ્રેમે આજ મને કોણે જગાડી ?
કોણે જગાડી મને કોણે જગાડી ?
મુક્તિની ઝંખનામાં સુતી હતી ત્યાં,
આઝાદીનું સ્વપ્ન મારે જોવું હતું;
નારી ઉદ્ધાર જ્યોત દિલ ઝંખતું...
કોણે જગાડી, મને કોણે જગાડી ?
પ્રેરણા કિનારે પહોંચું હું એકલી,
ઝંખના અખંડ આશ છોડે નહિ,
જ્ઞાન-પ્રાપ્તિએ જગ જાવું દોરી....
કોણે જગાડી, મને કોણે જગાડી ?
સાથી ન કોઈ જગે મારો સંગાથી,
રસ્તો વેરાન દિશા ઉજડ વેરાન દિસે,
છૂપી રોતી આંખ કોણે લોહી ?
કોણે જગાડી, મને કોણે જગાડી ?
નિરાશાની નીંદમાં ડુબી હતી હું,
જાગવા પ્રલયકાળે સૂતી હતી હું,
શાને જગાડી મને શાને જગાડી ?....
કોણે જગાડી ? મને ભલે જગાડી.

વૈદ્ય પદ્માવતી

---

એના કપાળમાં ચાંદલો કરી ઓવારણાં લીધાં: 'સો વરસના થજો ને તમારી લીલીવાડી વધજો.'

ભાઈએ ઉઠીને ખડીઓ લીધો. સાસુએ પાડોશણો સામે આંખ મીચકરીઃ 'હમણાં લોટનો ઢગલો કરી દેશે !'

બીજીએ પડખે બેઠેલીને આંગળી મારી, 'આ ભીખારી લોટે નીકળેલો તે ભાઈ થઈ જમી જશે.' ને બીજી બાઈઓ હસી પડી. વહુ તો છોભીલી પડી ગઇ.

ત્યાં તો ભાઈએ ઉઠીને ખડીઓ બહેનના હાથમાં આપ્યો. 'બહેન, આ તને વીરપસલી' કહી એ ખડીઓ આપી ચાલતો થયો.

'લ્યો, વહુને વીરપસલી આવી. ઘણે વરસે આવ્યો એટલે આપ્યું ય ખૂબ હશે,' કહી બીજી બે ત્રણ જણીઓ આડું જોઈ હસી પડી.

પણ વહુએ મ્હોં ન બગાડ્યું. એને નભાઈને ભાઈ મળ્યો એ મોટી વીરપસલી હોવાનો એને મન આનંદ હતો. પણ પાડોશણોને ટીખલ થયું. એમણે વહુની મશ્કરી કરીને મ્હેણાં મારવા માંડયાં. એકે તો ખડીઓ ઉચકાવી લઇ અંદર શું છે એ જોવા હાથ ઘાલ્યો.

જૂએ તો હીરનાં ચીર નીકળ્યાં. સોના રૂપાના ઘરેણાં નીકળ્યાં. ઉંધો વાળે તો સોના મહોરોનો ઢગલો થયો.

મશ્કરી કરનારીઓ છોભીલી પડી. સાસુ ડઘાઈ ગઈ. ને પાડોશણો શરમની મારી નીચું જોઈ ચાલી ગઈ. વહુ હાથ જોડી ઉભી રહી! 'મારા નોધારાના આધાર, આજ ભાઈ થઇને મને નવાજી એમ સહુ બહેનોના ભાઈ થઈને ભાઇબીજે આવજો ?'

## આપણા સમાજના સડેલા અંગ જેવી



# મારી કથા સાંભળો

*

હું એક ઔરત છું. ધર્મે હિન્દુ છું. મારાં લગ્ન થયાંને સાત વર્ષ થયાં છે. મારા પતિ બી. એ., એલ. એલ. બી. છે અને સાડા ચારસોના માસિક દરમાયાના અમલદારનો હોદ્દો ભોગવે છે.

હું મારા પતિને હવે વધારે વખત પતિ નામથી નથી સંબોધવા ચાહતી. પરંતુ તમને મારે મારી આખી કથા સક્ષેપમાં સમજાવવી છે, અને એ ઉપરથી મારા વર્તનમાં મારો દોષ કર્યાં છે એ તમારી પાસેથી જાણવું છે, એટલે તેમને શિરસ્તા મુજબ પતિ નામથી સંબોધું છું.

હું બહુ ભણીગણી નથી. તમને આવો કાગળ લખી શકવા જેટલું લખી વાંચી સમજી શકું છું. મારા પતિના શિક્ષણના મુકાબલે તો હું કાંઈ ભણી જ ન ગણાઉં. પરંતુ મારે તમને એટલું તો જણાવવું જોઈએ : હું અત્યારે 'લગ્નની પવિત્રતા' જેવા વિષયને સમજી શકું છું. એટલે જ તમને હું મારા લગ્નની પવિત્રતાની કથા કહેવા પ્રેરાઉં છું.

મારાં લગ્ન શિરસ્તા મુજબ થયાં. માતાપિતાએ સારું ઘર, સારો વર અને સારી કમાણી જોઈ મને મારા પતિ સાથે પરણાવી. અમારી લગ્ન–જીવનના પ્રારંભની કથા કોઈ લયલા મજનૂની કથા જેવી નથી. એ કથા કોઈ બે સામાન્ય માણસોના લગ્નજીવનની કથા જેવી સાદી, સીધી, અને રસ વિનાની કથા છે.

પ્રારંભથી મારા પતિ મારી પાસે પત્નીએ હિન્દુ સંસારના નિયમો મુજબ કરવી જોઈતી તમામ પ્રકારની તાબેદારી કરાવતા : અને એ પોતે હિન્દુ સંસારમાં પુરુષોને મળતા, સ્વેચ્છા મુજબ મહાલવાના બધા હક્ક ભોગવતા. હું આ સમજતી અને સહેતી. પરંતુ 'આમ ક્યાં સુધી ચાલશે ? હું આ ક્યાં સુધી સહન કરીશ ?' એ પ્રશ્ન હૃદયમાં સદા સળગ્યા કરતો.

સાચું કહું ? નક્કર કુરૂપ વાસ્તવિકતાને ઢાંકતા વાણીના પોશાક ફગાવી દઈને સાચી વાત કહું ? એમની શારીરિક ભૂખ સંતોષવા સિવાય અને એમનું રસોડુ સંભાળવા સિવાય એમને કદિ મારો વિશેષ ઉપયોગ લાગ્યો નહોતો કે કર્યો નહોતો.

એમ ન સમજશો કે હું કદરૂપી હતી. હું માનું છું કે હું રૂપાળી છું. કેટલાય પુરુષોને હું આકર્ષણ કરી શકું છું. મારા પિતાના અને મારા પતિના કુટુંબની આબરૂ સાચવવી જોઈએ એમ હજી મને સાચું કે ખોટું લાગ્યા કરે છે, નહિ તો હું તમને જરૂર આ પત્ર સાથે મારો ફોટો મોકલત.

પાછી મારા પતિની વાત ઉપર આવું. મારા પતિ બીજી સ્ત્રીઓના મોહમાં પડવા માંડયા. એ મોહ કયા કિસ્સામાં ક્યાં સુધી આગળ વધતો હતો તે હું નથી જાણતી. પરંતુ એનું મન અને એની આંખો સદા ઘરની બહાર ભટકયા કરતી એટલું હું કહી શકું છું.

મારાથી આ ન સહન થયું. મારી સહનશક્તિની હદ આવી ગઇ છે એ વાત મેં એમને કહી. પરંતુ એ વાતની તેમના ઉપર કશી અસર ન થઈ. તેમના જીવનની ઘરેડમાં કંઇ ફેર ન થયો.

માતૃભૂમિની આઝાદી માટે બલિદાન થનાર યુવાન સ્ત્રી

# ચિત્રા

મૂળ લેખિકા




શ્રી. કૃષ્ણા હઠીસીંગ

અનુવાદક :

શ્રી. સુમતિચંદ શાહ


*

એક શિયાળાની સવારે સેન્ટ્રલ જેલમાં વીસ સત્યાગ્રહી બહેનોની એક ટુકડી આવી પહોંચી. રાત્રીભર તેમણે ટ્રેનના એક નાના ઈન્ટરક્લાસના ડબ્બામાં પોલીસ પહેરા હેઠળ મુસાફરી કરી હતી. સવારમાં તેઓ શ્રમિત હાલતમાં નિયત સ્થળે આવી પહોંચ્યાં. તુરતજ તેમને એક કાળા ખટારામાં બેસાડવામાં આવ્યાં ને ખટારો આંચકા સાથે ચીંચુડ-ચીંચુડ અવાજ કરતો ઉપડયો.

આ બહેનોએ પહેલી જ વખત પોતાના ઘરબાર છોડયાં હતાં. તેમણે પોતાના પતિની સાથમાં રહીને હિંમતપૂર્વક કામ કર્યું હતું. આતાડિયાઓ સુધી તેમણે સરઘસોમાં સાથ આપ્યો હતો, સભાઓમાં હાજરી આપી હતી અને બહાદૂરીપૂર્વક લાઠીમાર વેઠ્યો હતો. આખરે 'બળવાન' સરકારને તેઓ ખૂબ ભયંકર ને જાહેર શાંતિ માટે ભયરૂપ લાગતાં તેમની ગીરફતારીનાં વોરંટો કાઢવામાં આવ્યાં.

આ ટુકડીમાં કેટલીક અઢારઓગણીસ વર્ષની છોકરીઓ હતી, થોડીક વીસપચીસ વર્ષની યુવતીઓ હતી અને બે પ્રૌઢા પણ હતી. એ બહેનો તમામ નાતજાતની હતી, પણ તેમનું ધ્યેય તો એકમાત્ર પોતાની માતૃભુમિની સેવાનું જ હતું. ઓગણીસ વર્ષની ઉંમરની સૌથી નાનામાં નાની ચિત્રા ભરાવદાર ને ચાલાક છોકરી હતી. તેનો ઉત્સાહ કદિ પણ ઓસરતો જણાતો નહતો. જેલના ખટારાનો ઘરઘરાટ સંભળાયો ને બીજી છોકરીઓ સાથે તે રાષ્ટ્રગીતોની પંક્તિઓ ગણગણી ઉઠી ને આનંદની ચીચીયારી પાડી ઉઠી. તેમના માટે આ એક નવો જ અનુભવ હતો. એ નવા જ અનુભવથી છોકરીઓનો ઉત્સાહ ઓર વધ્યો. પણ જેલની તોતીંગ દીવાલો સામે જ નજરે પડી ને તેમનો આનંદ એકાએક ઓસરી ગયો. પ્રત્યેક પોતાના જ વિચારોમાં ડુબી ગયું અને આ જેલયાત્રાનો શો અંજામ આવશે એ વિચારવા લાગ્યું. નજીક આવ્યાં તેમ તેમ જેલ વધુ ભયંકર ભાસી.

લોખંડના તોતીંગ દરવાજા પાસે ખટારો આવીને ઉભો રહ્યો અને કેદીઓને દાખલ થવાની નાની બારી ખોલવામાં આવી. ઓફીસમાં તેમનો સામાન તપાસવામાં આવ્યો, ને પછી તેમને દરદરાના બે જુથમાં બે બરાકોમાં પૂરી દેવામાં આવ્યાં. દરેક બરાકમાં ફાટેલ-તૂટેલ દશ બીછાનાં હતાં. થોડે છેટે સામસામી બાજુએ ભીંતમાં લોખંડની જાળીઓ હતી.

તેમાંની એક જાળીનો બારણા તરીકે ઉપયોગ થતો હતો. બીજાનાં જાળીઓ પાસે રાખવામાં આવ્યાં હતાં, જેથી સ્ત્રીચોકીદારો કેદીઓની હીલચાલ જોઈ શકે.

કેદીઓને અંદર લઈ જવામાં આવ્યાં. તેમણે જોયું તો યાર્ડ ગુન્હેગારોથી ભરેલો હતો. કેટલાંક કપડાં ધોતાં'તાં, તો બીજાઓ પોતાનાં વાસણો માંજતાં'તાં; કોઇ પોતાની બરાકોની ભોંય સાફ કરતાં'તાં તો કોઈ કંઈ બીજું કામ કરતાં'તાં. નવાં આગંતુકો પસાર થયાં, ત્યારે ગુન્હેગારો તેમના સામે આતુરતા પૂર્વક જોઈ રહ્યાં, કોઇએ મૈત્રીભર્યા સ્મિતથી આવકાર આપ્યો, કોઈ આંખો ફાડીને જોઈ રહ્યું તો બીજાઓએ તે પર કશું જ લક્ષ ન આપ્યું. ગુન્હેગાર કોઈપણ સાથે બોલે તે નિયમ વિરૂદ્ધ હોવાથી તેમના સાથે કોઈ ન બોલ્યું.

મોટા ભાગના રાજકીય કેદીઓએ ગુન્હેગારો પ્રત્યે લક્ષ આપ્યું નહિ, પણ કેટલાક ભયંકર દેખાતા ગુન્હેગારો પોતાની સામે આંખો ફાડીફાડીને જોઇ રહ્યા હતા ને ધુસપુસ કરતા હતા તે જોઈને ચિત્રા થરથરી ઉઠી. ચિત્રા ખૂબ નાની હતી અને તેને પહેલી જ પ્રસુતિ આવે તેમ હતું. સામાન્ય રીતે, કોઈ પણ બે-જીવવાળી સ્ત્રીએ ભયંકર ગુન્હો કર્યો હોય અને તેને બહાર છૂટી રહેવા દઈ શકાય તેમ ન હોય તો જ તેને જેલમાં મોકલવામાં આવે છે. રાજકીય સ્ત્રીકેદી ગર્ભવતી હોય તો તેને કદી પણ જેલમાં રાખવામાં આવતી નથી. પણ ચિત્રાએ તેને ખાસ અગત્ય આપી નહોતી, કે એ વિશે પોતાના કોઇ સાથીદારને કશું કહ્યું પણ નહોતું. તે હંમેશાં પોતાની જ નાનકડી દુનિયામાં વસી હતી, એટલે અત્યારે પણ તેણે પોતાનું રહસ્ય પોતા પાસે જ રાખ્યું.

તે આઠ વર્ષની હતી ત્યારે તેનાં માતપિતા એક અકસ્માતમાં સ્વર્ગવાસી બન્યાં હતાં; કાકાકાકીએ તેને પોતાનાં સાત બાળકો સાથે ઉછેરીને મોટી કરી હતી. તેઓ તેના પ્રત્યે માયાળુ રહ્યાં હતાં, પણ માબાપનાં પ્રેમ ને સંભાળ તે સદાને માટે ખોઈ બેઠી હતી. તેનો સ્વભાવ સરળ હોવાથી ગમે તેમ થવા છતાં તે ભાગ્યે જ બડબડતી અને જે કંઇ આવે તેને હર્ષભેર આવકારતી. કોલેજમાં બે વર્ષ પૂરાં કરીને એક વર્ષ પહેલાં જ તે પરણી હતી. તે અભ્યાસ ચાલુ રાખવા ઇચ્છતી હતી, અને લગ્નના વિચારથી તેને ગુસ્સો ચઢયો હતો, પણ પોતાનાં કાકાકાકીને નાખુશ કરવા નહોતી માગતી, એટલે જ તેણે સંમતિ આપી હતી. જ્યારે ચિત્રાએ જોયું કે જેના સાથે તેનો વિવાહ થયો છે તે એક પાતળો, સુંદર ને પોતાથી થોડાંક વર્ષ જ મોટો છોકરો છે ત્યારે તે આશ્ચર્ય આનંદ પામી. નિખાલસ સ્મિત વેરતો એ ચિત્રાને મળ્યો અને ચિત્રાનું હૃદય સંપૂર્ણ જીતી લીધું. ચિત્રાનાં લગ્ન થયાં, અને એક વર્ષ સુધી બંનેએ ખૂબ સુખી ને સંતોષી જીવન ગાળ્યું. એવામાં દેશભરમાં ૧૯૩૦ની સવિનય કાનુનભંગની લડત શરૂ થઇ. ચિત્રા અને તેના પતિ ગિરિશ-બંનેએ તેમાં ઝુકાવ્યું અને જુદાં જુદાં ક્ષેત્રોમાં અવિરત કામ કરવા લાગ્યાં. ગિરિશ ગામડામાં ભાષણ કરવા જતો, ચિત્રા પણ સાથે જતી ને સ્ત્રી-સમુદાયને અહિંસાનો સંદેશ આપતી. એક દિવસ પરોઢમાં જ પોલીસ આવીને ગિરિશને ગીરફતાર કરી ગઈ. ચિત્રા એકલી પડી. ચિત્રા વધુ ઉગ્રતાપૂર્વક પોતાનું કાર્ય કરવા લાગી ને આખરે તે પણ ગીરફતાર થઈ. ગિરિશની ધરપકડ પછી તુર્ત જ ચિત્રાને ખબર પડી કે પોતે ગર્ભવતી છે, પણ ઉત્સાહમાં જેલમાં આવી ત્યાં સુધી એ બાબત તે સાવ ભૂલી ગઈ. જેલમાં તે સ્હેજ મૂંઝવણમાં પડી કે શું કરવું ને કોને કહેવું ? પણ રખેને બીજાઓ પોતાના વિશે બિનજરૂરી ધમાલ

કરી મૂકે એ બીકે તેણે આખરે થોડા સમય પૂરતું ગુપ્ત જ રાખવાનું નક્કી કર્યું.

ધીરે ધીરે દિવસો પસાર થતા હતા અને જેલજીવનનું તીવ્ર એકરંગીપણું દૂર કરે તેવું ખાસ કશું બનતું નહોતું. રાજકીય કેદીઓ પોતાનો સમય વાંચનમાં, લેખનમાં કે ભાવિની ચર્ચા કરવામાં ગાળતા હતા. અઠવાડિયાં પર અઠવાડિયાં પસાર થયાં. કોઈ વખત કેદીઓના મુખ પર સંતોષ ઝળકતો, તો કોઈ વખત તેઓ જેલમાં કે બહાર રહી ગયેલાઓની ચિંતામાં ઉદાસીન દેખાતાં.

*

પખવાડીયે એક વખત આવતા પત્રો અને પખવાડીયે એક વખત અપાતી મુલાકાતો જ જેલજીવનની મેઘલી રાતમાં નાટક સમાન હતાં; પણ મુલાકાતો માટે આવનારાઓ પણ મોટા ભાગના સગાંઓ પાછળ ધકેલાઇ ગયા હતા એટલે મુલાકાતે પણ થોડાક જ આવતા. ચિત્રાનાં કાકાકાકી એટલે દૂરથી આવી શકે તેમ નહોતાં અને ગિરિશ જેલમાં હતો એટલે ચિત્રાની મુલાકાતે આવનાર કોઇ નહોતું. છતાં ગિરિશના પત્રોથી તે બીજા કોઇ પણ કરતાં વધુ ઉલ્લસિત બનતી. ગિરિશના પત્રોથી જાણે તેને નવું જ જીવન અને નવી જ હિંમત મળતી.

એક દિવસ એક ભલી મેટ્રને ચોરીછૂપીથી એક અખબાર આપ્યું. અખબાર વાંચતાં એકાએક ચિત્રાની નજર પોતાના પતિના નામ પર પડી: "બી. બોમ્બકેસમાં સંડોવાયેલા ગિરિશચંદ્ર." ભગ્ન હૃદયે ચિત્રાએ વાંચ્યું કે ગિરિશને એક બોમ્બકેસમાં એક આરોપી તરીકે સંડોવવામાં આવ્યો છે અને તેનો પર જ્યાં કામ ચાલવાનું છે તે સ્થાને તેને ખસેડવામાં આવ્યો છે. વાંચીને ઘડીભર તો ચિત્રાને અંધારાં આવી ગયાં. પણ એ સંભવિત કેવી રીતે હોઇ શકે? ગિરિશ અહિંસાનો ચુસ્ત હિમાયતી હતો અને હિંસક પદ્ધતિઓને તે હંમેશાં ધીક્કારતો. કંઇક ભૂલ થઇ હોવી જોઇએ—એવી ચિત્રાને ખાત્રી હતી. ગિરિશ ત્રાસવાદી ટોળકીમાં નહોતો એવું સાબીત કરવા કોઇ પુરાવો ખોળી કાઢવા તેણે મગજનું દહીં કરી નાખ્યું, પણ કશું નક્કી કરી શકી નહીં. આખરે તેણે બીજાની સલાહ લેવાનું નક્કી કર્યું ને ઉષાદેવી પાસે દોડી ગઇ. ઉષાદેવી તેમનામાં સૌથી મોટાં હતાં અને સૌ તેમને પોતાના આગેવાન ગણતાં. 'માસીજી, તમે છાપું વાંચ્યું?' આંખમાંથી આંસુ બહાર નીકળતાં રોકવાનો અને અવાજનો કંપ છુપાવવાનો વ્યર્થ પ્રયાસ કરતાં ચિત્રાએ કહ્યું: 'કહે છે કે ગિરિશ બી. બોમ્બ કેસનો એક આરોપી છે—માસીજી, એ બની જ કેમ શકે?'

'શાંત થા, બેટી,' ઉષાદેવીએ કહ્યું. 'તારા પહેલાં જ મને ખબર પડી હતી. મને હતું કે તેં વાંચ્યું નહીં હોય. હું જાણું છું કે એ સાચું નથી અને તું પણ એ જાણે છે, પણ આપણે સરકારને એ સાબીત નહિ કરાવી શકીએ. આમાં કશી જ દલીલ કારગત નિવડે તેમ નથી. જેલની આ દિવાલો પાછળથી તું શું કરી શકશે? કશું જ નહિ. શાંતિ રાખ અને પ્રભુને પ્રાર્થના કર કે આ બધી ભૂલ જ છે. મને ખાત્રી છે કે મોડું યા વહેલું તેમને ખબર પડશે જ કે ગિરિશને આ બધાં સાથે કશી જ નિસ્બત નહોતી.

'એ મારું સર્વસ્વ છે' ધ્રૂસકે ને ધ્રૂસકે ચિત્રા રડી પડી. 'મારે એમને મદદ કરવી જ જોઇએ. છેવટે એમને મદદ કરવાનો પણ મારે પ્રયાસ કરવો જોઇએ.' બિચારી ચિત્રાએ ભારે માનસિક વ્યથામાં થોડા દિવસો પસાર કર્યા ને ત્યાં સોમવાર આવી પહોંચ્યો. દર સોમવારે જેલ સુપ્રીન્ટેન્ડન્ટ નિરીક્ષણ માટે સ્ત્રીઓની જેલમાં આવતો હતો. આ વખતે તેને કહેવાનો ચિત્રાએ નિર્ણય કર્યો. વહેલી સવારથી જ જેલમાં ધમધાટ શરૂ થયો. દરેક ચીજ બની શકે તેટલી સાફ કરવામાં આવતી હતી. આવા

પ્રસંગો માટે જ વપરાતાં ચોકખાં કપડાં તમામ ગુન્હેગારોએ પહેરવાનાં હતાં અને પલાંઠી વાળીને જમીન પર બેસવાનું હતું; ઝમારા મારતી તેમની લોઢાની થાળીઓ તેમની આગળ મૂકવામાં આવી હતી. તેમાંનું કોઇ જો સ્હેજ પણ ટટ્ટાર બેસે કે ગુલામીભર્યો ભાવ દેખાડવાનો ઇન્કાર કરે તો મેટ્રન કે સ્ત્રી–વોર્ડરની સોટી નિર્દયપણે તેના બરડા પર જ પડતી.

સ્ત્રી–રાજદ્વારી કેદીઓ 'ક' વર્ગમાં મૂકાયાં ન હોય તો તેમને એવી રીતે હારબંધ બેસવાનું નહોતું. 'ક' વર્ગ ગુન્હેગારોનો વર્ગ છે અને તેમાં રાજદ્વારી કેદીઓને મૂકવામાં આવતી નથી, પણ છતાં ઘણીવાર તેમને એ વર્ગમાં મૂકવામાં આવે છે. 'અ' ને 'બ' વર્ગના કેદીઓ પરેડ દરમ્યાન તેમની ઓરડીમાં કે બરાકોમાં જ રહેતાં હતાં. સુપ્રીન્ટેન્ડન્ટ અંદર આવે તો જ તેઓ જવાબ આપતાં.

ચિત્રાએ સુપ્રીન્ટેન્ડન્ટને કહેવાનો નિર્ણય કર્યો તે દિવસે તે પોતાના હંમેશના સ્મિતપૂર્વક બરાકમાં આવ્યો અને કહ્યું: 'નમસ્તે, બધું જ બરાબર છેને? આનંદમાં છોને? કશી ફરિયાદ નથીને?' સામાન્ય રીતે જવાબ આપવાની માથાકૂટમાં કોઇ જ ન પડતું, કારણ ફરિયાદ કદી લક્ષમાં લેવાતી જ નહીં. વળી, તેના ગૂઢ પ્રશ્નોથી ઉલટો ગુસ્સો ચઢતો અને વધુ વાતચીત લંબાવવાનું કોઇને ગમતું જ નહીં. વલણ ધમકીભર્યું હતું પણ સુપ્રીન્ટેન્ડન્ટ અહિં તો બીકુ હતો ને તમામ રાજદ્વારી કેદીઓથી—ખાસ કરીને સ્ત્રીકેદીઓથી—ગભરાતો હતો. તેમના સાથે એને દલીલમાં ઉતરવું જ ગમતું નહીં, કારણ તેથી એ ગુંચવાઇ જતો અને જો તેમનો પ્રશ્ન ઉકેલી ન શકતો તો એને ઉચ્ચ સત્તાવાળાઓ સાથે લાંબા પત્રવ્યવહારમાં ઉતરવું પડતું. તેણે રાખેલા મુજબના જ પ્રશ્નો પૂછ્યા અને કોઇપણ તેને કંઇ કહી શકે તે પહેલાં તો તે એકદમ પાછો વળ્યો. પણ આજે તો ચિત્રાએ એના માર્ગમાં ઉભી રહીને કહ્યું:

'મેં સાંભળ્યું છે કે મારા પતિને બી. બોમ્બકેસમાં સંડોવવામાં આવ્યા છે. મને ખાત્રી છે કે બીજા કોઇને બદલે ભૂલથી જ એમને સંડોવવામાં આવ્યા છે, કારણ તેઓ હિંસામાં કદી પણ માનતા નથી. માટે એમને મળવાની પરવાનગી જોઇએ છે, જેથી આમ કેમ બન્યું તે હું જાણી શકું. મારા પતિની જેલમાં મારી ફેરબદલી થઇ શકશે ખરી? કૃપા કરીને સત્તાવાળાઓને લખો કે હું મારા પતિની મુલાકાત લેવા માગું છું, કારણ મને ખાત્રી છે કે આ એક ભયંકર ભૂલ છે અને એમ હશે તો તેઓ મને કહેશે.'

'સારૂં,' સુપ્રીન્ટેન્ડન્ટે કહ્યું, 'આ શિરસ્તા વિરૂદ્ધની વિનંતિ છે, પણ હું જોઇશ.' આમ કહીને તે અસભ્યપણે પાછો ચાલ્યો ગયો.

ચિત્રા ફેરબદલીના ખબરની રાહ જોવા લાગી, પણ સરકારી તુમારશાહી તો તેની ગોકળગાયની ગતિએ જ કામ કરે છે, કારણ ત્યાં ત્વરાની જરૂર રહેજે જણાતી નથી. છતાં એક મહિના પછી ચિત્રાને જણાવવામાં આવ્યું કે બીજા દિવસે તેની ફેરબદલી થશે. ચિત્રા આનંદથી નાચી ઉઠી અને આખો દિવસ અપૂર્વ ઉમંગમાં પસાર કર્યો. તેના સાથીદારોને આથી સ્હેજે આનંદ થયો નહોતો. ચિત્રા ખૂબ નાની હતી અને કોઇ અજાણ્યા સ્થળે એકલી જાય એ તેમને ગમતું નહોતું. જેલમાં બનતા બનાવોની યુવાન છોકરીઓને થતી ખોટી કનડગતની કે તેમના પ્રત્યે રખાતા ખરાબ વર્તનની વિચિત્ર વાતો તેમણે સાંભળી હતી. તેમણે સુપ્રીન્ટેન્ડન્ટને વિનંતિ કરી કે ચિત્રા સાથે કોઈ મોટી સ્ત્રી કેદીને પણ જવા દેવી. પણ વિનંતિનો અસ્વીકાર થયો. છતાં ચિત્રાને કશી જ બીક નહોતી અને તે મનમાં કંઇ કંઇ મનસુબા ઘડતી હતી.

બીજે દિવસે વહેલી સવારે મેટ્રન તેની ટેવ મુજબ ખોટી દોડધામ કરતી ચિત્રાને લેવા આવી. પોતાનાં તમામ સાથીદારોને નમસ્તે

કરીને ચિત્રા જતી હતી ત્યાં તે એકદમ ઉષા દેવી પાસે પાછી આવી અને તેમના કાનમાં કહ્યું: "માસીજી, મેં તમને પહેલાં નહોતું કહ્યું, પણ થોડાક મહિનામાં મને સુવાવડ આવવાની છે. અલબત્ત, હું અહીં પાછી આવી જ જઈશ એટલે મને ચિંતા નથી. મારો ભાવિ પુત્ર જેલમાં જ જન્મે તો તો તે ભગવાન શ્રીકૃષ્ણનો અવતાર થશે. હું જાણું છું તેથી તમે લોકો કદી ચાટકળ કરી શકયા નહિ. નમસ્તે."

સ્તબ્ધ બની ગયેલાં ઉષાદેવી ચિત્રાને કંઈ પણ કહી શકે તે પહેલાં તો ચિત્રા મેટ્રન સાથે અદૃશ્ય થઈ અને જેલના દરવાજા બંધ થઈ ગયા.

ઉષાદેવીએ બીજાં બધાંને એ વાત કરી ને બીજાં બધાં પણ આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં, અને પછી તો નિયમ મુજબ બધાંએ છેલ્લા થોડાક મહિના દરમ્યાન ચિત્રામાં થયેલા જુદા જુદા ફેરફારો ખોળી કાઢવાનું શરૂ કર્યું: બીજા કરતાં તે ખૂબ ખાતી, ભારે પગલે ચાલતી, શરૂઆતમાં દોડતી તેમ એ ભાગ્યેજ દોડતી. પણ આ ટીકાનો અર્થ કશો નહોતો. યોગ્ય રક્ષણ વિના દૂર જતી ચિત્રાને અટકાવવા તાકીદે કંઈક કરવાનું હતું. તેનો છુટકારો કરાવવા પગલાં લેવાનાં હતાં, એટલે ઉષાદેવીએ સુપ્રીન્ટેન્ડન્ટ પર એક ચીઠ્ઠી લખી અને એક સ્ત્રી-વૉર્ડરને એ ચીઠ્ઠી એકદમ ઑફિસમાં લઈ જવાનું કહ્યું. પણ સ્ત્રીવૉર્ડરે રાજદ્વારી કેદીઓ માટે કશું જ કરવાની સાફ ના પાડી દીધી, એટલે ઉષાદેવી આમતેમ રખડતાં રખડતાં ઑફીસે પહોંચ્યાં, પણ ચિત્રા કે સુપ્રીન્ટેન્ડન્ટ કોઈ જ હાજર નહોતું.

એ સાંજે મેટ્રન નિયમ મુજબ ચક્કર લગાવવા આવી ત્યારે તેણે જે કંઈ બન્યું તે ચિત્રાનાં મિત્રોને કહ્યું. તેમણે ગમે તે એકને સુપ્રીન્ટેન્ડન્ટને મળવા દેવાની વિનંતિ કરી, પણ તેણે ખભા ચડાવીને કહ્યું: "એ બને તેમ

## સ્ત્રીના અધિકાર

"આજે કાયદેસરની સ્થિતિ એ છે કે પતિ એ પત્નીના શરીરનો માલેક નથી. એ તો પત્નીની પોતાની જ મિલ્કત છે. પત્ની પોતાની સ્વેચ્છાથી ઇચ્છે ત્યારે પતિનું ઘર ત્યજી દઇ શકે છે. એ પોતાનો સ્વતંત્ર ધંધો, રોજગાર ચલાવી શકે છે. એ પોતાની સ્વતંત્ર સામાજીક કે રાજકિય પ્રવૃત્તિઓ કરી શકે છે.

"કેટલાં બાળકોને પોતે જન્મ આપવો અને પ્રત્યેક બાળક વચ્ચે કેટલો ગાળો રાખવો એ એની પોતાની મુન્સફીની વાત છે. એ જોઇએ તેટલાં, જોઇએ ત્યારે સંતતિનિયમન કરી શકે છે. પત્નીના પોતાના આ અધિકારોનો ઉપયોગ કરતાં એનો પતિ એને અટકાવી શકે નહિ."

"લગ્નવિધિના બહાના નીચે કોઈ પણ માણસ કોઈ પણ સ્ત્રીના શરીર અને મનનો માલીક બની જ શકે નહિ. પરિણીત સ્ત્રીઓ પરણવાથી ગુલામો નથી બનતી. પરિણીત સ્ત્રીઓ નાગરિક જ છે અને નાગરિક હક્કના તમામ અધિકારો કાયદેસર રીતે ભોગવે છે. એ ગુલામ નથી. એને પોતાના નિર્ણયો કરવાનો અને એને અમલમાં મૂકવાનો અધિકાર છે.

લગ્ન જીવનનું સુખ કોઇ કાયદાની કલમોથી નિભાવી નથી શકાતું. પરસ્પર હમદર્દી, પરસ્પર સભ્યતા, પરસ્પર ક્ષમા, ત્યાગ અને જવાબદારીના બન્ને પક્ષના સ્વીકાર ઉપર જ દંપતી જીવનનું સાચુ સુખ નભે છે.

દંપતીજીવનમાં જ્યારે કલેશ જાગે છે ત્યારે પહેલાં તો મેં ઉપર કહી બતાવી તેમાંથી એકાદની ઊણપથી જ જાગે છે. સ્વભાવની અસમાનતા એ કલેશનું બીજું કારણ છે. પ્રકૃતિના દોષો એ કલેશનું ત્રીજું કારણ છે. પરસ્પરના જીન્સીના શારીરિક સંબંધોની અવ્યવસ્થા, ગેરવ્યવસ્થા અને બેમાંથી એકની શિરજોરી એ દંપતીજીવનના કલેશનું ચોથું અને મુખ્ય કારણ છે.

[એક ફેંસલામાંથી] જસ્ટીસ મેકકાર્ટી

નથી. એ લોકો એને ભલે પજવે. આપણે શા માટે ચિંતા કરવી જોઇએ ? ચિત્રાનાં મિત્રો ગુસ્સે થયાં, પણ જેલમાં કશું જ કરાવવાનો પ્રયાસ વ્યર્થ છે એમ સમજીને તેમણે મૌન પકડયું ને મનમાં એવી આશા સેવી કે ચિત્રાને બાળક અવતરે તે પહેલાં એ કોઈ ચમત્કારથી જેલમાંથી છૂટી જાય. પરંતુ જેલોમાં ચમત્કારો બનતા નથી.

બે સ્ત્રીવોર્ડરો અને એક વોર્ડર સાથે ચિત્રા એક ખીચોખીચ ઇન્ટર વર્ગના ડબ્બામાં પ્રફુલ્લિત ચહેરે બેઠી હતી. ગિરિશને મળવા તે ખૂબ જ આતુર દેખાતી હતી અને તેને ખાત્રી હતી કે તે ગિરિશને સત્તાવાળાઓ પાસે એમ કહેવાડી શકશે કે મારે ત્રાસવાદી પ્રવૃત્તિઓ સાથે કશી જ નિસ્બત નથી અને મારા પરનો આરોપ તદ્દન બિનપાયાદાર છે; તો તો બધું સારાંવાનાં થઈ જશે. એ જાતે એમ નહીં કરે, પણ ચિત્રાને ખાત્રી હતી કે જો હું એને કહીશ તો મારે ખાતર પણ તે કરશે જ.

ધીમી ગતિએ દોડતી ટ્રેન દરેક સ્ટેશને થોભતી. અપરિચિત સ્ટેશનો જોઇને ચિત્રા, અસ્વસ્થ થતી. તે મનમાં વિચારતી કે ક—ગઢ જતાં રસ્તામાં આવેલાં સ્ટેશનો ન હોય. તેણે સ્ત્રીવોર્ડરોને પૂછયું, પણ તેમણે ખભા ચઢાવીને કશો જવાબ ન આપ્યો. આથી ગભરાઈને ચિત્રાએ પૂછયુંઃ "તમે મને કયાં લઇ જાઓ છો ?" નારાજીથી એકે જણાવ્યું, "સ—પુર." "પણ મારે ત્યાં જવાનું નથી જ. મૂર્ખાઓ, તમે ભૂલ કરી છે," ચિત્તભ્રમ થયો હોય તેવી રીતે ચિત્રા બૂમ પાડી ઉઠીઃ "હું અહીં ઉતરી પડીશ. આવી મૂર્ખાઈ ભરી ભૂલ તમે કરી જ કેમ શકો ?" અને ડૂસકાં ભરતી ને બારણા ભણી દોડી, પણ સ્ત્રી વોર્ડરોએ તેને હાથથી પકડી રાખી અને પાછી બેસી જવા ફરજ પાડી. ચિત્રા સામી થઈ અને એક સ્ત્રીએ તેને કેટલાય તમાચા ચોડી દીધા. ચિત્રા બેબાકળી બની ગઈ અને એક ખૂણામાં ટુંટિયા વાળી ભરાઈ ગઈ. ઉતરવાનું સ્ટેશન આવ્યું ત્યાં સુધી ત્યાંથી ખસી જ નહિ.

ચિત્રા ખૂબ કંટાળી ગઇ હતી અને ઉતરવાનું કહેવામાં આવ્યું ત્યારે ઉતરી ને સામે ઉભેલી મોટરમાં બેઠી. મોટર તેને હિંદની એક ખરાબમાં ખરાબ જેલમાં લઈ ગઈ. ચિત્રાએ જોયું કે અગાઉની જેલ કરતાં આ જેલ ખૂબ નાની છે; છતાં એ વધુ ભયંકર લાગી. તેનું હૃદય થડકવા લાગ્યું, પણ ગિરિશને મળવાના વિચારથી કંઇક ઉત્સાહીત બની, કારણ તેને ખાત્રી હતી કે ગિરિશ મળશે જ.

ઓફિસમાં સામાન આદિની રાબેતા મુજબની તપાસ પછી ચિત્રાને એક એકાંત કોટડીમાં પૂરવામાં આવી. એ રાત્રિ તો જાણે કાળરાત્રિ હતી ! કોટડીમાં પૂરવામાં આવતી હતી ત્યારે ચિત્રાએ મેટ્રનને પૂછયું: "સ્ત્રી વિભાગમાં બીજા કેટલા રાજકીય કેદીઓ છે ?" કઠોર અવાજે જવાબ મળ્યોઃ "બીજું કોઈ નથી." "તો પછી મને શા માટે અહીં રાખવામાં આવી છે ? હું તો રાજકીય કેદી છું. કાલે સવારે સુપ્રીન્ટેન્ડન્ટ મળી શકશે !"

પહેલીજ વખત મેટ્રને ચિત્રા સામે જોયું. ચિત્રા તેને જોઇને ભયની મારી પાછી જ હઠી ગઈ.

મેટ્રનનો ચહેરો એવો તો ભયંકર ને બેડોળ હતો કે તેની લોહીતરસી આંખો ને લંપટાઇ ભર્યું સ્મિત જોઇને લોહી જ થીજી જાય. "ના, કાલે સુપ્રીન્ટેન્ડન્ટ મળી નહિ શકે. સુપ્રીન્ટેન્ડન્ટે તારી સેવામાં હાજર રહેવું જોઇએ એમ તું શા માટે ધારે છે ? એને સમય મળશે ને એ તને મળવા માગતા હશે ત્યારે તું તેને મળી શકીશ. દરમ્યાનમાં જો તું સારી રીતે વર્તીશ તો તું અહીં સુખેથી રહીશ, કારણ તારા જેવી સુંદર છોકરીઓ મને ગમે છે. અહીં તો બધી ઘરડી ડોકરી-

એ જ આવે છે. જો તું ગરબડ કરીશ તો તારાં હાડકેહાડકાં ખોખરાં કરી નાખીશ, માટે ખ્યાલ રાખજે!"

જે કંઈ સાંભળ્યું ને જોયું તેથી ભયભીત બનીને ચિત્રા કોટડીના દૂરના ખૂણામાં ભરાઈ બેઠી. પણ મેટ્રન અંદર આવી અને ચિત્રાને પંપાળતાં કહ્યું: "મારાથી બીતી નહિ, બેટી. હું ક્રૂર બની શકું છું. પણ અશાંકિત છોકરીઓ પ્રત્યે હું ખૂબ માયાળુ પણ થઈ શકું છું. તું મને ગમે છે અને તને કહેવામાં આવે તેમ તું કરીશ તો ખાત્રી આપું છું કે તેમાં તારું શ્રેય છે." તેણે ચિત્રાના અંગેઅંગનું અવલોકન કર્યું અને તેની યુવાનીનું બારીક નિરીક્ષણ કરી લીધું. પણ ભયથી અર્ધમૂર્છ બની ગયેલી ચિત્રા તો તેની પાસેથી પાછી જ હઠી ગઈ. ચિત્રાને બીધેલી જોઈને મેટ્રન મોટેથી હસી પડી અને લંગડાતી લંગડાતી ચાલી ગઈ.

અઠવાડિયું વીતી ગયું અને ચિત્રા ન તો સુપ્રીન્ટેન્ડન્ટને મળી શકી, કે ન તો તેને ગિરિશના કશા સમાચાર મળ્યા. મેટ્રન પણ તેને એકલી મૂકીને જતી રહેતી. એક સવારે ઓફીસમાંથી તેડું થયું ને તેને ત્યાં લઈ જવામાં આવી. તેણે ત્રણ માણસોને બેઠેલા જોયા. ચિત્રાને ચોથી ખુરશી પર બેસવાનું કહેવામાં આવ્યું. પછી જરા વાર રહીને સુપ્રીન્ટેન્ડન્ટે કહ્યું: "આ સદ્‌ગૃહસ્થો તમને તમારા પતિ વિશે થોડાક પ્રશ્નો પૂછવા આવ્યા છે. તેઓ તમારા પાસેથી તમારા પતિની પ્રવૃત્તિઓ શી હતી, તેના મિત્રો કોણકોણ હતા, તે ક્યાં કામ કરતા હતા વગેરે વગેરે બાબતો જાણવા માગે છે. તેમને પૂછ્યું, પણ તેઓ કાંઈ જવાબ આપવાની ના પાડે છે."

"મારા પતિ ક્યાં છે?" ચિત્રાએ પૂછ્યું, "મેં તો ધારેલું કે તેઓ મને અહીં મળશે."

"દિલગીર છું," સુપ્રીન્ટેન્ડન્ટે કહ્યું, "કંઈક ગેરસમજુતી થઈ છે. તમારા પતિ આ જેલમાં નથી, પણ જો તમે અમને તેમના કાર્ય વિશે જે કંઈ જાણો છો તે બધું સાચું કહેશો તો તેમને અહીં લાવવામાં આવશે."

'કહેવાનું છે શું?' ચિત્રાએ કહ્યું, "તેઓ એક કોંગ્રેસ કાર્યકર ને સત્યાગ્રહી હતા અને બીજા હજારો કાર્યકરોએ કર્યું તે જ તેઓ કરતા હતા. આ બધા પ્રશ્નો તમે શા માટે પૂછો છો? તમે શું કઢાવવા માગો છો? ગિરિશ હિંસાને ધીક્કારતા હતા અને હંમેશાં તેની વિરુદ્ધ હતા. ખૂનરેજી કે હિંસામાં માનનારાઓ સાથે તેને કદી કશી નિસ્બત ન હોય. કેટલીક વખત તેમના કોલેજ–મિત્રો કે બીજાંઓ અહિંસાના સિદ્ધાંતની નિરૂપયોગીતા વિશે તેમની સાથે દલીલ કરતા, પણ તેઓ તો તેમની મજાક ઉડાવતા અને તેમના સાથે કદી સંમત થતા નહિ. ગિરિશને મળવા મેં કહેલું, કારણ કે તેઓ આ કેસમાં કેવી રીતે સંડોવાઈ ગયા અથવા તો કોણે તેમને આ કામમાં સંડોવવા પ્રયાસ કર્યો છે તે વિશે હું તેમને તમારી સામે જ પૂછવા માગતી હતી. તેઓ મારી પાસે કદી જુઠું ન બોલત અને તેમના પર કેવો અન્યાય ગુજારાયો છે એ તમને કહેત."

"તમે હમણાં જ કહ્યું કે તમારા પતિના મિત્રો તેમને હિંસા તરફ વાળવા વારંવાર પ્રયાસ કરતા હતા." ત્યાં બેઠેલા માણસોમાં એક છૂપી પોલીસનો અફસર હતો તેણે કહ્યું, "એ યુવાનોનાં નામ શું છે?"

"મારી પાસેથી તમે શું કઢાવવા મથી રહ્યા છો?" તપી જઈને ચિત્રાએ સખ્તાઈથી કહ્યું, "હું તમને કોઈના નામ નહિ આપું. હું તમને કહું છું કે આ છોકરાઓ દુનિયાના દરેક વિષયની ચર્ચા કરતા હતા અને આ પણ એવી એક માત્ર ચર્ચા જ હતી. હું પણ તેમની સાથે ચર્ચા કરતી હતી, પણ એનો અર્થ એ નથી કે અમે કશું કાવતું યોજતા હતા. મારી ઉલટસુલટ તપાસ કરવા તમે મને અહીં લાવ્યા

છો ? એમ હોય તો તમે તમારો સમય નકામો બગાડો છો."

"તેમના મિત્રોનાં નામ જણાવો ને તમે તમારા પતિને મળી શકશો," ત્રીજો માણસ પોલીસ અફસર હતો તેણે કહ્યું, "તમે ના પાડશો તો તમે હા નહીં પાડો ત્યાં સુધી તમને એકાંત કોટડીમાં રાખવામાં આવશે. સમજ્યા ?" મેટ્રન ભણી ફરીને તેણે ચિત્રાને તેની કોટડીમાં પાછી લઈ જવા કહ્યું. "તેને સમજાવવા તમારી રીતો વાપરજો અને તેને બોલતી કરજો," લુચ્ચા ને ભયંકર દેખાતા સુપ્રીન્ટેન્ડન્ટની મેટ્રનને આ છેલ્લી સૂચના હતી.

ચિત્રા બ્હાવરી બની ગઇ ને પોતાની કોટડીમાં પાછી ચાલી ગઇ. તેને નબળાઈ જણાવા લાગી. શરીર ભારે લાગવા માંડયું ને એકાએક તે અસ્વસ્થ બની ગઇ. તેનું મન આકુળવ્યાકુળ બની ગયું. આ બધું શા માટે પૂછવામાં આવ્યું ? તેને આશ્ચર્ય થયું: 'કશું જ છે નહિ ત્યારે આ લોકો મારી પાસે શું બુલાવવા માગે છે ? અને ગિરિશ–એની શી દશા હશે ? બાતમી મેળવવા આ લોકો એના પર દમન ગુજારતા હશે ? હું જાણું છું કે એને બોમ્બ કેસ સાથે કશી જ લેવાદેવા નથી. પણ જેલ સત્તાવાળાઓ એના પાસેથી કશી બાતમી કઢાવવા પ્રયાસ કરતા હશે તો એ એક હરફ નહિ કાઢે ને જુલ્મ સહન કરશે.' કોટડીમાં આવીને ટાઢી હીમ જમીન પર ને થાકીને પડી અને ઉંઘવા પ્રયાસ કર્યો. પણ ઊંઘ આવી નહિ અને બેચેનીમાં આમ તેમ તરફડીયા માર્યાં.

ચિત્રાને સાતમો મહિનો જતો હતો અને હવે તે બહુ જાડી દેખાતી હતી. પણ એ કોઈના ધ્યાનમાં આવ્યું નહોતું. ચિત્રાને થયું કે જો આ લોકો જાણે તો મને છોડી ન મૂકે તો પણ અને મારા સાથીદારો પાસે તો પાછી મોકલશે જ. એક અઠવાડિયું વીતી ગયું. મેટ્રને ચિત્રા સાથે વાતો કરવા કેટલાયે પ્રયાસ કર્યા, પણ કોટડીની અંદર ગઇ નહોતી. ચિત્રા સાથે તેણે ખૂબ મીઠાશથી ને ફોસલાવીને વાતો કરી, પણ ચિત્રાએ કશો જ જવાબ ન આપ્યો.

બધો વખત ચિત્રાને પૂરી રાખવામાં જ આવતી. દિવસમાં ચાર વખત તેને શરીર ચોકખું કરવા દશ પંદર મીનીટ બહાર જવા દેવામાં આવતી એટલું જ. એક રાતે જેલ બંધ થયા પછી ચિત્રાએ બહારનો દરવાજો ધીમેથી ઉઘડતો સાંભળ્યો. વળી કોઈ નવો કેદી આવ્યો હશે એમ ધારીને ચિત્રાએ દીવાલ ભણી મોં ફેરવ્યું. પગલાં નજીક ને નજીક આવતાં ગયાં અને છેક તેની કોટડીના બારણા પાસે અટકયાં. ચિત્રા એકદમ ઉભી થઇ ગઇ, અર્ધી ગભરાઇને ને અર્ધી ઉત્સુક બનીને—એવી આશાએ કે કંઇક નવા સમાચાર હશે. તાળામાં ચાવી ફરી. મેટ્રન બારણું બંધ કરીને અંદર આવી. ચિત્રા પાસે બેસીને તેના વાળ પર હાથ ફેરવવા લાગી અને કહ્યું, "મને લાગ્યું કે તને એકલવાયું લાગતું હશે એટલે હું અહીં આવી છું. બેટી, ગભરાઇશ નહિ. નજીક આવ ને મારા પાસે બેસ. આપણે વાતો કરીએ." ગભરાઇને ચિત્રા દૂર ખસી ગઇ, પણ મેટ્રનના દુષ્ટ પંજાએ તેનો ખભો પકડયો અને ચિત્રાને પોતાના શરીર સાથે દબાવી. ખસવાની કે બોલવાની હિંમત ન કરતાં ચિત્રા મૂગી રહી ને મૌનને સંમતિ માની મેટ્રનના ખરબચડા હાથ જુવાન છોકરીના ખભા હેઠળ ખસ્યા અને તેના વક્ષઃસ્થળ પર ફરવા લાગ્યા. વ્હાલના શબ્દો ગણગણતાં તેણે ચિત્રાને ગાઢ આલિંગન આપ્યું. "તું કેટલી જુવાન છે, કેટલી કોમળ છે, છતાં આ છોકરી જેવા શરીરમાં કેટલી તાકાત છે ! તું જાડી છો, છતાં મને ગમે છે. હું તને સુખી કરીશ. આપણે મિત્રો બનીએ અને તારી બધી મુશ્કેલીઓ દૂર થશે. ચાલ મારા ખોળામાં સૂઇ જા અને........"

ધીક્કારપૂર્વક ચિત્રાએ મેટ્રનની પકડ છોડવી

નાંખી અને હાંફવા લાગી. "દુષ્ટ ! મને અડકીશ નહિ. તું આવી દુષ્ટ કેમ બની શકે છે ! તારા કમભાગી ગુન્હેગારોમાંની હું નથી કે તારી વાસના ને આનંદ માટે મારો ઉપયોગ કરવા દઉં. હું રાજકીય કેદી છું અને તારે મને અડકવું નહીં જોઈએ. અહીથી બહાર નીકળ. મારી કોટડીમાંથી બહાર નીકળ. કાલે હું સુપ્રીન્ટેન્ડન્ટને રીપોર્ટ કરીશ."

બેડોળ દેહવાળી મેટ્રન થરથર કાંપતી ચિત્રા પાસે આવી અને ખભો પકડીને ચિત્રાને મારવા લાગી. તેના મોઢા પર, છાતી પર ને ફાવે સાં ઉઝરડા ભર્યાં. "તું રીપોર્ટ કરીશ ? તું રાજકીય કેદી છે એટલે મારા કરતાં તું વધારે ઉચ્ચ ને બળવાન છે ? હું તને જોઈ લઈશ. હું તને સુપ્રીન્ટેન્ડન્ટને મળવા જ નહિ દઉં, પછી તું રીપોર્ટ ક્યાંથી કરવાની છે ? તારે મારી સાથે જ કામ પડવાનું છે અને હું તારી સાથે તારી ઈચ્છા મુજબ વર્તીશ. તું સમજી ગઈ હોત તો બધું જ ઠીક થઈ જાત, પણ હવે તને બળજબરીથી તાબે કરવી પડશે." અને મેટ્રને આંડાની માફક ચિત્રાને બાથમાં પકડી ને એટલી બધી કચરી કે ચિત્રા હાંફવા લાગી ને અર્ધમૂર્છિત બનીને નીચે પડી ગઇ, અને પેટ દાબીને પોકે પોક મૂકી રડવા લાગી.

"શું થયું ?" જરા ગભરાઈને મેટ્રન બોલી ઉઠી, અને ચિત્રાના શરીર પરથી સાડી કાઢી નાંખી. તેણે ચિત્રાનું વધી ગયેલું પેટ જોયું ને ચિત્રાને એક લાત મારીને પૂછ્યું, "તું હંમેશાં આવી જ જાડી છો કે બે જીવવાળી છો ?"

"બેજીવવાળી છું," ભાગ્યે જ સાંભળી શકાય એવા ઝીણા અવાજે ચિત્રાએ કહ્યું ને તેના મોઢામાંથી નિસાસો નીકળી ગયો.

"અરે, તારું નખ્ખોદ જાય. લે ત્યારે લેતી જા," કહીને તેણે ચિત્રાને કેટલીયે લાતો મારી. 'તારૂં નખ્ખોદ જાય,' તે બૂમ પાડી ઉઠી અને પોતાની સોટી ઉઠાવીને ચિત્રાના મોઢા

## ચાંદલો



જોને બહેની, પેલો સોળ કળાએ
ચાંદલીઓ ખીલ્યો રે
આભમાં આભમાં....

જોને બહેની પેલો પૂર્ણ કળાએ
ચાંદલીયો ખીલ્યો રે
આભમાં આભમાં....

એના અમિ-વર્ષણથી રીઝે
માનવ રસસુધામાં ભીંજે
જ્યોત્સના કેરી જ્યોતિમાં રે....જોને

રસનિધી નિરખી કુમુદિની નાચે
જળમાંહિં પ્રીય દર્શને રાચે
પુલકિત થાતી હર્ષમાં રે....જોને

મંદ અનિલની લહરી આવે
શશીની શિતળ છાયા છાયે
વ્યોમે ઘૂમતો ચાંદલો રે....જોને

શરદ પૂનમની રસભર રાતે
નારી વૃન્દો રાસે ઘૂમે
અવનિ કેરાં ચોકમાં રે....જોને

સાગર સલિલને વ્યોમ ઉજાળે
માનવ કેરા હૈયાં ઉજાળે
સારૂં વિશ્વ ઉજાળતો રે....જોને

સૌ. ધનિષ્ઠા મજમુદાર

પર ને શરીર પર નિર્દયપણે ફટકારવા લાગી. મારથી અધમૂઇ બનીને ચિત્રા બેશુદ્ધ બની ગઈ.

ચિત્રાને બેશુદ્ધ બની ગયેલી જોઇને મેટ્રન ગભરાઈ ઉઠી, અને એક સ્ત્રી વૉર્ડરને પાણી લાવવા બૂમ પાડી. ચિત્રા પર પાણી છાંટયું અને પછી બંને ત્યાંથી ચાલ્યાં ગયાં. કલાકો સુધી ચિત્રા બેશુધ્ધ પડી રહી. સંવારમાં તે શુદ્ધિમાં આવી. આખું શરીર કળતું હતું. ત્યાં એકાએક તાણ આવવા મંડી. પહેલાં તો ચિત્રા સમજી શકી નહીં; પણ પછી તે સમજી કે બે માસ વહેલી પ્રસુતિની વેદના ઉપડી છે. ચિત્રા ગભરાઈ ગઈ. શું કરવું તેની સમજ પડતી નહોતી. આથી તેણે સ્ત્રી વૉર્ડરને બૂમ પાડી. પણ ન કોઈ આવ્યું કે ન કોઇએ તેની ચીસો સાંભળી. જેલમાં ક્યાંય જીવન્ત માનવીનો અવાજ કાને પડયો નહીં ને જેલ સ્મશાન સમી ભાસતી. વેદનાથી પીડા રહેલી ચિત્રા કોટડીના લોઢાના સળીયા પકડીને ઉભી રહી અને દબાયેલા હોઠમાંથી નીકળી પડતી વેદનાને ચીસોને રૂંધવાનો પ્રયાસ કરવા સિવાય બીજું કરી પણ શું શકે? વધુને વધુ જોસથી તાણ આવવા માંડી અને ચિત્રાને થયું હવે કોઈપણ પળે મરી જઇશ. એકાએક આખા શરીરના કટકેકટકા થઇ જતા હોય તેવો ભયંકર સણકો આવ્યો. ચિત્રા એક તીણી ચીસ પાડી ઉઠી. સળીયા છૂટી ગયા ને બેભાન બની ગઇ. ફરી ભાનમાં આવી ત્યારે ચિત્રાને કશું જ યાદ ન આવ્યું. થોડી વાર પછી એને લાગ્યું કે બાળક જન્મ્યું હોવું જોઇએ. અંગેઅંગમાં કળતર થતું હતું. અને ખૂબ નબળાઈ જણાતી હતી. મહાપરાણે ચિત્રા બેઠી થઇ અને કોણીના ટેકાથી તેણે જોયું તો બાજુમાં કંઈક શાંત ને નિર્જીવ નાનકડા પોટલા જેવું પડયું હતું. પોતાની નબળાઇ ભૂલી જઇને તે પાસે ખસી અને જોયું તો બાળકની નાળ હજુ ય જોડાયેલી છે. નાળ કાપી નાંખવા ચિત્રાએ ગાંડાની માફક આસપાસ કંઈક શોધ્યું, પણ કંઈ જ હાથ ન લાગ્યું. કાચની બંગડીઓ પર તેની નજર પડી. એક બંગડી તોડીને તેણે ધીમે ધીમે નાળ કાપી નાંખી. એ પછી તેણે બાળકને ઉંચકી લીધું અને પોતાની સાડી વડે તેના નાનકડા દેહને સાફ કર્યો, છતાં તે સળવળ્યું નહિ. એટલે ચિત્રા ગભરાઇ ને તેણે બાળકનો વાંસો થાબડયો, કારણ તેની કાકીને બાળક જન્મતું ત્યારે દાયણને તેમ કરતી તેણે જોયેલી. પણ છતાંય બાળક સળવળ્યું નહિ. ધીમે ધીમે તેને સમજ પડી. આ કમભાગી જેલમાં જન્મેલું તેનું બાળક મૃત્યુ પામ્યું હતું—કશી પણ મદદ કે તબીબી સારવાર ન મળવાથી મૃત્યુ પામ્યું હતું. હું પણ મરી જઇશ! ચિત્રા બ્હાવરી બની ગઈ. તે ખૂબ નબળી પડી ગઈ. પોતાના બાળકને બની શક્યા તેટલા જોસથી પકડી લોહીથી ખરડાયેલા એક ખૂણામાં બેઠી.

આંખમાંથી આંસુ સૂકાઇ ગયાં ને ચિત્રવત બની ગઈ. વેદનાથી નંખાઈ જઈ ને ચિત્રા ઢળી પડી. બાળક તો તેના હાથમાં જ રહી ગયું હતું. બીજે દિવસે સવારે ચિત્રાને સખ્ત તાવ ચઢયો હતો અને સન્નેપાત થયો હતો.

આખો જેલસ્ટાફ ગભરાઇ ઉઠયો, છતાં આ કેમ બન્યું તે મેટ્રન સિવાય બીજું કોઈજ ન જાણી શકયું. તરત જ ચિત્રાને દવાખાનામાં ખસેડવામાં આવી અને તેનાં કાકાકાકીને ખબર આપવામાં આવી ચિત્રાનાં કાકાકાકી એકદમ આવ્યાં, પણ ચિત્રા સાજી થવાની કશી જ આશા ન મળી. ચિત્રાએ તેના પર જે કંઈ વીત્યું હતું તે બધું જ કહ્યું, પરંતુ જેલમાં કસુવાવડ થયાનું પ્રમાણપત્ર આપી દીધું હોવાથી કશું જ થયું નહીં. અઠવાડિયાઓ સુધી ચિત્રાએ જીવન–મરણ વચ્ચે ઝોલાં ખાધાં અને આખરે એક સવારે ચિત્રાનું પ્રાણપંખેરું પોતાના બાળકને ભેટવા ઉડી ગયું.

# કેટલાક
# સ્ત્રી-પરિચયો

*

હિંદભરમાં જાણીતા થયેલા ચિત્રકાર શ્રી. નારાયણ શ્રીધર બેંદ્રેનાં ચિત્રલેખા પત્ની શ્રીમતી મોનાદેવી વૈશ્ય મુદલીઆર કુટુંબનાં છે. તેમને કળા પ્રત્યે પહેલેથી જ અનુરાગ હતો. એવામાં શ્રી. બેંદ્રેને મદ્રાસ તરફ જવાનું થતાં તેમનો બન્નેનો સમાગમ થયો અને શ્રી. બેંદ્રેના વ્યક્તિત્વ અને આદર્શોથી મુગ્ધ બની શ્રી. મોનાદેવીએ શ્રી. બેંદ્રે પાસે લગ્ન માટેની ઇચ્છા જાહેર કરી. સુશીલ અને સુજ્ઞ કન્યારત્ન જોઈ શ્રી. બેંદ્રેએ એ માગણી સ્વીકારી, પરંતુ એકબીજાના મનમેળ માટે—એકબીજાને સમજવા માટે—એક વર્ષથી વધુ વખત રાહ જોઈ—પ્રેમની ચકાસણી કરી. ૧૯૪૬માં તેઓ તેમના માતાપિતાની સંમતી મેળવી લગ્ન ગ્રંથીથી જોડાયાં. સમાજના ઘર્ષણો વચ્ચે આવું લગ્ન કરી તેમણે નીડરતા અને સ્વતંત્રતાનો દાખલો બેસાડયો.

શ્રી. મુનાદેવી ઘણાં સુશીલ અને સુજ્ઞ હોવાથી પતિ–પત્ની વચ્ચે ખરો પ્રેમ છે અને હાલ તેઓ સાદાઇ અને કરકસરથી પોતાનું ગૃહ ચલાવે છે. શ્રીમતી બેંદ્રે હંમેશાં પોતાના પતિના કાર્યાલયમાં સહાય, સહકાર અને પ્રેરણા આપે છે. ઉપરાંત આ ચિત્રલેખા બહેનનાં અનેક અવનવી રંગયોજનાઓમાં આકર્ષક રીતે તૈયાર થયેલા ચિત્ર નમુનાઓ મુંબઈના પ્રદર્શનોમાં પ્રેક્ષકોને જોવા મળે છે. શ્રી. બેંદ્રે પોતાના ગૃહજીવનને કેવી રંગલીની આંખે જુએ છે તેનાં એ સાચાં સાક્ષી છે. તેમના પ્રેમમાં વધારો કરવા એક બાળકનો તેમના કુટુંબમાં વધારો થયો છે અને ત્યારથી તેમનાં ચિત્રોમાં બાળક પાત્ર પણ અવનવી રીતે રજૂ થતું દેખાય છે.

શ્રીમતી મુનાદેવી એમની ચિત્રકળાનો લાભ વધુ પ્રમાણમાં આપતા રહે એવી ભાવના સહુ રાખે છે. (કુમાર)

*

ઇવા બ્રાઉન મ્યુનિકના મધ્યમ વર્ગના નીચલા થરના જર્મન કુટુંબમાં ૧૯૧૨ માં જન્મી હતી. એનો પિતા લશ્કરમાં મેજર હતો અને દાદા વેશભૂષાની વસ્તુઓના વેપારી હતા. શરૂઆતમાં ઇવા હેનરીક હોફમાનના તસ્વીરાલયમાં મોડલ તરીકે કામગીરી બજાવતી હતી. પાછળથી તે હિટલરની અધિકૃત ફોટોગ્રાફર બની હતી. એને નાત્સી વિચારસરણી વિષે કશું જ જ્ઞાન નહોતું, તે પક્ષની સભ્ય સુદ્ધાં ન હતી અને રાજકારણમાં એને રસ નહોતો. તો પણ ચૌદ ચૌદ વર્ષથી હિટલર અને ઇવા પ્રિયતમ પ્રેયસી તરીકે રહેતાં હતાં. અલબત્ત, આ બધું 'ગુપ્ત' રીતે ચાલી રહ્યું હતું અને એમનાં ગુપ્ત જીવનની કોઈને જાણ નહોતી.

ઇવા ભણવામાં હોંશિયાર નહોતી, પણ વ્યાયામનો એને ખૂબ શોખ હતો. હેનરિકના મોડેલ તરીકે તો એ યૌવનકાળથી જ કામ કરતી હતી. ૧૯૩૧ માં એને હિટલરની સાથે પ્રથમ પરિચય ત્યાં જ થયો. એમ તો હિટલરના કેટલાક પ્રેમપ્રસંગો જાણીતા હતા. મ્યુનિકમાં ૧૯૨૦–૨૧માં તે બે કન્યાઓના પરિચયમાં આવ્યો હતો. ૧૯૨૬માં નાત્સી પક્ષની એક મંત્રીબાઇ સાથે પણ તે પરિચયમાં આવી ચૂક્યો હતો. ૧૯૨૯ માં તે એની ૨૩ વર્ષની ભત્રીજી એન્જેલિકા (ગેલી) રોબેલ તરફ ખૂબ આકર્ષાયો હતો. પણ બે વર્ષ પછી ગેલીને તેના શોફર સાથે પ્રેમાનુભવ કરતી હિટલર જોઇ ગયો એટલે એમના પ્રેમનો ભંગ થયો, ગેલી હિટલરના ઓરડામાં જ ગોળી ખાઇને મરી ગઈ.

ગેલીનું ખાલી પડેલું સ્થાન ઇવાએ લીધું.

ગેલી બુદ્ધિશાળી હતી ત્યારે ઇવા રમતિયાળ બાળક સમી યુવતી હતી. હિટલરે એને ખૂબ લડાવી ને બહેકાવી મૂકી. અર્ધશિક્ષિત, સારી રીતે વાતચીત પણ કરી ન શકનારી ઇવાને એણે શોખીન, અહંતાવાદી અને વેરીને કદી ય માફ ન કરે તેવી બનાવી દીધી. એનો બધો રસ એની જાતની જ આસપાસ રહેતો અને હિટલરને રાજી રાખવો એ તેનો એકમાત્ર વ્યવસાય હતો. તે માટે કલાકો સુધી તે અરિસા સામે ઊભી ઊભી ટાપટીપ ને સજાવટ કરતી. કસરત અને પોતાનાં ફોટોચિત્રો તથા ચિત્રપટોની સંભાળપૂર્વક માવજત કરવામાં જ એના દિવસો વીતતા.

પોતાની વૈરાગ્યવૃત્તિના ભ્રમને પોષવા હિટલર ઇવાને જર્મન જાહેરજીવનથી અસ્પૃશ્ય રાખતો. ઇવાને એ બધામાં કશો રસ ન હોતો એટલે એને તે ગમતું પણ ખરું. ચિત્રપટો, નાટ્યગૃહો, કેશશણગારાલયો અને વેશભૂષા એ ઇવાના પ્રિય વિષયો હતા. એમાં તે રમમાણ બની રહેતી.

૧૯૪૫ના માર્ચમાં હિટલરે ઇવાને બર્લિન તેડાવી, ત્યારે જર્મનો યુદ્ધ હારતા ચાલ્યા છે એનું તેને ભાન નહોતું. એપ્રિલની ૨૩મીએ ઇવાએ મ્યુનિકમાં રહેતી પોતાની બહેન ગ્રેટલને પત્ર લખ્યો તે એનો આખરી પત્ર હતો. તેમાં એણે લખ્યું હતું: "જે પ્રત્યેક કલાક પસાર થાય છે તે અમારા જીવનનો અંતકાળ છે... અંત સુધી હું મારી બ્રેસલેટ પહેરીશ. પછી હું તે કઢાવી નંખાવીશ. પછી એ તારી, તું એ પહેરજે.. મારા તમામ ધંધા અંગેનાં બીલોનો નાશ કરી દેજે......" એ વખતે ગ્રેટલ સિમંતીની હતી, એને આઠ માસ થયા હતા, પણ ઇવા એ સંબંધમાં કશું લખતી નથી. ગ્રેટલને પાછળથી મ્યુનિકમાં પુત્રી પ્રસવી, તેનું નામ ગ્રેટલે ઇવા પાડ્યું.

લાખ્ખો જર્મનો એક વખતે એવું ધારતા હતા કે તેમનો નેતા એડોલ્ફ હિટલર એકાદ આદર્શ આર્ય કન્યાને પરણીને સરસ, શાંત કૌટુમ્બિક જીવનમાં સ્થિર થશે. પરંતુ ૧૯૪૫ના વસંતમાં સાથી રાષ્ટ્રોના વૈમાનિક બોંબમારાથી ભડકે બળી રહેલા પોતાના ભોંયરામાં હીટલર ઇવા બ્રાઉન સાથે લગ્નથી જોડાયો અને એ દંપતીએ આત્મહત્યા કરી, ત્યારે જર્મન જનતાની આશા-ઉમેદોના ભુક્કા થઈ ગયા.

*

આખી દુનીયામાં બીન-યુરોપીયન મતદાર મંડળનું પ્રતિનિધિત્વ ધરાવતાં શ્રીમતી મર્ગારેટ લીવીંગ્સ્ટન બાલીન્જર દક્ષિણ આફ્રિકાની ધારાસભાના મેમ્બર છે. અને દક્ષિણ આફ્રિકાની ધારાસભામાં હિંદીઓ અને મૂળવતની હબસીઓ માટે તેમણે લડત ચલાવી હતી. હિંદીઓને પોતાની લડતનો ખ્યાલ આપવા તેઓ હિંદમાં થોડા વખત ઉપર આવ્યાં હતાં.

શ્રીમતી બાલીન્જર પચાસેક વર્ષો પર ગ્લાસગોમાં જન્મ્યાં હતાં. દશ વરસની વયે તેઓ દક્ષિણ આફ્રિકા આવ્યાં હતાં. ઓક્ષફર્ડનાં તેઓ એમ. એ. છે. તેમની શિક્ષણની અતિ ઉજ્જવળ કારકિર્દી અનેકની ઇર્ષાનું કારણ બની હતી.

દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓ હબસીઓ પ્રત્યે તેમને પહેલેથી જ અનુરાગ હતો અને તેઓના અધિકારો માટે તેમણે લડત ચલાવી હતી. આથી ગોરાઓના રોષનો ભોગ તેઓ બન્યાં હતાં.

એટલે દક્ષિણ આફ્રિકાની પાર્લામેન્ટમાં તેમણે, હબસીઓના મતદારમંડળમાંથી ઉમેદવારી કરી. ઇ. સ. ૧૯૩૮માં તેમની સામે ચાર પુરુષ હરીફો હતા પરંતુ તેઓને પરાજય આપીને શ્રીમતી બાલીન્જર સફળ થયાં. એ પછી ૧૯૪૨માં તો તેમની સામે હરીફાઇ કરવાની કોઇએ હિંમત ન કરી. આજે પ્રગતિને પથે પળેલી માનવ જાતનાં રાષ્ટ્રીય પ્રતીકરૂપે શ્રીમતી બાલીન્જર ઓળખાઇ રહ્યાં છે.

## આપણા જીવનમાં ઉપયોગી



# મસાલા

જીવનમાં જેટલું સ્થાન ખોરાકનું છે તેટલું જ સ્થાન ખોરાકમાં મસાલાનું છે, એ નવેસરથી સાબિત કરવાની જરૂર નથી, કેમકે એ વિના ચલાવી જોવાથી એ વસ્તુની સહેજે ખાત્રી થઈ જશે. ખોરાક એટલે માત્ર નક્કર ખોરાક નહિ, પણ પ્રવાહી અને વાયવ્ય તમામ પ્રકારના ખોરાકને આ સત્ય અબાધિતપણે લાગુ પડે છે.

આપણે ભૂલવું ન જોઈએ કે આપણા પીવાના પાણીમાં તેમ જ શ્વાસ લેવાની હવામાં પણ જુદી જુદી તરેહના અને જુદા જુદા પ્રમાણમાં ક્ષાર હોય છે, અને એ આપણને જીવનમાં સ્વાદ ને શક્તિ આપ્યાં કરે છે.

જેને આપણે રસોઈમાં અને ઉપર ભાણામાં મસાલા કહી વાપરીએ છીએ તેને દવા તરીકે અને વિજ્ઞાનમાં ક્ષાર કહીને ઓળખવામાં આવે છે. ફેર માત્ર એટલો છે કે મસાલામાં ગૂઢ રૂપે એ ક્ષારોની રસગૂંથણી—રસયોગ સધાયો હોય છે, જ્યારે દવા અને પ્રયોગશાળાના ક્ષાર સીધા સાદા સ્વરૂપમાં હોવાથી ફીક્કા કે વરવા લાગે છે.

વળી મસાલાના ક્ષારો મુખ્યત્વે સેન્દ્રિય (ઓર્ગેનિક) ક્ષારના યૌગિક રૂપે હોય છે, જ્યારે દવા ને પ્રયોગશાળાના ઘણું ખરૂં નિરિન્દ્રિય ( Inorganic ) ક્ષાર રૂપે હોય છે

વિશાળ વિશ્વના સામ્રાજ્યો ત્રણ—ખનિજ, ઉદ્‌ભિજ અને પ્રાણીજ. ઉદ્‌ભિજ સામ્રાજ્ય ખનિજ અને પ્રાણીજ સામ્રાજ્યોની સંયોગી કડી રૂપ છે. ધરતીને અંતરીક્ષના ક્ષાર સાથે અંગારવાયુ ને પાણી મેળવી એ વનસ્પતિ સાકર, મેંદો, નત્રિલ, લાકડું, ગુંદર, ટર્પીન, પેપ્સીન, ઈત્યાદિ અનેક અદ્‌ભુત ને વિવિધ પદાર્થો રચે છે.

પ્રાણીજ સૃષ્ટિ એનો ઉપભોગ કરે છે. પ્રાણીજ સૃષ્ટિ ખનિજ સૃષ્ટિનો સીધો તો નામ માત્ર જ લાભ લઈ શકે છે.

*

મનુષ્યપ્રાણી તો એનાથી ઉતરતી પ્રાણીસૃષ્ટિએ પેદા કરેલ પદાર્થોનો પણ લાભ લે છે—જેમકે દુગ્ધાન્નો ( Dairy products ) ને આમિષાન્નો ( Flesh proudcts ). મનુષ્ય પ્રાણીને સેન્દ્રિયક્ષારો નિરિન્દ્રિય ક્ષારો કરતાં વધારે ઉપકારક ને લિજ્જતદાર થઈ પડે છે, માટે જ આપણને એ દવા કે ક્ષારો કરતાં મસાલા વધુ પ્રિય અને પથ્યકર થઈ પડે છે.

મસાલાના બે ભાગ પાડી શકાયઃ હવેજ મસાલા, જે શાલાપાલામાં મરીમસાલા વપરાય છે, અને બીજા મિષ્ટાન્નો અને પકવાનો-ના મસાલા, જેને આપણે તેજાના તરીકે ઓળખીએ છીએ.

*વિજ્ઞાનની પરિભાષામાં મસાલા એટલે ક્ષાર,* પણ મુખ્યત્વે સેન્દ્રિય ( મીઠા સિવાય ). આ ક્ષારને પચાવવા મહેનત પડતી નથી, કારણ કે પાણી ને ક્ષાર શરીરમાં પચી કોઈ નવું સ્વરૂપ ધારણ કરતાં નથી. એટલે અન્ય ખોરાકનો તો ફેરફાર થઈ જાય છે, જ્યારે ક્ષાર પાણી તો એમનાં એમ રહે છે. તો પછી ક્ષારની જરૂર અનિવાર્ય ખરી ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

હલકામાં હલકો, સર્વસાધારણ ક્ષાર તે મીઠું છે. એ મીઠા વિના કોઇ આતંકયોગી પણ ચલાવી શકતો નથી. મહાત્મા ગાંધીજીએ પણ મીઠા વિના જીવનના ખેલ ખેલી જોયા છે અને મીઠું છોડવાની કોઇને સલાહ નહિ આપવાના નિર્ણય ઉપર આવ્યા છે. મતલબ કે, મીઠા જેવી મામુલી વસ્તુ પણ એમને અનિવાર્ય લાગી છે.

શરીરવિજ્ઞાનની દૃષ્ટિએ ક્ષાર, નત્રિલ અને પાણી એ ત્રિપુટી આપણા દેહ રૂપી ઇમારતના પત્થર, લક્કડ ને ચુનામાટી બરોબર છે. ચુનામાટી વિના દીવાલ ન ચણાય ને ન ટકે, તેમ ક્ષાર વિના શરીરમાં એક પણ કણની રચના થઈ શકે નહિ. વળી પત્થર, લક્કડ અને ચુનામાટીનો ઉપયોગ કરનાર કડિયા, સુથારનું જે સ્થાન બાંધકામમાં છે તે જ સ્થાન કણરચનામાં વિટામીનનું—પ્રજીવકોનું છે.

ક્ષારોનો લાભ કણનિર્માણમાં લેવાય છે. એ ઉપરાંત ક્ષાર બીજા બે ત્રણ કામ કરે છે; જેમ કે, આપણા શરીરના દ્રવો, રસો અને ઉત્સર્ગોની પ્રવાહિતા-ઘટ્ટતા જાળવવાનું. ઉપરાંત આપણા શરીરમાં પેદા થતા વિષો, વિષારીવાયુઓ અને વિષજીટો અને દુશ્મન ઉદ્‌ભિજ્જાણુને સંહારવાનું કે અંકુશવાનું.

દાખલા તરીકે મીઠું લઇએ. મીઠાથી એક તો હોજરીમાં મીઠાનો તેજાબ બને છે. એના વડે હોજરીનો અમ્લરસ (ગેસ્ટ્રીક જ્યુસ) બને છે અને હોજરીમાં પાચનક્રિયા થઈ શકે છે. ઉપરાંત મીઠું તો ઉમદા સંરક્ષક (પ્રિઝર્વેટિવ) છે એટલે સડો થતો અટકાવે છે; અને લોહી વગેરેની દ્રવતા જાળવી રાખે છે.

રાઇમાંનો ગંધક, કે મેથીની ચીકાસ; હિંગની સોડમ કે કોકમ લીંબુની ખટાશ; કે હળદર વગેરે હવેજ આંખોને પ્રસન્નતા, નાક ગળાને સોડમ, જીભને સ્વાદ, અન્નકોશના રસોની વૃદ્ધિ અને સ્રાવ, અને તે દ્વારા પાચન સડાથી રક્ષણ અને એ સઘળા દ્વારા આપણને આરોગ્ય બક્ષે છે એ આપણે ભુલવું ન જોઇએ.

અલબત્ત, એ મસાલા માપસર ને માફકસર જ લેવા જોઈએ. એની અતિશયતા શ્લેષ્મ ત્વચાને ગાળી નાંખે, કલેજાને બાળી નાખે, આરોગ્ય અને આવરદાનો નાશ કરે એ સંબંધી બે મત નથી; પણ તેમ છતાં ય એ ક્ષારો—એ મસાલાને એક યા બીજા સ્વરૂપમાં લેવાવા જોઈએ જ એ પણ એટલું, બલ્કે એથી યે વધારે સાચું ને જરૂરી છે.

વળી એ મસાલા દ્વારા જે ક્ષાર મળે છે તે કરતાં કાચા—અર્ધ કાચા શાક પાંદડાં ને કચુંબરોમાં, પાકા ફળો અને એવા વિવિધ શાલાપાલામાં વધારે ચઢિયાતા ને વધારે અનુકૂળ સ્વરૂપમાં ક્ષાર મળી રહે છે. દૂધ ઉપર કે ફળ ઉપર રહેનારને મરી મીઠું લેવાની અલબત્ત જરૂર નથી પડતી, કારણ કે દૂધ અને ફળોમાંથી ચૂનો, લોહ, ફોસ્ફરસ, પોટાશ, ક્લોરીન જેવા ક્ષારો અવશ્ય મળી રહે છે.

એટલે કુદરતી ફળફૂલ, મેવો, શાકપાંદડું ઇત્યાદિમાંથી કુદરતી સ્વરૂપમાં જે ક્ષાર મળે છે તે જ મેળવવાનું ધોરણ રાખવું જોઈએ. જેમકે ટમેટા, કોબી, ગાજર, મૂળા, મોગરી, ડુંગળી ઇત્યાદિ તમામ કાચા ખાવાથી પૂરો ફાયદો છે, સાથે અન્ય ક્ષાર નાખવાથી ઓછો, એને થોડા ચોડવવાથી વધારે ઓછો અને રાંધવાથી ઘણો જ ઓછો ફાયદો થાય છે.

એટલા માટે જ અણપકવી ચીજો—અનગ્નિ અન્નમાં સહુથી વધારે સ્વાદ જણાશે. ત્યાર પછી બાફ્યું કરેલી ચીજમાં કંઇક ઓછો, રાખ કે રાડાનો માળો કરી પકવેલમાં (Dry Steaming) એથી ઓછો, કુકરમાં પકવેલમાં એથી ઓછો અને બાફેલમાં સહુથી ઓછો સ્વાદ ને ફાયદો જણાશે.

ગરમી લાગવાથી મસાલા માંહેના કેટલાક ક્ષારો અને ઓજોમાં વિકૃતિ પેદા થાય છે. કેટલાક ઉડી જાય છે તો કેટલાક ઉપયોગમાં ન આવે તેવી રીતે અણુઓગળ બની જાય છે. આ દૃષ્ટિએ

યુરોપીયનો પાછળથી તેમના મસાલા નાખે છે તે વધારે ઇષ્ટ છે. કારણ, એ તેમના મસાલાના ઉગ્ર ક્ષારોની અસર તળે શાકભાજી કે ફળ ફૂલના મૂળ ઉમદા ક્ષારો દબાઈ, દટાઈ કે પલટાઇ જતા બચે છે.

આપણાં ધાન્યો, કઠોળો, ગોળ ઇત્યાદિ તમામ ચીજોમાં કુદરતે વિવિધ ક્ષારો ગોઠવી જ મૂક્યા છે, એટલે બને ત્યાં સુધી કુદરતી સ્વરૂપમાં જ એનો લાભ લેવો જોઇએ.

અને જ્યારે અન્ય ક્ષારનો લાભ લઇએ ત્યારે પણ તેમાં વિજ્ઞાનની એટલે કે રસિકતા, ને આરોગ્યની દૃષ્ટિ સામેલ હોવી જોઇએ. જેમ કે કેરીમાં સુંઠ, કેળામાં એલચી, છાશ મૂળા ને કાકડીમાં મીઠું, જામફળમાં મરી, મીઠું ઇત્યાદિ ન વાપરીએ તો ચાલે, અને વાપરીએ તો એ જ વાપરીએ, અન્ય નહિ. શેમાં અજમો અને શેમાં જીરૂ વાપરવું, શેમાં મેથી રાઈ નાખવા અને શેમાં ગરમ મસાલો વાપરવો એની રસિક મીમાંસા આપણી રસોઇ રસિકાઓ અચ્છી તરેહથી ન કરી શકે, પણ તેનો રસવિવેક તો તેઓ જાળવે જ છે અને તે તેમના કોઠાવિજ્ઞાનના આધારે.

વળી ક્ષારો નાખવાથી પ્રજીવનકો (વીટામીન્સ) નાશ પામે છે, એવું પણ કેટલીક બાબતોમાં બને છે. તળેલી ચીજો, બાફેલાં શાક, ઓસાવેલા અને છડેલા ભાત ઇત્યાદિ અનેક ચીજોમાં વીટામીન્સ અને ક્ષાર આપણે ગુમાવી બેસીએ છીએ, અને અભાવ રોગ (ડેફીશ્યન્સી ડીઝીઝીઝ) વ્હોરી લઇએ છીએ.

કેટલાક ક્ષાર સુધારક (કરેક્ટીવ) તરીકે પણ કામ આપે છે. મિષ્ટાન્નો ખાવાથી કૃમિ વગેરે પરજીવીઓ (Parasites) આપણા ઉદર પ્રદેશમાં પેદા થાય છે એના સંહારમાં પણ આ ક્ષાર સહાયભુત થઇ શકે છે.

કેટલાક એમાંથી ખુશબો વડે પ્રમોદક (સ્ટમકીક) તથા આમોદક (એરોમેટિક) રૂપ નીવડે છે. એમ તો લોહતું પ્રમાણ ઓછું હોય તો પંચગની કે સોલનહીલનો ઓઝોન-સિચ્ચો વાયુ પણ શું કરી શકે? ચુનાનો ભાગ ઓછો હોય તો ઘી વગેરે ક્યાંથી દેહમાં ટકે અને ગુણ આપે? આમ વિવિધ ક્ષારો એક બીજાની અપેક્ષાએ ટકે છે અને એ ક્ષારો વડે જ પૌષ્ટિક દ્રવ્યો પચી, અભિશોષણ પામી સામ્ય ને સાતમ્યને અર્પે છે.

## પૂજારણ



હું તો પૂજારણ રે પ્રભુજીના પ્રેમની,
પ્રભુજીને લાગુ પાય રે;
પૂજારણ રે પ્રભુજીના પ્રેમની.

પૂજાનો થાળ લઈ જાવું મંદિરીયે,
પૂજા કરવાને કાજ રે;
પૂજારણ રે પ્રભુજીના પ્રેમની.

કેસર કુમકુમ સોહે લલાટે,
ચોખા ચોડયા બે ભાલ રે;
પૂજારણ રે પ્રભુજીના પ્રેમની.

કુમકુમ અક્ષત ઉડે મંદિરમાં,
જોવાને હૈયું હરખાય રે;
પૂજારણ રે પ્રભુજીના પ્રેમની.

હરખાતી ચાલી રે પૂજન કરવા,
જાવું ઉમંગમાં આજ રે;
પૂજારણ રે ચાલી મંદિરીયે.
હું તો પૂજારણ રે પ્રભુજીના પ્રેમની.

સૌ. ઈન્દીરા અંતાણી

ક્ષારોની એમ રસિક જાળ ગૂંથાયલી છે. ગ્રાણીમાં આયોડીન ઓછું હોય તો પ્રાણગ્રંથી થાયરોઇડ ગ્લેન્ડ) વિકૃત બને છે. અમુક જાતના ક્ષાર વધુ હોવાથી અમુક, તો અમુક ઓછા હોવાથી તમુક જાતની અસર કે વિકૃતિ પેદા થાય છે. એ તો આખો સવાલ દેહવિજ્ઞાનની દષ્ટિએ વિચારીએ ત્યારે સમજાય.

કઠોર ક્ષાર વધુ હોવાથી આંખોના મોતીયાનું પ્રમાણ વધે, મૃદુક્ષાર હોવાથી કાશ્મીરનું સૌન્દર્ય લાધે, અમુક ક્ષાર હોવાથી સંતાનોત્પત્તિ વધે. અમુક ન હોવાથી વંધ્યત્વ કે ચકુરતા વધે, ઇત્યાદિ અનેક ચમત્કારો ક્ષારના પ્રભાવે જ નીપજે છે.

હવાની અંદરના ક્ષાર પણ આરોગ્યનાં પ્રાપ્તિ અને નિભાવમાં કોઈ ઓછો ભાગ ભજવતા નથી. બાયોકેમીસ્ટ્રીની (જીવન રસાયણ) નજરે નીહાળતાં વળી કોઈ કોઇ ચમત્કારો એમાં નજરે પડે છે.

હલકા કરતાં ઉમદા મસાલા (ગરમ મસાલા) વાપરવા જોઇએ, પણ તે તો ગજવાને પૂછીને બની શકે ને ! લાપસી ઇત્યાદિ મિષ્ટાન્ન કે ભાતમાં સહેજ મીઠું નાખવાથી ઓછા ગળપણે વધુ ગળ્યું અને સ્વાદિષ્ટ બને છે, તેમ પોપૈયા વગેરેમાં લીંબુ નીચોવીએ તો અધિક પાચન અને સ્વાદ મળે છે. આમ રસમિમાંસાની દૃષ્ટિએ કેટલીક વાનીઓ અને વસ્તુઓને ક્ષાર વડે કેળવીને અધિક લાભ લઈ શકાય.

સાહિત્યના નવરસની મીમાંસા કરનાર મમ્મટ કે દીક્ષિતની માફક સ્વાદના ષડ્રસોની પણ મીમાંસા કરવાની બહોળી જરૂર છે. રસનાને માટે એ પંદરે ય રસોની યોગ્ય ને અનુરૂપ મિલાવટ કરવાથી જીવન સ્થૂળ અને સૂક્ષ્મ બન્ને રીતે રસિક ને રસાળ બનવાનું.

ડોશીઓ રાઇમીઠાના ધૂપથી નજર ઉતારે અને બાળક સાજું થાય તેમાં આપણે ઘેલછા ગણીએ. પણ રાઈમીઠાનો ધુમાડો બાળકને સાજું કરવામાં માનસશાસ્ત્રીય નિરસન સાથે ઓછો ભાગ નથી ભજવતો. જર્મની તો રાઈ મીઠાના પ્રવાહ ધુમ્રની કોઠીઓ (સીલન્ડર્સ) ભરી લડાઈમાં શત્રુ સંહારવાનું કામ લેતું.

આછો ક્લોરીન વાયુ ઇન્ફ્લ્યુએન્ઝા મટાડવામાં ઓછો સહાયક નથી. આપણે બીજું ન કરીએ તો સગડી ઉપર મીઠું છાંટી જે હવા નીકળે તેનો શ્વાસ કે નાસ લેવાથી 'સળેખમ, ખમખમા ને 'ફ્લુ' (ઇન્ફ્લુએન્ઝા) મટાડી શકીએ છીએ. લોબાનને ઉકળતી કીટલીમાં નાખી નાસ્ય (નાસ) લેવાથી મુંઝારાના (ન્યુમોનીયા) જંતુઓને સંહારી સાજા થઈ શકીએ છીએ. કંદોઈ લોકોને મરકી ઓછી થાય છે એનું કારણ એઓ એની ચુલમાં ખાંડનો મેલ નાખ્યા કરે છે અને એમ શેરડી, ખાંડ કે એના મેલમાંથી ફોર્મેલીન વાયુ નીકળે છે તે સખત જંતુઘ્ન હોઈ, ફાયદો કરે છે આપણા યજ્ઞ યાગાદિમાં ઘી સાથે તલજવ, ભાત, કેસર વગેરે અનેક સુગંધી દ્રવ્યો અને કાષ્ટો હોમવામાં આવે છે એનાથી જે વાયુઓ પેદા થાય છે એ આપણા રોગદોષને હરવામાં ઉમદા ફાળો આપે છે એ આપણે ન ભૂલવું જોઇએ.

ફટાકડા ફોડવા, હવનહોમ, અને ધૂપધુમાડો કરવાથી અત્યંત બહોળા પ્રમાણમાં–શેરીઓ ચૌટા ને શહેરો તમામ એક સાથે વાયુશુદ્ધિ (Fumigation) પામે છે. વાયુમાં આમ આરોગ્યપ્રદ ક્ષારો બળવાથી આપણા શ્વાસ દ્વારા આપણા આરોગ્યની જે અજબ ને વિજ્ઞાનસિદ્ધ રક્ષા કરે છે તે તરફ આપણે લક્ષ દોરવું જોઇએ

મસાલા એ જ જીવનની લિજ્જત ને સ્વાદ છે. મસાલાની મીમાંસા ને મસાલાની ચિકિત્સા દ્વારા આપણે રાષ્ટ્રીય આરોગ્ય સાધીએ. હવે આ તરફ પણ લક્ષ આપવું જોઇશે, એમાં જ સ્વાર્થ, સેવા ને સંસ્કૃતિ સમાયાં છે.

પુરુષોની હવસખોરી પોષવા માટે વર્ષોથી ચાલતો



# લોહીનો વેપાર

*

કેટલાક વર્ષો ઉપર પોતાની હવસખોરી પોષવા એક ગભરૂ બાળાને ઉપાડી જવાનો કિસ્સો બનેલો તે આ નીચે રજુ કર્યો છે. એ બાળાનો ભાઇ પોતાના શબ્દોમાં રજુ કરે છે.

'હું અમરેલીનો વતની છું ને મારૂં નામ ત્રીકમભારથી કાળુભારથી. મારા ભાઇ રામભારથીનાં લગ્ન કર્યાં તે વખતે મને પૈસાની જરૂર હતી. તેથી મેં બહારપુરામાં રહેતા મેમણ જમાલ પાસેથી રૂા. સો વ્યાજે ઉપાડેલા. મહિને બે રૂપિયા વ્યાજ ભરવાની શરતે ઉપાડેલા. આ પેટે અમારાં રહેવાનાં ઘરનો દસ્તાવેજ કરી આપ્યો હતો. રૂપિયા પાછા આપું ત્યારે મને તે દસ્તાવેજ પાછો આપે એવી શરત હતી... દર મહિને બે રૂપિઆ વ્યાજના હું ભરતો... હવે મજકુર રૂપિઆ ઉપાડયા પછી એ અમારે ત્યાં અવારનવાર આવવા લાગ્યો. મારે એક બહેન છે. તેનું નામ રામકુંવર છે. તેની ઉમર લગભગ પંદર વર્ષની હતી. તેનાં લગ્ન પણ મારા ભાઇનાં લગ્ન સાથે જ કરી આપેલાં હતાં.

મારી મા અણસમજુ હતી. મારી મા એને આવકારતી, એથી એનો આવરો જાવરો ખૂબ વધ્યો. પરિણામ એ આવ્યું કે મારી મા અને મારી બેન પાસે તે બહુ બેસવા ને બોલવા લાગ્યો. મને તેના વર્તન પ્રત્યે શક ઉત્પન્ન થયો, એટલે હું મારી મા તથા મારી બેનને ધમકાવવા માંડયો, પણ મારી મા મારૂં ગણકારતી નહિ. હું બહારગામ હોઉં ત્યારે તે મારી જગ્યામાં રાત રહી ગયાનું પણ મને જણાયું—તે જાણી મેં મારી મા અને બેન રામકુંવરને ખૂબ આકરાં વેણ કીધાં.'

ઉપરનો બનાવ બન્યા પછી એક દિવસ પોલીસ સિપાઇ મને તેડવા આવ્યો. મને ગેટે તેડી ગયા. ત્યાં નાયબ ફોજદાર બેઠા હતા. હું ત્યાં ગયો, નાયબ ફોજદારે મને ધમકાવવા માંડયો: 'તું તારી માને ધમકાવે છે કેમ? તું બદમાશ છે.' આ સાંભળી મેં કહ્યું કે 'મારી માનું વર્તન અયોગ્ય હોય તો હું તેનો દીકરો છું, એટલે તેને ઘટિત શબ્દો કહી શકું છું.' આ સાંભળતાં જ ફોજદારે ઉભા થઇ મને સોટી, પાટુ ને થપાટથી મારવા માંડયો. આ મારથી ગભરાઇ હું કરગરવા માંડયો. છેવટે તેણે મને મારી મા અને બહેનને કંઇ ન કહેવાની શરતે છૂટો કર્યો. આ વાતને કલાક જેટલો વખત વીત્યો હશે ત્યાં વળી બે સિપાઇ મને તેડવા આવ્યા. આ વખતે ફોજદારો બેઠા હતા. ત્યાં હું ગયો, એટલે ફોજદાર કહે કે 'તું તોફાન કેમ કરે છે?' મેં કહ્યું 'મારી બેન અને મારી માની વર્તણુક મને સારી નથી લાગતી, તેથી હું તેમને કહું છું.' આ સાંભળી મને કહે કે 'તારી બહેનને સમજાવી તેના સાસરે મોકલી દે.'

'પછી ઘેર આવીને જોઉં છું તો મારી મારી મા અને મારી બહેન મળે નહિ. મેં મારા પડોશમાં બધે તપાસ કરી. છેવટ મને ખબર પડી કે તુળશીદાસ નામના બાવાને ત્યાં મારી બહેન ને મારી મા હતી, અને પેલો જમાલ એ બેયને લઇ ગયો હતો. જમાલ રામ-

કુંવર સાથે નીકા પડી લેશે એવી વાતો સાંભળી મને મરવા જેવું થયું. મારી અજ્ઞાન બહેનને ફસાવી જમાલે તેનું અપહરણ કર્યું, અને હવે તેને વટાળવાની વાત સાંભળવામાં આવી. આ માણસથી મારૂં, મારી બહેનનું અને મારી ઇજ્જતનું રક્ષણ કરવા ગામને અરજ કરી.

'જે જ્ઞાતિમાં નાતરૂં થતું હોય એવી જ્ઞાતિની કોઇ ઓરતે છુટાછેડા મેળવ્યા વગર બીજાના ઘરમાં બેસવું કે નાતરૂં કરવું, તેમજ તેવી સ્ત્રી બીજા ઇસમની ઓરત છે એવું જાણવા છતાં તેને પોતાના ઘરમાં રાખવી કે તેની સાથે નાતરૂં કરવું.' એવો ૪૯૮મી કલમનો ભાવાર્થ છે અને કલમ ૫૦૭ ઉપરના ગુન્હાને મદદગારી કરનારને લાગુ પડે છે.

ઉપરની કલમ પ્રમાણે આરોપીઓ જમાલ, રામકુંવર, તેની મા ડાહી, બાવા તુળશીદાસ વગેરે સામે પાંચ પકડ વોરન્ટ નીકળ્યાં. સમય થોડો હતો, છતાં દક્ષતાથી નાયબ ફોજદારે એકદમ સ્થળ ઉપર જઇ મજકુર પાંચે વ્યક્તિઓને પકડી. અહીં એક વાત ખાસ ધ્યાન ખેંચે તેવી બની; અને તે એ કે ત્રીકમભારથીને ગેટ ઉપર બોલાવી માર મારનાર નાયબ ફોજદાર બરાબર આ જ સમયે જમાલની સાથે ગુફતેગો કરતા હતા. તે નાયબ ફોજદાર ફરિયાદી ત્રીકમભારથીને એ જ સ્થળે ધમકાવવા લાગ્યા.

પછી આરોપીઓને પકડીને પોલીસ કચેરીએ લઇ જવામાં આવ્યા. ત્યાં તેમણે જામીન આપ્યા એટલે પોલીસે તરત જ તેમને નિયમ મુજબ છુટા કર્યા. અહીં જામીન આપવાની જે વિધિ થઇ તેમાં પણ એક વાત લક્ષ ખેંચે તેવી બની; અને તે એ કે બાઇ રામકુંવર અને તેની મા ડાહીના જામીન જમાલ જ લાવેલો. રામકુંવરને પૂછતાં, તેનો જામીન કોણ છે તેની તેને ખબર ન હતી કે તેના નામજાતની પણ તેને ખબર ન હતી. આમ આ પાંચે પકડાયાં ને જામીન ઉપર મુક્ત થયાં. આટલું બન્યું ત્યાં તો આખા ગામમાં હો...હા થઇ રહી

બાઇ રામકુંવર અને તેની મા ડાહી પોલીસે પકડી જામીન ઉપર મુક્ત કર્યાં પ પણ તે જમાલના કબજામાં જ હતાં; અ એવી વાતો તો સંભળાતી હતી જ કે હવે શું બને તે ન કહેવાય. બીજી બાજુ ત્રીક ભારથીના કકળાટથી તેની જ્ઞાતિમાં બહુ કોલ હલ મચેલો. રામકુંવરનાં સાસરીયાંને પણ આ ઘટનાની ઓછાવધતા પ્રમાણમાં જાણ થ તેને તેડવા માટે અહીંથી જૂદી જૂદી વ્યક્તિએ તરફથી ખાસ માણસો દોડેલા તેના પરિણામે ૨૫-૫૦ અતીત બાવા ત્રીકમભારથીને ત્ જમા થઇ ગયા. વળી રામકુંવરનો વર, તેન મા, વગેરે ખોખરા મહાદેવથી આવી પહોંચ્યાં આ બધાં હવે શું કરવું તેની વિચારણા કરવ માંડયાં. તેમને એક એવી સલાહ મળી રામકુંવરને નસાડનારા સામે બીજી કાયદેસરની દાદ લેવા મુકર્દમા માંડવા. પણ બીજાઓએ સલાહ આપી કે ઉપર કહી તે ફરિયાદો માંડત પહેલાં હજીએ અતીત જ્ઞાતિ તેમજ બાઇ રામકુંવરના વર અને સાસુએ રામકુંવર અને તેન મા પાસે જઇ તેને સમજાવી ઉંધા માર્ગેથી પાછાં વાળવાં.

એ સલાહ મુજબ રામકુંવરનો વર અને તેનાં કુટુમ્બીઓ તેમજ અતીત જ્ઞાતિના અગ્રેસરો વગેરે ૨૦-૨૫ માણસ તુળશીદાસની જગ્યા કે જ્યાં રામકુંવર અને તેની મા હતાં ત્યાં ગયાં. બહુજ શાંતિથી એ લોકોએ માર્ગભૂલ્યાં માદિકરીને સમજાવ્યાં. અને એ પ્રયત્નને પરિણામે તે બન્ને ત્રીકમને ત્યાં આવ્યાં. ત્રીકમને ત્યાં આવ્યા પછી બાઇનાં સાસરીયાંએ બાઇ રામકુંવરને પોતાને ઘેર તેડી જવા આગ્રહ કર્યો. પરિણામે રામકુંવરને તેડી તેનો વર, સાસુ વગેરે ખોખરા ગયાં. આમ ૧૫ વર્ષની અજ્ઞાન બાળા રામકુંવર હવસખોરોના હાથમાંથી બચી ગઇ હતી.

*

કાઠિયાવાડના અમરેલી ગામમાં 'મહિદે-સામત નામની હરિજન બાળા ખૂબ રૂપાળી હતી, યુવાન હતી ને સાસરીઆમાં એને પૂરતું સુખ હતું. પણ લોહીનો વેપાર કરનારી એક ટોળીની નજરમાં એનું યૌવન અને રૂપ વસી ગયાં. એક ઘાંચણ અને એક હરિજન—એવી બે દલાલણોએ મહિદેનો સંસર્ગ સાધ્યો અને એ ગભરૂ યુવતીને ભોળવી તેના સાસરેથી તેને ભગવી અને ત્યાંથી તે બાઇને ઉપાડી અનેક સ્થળે છૂપાવી રાખી. એના દેહને પીંખી નાખી છેવટે એને ગુજરાતના કોઇ એક ગામડામાં વેચી નાખી.

આ વેપારી ટોળીએ સમજાવી રાખેલું કે તારે એકાદ બે મહિને નાસી છૂટી અમારી પાસે પાછા આવવું એટલે તને ઘરેણાં, રૂપિઆ ને કપડાં આપીશું. અને બીજા ત્રીજા ઠેકાણે જ્યાં ગાડીઘોડા ને હિંડોળાખાટ હશે ત્યાં ફરી પરણાવશું.' અજ્ઞાન બાળા નવા સુખ અને સાહ્યબીની લાલચે નાસભાગ કરી નાસી આવી. ત્રણ ચાર વખત તેનું વેચાણ કર્યું.

છેવટે ૧૯૩૧ માં ભાવનગરમાં તેને એક બ્રાહ્મણ સાથે પરણાવી. આ બ્રાહ્મણે તેનું નામ બદલી નાખ્યું. તે બ્રાહ્મણી છે ને અમુક ગામની છે એવી વાત પોતાના સગાવહાલામાં વહેતી કરી એણે મહિદે સાથે ઘર માંડયું.

એક વખત અમરેલીનો એક હરિજન વણકર યુવાન મહિદે રહેતી એવી ઉજળીયાત કોમની વસ્તીવાળી શેરીમાં જઇ ચડયો ને એણે મહિદેને ઓળખી. વર્ષોથી મહિદેનો બાપ એની તપાસ કર્યા કરતો હતો. યુવાને તરત જ તેના બાપને ખબર આપી ને પોલીસે મહિદે અને બ્રાહ્મણની ધરપકડ કરી.

પણ શહેર ફોજદારે તેના બાપને અમરેલીનું પકડ–વારંટ મોકલવા અમરેલી મોકલ્યો ને આવતાં વાર થતાં શહેર ફોજદારે બન્નેને છોડી મૂકયાં. બાપ ચોધાર આંસુડે રડયો. કેમકે હવે બ્રાહ્મણ અને મહિદેનો પત્તો લાગવો મુશ્કેલ હતો ને જીવતી મહિદે મળે એવી આશા પણ ન હતી.

છેવટે ભાવનગરના મહારાજાના બંગલા સામે બેસી મહિદેના બાપે ઉપવાસ શરૂ કર્યો. ને મહારાજાએ પોલીસ ખાતાને તાકીદ કરી. ધોંસ થઇ એટલે બ્રાહ્મણે નાસભાગ શરૂ કરી ને મહિદેને ગામેગામ રઝળાવવા લાગ્યો. તેને થયું કે હવે મહિદેને ઠેકાણે પાડી દીધી હોય તો જ ઉગરવાનો આરો છે. એટલે એણે એક કોળીની મદદ લીધી ને કુંડલા પ્રગણાના 'કવી'—'વીરડી'ની સીમમાં 'ભોકરવાની નાળ' નામની ભયંકર જગ્યામાં મહિદેનું ખૂન કરી તેની લાશને જમીનમાં દાટી દીધી.

પણ એનું-પાપ પોકારી ઊઠયું. લોહીવાળ કપડાં સાથે કોળી પકડાઇ ગયો. પોલીસ પાસે એણે ગુન્હાની કબુલત કરી. ને મુકદ્દમો ચાલતાં બ્રાહ્મણને જન્મટીપની સજા થઇ.

## હાલરડું

મારા ભાઇને હાલો હાલો,
હીંચકો વહાલો લાગતો રે. (ટેક)
તારો ઝુલો ગગને બાંધ્યો,
જડી રૂપેરી તારલી રે. મારા.
ઇન્દ્ર–ધનુના રંગે રંગ્યો,
સુરગંગાની દોરડી રે. મારા.
પંખી ગાતાં મધુરાં ગીતો,
વાયુ ચમ્મર ઢોળતાં રે. મારા.
સુરજ ચાંદો ચોકી કરતાં,
પરિમલ પુષ્પો ફોરતાં રે. મારા.
પ્રભુના દેશે ઉડવા પરીઓ,
સ્વપ્નાં પાંખો લાવતી રે. મારા.
પોઢો સુખથી પોપટ મારા,
નિંદર મીઠી આવતી રે. મારા.

સીતાબહેન પરીખ

યૌવનમાં પ્રવેશતી



# કન્યાને પત્રો

લેખક :
શ્રી. પૂરાતન બૂચ

*

ચિ. બહેન,

મેં તને લખેલું કે સૃષ્ટિમાં માણસ સૌથી વધારે બુદ્ધિશાળી પ્રાણી છે. તેથી તેનો જીવનક્રમ પણ યોજનાપૂર્વકનો છે. જો, મેં ફૂલની વાત કરી હતી, તેમાં જણાવેલું કે ફૂલમાંથી ફળ થાય ત્યારે ઓકેસર ઉપર પુંકેસરની રજ પડી જાય છે તે કાંઈ ચોક્કસ નથી હોતું. કોઈ મધમાખી, ભમરી, પક્ષી, કે પવન એક ફૂલની પરાગ રજ લઈને બીજા ફૂલના સ્ત્રી કેસર ઉપર ચોંટાડી દે છે ને એ ફૂલ ફળે છે.

આમ વનસ્પતિ જગતમાં જે નર ને માદાનું જોડાણ થાય છે તે હંમેશાં અનાયાસે થનારું હોય છે. માછલાઓમાં પણ એવું જ બને છે. બીજાં પંખીઓને નાના મોટાં પ્રાણીઓમાં પણ કોની સાથે જોડાવું એને અંગે કોઈ પસંદગીનું ધોરણ નથી હોતું. કુદરતમાં મધમાખી એક એવી છે જે પોતે કોની સાથે જોડાવું તે નક્કી કરે છે.

મધમાખીઓ બધી જ ઈંડાં મૂકનારી નથી હોતી. પરંતુ દરેક મધપૂડામાં એક જ માખી રાણી હોય છે. એનું કામ જ બસ ઈંડા મૂકયા કરવાનું! ખાય, પીએ અને ઇંડા મૂકયા જ કરે! જરા વિચિત્ર લાગે છે, નહીં!

પણ બધી મધમાખીઓ એ રાણીની ખૂબ ચાકરી કરે છે, કારણ કે એ રાણી વગર તેઓ મધપૂડો રચી જ નથી શકતી. હવે, આ માખી રાણીને જ્યારે નર માખની સાથે જોડાવાનું મન થાય ત્યારે ઘણા નરમાખ રાણીની આસપાસ ઉડાઉડ કરે છે. પણ રાણી એ બધાયને આઘા ને આઘા જ રાખે છે, ને તેમની સામે થાય છે.

પછી, માખી રાણી આકાશમાં ઉડવા માંડે છે ને નરમાખો તેની પાછળ પડે છે. રાણીની સાથે જોડાવાનું કોને ન ગમે? બધા જ નર માખો રાણીને પકડવા ઉંચે આકાશમાં દોડે ત્યારે માખી તો સપાટાબંધ વધુ ઉંચે ને ઉંચે ઉડે છે. માખીરાણીને પકડી પાડવા માટે નર માખોની વચ્ચે સખત હરિફાઈ જામે છે. પણ એ હરિફાઈમાં જે નરમાખો વધુ ઉંચે ઉડી નથી શકતા તેઓ પાછા પૃથ્વી તરફ ઉતરી પડે છે ને બળવાન હોય છે તેઓ માખીરાણીની પાછળ જ ઉડે છે. માખીરાણી એ વખતે ખૂબ મસ્તીમાં આવેલી હોય છે. તેથી બધાય નર–માખો કરતાં આગળ જ ઉડે છે ને છેવટે જે એક નરમાખ તેને ઘણે ઉંચે જઈને ખૂબ હેતથી પકડી પાડે છે ત્યારે પછી તેની સાથે માખીરાણી ખૂબ વહાલથી ભેટે છે ને જોડાય છે. બસ, એ જોડાણ વખતે રાણી ને નરમાખ ખૂબ જ આનંદ ને મસ્તી કરે છે. તેથી રાણી એક સામટાં હજારો સરસ ઇંડા મૂકવા જેટલું બીજ નરમાખ પાસેથી મેળવી લઈ શકે છે.

માખીરાણી જેમ સૌથી બળવાન પૂરવાર થાય ને પોતાને પકડવામાં શક્તિવાળો રહે તેની સાથે જ જોડાય છે, એવી રીતે સ્ત્રીઓ પણ જૂના જમાનામાં સ્વયંવર યોજી પુરૂષની પસંદગી કરીને પછી જ જોડાતી, પરંતુ આપણા ડાહ્યા પુરૂષોએ સમાજનાં સ્ત્રી પુરૂષોમાં ખોટી હરિફાઈ ન થાય એ માટે લગ્નની સંસ્થા ઉભી

કરેલી લાગે છે. એટલે કે પૂરો વિચાર કરીને પ્રથમ લગ્ન કરવું, ને પછી જેની સાથે લગ્ન કરીએ તેની સાથે જ જોડાવું. પછી બીજાની સાથે જોડાઈ ન શકાય. કારણ કે જો લગ્ન કર્યા વિના એક બીજા સાથે સ્ત્રી કે પુરૂષ જોડાય તો સમાજમાં કોઈ જ વ્યવસ્થા ન સચવાય. અને ગમે તે પુરૂષ ગમે તે સ્ત્રીની સાથે જોડાય તો પછી તેમની પ્રજા માનવતાવાળી, તંદુરસ્ત ને બળવાન ન બને.

સ્ત્રી ને પુરૂષના જોડાણથી નવું બાળક જન્મે છે. પણ માત્ર શારીરિક જોડાણનું જ એ પરિણામ નથી હોતું. સ્ત્રી પુરૂષનાં મન અને પ્રાણ પણ એકતાનો, પ્રેમનો અનુભવ કરે છે ત્યારે જ સુંદર બાળકનો જન્મ થાય છે. પણ એવું ક્યારે બને ? જ્યારે પરણેલા સ્ત્રી ને પુરૂષ એકબીજા પ્રત્યે વફાદારીથી અને પ્રેમથી પરસ્પરનું પૂરું માન રાખીને સાથે રહે તો જ એમ બની શકે.

કુમારિકાએ કોઈની યે સાથે લગ્ન કરતાં પૂર્વે પતિના કુટુંબીઓ કેવા છે તે જાણી લેવું જોઈએ. આખા કુટુંબમાં કોઈ રોગી ન હોય તે પણ જોવું. પછી જેને પસંદ કરવાનો હોય તે શરીરથી બળવાન, ઉંચી છાતી રાખીને ટટ્ટાર રહેનારો આત્મવિશ્વાસવાળો જુવાન હોવો જોઈએ. જો તેના પરિચયમાં આવી શકાય તો તેને મળવું ને તેને કોઈ રોગ નથી તેની ખાત્રી કરી લેવી. તેની માનસિક સ્થિતિ ને સ્વભાવ કેવાં છે તે પણ મિત્રવર્ગ દ્વારા જાણી લેવું જોઈએ.

સ્ત્રીઓના સ્વભાવમાં લજ્જા, કોમળતા, લાગણીપ્રધાનતા, કરુણા વગેરે બીજાને સાનુકૂળ થવાના ગુણો ને બીજાની પ્રત્યે સહાનુભૂતિ રાખવાનો સહજ સ્વભાવ હોય છે. એ સ્વભાવથી મોટો લાભ એ છે કે સ્ત્રીઓ હંમેશાં નાનામાં નાનાં કાર્ય ને વિચારમાં મર્યાદાશીલ રહે છે, પરંતુ એ ભાવનાપ્રધાન સ્વભાવથી સ્ત્રીને એક મોટો ગેરલાભ પણ થવાનો સંભવ રહે છે, તે પુરૂષની તાબેદારી સ્વીકારવાનો.

સ્ત્રીએ પતિને અનુકૂળ રહેવું જ જોઈએ, એવો ખ્યાલ ઉભો કરનાર પુરૂષો જ છે. એટલે સ્ત્રીઓએ સમજવું જોઇએ કે, એ ખ્યાલમાં સ્વાર્થ રહેલો છે. બાકી હકીકતમાં તો બન્નેએ પરસ્પરને અનુકૂળ રહેવું જોઇએ ને એકબીજાની ન્યુનતા પૂરવી જોઈએ; એ સાચી વાત છે. સ્ત્રીના જીવનમાં પતિનું વર્ચસ્વ બહુ મોટો ભાગ ભજવે છે. તેથી પતિની પસંદગી કરતાં પહેલાં જોવું જોઈએ કે તે કુટુંબનું પોષણ કરવા જેટલી શક્તિ ધરાવે છે કે કેમ. વળી એ સમાજમાં અને વ્યવહારમાં બધાં જ વિરોધી બળોની વચમાં યે સત્ય, ન્યાય, ને નીતિના માર્ગે ટકી રહેવા જેટલું ખમીર ધરાવે છે કે કેમ. જો એ શરીર ને મનથી આટલો દૃઢ હોય ને સ્વતંત્ર રીતે એકલો સંકટો વચ્ચે પણ ઉભવાની તાકાત ધરાવતો હોય તો તે વરવા યોગ્ય વર છે.

પરંતુ, પતિને અનુકૂળ થવાની વૃત્તિ પણ સ્ત્રીમાં હોવી જોઇએ. પતિનું માત્ર રંજન કરવા અનુકૂળ થવાની આ વાત નથી. પતિના વ્યાવહારિક જીવનમાં અનુકૂળ થનાર પત્ની જ ગૃહસંસાર સુખથી ચલાવી શકે છે. સામાન્ય સ્ત્રીનાં સુખ, સગવડ ને શણગારનાં સાધનો ઉભાં કરી આપવા ખાતર જ પતિ વૈતરું કરતો હોય ને બાળકો મોટા થાય, ત્યારે તેને પરણાવવાની સગવડ કરવા માટે જ કમાતો હોય એવું બની રહેલું જોવામાં આવે છે. પરંતુ આ બન્ને સ્થિતિ અયોગ્ય છે. સ્ત્રીએ પોતાની જરૂરીઆત જેટલી બને તેટલી ઓછી રાખીને ત્રેવડથી ને કરકસરથી રહેવાની ટેવ નાનપણથી પાડી હોય તો પુરૂષને એ ઘણી સહાયક બની શકે છે. કારણ કે જરૂરીઆતોને ખુબ વધારતા રહેવાથી તેનો અંત નથી આવતો ને કમાણીને મર્યાદા હોવાથી પછી પહોંચી વળાતું નથી. પરિણામે જીવનમાં દુઃખ, અનીતિ, જૂઠ, પાપ, વગેરે પ્રવેશ પામે

છે. બધાં જ દુઃખનું મૂળ બિનજરૂરી ટેવો વધારવામાં–પરિગ્રહમાં રહેલું છે, એ હંમેશાં યાદ રાખવું. તેથી શકય તેટલા પ્રયત્નથી લેશ પણ અસંતુષ્ટ બન્યા સિવાય અપરિગ્રહ કેળવવો. અપરિગ્રહ એટલે વધુ પડતો સંગ્રહ ન કરવો તે.

સ્ત્રીએ પુરૂષને અનુકૂળ થવાના પ્રયત્નમાં એક બાબતમાં ખબરદારી રાખવાની જરૂર છે, અને તે પોતાના શરીરની સાથે પતિને કયારે ને કેવી છૂટ લેવા દેવી એ બાબતમાં. પશ્ચિમના કેટલાક વિચારકો એમ માને છે કે મર્યાદિત જોડાણથી સ્ત્રી ને પુરૂષની તંદુરસ્તી સચવાઈ રહે છે, પરંતુ મર્યાદા ન રહે તો બન્નેનાં શરીર નીચોવાઈ જાય છે. વળી પશ્ચિમમાં તો સ્ત્રી પુરૂષોએ ગર્ભ ન રહે એવી રીતે જોડાણ કરવા માટે કેટલાંક સાધનો પણ બનાવેલાં છે. જે પહેરીને પછી જોડાણ કરે છે.

પરંતુ પશ્ચિમના દેશોમાં જે જે આ દિશાની શોધો થઈ છે તેનો ઘણો દુરઉપયોગ પણ થઈ રહેલો જોવામાં આવે છે. કારણ કે સમાજના સંસ્કારી ગણાતાં સ્ત્રી પુરુષો બાળકની ઇચ્છા વગર જોડાણ કરીને છૂટાં પડે છે; જ્યારે ગરીબ વર્ગ જેની પાસે પોતાના જીવનનો નિર્વાહ કરવાની યે ત્રેવડ નથી હોતી ને સંસ્કારમાં પણ જે ગરીબ હોય છે તેઓને ત્યાં ઘણાં વધારે બાળકો જન્મ પામે છે.

આ પરિસ્થિતિમાં સમજુ અને સંસ્કારી સ્ત્રીએ બે કે ત્રણ બાળકોને જન્મ આપ્યા પછી સંયમી જીવન ગાળવા માટે પુરૂષને સમજાવવો જોઇએ, કારણ કે વારંવાર સુવાવડનું કષ્ટ વેઠવાથીયે સ્ત્રીના શરીરને હાનિ પહોંચે છે, ને આપણા દેશમાં તો દર વર્ષે લાખો સ્ત્રીઓ સુવાવડમાં મરણને શરણ થાય છે.

એક છેલ્લી વાતની તને યાદ આપીને આ પત્ર પૂરો કરું છું.

સંસારમાં તું પ્રવેશ કરે ત્યારે મનને મજબૂત રાખજે. સુખ ને દુઃખથી ભરપૂર એવું આપણું જીવન છે. જુદી જુદી પ્રકૃતિના માણસો સાથે પરિચયમાં તારે આવવું પડશે એવે વખતે તું સહુની સાથે પ્રેમથી વર્તજે. તું તારા મનમાં પ્રથમ પૂરેપૂરી ખાત્રી કરી લેજે કે તારૂં મન સારૂં છે ને તું બધી રીતે અનુરૂપી સહુને વર્તવા પ્રયાસ કરે છે, ને તેમ છતાં જો તારો પતિ કે બીજાં કોઈ તારી ઉપર શિરજોરી કરે કે તને હેરાન કરે કે મારે તો તું તેની સામે થજે. પતિનું એ બાયલાપણું દૂર કરી મર્દ બનવાનું કહેજે. તારી સાસુ કજીયાખોર હોય ને નણંદ વઢકણી–હોય તો તેમને પણ પડકારજે. અત્યારની સરકારનો કાયદો અને ચાલુ રૂઢિ, રીતરિવાજો આ બધાં તારા વિરોધની બાબતમાં તારી મદદે નહિ આવે, એવાં એ છે; પણ તેથી તું અકળાઈને ન કરવાનું કામ, આપઘાત કે બળી મરવાનું તો કદી ન કરીશ. તને તારી જીન્દગી સાવ અસહ્ય થઈ પડે ત્યારે તારા દુઃખને ભૂલી જવાનો એક રાજમાર્ગ તે ઈશ્વરનું નામ છે. લાખો ને કદાચ કરોડો સ્ત્રીઓ આપણા દેશમાં ભગવાનને ભરોસે જીવનના અંત સુધી પાર વગરની યાતનાઓ દુઃખો ભોગવવાની ધીરજ કેળવે છે. તારામાં એવી ધીરજ કેળવવાની વૃત્તિ જ ન હોય તો પછી તું ગમે તે રીતે પણ દુઃખનો સામનો કરી છૂટજે. તું તારી મેળે તો તારી જાતનો અંત ન જ આણીશ. અંત લાવવા જેવું હોય તો તે સમાજના જુલમી રીતરિવાજોનો છે. માત્ર એટલું યાદ રાખજે કે તું સાવ નિરાધાર ને અસહાય છે એવો ખ્યાલ મનમાંથી દૂર કરીને મર્દાનગીભરેલું જીવન ગાળજે.

(સંપૂર્ણ)

હિંદની સ્ત્રીઓનો મોટો ભોગ લેનાર

# પાંડુરોગ

## [ એનીમિયા ]

*

લેખક :
ડૉ. નરસિંહ મૂ. શાહ

*

પાંડુરોગ લોહીની અવ્યવસ્થાને લીધે પેદા થતું દર્દ છે. લોહીમાં આવેલા પદાર્થોના પ્રમાણમાં થતા ફેરફારને કારણે ઉપજતી અવ્યવસ્થાને લીધે સામાન્યતઃ આ દર્દ થાય છે. તેનું બાહ્ય ચિન્હ ફીકાશ છે. ફીક્કો માનવી સાધારણ રીતે પાંડુરોગી હોય છેઃ પરંતુ ફીકાશ અને પાંડુરોગ એક નથી. સરસ રાતા લોહીવાળો માણસ પણ અમુક સંજોગોમાં ફીક્કો લાગેઃ એટલે તેને પાંડુરોગ થયો ન કહેવાય. કેટલીકવાર એવું બને છે કે શરીરની સપાટી નજીક લોહી ન પહોંચે એવા સંજોગો હોય છે. આમ પેદા થતી ફીકાશને પાંડુરોગમાં ગણાવી ન શકાય.

લોહી પાતળું પ્રવાહી છે. તેનો રાતો રંગ લાખો ઝીણા ઝીણા રાતા રક્ત કોષોને આભારી છે. આ રક્ત કોષોની રચનામાં હેમોગ્લોબીન નામનો લોઢાવાળો પદાર્થ આવે છે.

ટાંકણીના માથા જેટલી જગ્યામાં–એટલે પ્રત્યેક ઘન મીલીમીટર જેટલા લોહીમાં પચાશ લાખ જેટલા રક્તકોષો હોય છે. આ સ્થિતિ સંપૂર્ણ તંદુરસ્તી સૂચવે છે. આ ઉપરાંત લોહીમાં સફેદ કોષો પણ હોય છે. દરેક પાંચસો રક્ત કોષોમાં એક સફેદ કોષ માલુમ પડે છે. આ સફેદ કોષો શરીરને દર્દ સામે રક્ષણ આપવાનું કાર્ય કરે છે. દર્દનું જંતુ શરીરમાં દાખલ થાય એટલે આ સફેદ કોષોની સંખ્યા વધવા લાગે :છે અને જ્યાં દર્દના જંતુનો ચેપ લાગ્યો હોય ત્યાં ભેગા થાય છે અને એ જંતુને ખાઈ જાય છે.



રક્ત કણ　　　　સફેદ કણ

પાંડુરોગી માનવીના લોહીમાં પુરતા પ્રમાણમાં રાતા રક્તકોષો નથી હોતા : એટલું જ નહીં, પણ હેમોગ્લોબીન તરીકે ઓળખાતો લોહીનો રાતો પદાર્થ જરૂરી પ્રમાણમાં નથી હોતો. હેમોગ્લોબીનનું પ્રમાણ અડધું ન થઈ જાય ત્યાં સુધી પાંડુરોગના વિશિષ્ટ ચિન્હો દેખાતા નથી. આ પ્રમાણ ઘટીને એક ચતુર્થાંશ જેટલું થઈ જાય તો પણ દર્દીને સંપૂર્ણ આરામ આપવામાં આવે તો કાંઈ પણ અગવડ જણાતી નથી. પરંતુ એથી પણ આગળ રોગથી સ્થિતિ વધી જાય તો જુદી જુદી જાતના પાંડુરોગોના વિશિષ્ટ અને ચિન્હો જણાવા લાગે છે. શરીરમાં ગ્રંથીઓ પૂરતા પ્રમાણમાં ઓક્સીજન પહોંચાડે એટલે હેમોગ્લોબીનના અભાવે 'આ ચિન્હો દેખાવ લાગે છે. માથાનો દુખાવો, મૂર્છા આવવ હૃદયના અતિશય ધબકારા, ચીડિયાપણું, ખૂ થાક લાગવો, સ્નાયુઓની નબળાઈ વારંવાર શરદી થઈ આવવી–આ બધાં પાં રોગની અસરના સામાન્ય ચિન્હો છે. આ પણ વિશેષ ગંભીર બીજાં ચિન્હો ઘણી વે દેખાય છે, પરંતુ પાંડુરોગની ખૂબ આ વધેલી સ્થિતિમાં તે ચિન્હોની ખબર છે. ટુંકામાં પાંડુરોગ એટલે રક્તક્ષીણ આધુનિક વૈદકીય શાસ્ત્રે શોધી કાઢ્યું કે આ રક્તક્ષીણતા મટાડી શકાય છે.

બરાબર પ્રમાણમાં લોટ અને અમુક કિસ્સાઓમાં કાળજાના સત્ત્વવાળી દવાઓ દર્દીને આપવામાં આવે તો પાંડુરોગથી પરિણમેલી રક્તક્ષીણતા દૂર કરી શકાય છે અને પાંડુરોગીને તંદુરસ્ત બનાવી શકાય છે.

પાંડુરોગની ઉત્પત્તિનાં ઘણાં કારણો છે: એમાંનું એક એ છે કે લોહી ગુમાવાય છે. સામાન્ય રીતે મનુષ્ય શરીરમાં નવું લોહી સતત પેદા થાય છે અને જૂનું નાશ પામે છે. આ બે ક્રિયાઓ વચ્ચે સમતોલપણું રહેતું નથી ત્યારે લોહીના રાતા કોષો અને હેમોગ્લોબીનનો સામાન્ય રીતે આવશ્ય પુરવઠો લોહીને મળતો બંધ થાય છે. પરિણામે પાંડુરોગ થાય છે.

પાંડુરોગ જુદાજુદા પ્રકારના હોય છે: સામાન્ય તરીકે ઓળખાતો પાંડુરોગ લોહીમાં લોહનું પ્રમાણ ઘટવાથી પેદા થાય છે. વારંવાર લોહી ગુમાવવાથી આ સ્થિતિ પેદા થાય છે. અનેક કારણોને લીધે સ્ત્રીઓમાં આ પ્રકારનો [illegible] વિશેષ જોવામાં આવે છે. ઓછામાં [illegible] પચ્ચાસ વર્ષની ઉમર સુધી સ્ત્રીઓને [illegible] કરતાં સરેરાશ ચારગણું વધારે લોહ[illegible] છે. જોબન કાળમાં તેમજ શરીર [illegible] સમયમાં છોકરીઓને લોહીની વિશેષ [illegible] પડે છે. માતૃત્વની અવસ્થા પ્રાપ્ત થતાં [illegible] પાંડુરોગનો ભય રહે છે. સગર્ભાવસ્થામાં [illegible]ળકને માતા લોહી પુરૂં પાડે છે. એટલે [illegible]તુતઃ માતાને બેવડું લોહી જોઇએ: નહીંતર [illegible]હીની તંગી પડે અને ફીકકાશ પેદા થતી [illegible]ય. પાંડુરોગી માતાનો બાળકને એકાદ વર્ષમાં [illegible]ક્ષીણતા લાગુ પડવાની ભીતિ રહે છે. [illegible] સ્થિતિમાં સારો ઉપાય એ છે કે ગર્ભા[illegible]ના કાળમાં માતાને પુરતા પ્રમાણમાં લોહ [illegible] એવી વ્યવસ્થા કરવી. આથી લોહી [illegible] પડતું નથી. આ ઉપચારથી માતાની [illegible]તિ સુધરે છે, એટલું જ નહીં, પણ ભવિ[illegible] બાળકને પાંડુરોગમાંથી મુક્તિ મળે એવી [illegible]તિ પેદા થાય છે.

આપણા દેશમાં પુષ્કળ સ્ત્રીઓ ગર્ભાધાન દરમીયાન પાંડુરોગનો ભોગ થઈ પડે છે. બાળકોનું મરણ પ્રમાણ પણ વિશેષ રહે છે. આ સ્થિતિ સુધારવા ગર્ભાધાનના કાળ દરમીયાન લોહી પુરતા પ્રમાણમાં મળ્યા કરે એવું કરવું જોઇએ, અને સારો પૌષ્ટિક ખોરાક મળવો જોઇએ. સપ્રમાણ કુદરતી ખોરાકમાંથી શરીરને આવશ્યક લોહનું પ્રમાણ મળી રહે છે, પણ લોહ કમી લાગે તો લોહવાળી ઔષધીઓ લેવાથી પરિસ્થિતિ જલદી સુધારી શકાય છે, અને રક્તક્ષીણતાની સ્થિતિ નીવારી સંપૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરી શકાય છે. લોહીમાં લોહની ખામીને લીધે થતા પાંડુરોગ સંબંધી આ વિવરણ થયું. હવે પાંડુરોગનો બીજો પ્રકાર લઈએ. આ પ્રકાર નડતરીઓ પાંડુરોગ કહેવાય છે. ૧૮૪૯માં આની શોધ થઈ હતી.

ખોરાકમાંથી સામાન્ય રીતે શરીરને મળતા અમુક પદાર્થોની ખામીને લીધે આ પાંડુરોગ થાય છે. આ પાંડુરોગમાં હોજરીની પાચન ક્રિયામાં ગોટાળો પેદા થાય છે, એટલું જ નહીં, જ્ઞાનતંતુઓને પણ તેની અસર પહોંચે છે. વાદળી આંખો અને અકાળે પળીયાંવાળા મધ્ય વયના સ્ત્રીપુરૂષોને આ નડતરીઓ પાંડુરોગ લાગુ પડવાનો વિશેષ સંભવ રહે છે. આ પાંડુરોગમાં લોહીના રાતા કોષો ફીક્કા પડતા નથી અને સરેરાશ અસાધારણ મોટા થતા નથી. (પ્રથમ પ્રકારના પાંડુરોગમાં કોષો ફીક્કા અને સરેરાશ અસાધારણ નાના હોય છે) નડતરીયા પાંડુરોગમાં હંમેશાં જીભ બળ્યા કરે છે, અને દુખ્યા કરે છે, અને ધીમે ધીમે લીસી અને ચળકાટવાળી થઈ જાય છે. જ્ઞાનતંતુઓને લગતાં ચિન્હો કેટલીક વાર જલદીથી ખીલે છે અને જો રોગને કાબુમાં લેવામાં ન આવે તો એ ચિન્હોમાં વધારો થતો જાય છે. હાથપગમાં એક જાતની શિથિલતા આવે છે અને તેમાં કળતર થાય છે અથવા ખાલી ચડે છે. ખાસ કરીને પગમાં

આ અસર વિશેષ થાય છે અને કેટલીકવાર દર્દી ચાલી પણ શકતો નથી. જો દર્દનો ઉપાય કરવામાં ન આવે તો ચાર વર્ષમાં જીવલેણ પરિણામ આવે છે. પરંતુ પ્રથમ પ્રકારના પાંડુરોગની સરખામણીમાં આ પ્રકારનો પાંડુરોગ હંમેશને માટે મટાડી દેવાનો ઉપાય જડયો છે. આ ઉપાય એટલે પિત્તાશય (લીવર) યા તેના સત્ત્વવાળી યોગ્ય દવાઓ લેવાનું. આ દવાઓ પુરતા પ્રમાણમાં લાંબો વખત લેવાથી આ નડતરીઓ પાંડુરોગ હટાવી શકાય છે. આ સારવાર ચાલતી હોય ત્યારે હોજરીની પાચનક્રિયાનો ગોટાળો અદશ્ય થઇ જાય છે, અને જ્ઞાનતંતુઓને લગતાં ચિન્હોમાં પ્રગતિ થતી નથી. શરૂઆતમાં દર્દીને રોજ લીવર મોટા પ્રમાણમાં ખાવું પડતું. હવે તેનું સત્ત્વ કાઢવામાં આવે છે અને તેમાંથી બનાવેલ જુદા જુદા ઔષધો ગોળીઓ રૂપે યા ઇન્જેક્શનરૂપે તૈયાર કરવામાં આવે છે. આ ઔષધો ખૂબ લાંબો સમય લેવાની જરૂર રહે છે.

સામાન્યતઃ પેટમાંથી એવો પદાર્થ ઝરે છે, જે અમુક પ્રકારના ખોરાકમાંથી લીવરના સત્ત્વમાં પરિવર્તન પામતા પદાર્થની ઉત્પત્તિ માટે આવશ્યક છે. નડતરીયા પાંડુરોગવાળા દર્દીના શરીરમાં આ પદાર્થની ખામી હોય છે. એટલે, આ પાંડુરોગવાળો દર્દી જો કે બરાબર ખૂબ ખાય છે, છતાં તેની સ્થિતિ ખોરાકની છતમાં ભૂખે મરવા જેવી હોય છે. તે પોતાના પિત્તાશયમાં આવશ્યક સત્ત્વ બનાવી શકતો નથી. એટલે એ સત્ત્વ તેણે ઔષધોદ્વારા મેળવવું રહ્યું.

ઉપરની દવા ચાલુ કરવાથી શીઘ્રજ તેની સ્થિતિ ઓછી થઇ જાય છે. થોડા દિવસોમાં તેના ગાલ પર લાલી દેખા દે છે અને તેને ખૂબ સાચી ભૂખ લાગે છે. હાડકાંના ગરમાંથી નવા લાલ કોષો પેદા થવા લાગે છે. લોહીમાં લાલાશ વધવા લાગે છે. ચારેક અઠવાડિયામાં રાતા કોષો બમણા વધે છે. દર્દીની જીભ

## પરીઓનાં દેશમાં



આજ આનંદ ઊર્મિ ન માય,
ઉડીએ પરીઓનાં દેશમાં.
પગ બેસે ને ઉરથી ઉડાય,
નેન ચમકે ને શબ્દે સુણાય;
ઉડીએ પરીઓનાં દેશમાં.
પગ ઠમકે ને નૃત્ય સુણાય,
મન ઓલે ને છબીડી ઝલાય;
ઉડીએ પરીઓનાં દેશમાં.
મન ઢેખે ને નેનમાં સમાય,
મન ઉઠે તે માનવ મનાય;
આજ આનંદ ઊર્મિ ન માય,
ઉડીએ પરીઓનાં દેશમાં.

કાન્તિલાલ વાંકાણી

પાછી ઠીક થઈ જાય છે અને જ્ઞાનતંતુઓને લગતાં ચિન્હો ઓછાં થઇ જાય છે. પરંતુ આ દવા બંધ કરવાથી દર્દીને ફરીને માંદગી આવી હોય એમ લાગે છે અને જ્ઞાનતંતુઓ લગતાં ચિન્હો પાછાં વધવા લાગે છે.

પાંડુરોગની સારવાર માટે લોહ પિત્તાશયના સત્ત્વવાળી દવાઓ શોધાઇ છે. લોહની વપરાશ ૧૬૭૦ માં સીડનહામના એક અંગ્રેજ વૈદે દાખલ કરી હતી. ફ્રાંસમાં પીરે, બ્લાંકો ૧૮૩૧માં લોહની વપરાશ આ દર્દ

# અમર નિશાન

અમર અખંડ દેશ ભારતનું તું છે એક નિશાન
ફરક ફરક ઓ તરલ ત્રિરંગી, વીરોનું બલિદાન.
પૂર્વ પશ્ચિમમાં તું ફરકે
અટલ હિમાલય પર તું લહેરે
તારી સામે શીશ નમાવે આખું હિન્દુસ્તાન—
ફરક ફરક ઓ તરલ ત્રિરંગી વીરોનું બલિદાન.
હિન્દુ મુસ્લીમ શીખ ઇસાઇ,
બૌદ્ધ પારસી છે સર્વભાઈ;
ધર્મ કૌમ વર્ગોના ટુકડા છે તુઝ પર કુરબાન
ફરક ફરક ઓ તરલ ત્રિરંગી, વીરોનું બલિદાન.
તું પ્રતીક છે માનવતાનું
પીડિત જનની તું જે પતાકા
સર્વોદય સર્વેની સમતા એ છે ત્હારૂં ગાન—
ફરક ફરક ઓ તરલ ત્રિરંગી, વીરોનું બલિદાન.
તું આઝાદીની અગવાની
શાન્તી ન્યાયની અમર નિશાની
તુઝમાં જુએ નિજની આશા ધરતીનાં ઇન્સાન—
ફરક ફરક ઓ તરલ ત્રિરંગી, વીરોનું બલિદાન.

'સુશીલ

...ના માટે દાખલ કરી. હેમોગ્લોબીનની ...માં લોહ આવશ્યક છે એ ઉપરથી ઉપરની સારવારની રીતો અસરકારક પુરવાર થઇ ચૂકી છે. લોહવાળી દવાઓ ખાવાથી બંધકોષ થઇ જાય છે, અને ઝાડો કાળો આવે છે. એક મત એવો છે કે શરીરમાં નાખેલું વધારાનું લોહ એટલું બધું ઉપયોગી થતું નથી. કાર્બનિક પદાર્થમાં સંયુક્ત લોહ વિશેષ ઉપયોગી થાય છે એમ કેટલાક શરીરવિજ્ઞાનીઓ માને છે.

પિત્તાશયની યા તેના સત્વની રીત આધુનિક છે. લોહીમાં રાતા કોષો વધારે એવા કોઇક ઔષધની જરૂર હતી. અને તે કાર્યમાં પિત્તાશયનું સત્ત્વ તે માટે અસરકારક નીવડયું છે. લીવર પ્રાણીઓમાં વૃદ્ધિકારક માલુમ પડયું છે, અને એથી લોહીના રાતા કોષો પણ વધે છે. નડતરીયા પાંડુરોગને મળતાં બીજા કેટલાક દર્દોમાં પણ પિત્તાશયનું સત્ત્વ અસરકારક નીવડયું છે.

જ્યાંસુધી લોહી શરીરમાંથી ઓછું થઈ જાય અને પોષણને રોકે એવા અંશોથી દૂર રહેવામાં આવે ત્યાંસુધી સામાન્ય સારી પાચન શક્તિવાળા માનવીએ પાંડુરોગની ભીતિ રાખવી નહીં. યોગ્ય પૌષ્ટિક ખોરાક લેનારને પાંડુરોગ સહેલાઇથી લાગુ પડતો નથી. પરંતુ દુર્ભાગ્યે આ દર્દ કોઇને લાગુ પડે તો તેણે બીવાની જરૂર નથી. આજે તો આધુનિક વૈદકશાસ્ત્રે લોહ અને લીવરના રૂપમાં અસરકારક ઉપાયો આપણને આપ્યા છે. પાંડુરોગ મટાડી શકાય એવું દર્દ છે: અને તેની ભયંકરતા લગભગ નાબુદ થઈ શકી છે.

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક :-
**શ્રી. સવાઈલાલ ઈ. પંડ્યા**

*

રસિકોનું માનીતું પક્ષી કેવા ગીત વૈભવે મહિમાવંતું છે? ઋતુરાજ વસંતનો અગ્રદૂત છે. આમ્રકુંજો કોકિલ વિના કેવી અપૂર્ણ લાગત? એની અપાર્થિવ શ્રુતિરસાયન સ્વરાવલિને મંજુલ પદાવલિમાં કવિજનોએ બિરદાવી છે. એવું એ બેનમૂન પંખી લુચ્ચાઈમાં પણ અજોડ છે. પરિણામે એનું નામ પડ્યું છે પરભૃત—એટલે માબાપ વિના અન્યે ઉછેરેલું. લુચ્ચા પક્ષી—તરીકેનો અપયશ ઓઢ્યો છે કાગડાએ, પણ એને યે ઠગનારૂં ખગ તો વિશ્વમાં કીર્તિમંત થઈને વિચરનારૂં વિહંગ કોયલ. કોયલ જઈને કાગડીના માળામાં ઈંડાં મૂકી આવે. ભોળી કાગડી એને અણસમજમાં પોતાના ઈંડાં માનીને સેવે. બચ્ચું બળવાન થાય, એને પાંખો આવવા લાગે એટલે બોલીને પોતાનું પોત પ્રકાશે ત્યારે ભોળાં વાયસ દંપતીને ખબર પડે કે 'અરે આપણે ઠગાયાં! પોતાનું માનીને ઉછેરેલું આ તો પરાયું નીકળ્યું! એને પાળવા પોષવામાં વેઠેલો સઘળો શ્રમ વૃથા.' દુનિયાના આંબાવાડિયામાં જઈને પોતાનું હૃદયંગમ ગીત એ આરંભશે ત્યારે એની કીર્તિનાં અંશભાગી થશે એને જન્મ દેનારાં, કપરા કાળમાં એને ઉછેરવાનો આયાસ વેઠનારાં નહિ.

પરાયા પાસે ઉછેર પામેલું કોયલનું બચ્ચું પાંખો આવી ગયા પછી કૃતજ્ઞતા બતાવવા ઉભું રહેતું નથી, તો પરભૃત માનવ બચ્ચું પણ ક્યાં ઉછર્યો પાછર્યો પછી પોતાનાં પાલક માતા પિતા તરફ કૃતજ્ઞતાની લાગણીથી વશ થઈને તેમની વૃદ્ધાવસ્થા પાળવા ઉભું રહે છે? અન્યનાં બાળકને ગમે એટલા સ્નેહથી અપનાવી લઈને ઉછેર્યું હોય, ઉછેરના વર્ષો દરમ્યાન શિશુના હૃદયમાં પણ પાલકના સ્નેહનો પાયો પડ્યો હોય છતાં પુખ્ત થતાં તો તે જન્મદાતા માતા પિતા તરફ જ વળી જાય છે એ વાતની પ્રતીતિ નંદયશોદાને તેમની વૃદ્ધાવસ્થામાં પૂરેપૂરી થઈ જાય છે. વાસુદેવ દેવકી અને વાસુદેવ રોહણીના એ બાળકોને કેવા કોડથી એમણે ઉછેર્યાં? એમાં નાનો તો એમના નયનની કીકી! કેવી એની લીલાઓ! એના બાળચરિત્રોથી એણે માતાના હૃદયના ઉંડાણમાંથી એવો વાત્સલ્યનો પ્રવાહ ખેંચ્યો કે એને તો એમ જ થઈ ગયું કે આ તો જાણે પોતાના અંગમાંથી જ પ્રગટેલો પુષ્પછોડ. સદાયે નજર સમક્ષ રહી નયનો ઠારવાનો. મુશ્કેલીમાં મુકાએલાં સ્નેહીઓનાં બાળક ઉછેરી આપવાની ફરજ બજાવવા નહિ પોષેલો, પરંતુ સ્નેહથી પરવશ બનીને સંવર્ધિત કરેલો. તો જ કાલિંદીના ધરામાં એકાદ ઘડી બાળક અદૃશ્ય રહ્યો એની પાછળ ઝંપલાવવા માતા યશોદા તૈયાર થાય ને? એવો એ પુત્રસ્નેહના સ્વાર્પણથી પોતાનો બનાવી દીધેલો. એને એક દહાડો મથુરાના રાજાનું તેડું આવ્યું. મોટો સમારંભ છે ત્યાં. દિકરાઓ મોટા થયા છે તો બન્નેને ઉત્સવ જોવા જાય. બે દિવસ ત્યાં રમશે જમશે અને શહેરની અવનવી શોભા જોતા મહાલશે. રાજાનું નિમંત્રણ અને તેડવા આવનારા કુમારોના મામા અક્રૂર. પાની ૭૦૭

કેમ નકારાય ? સારી રીતે તૈયાર કરી બંનેને વિદાય આપી. સિંહ જે વનમાં પેસે તેને પોતાના પરાક્રમથી પોતાનું કરે, એમ આ બેઉ વીરોએ પણ મથુરા નગરીને જાણે પોતાના પ્રભાવથી જીતી લીધી. અવરોધો એમના માર્ગમાં ઉભા રહી શક્યા નહિ, જનતા એમની તરફ ખેંચાયા વગર રહી શકી નહિ, જે પ્રસન્ન આત્મવિશ્વાસથી વૃંદાવનની કુંજોમાં કે ગોકુળના ગોંદરામાં એમણે ડગલાં માંડયાં હતાં એ જ મનોહર સ્ફુર્તિથી એમણે મથુરાના રાજમાર્ગોમાં વિચરવા માંડયું. આદરભર્યાં પુરૂષોનાં નેત્રો એમનાં પરાક્રમો ઉપર ચોડાયાં, સ્નેહભર્યાં સુંદરીઓનાં નયનો એમના માધુર્ય પર મંડાયાં. સાથે ગયેલા ગોવાળીઆઓ તો પોતાના નિત્યના જાણીતા બળરામ અને કૃષ્ણમાં પ્રગટી નીકળેલી નાગરિકતા આશ્ચર્ય-મુગ્ધ ચક્ષુએ જોઈ રહ્યા હશે ને ? જાણે વર્ષોનાં વતનવાસી હોય એમ મથુરામાં મથુરાવાસી થઈને બંને ભાઈઓ ફરે છે, અને નવો ધારણ કરેલો નાગરિકપણાનો વાઘો જાણે ખાસ પરમાણું આપીને શીવડાવેલો હોય એમ એમને અંગે બરાબર બંધબેસતો આવી ગયો છે. દેહને જરાયે અડવો લાગતો નથી. બળનો મુકાબલામાં વિજયી બનેલા ભાઈઓ કુલશત્રુને ઉખેડી નાખીને પહેલ વહેલા પહોંચે છે કારા-ગૃહમાં અને જન્મદાતા માતાને ઉમળકાભર મુક્ત કરે છે. એ સમયે કેવું પ્રેમનું પૂર ઉભરાય છે ! એ સ્વાભાવિક પ્રેમનું દશ્ય નંદજી પણ સંતોષથી જોઈ રહ્યા હશે, પણ જાણ્યું નહિ તેમણે ત્યારે, કે જે પ્રસંગના ધનોએ સમયસર વર્ષીને વાસુદેવ દેવકીના સદ્‌ભાગ્યના વૃક્ષને કુસુમિત કરી દીધું, એણે જ પોતાની દુર્ભાગ્ય વેલીને ફળ બેસાડી દેવાનો દુર્યોગ સાધી દીધો હતો. નંદજીનું ગામડાનું હૃદય નગરની શોભાથી પ્રસન્ન થતું હોવા છતાં ગોકુળમાં જઇને ફરીથી સ્વસ્થ થવા ઝંખી રહ્યું હતું. છતાં એમને મનમાં રહ્યું કે પુત્ર ભલે નવા વિજયોનો ઉત્સવ માણે, કાલે કહેશે કે 'બાપુ, ચાલો ઘેર જઇએ.' અગર પરમ દિવસ કહેશે, પરંતુ એ એમના મનોરથ સામે દૈવે દ્વાર ભીડી દીધું હતું. પુત્રનાં મનમાં પાછાં ફરવાની મરજી જાગે એવી રાહ જોઇ રહ્યા હતા ત્યાં તો પુત્ર આવ્યો અને પોતાને વિદાય આપવા લાગ્યો; કરેલા ઉપકાર માટે આભાર માનવા લાગ્યો.

આ પ્રસંગના મનોહર વેધક ચિત્રો આપણે આગળ જોએલા સુકવિ રઘુનાથે ગીતમાં બાંધી દીધાં છે. નંદજીના ઉથલા એવે નામે જાણીતું એ ગીત રસિકજનોની પ્રીતિ માટે અહીં મૂક્યું છે.

### નંદજીના ઉથલા

હવે તમે નંદજી ગોકુળ સંચરો, ઉતરો જળ જમુનાના ઘાટ જો;
અમારી માને નહિ હોય ગોઠતું, જશોદા જોતાં હશે વાટ જો. હવે તમે૦
ન કરે માત પિતા તે તમે કર્યાં, અમને બહુ લડાવ્યાં લાડ જો,
અમને નાનેથી મોટા કર્યાં, તમારા શા હું માનું પાડજો. હવે તમે૦
મારી પંચ વીણા વાંસળી, તે તો વાજંતી સંભાળ જો,
તે તમે સંભાળીને મૂકજો, રખે લે જતા ગોવાળ જો. હવે તમે૦
મારી સોસ ગોરી ગાવડી, તેને તમે હાથ ફેરવી દેજો જો,
કહે રઘુનાથનો સ્વામી નંદને, અમો ઉપર કૃપાની દૃષ્ટે જોજો જો. હવે તમે૦

૨

નયણે નીર ને નંદજી ઓલીયા, મુજ એકલડાં કયમ જવાય જો ?
વાટડી જોતાં ને રોતાં હશે, કાનજી ત્યાં તમારી માય જો. નયણે નીર૦
હું તો વાળીશ મારા મનને, તમારી માના મન કયમ વળશે જો,
એક વાર ગોવિંદ ગોકુળ આવજો, વળતાં હરિજન મેણાં દેશે જો. નયણે૦
કહો કોણ વનરાવન ગાયો ચારશે, કો' કોણ જાણે અમારી પેર જો,
હસતાં વાણામાં કોણ ઉઠશે, સાંજ પડયે કોણ આવશે ઘેર જો ? નયણે૦
કુંવર કેને લાડ લડાવશું, કેને વળગાડીશું દામી જો,
કેને જમાડીને જમશું, કે' તું રઘુનાથના સ્વામી જો. નયણે૦

૩

નંદજી રોતા રોતા ચાલીયા, આવ્યા પોતાને ઘેર જો.
જશોદા પૂછે પિયુજીને પ્રેમશું, નંદજી ઉત્તર ન આલે જો;
મુખથી બોલે પણ બોલાય નેં, કુંવરના બોલડિયા બહુ સાલે જો. જશોદા૦
કારણ કહોને મારા કંથજી, કુંવરને કયાં મેલીને આવ્યા જો,
મરવે સોંપ્યા શું વસુદેવને, દુઃખના મેરૂ કયાંથી લાવ્યા જો ? જશોદા૦
આપણે પિત્રાઇ વસુદેવ શું, આવડું નોતું જાણ્યું વેર જો,
ભાવે આપણા સુતને ભોળવી, રાખ્યો પોતાને ઘેર જો જશોદા૦
ત્યાં તમે કંથજી કાંઈ નવ બોલિયા, આપણાં બોયાં છૈયો છોડી જો;
એ રઘુનાથના સ્વામી શામળે, અમો ઉપર નજર ન જોડી જો. જશોદા૦

૪

વ્રજમાં વ્રજવનિતા વાતો કરે, વાલો મારો મથુરામાં ગયા જો;
જઇને નંદને ગોકુળ મોકલ્યા, વિઠ્ઠલ વસુદેવના થયા જો. વ્રજમાં૦
અહીંના સુખમાં ગાયો ચારવી, બીજું આહીરડાંમાં રહેવું જો;
ત્યાં સૌ પૂછીને વાતો કરે, શે'રના તે સુખમાં શું કહેવું જો. વ્રજમાં૦
લક્ષ્મી દેખીને લલચાઈ ગયો, દીઠું કંસ કેરૂં રાજ્ય જો;
મથુરાનગરી હરિને દિલ વસી, ત્યારે ગોકુળ કીધું ત્યાગ જો. વ્રજમાં૦
અહીં હરિ મનોહર મૂરતી શામળો, સજની સૌને લાગ્યો મીઠો જો;
અહીં હરિ રઘુનાથનો ગોવાળિયો, ત્યાં તો રાજા થૈને બેઠો જો. વ્રજમાં૦

૫

શામ તમે વિસારીને જાઓ છો મોહન મથુરાની વાટે જો,
અંક્રૂર તારૂં તે શું ભલું થશે, અમારા પ્રાણ લે જાઓ સાથે જો. શામ૦
રથમાં બેઠા શ્રી બળદેવજી એને કોઈ શીખામણ દેજો જો;
અમને મેલ્યાં કેને આશરે, અમને સાથે તેડી લેજો જો. શામ તમે૦

અમે ઘર ભાંગી ઘેલાં થયાં, મેલ્યા પિયુ તણા વિજોગ જો;
અમે સ્વામી સુતા મેલીયા, અમારા કીયા જનમના ભોગ જો. શામ૦
અમે સોળ સોળ વરસની સુંદરી, જાણ્યું ઉજળું એટલું દૂધ જોઃ
એ રઘુનાથના સ્વામી શામળે, ત્યારે અંતે કીધાં જૂધ જો. શામ૦

પૂરો નાગરિક બની ચૂકેલો પુત્ર યાદવોની મહેમાની માણી રહેલા નંદજી પાસે અવસર જોઈને એક દહાડો આવે છે. પાળક પિતાનાં નેત્રોમાંથી અમૃત ઝરે છે અને એમના હૃદયમાં આશાની એક લહરી સ્ફુરી જાય છે કે દિકરો હમણાં બોલશે કે, પિતાજી, ચાલો હવે ગોકુળની વાટ પકડીએ. પરંતુ ત્યાં તો પોતાના કૃષ્ણના મોઢામાંથી જે શબ્દ નીકળવા માંડયા એને સમજવાનું અનુમોદવાનું અમલમાં મૂકવાનું નંદજી માટે દુષ્કર થઈ પડયું. કોણ આ પોતાનો છૈયો કનૈયો બોલે છે? "ત્યારે નંદજી હવે તમે ગોકુળ પહોંચવાની તૈયારી કરો. ગાડાં, ગોવાળો સૌને લઈને જવાનું છે. જમુનાના દસ્તુર ઘાટ વેળાસર વટાવી જાઓ. ત્યાં મારી માને ગમતું નહિ હોય. જશોદાજી વાટ જોતાં હશે માટે જાઓ હવે. તમારા કેટલા ઉપકાર માનવા? સગાં માતપિતા કરતાંયે અધિક જતન કરીને તમે અમને ઉછેર્યા અને બહુ લાડ લડાવ્યાં." નીચે મસ્તકે અનુત્તરપણે નંદજી પુત્રની વાત સાંભળી રહ્યા હશે. કાનજી પણ ગોકુળ વાસની સઘળી સ્મૃતિઓ ભુંસી શકે એમ છે જ નહિ. મમતાના તારો સહસા તોડવા મુશ્કેલ છે, માટે નંદજીને ભલામણ કરે છે કે, ત્યાં રસાળ રીતે વાગતી મારી પંચવીણા વાંસળી છે. જો જો ગોવાળિયા એ લઈ જાય નહિ. એને સાચવી મૂકજો. અને મારી સહસ્ર ગોરી ગાવડીઓ ત્યાં છે તેમને તમે પંપાળજો, લાડ કરજો અને દોહજો. અમે છૂટાં પડીએ છીએ તોય અમારી ઉપર કૃપાની દૃષ્ટિએ જોવાનું રાખજો.

નંદજીનાં નયનમાં નીર ઉભરાય છે અને તેઓ કહે છે. 'ત્યાં આતુર અશ્રુભર્યાં નેત્રે તમારી મા તમારી રાહ જોતાં ઉભાં હોય તેમની સામે એકલાં જતાં મારાં પગ કેમ ઉપડે? હું તો પુરૂષ છું, બીજા વ્યવસાયમાં યત્નથી મન પરોવી દઈશ, પણ તમારી માનું શું? અહીંઆં ગોઠતું હોય તો હમણાં ભલે રહો, પણ એક વાર ફરીથી ગોકુળ આવી જજો, નહિ તો દુર્જનો મહેણાં બોલશે કે જુવો આમણે પરાયા પુત્રોને પોતાના માની ઉછેર્યા હતા તે લાભ કાઢયો! વનરાવનનાં હરિયાળાં મેદાનોમાં ચરવાની ટેવવાળી આપણી ગાયોનો રખેવાળ કોણ? અમારી નાની મોટી ટેવો સમજી અનુકૂળ આચરણ કરી અમને શીતળ કરનાર કોણ? સવારે અને સાંજે કોનું હસતું મુખ નિરખવું? આટલાં વર્ષો વાત્સલ્યની ધારાઓ તમ પુત્રો ઉપર વરસાવી છે તે રઘુનાથના પ્રભુ, કહો હવે કોની ઉપર વરસાવશું!'

વિશેષમાં એક પણ વચન બોલ્યા વિના નંદજીએ રોતાં રોતાં ગોકુળની વાટ લીધી. ઘરે આવ્યા તો જે બીક હતી એ જ બન્યું આતુર લોચને રાહ જોઈ રહેલાં જશોદાજીની પ્રશ્ન પરંપરા સામી આવીને ઉભી રહી. 'એવું શું કારણ બન્યું છે કે આમ ઉદાસ એકલા ચાલ્યા આવ્યા છો? કુંવરને કયાં મૂકયા!' પ્રેમ ભરેલા છે જશોદાજીના પ્રશ્નો, પણ નંદજીના ગળામાં ડૂમો ભરાઇ ગયો છે. પરાયાપણાનો ભાવ દેખાડતા કુંવરના શબ્દો એમના હૃદયમાં શલ્ય શા ખૂંચી રહ્યા છે. પરિસ્થિતિનો પત્ની આગળ સ્ફોટ કરવા ઘણું થાય છે, પણ એમના મુખમાંથી ઉત્તર નીકળી શકતો નથી. ચતુર પત્ની અણબોલ્યું સમજી જાય છે અને ઠપકાનું વચન ઉચ્ચારે છે. 'હામુકા વાસુદેવને સોંપી દીધા દિકરા અને દુઃખના ડુંગર આપણે ઉપા-

ક્યાં ત્યાંથી લેતા આવ્યા કે? મિત્ર માનેલા વાસુદેવે આવડું વેરનું આચરણ કર્યું અને ભોળવીને આપણા પુત્રને પોતાને ઘેર રાખી લીધો? તમે કેમ ત્યાં કંઇ બોલ્યા નહિ? અરે રે, આપણે તો-દિકરાયે ખોયો, દિકરીયે ખોઇ અને રઘુનાથના સ્વામી શામળાએ આપણા સ્નેહ ઉપર, આપણી વૃદ્ધાવસ્થા ઉપર નજર પણ ન નાખી.'

વ્રજની નારીઓમાં વાત ફેલાઈ ગઈ કે મથુરાં ગએલાં વિઠ્ઠલ ત્યાં વાસુદેવના થઇને રોકાઈ ગયા અને નંદને એકલા ગોકુળ પાછા મોકલ્યા. 'બાઈ, શું કામ ન રહે? અહીં સુખ માત્ર ગાયો ચારવાનું ને અહીરડાં ભેગું રહેવાનું. ત્યાં તો બધાં રાજકાજ એમને પૂછીને થાય અને શહેરના સુખની તો વાત શી કરવી? ભર્યું ભાદર્યું કંસનું રાજ્ય જોતાં લક્ષ્મીની લાલચ લાગી ગઈ. વળી મથુરા નગરીએ હરિને મોહ પમાડયો, એટલે એમણે ગોકુળનો ત્યાગ કરી દીધો. ખરો સ્નેહ તો અહીં હતો હો! મનોહર મૂર્તિ શામળો અહીં સૌને મીઠો લાગતો, પણ દુનિયાની મોટપ ત્યાં ખરી. રઘુનાથનો હરિ અહીં ગોવાળીયો હતો તે ત્યાં રાજા થઈને બેઠો.'

'અમારા સ્નેહને વિસારીને મથુરાંની વાટે પળેલા મોહન, અમારા પ્રાણ જ સાથે લઈ ગયા ને! અમારી આ દારુણ વ્યથાના નિમિત્ત અક્રુર તારૂં શું ભલું થવાનું છે? આ બળદેવજી પણ રથમાં બેઠા. એમને કોઈ શીખામણ તો આપો કે અમને સાથે તેડી જાય! કોને આશરે અમને અહીં મૂકતા જાય છે? ગૃહજીવનની ઉપેક્ષા કરીને આમના પ્રેમમાં મસ્ત બનેલાં અમારાં કોઈ જન્મના દુષ્કર્મનું જ ફળ આજે આવી ઊભું રહ્યું. શી અમારી ઉંમર, શો અમારો અનુભવ? અમે સોળ સોળ વરસની સુંદરીઓએ જેટલું ઉજળું એટલું દૂધ જ હશે એમ માની લીધું, એનામાં અનુરાગ જોડવામાં પરમશાંતિની આશા રાખી હતી ત્યાં તો રઘુનાથના સ્વામી શામળાએ ચિર સંતાપ આપનારૂં આવું યુદ્ધ શરૂ કરી દીધું.'

હિજરાએલા વાત્સલ્યનું, હિજરાએલા સ્નેહનું રૂદન ગીત કવિ આમ પૂરૂં કરે છે. ભાગવતકારે નંદની કે યશોદાની આવી વ્યથા આલેખી નથી. આ પ્રસંગનું આયોજન ગુજરાતી કવિની પોતાની કલ્પનાના ઉલ્લાસનું જ પરિણામ છે એમ હું માનું છું. ગુજરાતી કવિઓના સંપ્રદાયને અનુસરીને કવિએ પૌરાણિક પાત્રોને માનવ સહજ લાગણીઓનો કંપ અનુભવતાં બતાવીને એમની સ્વાભાવિક પ્રભા ઝંખવ્યા સિવાય આપણી મનોભૂમિમાં વિચરવાનાં વધારે અધિકારી બનાવ્યાં છે. વિવિધભાવોનું રસપ્રદ આલેખન સંખ્યામાં ઓછા અને ઉચિતતામાં પૂરા શબ્દો-વડે સાધી જવાનું કવિનું કૌશલ રસિકોના મનમાં અહોભાવ જગાડે એવું છે.

# કેટલાક
# કિસ્સાઓ

*

વિખ્યાત તામિલ–કવિ ભારતીની જન્મભૂમિ એટ્ટાયાપુરમ ખાતે એક ગરીબ સ્ત્રીએ પોતાના બાળકને અત્યંત આવશ્યકતાના દબાણ હેઠળ આઠ આનામાં વેચી દેવાના સમાચાર મળ્યા છે. માતાને તે બાળકના પોષણનો ભાર અસહ્ય લાગવાથી, મહોલ્લામાં તે બાળકને વેચવા માટે ફેરિયા તરીકે ફરી, પરંતુ કોઇએ તે ન લેતાં પોતે તે બાળક સાથે કૂવામાં ડૂબી મરવાની ધમકી આપી. આથી એટ્ટાયાપુરમના એક વતનીએ તે બાળકને આઠ આનામાં ખરીદી લીધું.

*

મુંબઈ હાઈકોર્ટમાં જસ્ટીસ મી. દેસાઇએ કુસુમ રામચંદ્ર દાતાર નામની એક બી. એ. ઓનર્સ બાઈની અરજી બહાલ રાખી તેના ધણી રામચંદ્ર કૃષ્ણાજી દાતારથી છૂટાછેડા આપનારૂં હુકમનામું કરી આપ્યું હતું. આ બાઈ રીઝર્વ બેંકમાં નોકરી કરે છે. મુંબઈ હાઇકોર્ટમાં જસ્ટીસ મી. દેસાઇએ ઉર્મિલા નામની એક ગુજરાતી યુવતીને તેના ધણી ચંદ્રકાંત ગોરધનદાસ શાહથી છૂટાછેડા આપનારૂં હુકમનામું કરી આપ્યું છે. એના પતિએ બીજી છોકરી સાથે બીજું લગ્ન કર્યું હતું. ઉર્મિલા હાલમાં ઇન્ટર સાયન્સનો અભ્યાસ કરે છે.

*

જાણવા મળે છે કે, જબલપુરમાં રહેતી એક અંગ્રેજ યુવતી, પોતાના લત્તામાં વાળવા આવતા એક હરિજનના પુત્ર સાથે પ્રેમમાં પડી છે અને તેણે તેની સાથે પોતાનાં લગ્ન કરવાનો નિર્ણય જાહેર કર્યો છે. એક અંગ્રેજ યુવતી, વાળનારને પરણે એ સામે કેટલાકે વિરોધ વ્યક્ત કર્યો છે, એટલું જ નહિ પણ યુવતીના માબાપે પણ દીકરીને સમજાવવામાં બાકી રાખી નથી; પરંતુ અંગ્રેજ યુવતીએ સ્પષ્ટ શબ્દોમાં સૌને જણાવી દીધું છે કે, પોતે તે યુવકને ચાહે છે, તે તેની સાથે જ પરણશે.

*

કન્થારીઆ ગામના રહેવાસી અને હાલમાં મુંબાઇ રહેતા બાબા રૂપરામની ઓરત બાઇ તખુબાઇ કાઠીઆવાડ મેલમાં અમદાવાદ સ્ટેશને ઉતરેલી. શક પરથી તેની ઝડતી કરતાં એકસાઇઝ પોલીસને તેની પાસેથી ગાંજો મળી આવ્યો હતો. આથી તે રાત્રે તેને અટકમાં રાખવામાં આવી હતી. તે વખતે ફરજ ઉપર હાજર રહેલા નઝમલહુસેન અહમદહુસેને રાતના બાઈ તખુ ઉપર બળાત્કાર કર્યો હતો.

આ અંગે ફરીઆદ કરવામાં આવતાં એડીશનલ સેશન્સ જજે પોલીસને ચાર વર્ષની સજા કરી.

*

ગોધરાની ન્યુ હાઈસ્કુલમાં અભ્યાસ કરતી એક ક્રિશ્ચિયન બાળાનો સ્કુલ છૂટયા પછી પત્તો ન લાગતાં, પોલીસમાં ફરીઆદ નોંધાતાં, પોલીસે રાવળીયાવાડમાંથી એક મુસ્લીમના ઘરમાંથી તે બાળાનો પત્તો મેળવી, તે બાળાને ગુમ કરવા અંગે બે મુસ્લીમ યુવાનોની ધરપકડ કરી હતી. બાળાને તેના માબાપને સુપ્રત કરવામાં આવી છે.

*

અમદાવાદમાં પીપલ્સ થીએટર તરફથી ભજવાયેલ નાટક 'ઢીંગલી ઘર'માં કામ કરનાર નવ વર્ષની નાનકડી બાળા કુ. ઉમા અંબાલાલ મૂળચંદભાઇ આશારામ વકીલનું અવસાન થયું. એથી ગુજરાતે એક આશાસ્પદ, કમારી ગૂમાવી છે.

*

શ્રીમતી ઐલાસ કરંજીઆ તેમના તંત્રી–પતિ સાથે લંડનના પ્રવાસે ગયાં છે.

જગતને પ્રગતિ અને સુલેહશાંતિની ઘણીજ જરૂર છે. પણ તે હાલના વિજ્ઞાનનાં સાધનથી નહીં, પણ આધ્યાત્મિક શક્તિના વિકાસથી અને ઉચ્ચ માનવતાના ગુણો જીવનમાં ઉતારવાથી જ મળી શકશે. તે સાધન ઉપનિષદોએ આપણી સન્મુખ મૂકેલું છે અને જગતનાં રાષ્ટ્રોને હિંદે આપ્યું છે. સંસ્કૃતિના વિચારોમાં દેશકાળ પ્રમાણે પરિવર્તન થયા કરે છે. ચક્રની માફક બધું ફરે છે, પણ તેની પાછળ અનંત અને અચળ બળ હોય તો તે 'બ્રહ્મ સત્ય'ના સિદ્ધાંતનું છે. સંસાર પરિવર્તનશીલ ન હોત તો આપણી સૃષ્ટિ એક જડ પદાર્થનો ગોળો હોત એમ ઉપનિષદ કહે છે. બુદ્ધ ભગવાને પણ સારનાથના ઉપદેશમાં પહેલું તત્ત્વ એજ મૂકેલું છે કે ધર્મચક્રને અધીન આપણાં અસ્તિત્વ, સ્થિતિ અને વિકાસ છે. બૌદ્ધ મત, સંન્યાસ, વિરાગ, તપ, દમ, દાન, દયા અને સ્વાર્થત્યાગ ઉપર ભાર મૂકે છે, ભગવદ્‌ગીતા 'કર્મણ્યેવાધિકારસ્તે'નું રહસ્ય સમજાવી કુરુક્ષેત્ર દ્વારા પણ કર્તવ્ય-સત્યધર્મનું પાલન કરવાનું કહે છે. વિષયવિકારો ઉપર જિત મેળવી સ્થિતપ્રજ્ઞની સ્થિતિ પ્રાપ્ત કરી પ્રભુમય જીવન ગાળવું તે સાચો ધર્મ છે. રાજદ્વારી ક્રાંતિ કે પરિવર્તનથી માનવસમાજની ઉન્નતિ કે પ્રગતિ થતી નથી, એ જગતનાં યુદ્ધોના છેક આજ સુધીના અનુભવોથી સિદ્ધ થઈ શકે છે. દયા, પ્રેમ અને ત્યાગથી જ માનવ-ઉન્નતિ થશે. આપણા ત્રિરંગી રાષ્ટ્રધ્વજનો તેના રંગો અને ચક્ર બધાનો પણ અર્થ એ જ છે. શાંતિ, ક્ષમતા અને તેજસ્વિતાના ગુણોનું રહસ્ય સમજી જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિ સાથે માનવપ્રેમ, ત્યાગ, દયા, અને એકતાનો આદેશ એ આપણો રાષ્ટ્રધ્વજ આપે છે. ડૉ. રાધાકૃષ્ણન

*

હિમાલય ટેકરીનજીકના સારા જમીનદારો પોતાના મોભા પ્રમાણે એક ઉપર બીજી સ્ત્રી કરે છે. જોનપુર પરગણામાં કોઈ પણ એક

# સૌરભ





પુરુષ એક સ્ત્રીને પરણી શકતો નથી. જે ઘરમાં ચાર-પાંચ ભાઈ હોય તે ઘરમાં કન્યા વહેલી આવે છે અને તે કન્યા દરેકની સ્ત્રી ગણાય છે. તેના સંતાન અનુક્રમે મોટા, નાના ભાઈઓના વારસ છે. એકલદોકલને ત્યાં કન્યા આપતા માબાપ વિચાર કરે છે.

*

અમેરિકાના "ચિપિવાન" પુરુષો પોતે મોહી પડયા હોય તેવી ગમે તે સ્ત્રીને માટે લડે ઝઘડે છે. આ લોકો જો પોતાની મા સુંદર લાગે તો વૃદ્ધ પિતાની પાસેથી તેને બળ પૂર્વક પરણે છે. આ "ચિપિવાન" લોકોમાં છૂટાછેડાનો અર્થ સ્ત્રીને સારી રીતે માર મારીને ઘરમાંથી કાઢી મૂકવી એટલો જ થાય છે.

એબિસિનિયાના લોકો દેહાંત દંડની સજા થતાં સરદારને પોતાના માથાનાં બદલામાં યુવાન કન્યા કે પત્ની સમર્પણ કરતા. એ કીમતી ભેટ વળી સરદાર બે ચાર દિવસ પછી મન ફાવે તેને આપી દે છે.

તિબેટની સ્ત્રીઓનું ચરિત્ર બહુ પંકાતું નથી. તેઓ જેટલા હોય તેટલા બધા ભાઈઓને પતિરૂપે પસંદ કરે છે, એટલું જ નહિ, પણ દયા આવે તો આડોશીપાડોશીની અરજ વિનંતિ પણ અમાન્ય કરતી નથી. તેમ છતાં તે દેશના લોકો તેમની સ્ત્રીઓનું ખૂબ જ સન્માન

ફિજિદ્વિપમાં પુરૂષો લડાઇ કરી કોઇને બંદી બનાવી લઈ આવે તો તેનો આહાર કરતાં પહેલાં સ્ત્રીઓના આનંદને માટે તેને અંતઃપુરમાં મોકલી દે છે. તેના હાથ પગ બાંધેલા હોય છે. સ્ત્રીઓને સૌથી મોટો આનંદ ધારદાર અસ્ત્રથી તેની આંખો ફોડી નાંખવામાં આવે છે. સ્ત્રીઓ એ અભાગિયાને ઘેરીને ઉભી જ હોય છે. કોઇ આંખો ફોડી નાખે છે, કોઈ છરી મારી પેટ ફાડી નાખી આંતરડા બહાર કાઢે છે. કોઈ પથ્થર વડે દાંત તોડી નાંખે છે. એ જેમ વધારે ચીસો પાડે તેમ તેમને વધારે આનંદ પડે છે.

અંદામાન દ્વિપનાં જંગલીઓમાં એક રિવાજ છે કે બાળકને દાંત ન આવે ત્યાં સુધી પતીપત્ની એક સાથે રહે છે. પછી પોતપોતાના રસ્તે પડે છે. પુરૂષ બીજી સ્ત્રી ખોળી લે છે ને સ્ત્રી પણ એવું જ કરે છે. તે વખતે માતા ઘણું કરીને પોતાના આવેલા બાળકને જળાશયને કાંઠે મૂકી દઈને બીજું ઘર માંડવા જાય છે.

*

થોડાં વર્ષો પૂર્વે મુંબઈમાં બોમ્બે પ્રોવીન્શીયલ વુમન્સ સ્પોર્ટસ એસોસીએશન ( મહિલા પ્રાંતિક ક્રિડા સંઘ ) નામની એક સંસ્થા સ્થપાઇ હતી પરંતુ તે કાંઈ પણ કાર્ય નહિ કરતાં અસ્ત પામી હતી. નિરનિરાળા સ્વરૂપની ક્રિડા ( રમત–ખેલ ) માટે આસ્થા નિર્માણ કરવી, મહિલાઓની રમતગમતની મેચ, હરિફાઈ સારૂ યોગ્ય વ્યવસ્થા કરવી, એ દષ્ટિએ આવી સંસ્થાની આવશ્યકતા આજે વધુ લાગવા માંડી છે. આ બાબતમાં ઓસ્ટ્રેલીઅન સ્ત્રીઓનું ઉદાહરણ હિંદી સ્ત્રીઓએ પોતાની નજર સમક્ષ રાખવું જોઇએ.

ઓસ્ટ્રેલીઆમાં સ્ત્રીઓના સંઅહિત પ્રયાસને કારણે છેલ્લા ૨૫ વર્ષમાં મહિલાઓએ ક્રિકેટ, બાસ્કેટ–બોલ, બેસ- બોલ, હોકી, બોલ, બેડમીંગ્ટન, ટેનીસ, તરવાનું કાર્ય વગેરે ક્ષેત્રોમાં સારી પ્રગતિ કરી છે. વિક્ટોરીઅન વુમન્સ એમેચ્યોર્સ એથલેટિક એસોસીએશન નામની સ્ત્રીઓના રમતગમત વિષયક મંડળે મેલબોર્નની સીટી કાઉન્સીલ તરફથી આ ક્ષેત્ર માટે એક અલગ ક્રિડાંગણ પણ મેળવ્યું છે.

મુંબઈમાં સ્ત્રીઓની રમતગમતની બાબતમાં કંઇક મતભેદ છે. જેમકે હોકી માટેની મહિલાઓની "કિલ્લેદાર કપ" માટેની થનારી હરિફાઈ ( મેચ ) ઉનાળાની આખરની ઋતુમાં રાખવા સામે લખતાં મિ. તાલ્યારખાને કહ્યું હતું કે, "પ્રાંતિક હોકી સંઘના કેટલાક અધિકારીઓને પુરૂષોની એ રમત માટે જેટલી શ્રદ્ધા લાગે છે, તેટલી સ્ત્રીઓની હોકી માં લાગતી નથી. સ્ત્રીઓની હોકીની રાષ્ટ્રીય હરિફાઇ યશસ્વી નિવડશે કે નહિ એવી પણ તેમને એક વખત ધાસ્તી લાગતી હતી !"

હોકી ક્ષેત્ર અધિકારીઓની આવી સમજ ખોટી ધારણા હતી. પરંતુ એ મેચ સફળ થઇ હતી અને તે જોવા પ્રેક્ષકો પૂરતી સંખ્યામાં આવતા હતા તથા તે રમત માટે પૂરી આસ્થા પણ દર્શાવતા હતા. આ પ્રેક્ષકોનું વર્તન પણ પૂર્ણપણે ખેલાડીપણાનું હતું. હોકીની રમતમાં ફક્ત એંગ્લો–ઇંડિયન અને હિંદી કેથોલિક સ્ત્રીઓ ભાગ લે છે. આવી પરિસ્થિતિ નહિ રહેવી જોઇએ અને હિંદુ–મુસ્લીમ સ્ત્રીઓએ પણ તેમાં ભાગ લેવો જોઇએ એવું વર્તમાનપત્રોમાં રમતગમતના વિષયોના લેખકોએ આગ્રહથી કહ્યું છે.

હોકી પ્રમાણે ગોલ્ફની રમત પણ અદ્યાપિ હિંદમાં ગૌરવર્ણી લોકોના હાથમાં જ મહદ અંશે છે એમ કહીએ તો ચાલે, ઉટાકામંડમાં મે માસમાં સ્ત્રીઓની ગોલ્ફની હરિફાઇ–મેચ રમાઇ તેમાં યુરોપિયન અને એવી મહિલાઓએ ભાગ લીધેલો દેખાયો. હિંદમાંથી કાશ્મીરના ગુલમર્ગમાંથી મિસિસ ટેલર નામની એક સ્ત્રીએ બ્રિટનમાંની સ્ત્રીઓની ગોલ્ફની રમત

હરિફાઇમાં પોતાનું નામ નોંધાવ્યાનું પ્રસિદ્ધ થયું હતું.

અશ્વારોહણ (ઘોડા પર સ્વારી)એ પણ એક એવી રમત છે કે તેમાં સ્ત્રીઓ ભાગ લે તો અજુગતું તેમાં કાંઇ નથી. કલકત્તામાં માત્ર મહિલા-સવારો માટે જ ઘોડાની શરત રમાઈ હતી. એ મેચમાં ફક્ત બે સ્ત્રીઓ-મિસિસ હેહામ તથા મિસિસ ગાર્ડનરે-એટલે કે યુરોપિયન યા એવી મહિલાઓએ જ ભાગ લીધો હતો. મુંબઇમાં સ્ત્રી-પુરુષ ઘોડેસવારોની એક સ્પર્ધા ખેલાઈ હતી. તેમાં કુમારી લેડમી વસીસે અશ્વારોહણમાં સારું નૈપુણ્ય દાખવ્યું હતું.

નૌકાવિહાર પણ સ્ત્રીઓ માટે યોગ્ય એવો વ્યાયામનો પ્રકાર છે. પરંતુ મહિલાઓ કલકત્તાની "રોઈન્ગ કલબ"ની સભાસદ થઇ શકતી નથી. આથી તેઓ ટેનીસ રમીને જ સર્વ હોંશ પૂરી કરે છે, અને પુરી થયાનું મનથી મનાવી લે છે, એમ કલકત્તાની નેશનલ સોસાયટી માટે લખતાં એક લેખકે જણાવ્યું છે. ટેનીસ અને બેડમીંગ્ટન એ માત્ર એવી રમતો છે કે તેમાં હિંદી સ્ત્રીઓએ પોતાને માટે નિશ્ચિત સ્થાન સંપાદન કરી લેવું જોઇએ.

બેડમીંગ્ટનની એક ચેમ્પીઅન (પ્રથમ-નિપુણ) શ્રી. તારા દેવધર અત્યારે અમેરિકામાં બાયોકેમીસ્ટ્રીનો અભ્યાસ કરે છે. તેને માટે બોલતાં તેના પિતા પ્રોફેસર દેવધરે કેટલાક મહિના પૂર્વે એક મુલાકાત દરમ્યાન જણાવ્યું હતું કે, "હમણાં તારાનું અભ્યાસ વિગેરેનું કામ જ એટલું ભરપુર છે કે યુનિવર્સિટીની બહાર જઇ રમવાનો તેને વખત જ મળતો નથી. ટેનીસ, બેડમીંગ્ટન માટે ખરેખર કેલિ 'ફોર્નિયામાં' જવું જોઇએ. તારાનું વર્તમાન બાયોકેમીસ્ટ્રીનું શિક્ષણ પુરું થાય એટલે તેણે કેલિફોર્નિયામાં ૭ મહિના ફીઝીકલ કલ્ચર ડીપ્લોમાનો અભ્યાસક્રમ હાથ ધરી ત્યાં ખૂબ રમવું એવો વિચાર હમણાં રાખ્યો છે." વિસકોન સ્ટેટ ચેમ્પીયનશીપ (સર્વોપરિતા) મેચમાં તારા દેવધરે વિજય મેળવ્યાની ખબર ગયે મહિને આવી છે. મિસુરી સંસ્થાનમાં પણ તે રમતી હતી અને છેવટની હરિફાઈ સુધી વિજયી બનતી ગઈ, પરંતુ આખરી મેચમાં માત્ર તેને યશ મળી શક્યો નહિ.

સ્ત્રીઓના ક્રિડાક્ષેત્રમાં નામ નોંધાવવા જેવી બે સંસ્થા આજે બંગાળમાં છે.-"વુમન્સ સ્પોર્ટસ વર્લ્ડ" (મહિલાઓની રમતગમતની દુનિયા) નામનું માસિક આજે નવ વર્ષથી કલકત્તામાંથી નીકળે છે. બંધારણ સમિતિના એક ઉપ-પ્રમુખ ડૉ. એચ સી. મુકરજી તેના સંપાદક છે. બીજું, ૧૯૩૯, વર્ષથી "વુમન્સ સ્પોર્ટસ ફેડરેશન" (મહિલા રમતગમત સંઘ) નામની સંસ્થા બંગાળમાં કામ કરે છે. અને ગયા ગવર્નરના પત્ની તેના "પેટ્રન" હતાં. અન્ય પ્રાંતોમાં પણ સ્ત્રીઓની રમતગમત સંબંધી કાર્ય કરવાની આ સંઘની અભિલાષા છે. પરંતુ બંગાળની ગરબડને કારણે એ હજુ શક્ય બન્યું નથી.

ટેનીસ તો દરેક સ્થાને રમાય છે ને સ્ત્રીઓ માટે સામાન્ય રમત થઇ પડી છે. ક્રિકેટ મેચો પણ મુંબઇમાં રમાય છે. અમદાવાદે પણ સ્ત્રીઓ માટે ક્રિકેટ મેચ ગોઠવી હતી, પણ પછી એ સંસ્થા ચાલુ રહી નથી.

સ્ત્રીઓએ ગામડામાં હુતુતુ જેવી રમતો રમીને પણ શારીરિક કસરત મેળવવી જોઇએ. મજુરી કરનાર સ્ત્રીઓ તો પૂરતો શ્રમ મેળવી લે છે, પણ બેઠાડુ સ્ત્રીઓ માટે થોડી કસરત જરૂરી છે અને તે આમોદ પ્રમોદ દ્વારા—ક્રિડાઓ મારફત મેળવવા પ્રયત્ન કરે એ ઇચ્છવા જેવું છે. છતાં સ્ત્રીઓએ પોતાના રમતગમતનાં ક્ષેત્રો વિકસાવ્યાં હોય એવું કોઈ પણ શહેરમાં ભાગ્યેજ જોવા મળશે. મુંબઇમાં પણ ભગિની-સમાજ માત્ર ગંજીપાની રમતો કે શેતરંજની હરીફાઇઓ ગોઠવે છે. તેમણે એમની સભાસદ બહેનો માટે અંગકસરત મળે એવાં વિધવિધ ક્રિડાંગણો ઉભા કરવાં જરૂરી છે.

—ચંપકલાલ મોદી

# સ્ત્રી-જગત  સમાચાર

સ્વરક્ષણ અને માવજતના વિષયમાં સ્ત્રીઓએ કેળવણી અને જ્ઞાન મેળવી લેવું જોઇએ એવી શ્રીમતી સુચેતા બહેન ક્રિપલાનીએ બહેનોને સલાહ આપી છે.

*

વરસોડા અનીલ સ્ત્રી સમાજ તરફથી ત્યાંના રાણી સાહેબનો જન્મ દિવસ ઉજવાયો. તેમાં શ્રી. કાન્તાબહેન, કુ. પુષ્પા દલવી વગેરેએ રંજન કાર્યક્રમ ગોઠવ્યો હતો. વાંસદાવાળાં સૌ ભાભી સાહેબ અને ભેરવાવાળા સૌ હેમંતકુમારી સાહેબે હાજરી આપી હતી.

*

કલકત્તામાં ભવાનીપુરમાં શ્રી. જ્યોત્સના મંડળ (તદ્દન કુમારીકાઓ માટે) તરફથી શ્રી. ભાનુમતી બહેન હીમચંદભાઇ શાહ (ભડકદવાળા)ના પ્રમુખપદે શરદોત્સવ ઉજવાયો ને 'ધરતીની પુત્રી' નાટક ભજવાયું. આ પ્રસંગે શ્રી. મંગળાબહેન ત્રીવેદી અને શ્રી. વસંતબહેન જોશી તરફથી મંડળને રોકડ રકમની ભેટ મળી હતી.

*

મુંબઇમાં દાદર વિભાગમાં શ્રી. રામકુંવર ધર્માદા એકસરે સંસ્થાનું ઉદ્દઘાટન થયું.

જળગામ ? ગુજરાતી સમાજ તરફથી જમનાદાસ ગોરધનદાસના પ્રમુખપદે ઉત્સવ ઉજવાયો. તેમાં સૌ. રમાબેન પંડ્યા, સૌ. વિદ્યાબેન વ્યાસ, કુ. મંજુલા ત્રિવેદી, અને કુ. જસવંતી ત્રિવેદીએ રંજન કાર્યક્રમમાં ભાગ લીધો હતો.

*

મુંબઇમાં એક મારવાડીને ત્યાં કોઇનું બાળક અનામત મૂકી પૈસા લઇ ગયો. પાછળથી ખબર પડી કે એ બાળક તો કોઇનું ઉપાડી આણેલ હતું.

*

અખીલ હિંદ મહિલા પરિષદ ડીસેમ્બરમાં મદ્રાસમાં ભરાવાની છે તેમાં સુરત શાખા તરફથી શ્રી. જ્યોત્સના બહેન શુકલ તથા શ્રી. કુસુમબહેન શાહ પ્રતિનિધિ તરીકે ચુંટાયાં.

*

ત્રીપુરાના મહારાણી સાહેબે પ્રજાને ગમે તેવી અફવાઓને કારણે ગભરાટથી દૂર રહી હિંમત રાખવા આગ્રહ કર્યો છે.

*

મુંબઇમાં ચીમ્બુરમાં કૃષ્ણાબાઈ નામની સુતાર સ્ત્રીનું ખૂન થયાનું કહેવાય છે.

થાણા જીલ્લામાં પાલઘરથી ત્રણ માઇલ દૂર ભયંકર બસ અકસ્માત થયો તેમાં ઉમરગામના મામલતદાર શ્રી. આંબવણેનાં પત્ની અને તેમની બે પુત્રીઓ માર્યાં ગયાં.

*

મુંબઇમાં જાહેર ખબરનું કામ કરતા શ્રી. મણીધરકુમાર ભટ્ટનાં પત્ની શ્રી. વિમળા બહેનનું અકસ્માત દાઝી જવાથી અવસાન થયું.

*

મુંબઇમાં પાઘડી લઇને બ્લોક ભાડે આપવા માટે ખારના શ્રીમતી સુશીલાબાઈ પ્રેસવાળાને ૭ માસની સજા અને હજાર રૂપીઆ દંડ થયો.

*

ઇંગ્લાંડના ભાવી સામ્રાજ્ઞી એલીઝાબેથનાં મી. ફીલીપ માઉન્ટબેટન સાથે લગ્ન થયાં. તે પ્રસંગે જગતભરમાંથી શુભેચ્છાઓ અને ભેટોનો વરસાદ વરસ્યો હતો.

*

નવી રચાયેલી ફ્રેંચ સરકારમાં મેડમ પોન્સો ચેપલ્સ વસ્તી અને આરોગ્ય ખાતાના પ્રધાન ચુંટાયાં છે.

*

સીમલા હીલ સ્ટેટસની રહેવાસી ચાર મુસ્લીમ સ્ત્રીઓએ હિંદુ ધર્મ સ્વીકાર્યો હતો. એમને પરાણે જુંમા મસ્જીદમાં તેડી જઈ ત્યાંથી તેમની મરજી વિરૂદ્ધ તેમને પાકીસ્તાનમાં ઉપાડી ગયા હોવાની ફરીયાદ સીમલા હાઈકોર્ટમાં એક ફરીયાદીએ કરી છે. તે ઉપરથી બાઈઓને નવેમ્બરમાં હાજર કરવા કોર્ટે હુકમ કાઢયો છે.

*

મુંબઈમાં શ્રીમતી અમ્મુ સ્વામીનાથનના પ્રમુખપદે આરોગ્ય પ્રસુતિ અને બાળ સંરક્ષણ કોન્ફરન્સ મળી હતી. તેમાં પ્રસુતિગૃહોની સાથે બર્થ કંટ્રોલ ક્લીનીક ઉઘાડવા સરકારને વિનંતી કરી હતી.

*

છઠ્ઠી કર્ણાટક મહિલા પરિષદ કારવારમાં ભરાઈ તેમાં બેલગામ અને કારવાર જીલ્લામાં મરાઠી ભાષા બોલાતી હોવા છતાં તે જીલ્લાઓને કર્ણાટક સાથે જોડયા છે માટે તે જીલ્લાને મહારાષ્ટ્ર સાથે જોડવા ઠરાવ કર્યો.

*

અમદાવાદના જાણીતા શેઠ અંબાલાલ સારાભાઈનાં પુત્રી કુ. ભારતીનાં લગ્ન લંડનના જાણીતા થીએટરોના માલિક સર ઓસ્વાલ્ડ સ્ટોલના પુત્ર મી. ડેનીસ સ્ટોલ સાથે વૈદિક પદ્ધતિથી થયાં હતાં.

કચ્છ ભૂજના સ્ત્રી મંડળે અ. સૌ. તારાલક્ષ્મી બહેનના પ્રમુખપદે શરદોત્સવ ઉજવી લ્હાણી કરી. આ મંડળના ઉપપ્રમુખ તરીકે શ્રીમતી કુમુદ બહેન રાણા, ખજાનચી તરીકે શ્રી. મેનાબહેન સંપટ અને સેક્રેટરી શ્રી. શારદાબહેન ત્રીવેદી ચુંટાયાં છે.

*

ખેડા જીલ્લા લોકલબોર્ડના હરિજન સભ્ય શ્રી. કેશવલાલ પરમારના પુત્રી કુ. મણીબહેનના કરાડીના શ્રી. લક્ષ્મીશંકર મહેતા સાથે લગ્ન નક્કી થયાં.

*

મુંબઈના શ્રીમતી વાયોલેટ આલ્વાની ધારાસભાના સભ્ય તરીકે નીમણુંક થઈ.

*

અમદાવાદમાં શ્રી ભગવતી સુરગાસે અમદાવાદના શ્રી. ગોવિંદલાલ છોટાલાલ ભાવસાર સાથે સંસાર સુધારા સમાજના આશ્રયે સ્નેહલગ્ન કર્યાં.

*

રાયાપુરમ મદ્રાસમાં એક ૭૫ વર્ષની વૃદ્ધ સ્ત્રીએ પોતાના ચાર બાળકોને દરિયામાં નાંખી દઈ પોતે પણ દરિયામાં પડી હતી. બાળકો મરી ગયાં પણ તે બાઈને માછીમારોએ બચાવી લીધી. પોલીસે તેના ઉપર ખૂન અને આપઘાતનો કેસ કર્યો છે.

*

તાતા ઈન્ડસ્ટ્રીઝમાં બાળ રક્ષણનું કામ કરતા મીસીસ ઈન્દીરા રેણુને યુનાઈટેડ સ્ટેટસ અને કેનેડામાં થતા બાળરક્ષણના કામનો અભ્યાસ કરવા સંસ્થા તરફથી ફેલોશીપ આપવામાં આવી છે. તેઓ વિમાન મારફત અમેરિકા ગયાં.

*

મદ્રાસમાં મહિલા પરિષદ ડૉ. મીસીસ રાધાબાઈ સુબ્બાયનના હાથે ખુલ્લી મુકાઈ.

*

લારખાના અને તેની આસપાસના ગામમાંથી છોકરીઓના અપહરણના કિસ્સા બન્યા છે, તેમાં સક્કરના મહેસુલી પ્રધાન શ્રી. નારણદાસની બે કુંવારી કન્યાઓને ઉપાડી જવામાં આવી છે.

*

હયાત પત્નીએ બીજી સ્ત્રી કરનાર સામે પહેલી સ્ત્રીએ જ ફરીઆદ કરી હોય તો જ કેસ ચાલે, એમ કહી અમદાવાદના મેજીસ્ટ્રેટે એવા કેસો કાઢી નાખ્યા.

*

રાંચીમાં કુ. પ્રતિમા રોય સાથે શ્રી. લક્ષ્મીદાસ દાણીનાં આંતરપ્રાંતિય લગ્ન થશે.

*

'સેવક'ના તંત્રી શ્રી. પ્રહ્લાદજી બ્રહ્મભટ્ટના પત્ની શ્રી. નર્મદાબહેનનું અવસાન થયું.

*

*

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક

# સ્ત્રી જીવન

વર્ષ નવમું : પોષ ૨૦૦૪ : જાન્યુઆરી ૧૯૪૮ : અંક ૩જો

## ખરીદી અને વેચાણ.

ધૂમકેતુ

**પ**છી એક વેપારીએ પૂછ્યું : 'અમને ખરીદી અને વેચાણ વિષે કાંઇક કહો.'

અને એણે કહ્યું : 'પૃથ્વી ધનધાન્યથી ભરપૂર છે. એ તમને જે આપે છે, તે એ તમે યોગ્ય રીતે લેતાં શીખો, તો તમારે કોઈ દિવસ તંગી અનુભવવાનો સમય નહિ આવે.

ક્રય અને વિક્રય કરનારાઓ વેપાર કરે છે એમ આપણે માનીએ છીએ. એ માન્યતા ભૂલ ભરેલી છે. વિનિમય-વસ્તુને સાટે જે વસ્તુ લે છે ને આપે છે એ પૃથ્વીના સંપત્તિ રહસ્યને જાણે છે. અસંતોષ એ સિક્કાનું સંતાન છે. સંતોષ અને સમૃદ્ધિ એ વિનિમયનાં બચ્ચાં છે.

છતાં વસ્તુ વિનિમય કરનારે પોતાનું નિયમન સરજવું પડશે. જરૂરિયાતનો જે લાભ લેશે, એને લાભ તો મળશે, પણ હાની નહિ મળે એમ માનવાની એ ભૂલ કરશે, તો એક દિવસે એને રાતે પાણીએ રોવું પડશે. આ સૃષ્ટિમાં સઘળી વસ્તુઓ માટે ભગવાને ઋતુઓ પેદા કરી છે. એક ઋતુ આવે છે, જ્યારે તમે જરૂરિયાતવાળાઓને લૂંટી કાઢો છો; બીજી ઋતુ આવે છે, જ્યારે તમને લૂંટનારા આવે છે. ત્યારે તમે બોલવા માંડો છો કે, 'અરેરે! આ તો અસહ્ય અન્યાય કહેવાય!' પણ તમે ન્યાય ભૂલ્યા હતા, એ તમને યાદ નથી રહેતું. એટલે હું કહું છું કે, બહુ જ જરૂરિયાત છે એમ જોઈને, જે વસ્તુનો ભાવ મૂકશે એ લાભ તો મેળવશે, પણ હાની નહિ મળે એમ માનવાની એ ભૂલ ન કરે. હા, લાભ તાત્કાલિક મળશે; અને હાની તો ત્યારે આવશે જ્યારે એ સુખમાં ઘોરતો હશે!

બજારમાં તમે ભેગા થવાની રીતરસમ પાડો. કાપડ લાવો, હથિયાર લાવો,

ધાન્ય લાવો, જરૂરી પદાર્થો લાવો અને ગુજરી ભરો. પછી એમના ભાવ ઠરાવીને વિનિમય કરતાં શીખો.

શ્રમ સાટે શ્રમ આપવાની નવી પ્રથા તમે દાખલ કરો. પહેલાં ધીમેથી શરુઆત કરો. માનવ માનવ વચ્ચે, સિક્કાએ જે યાંત્રિક સંબંધ સ્થાપ્યો છે, એને ઉથામવાનો કાંઈક રસ્તો તમે સાથે સાથે નહિ રાખો તો તમારી અવસ્થા, પાણીનો માર સહન કરતા–પણ ખાળ વિનાના—ઘર જેવી થશે. એ પડશે ત્યારે છેક ઘરમૂળથી પડી જશે!

જમીનની દરેક પેદાશનો પ્રથમ વિનિમય શરૂ કરશો તો પણ તમે એ દિશામાં ઘણું કરી શકશો. અને પછી સીનેમા, નાટક, સંગીત અને કેળવણી, દવા, કાપડ અને તમામે તમામ પદાર્થના મૂલ્યાંકન કરવાની તમને ઢબ આવડી જશે.

કોઈ જરૂરિયાતવાળો, પોતાની જરૂરિયાત દિલમાં ને દિલમાં રાખીને, ખખડતો ચાલ્યો જાય, એ સ્થિતિ સૌને માટે શરમજનક છે. અને શરમજનક તો ઠીક, એ સ્થિતિ ભયંકર છે. રાક્ષસી લાલસાનો જન્મ એમાંથી થાય છે. લોહીની નદીઓ એમાંથી આવે છે!

આ ભૂમિ ઉપર, તમે કોઈ દિવસ આવી રાક્ષસી માયાથી સરજાયેલી તંગી દીઠી હતી? એ તંગી કોણે કરી છે, ખબર છે? સિક્કાએ.

માટે સિક્કા ઓછા કરો. ગવર્નરથી માંડીને ભંગી સુધી સૌને પદાર્થ સ્વીકારતાં શીખવાડો. ખોબો ધરીને ગવર્નર કે મોટો પ્રધાન ઉભો હોય, ને એના ખોળામાં પાંચશેર ઘઉં પડે, એવી જૂની સમાજવ્યવસ્થાનું નવેસરથી મંડાણ કરો, એટલે તમારી ભૂમિમાં દૂધ ઘી અને મધની નદીઓ વહેશે. વાતો કરવાથી તો થૂંકની નદીઓ વહેશે!

તમારા નાનામાં નાના માણસની, નાનામાં નાની જરૂરિયાતને સંતોષ્યા પછી જ જ્યાં નગરપતિ સુવા જાય છે, એવી કોઈ નગરી, એવો કોઈ નગરપતિ, કે એવો કોઈ સુધરાઇ પ્રમુખ તમે જોયો?

તમે તો અંગ્રેજ છાપનો માલ લાવ્યા છો, અને 'એ અંગ્રેજી છાપના ધોરણે જ, પાંચ વરસની ને દસ વરસની, દસ વરસની ને પંદર વરસની, એવી યોજનાઓના ગંજ ને ગંજ બોલ બોલ કર્યા કરો છો. તમને ખબર છે ખરી કે જ્યારે સ્વપ્ના વિના માણસ બોલ બોલ કરે છે ત્યારે એ પોતાની જાતને અને પોતાની પ્રજાને–તમામને એક ભયંકર વિનિપાતને માર્ગે દોરી જાય છે?

આવો વિનિપાત અટકાવવો હોય તો આજથી જ નિશ્ચય કરો. પદાર્થને સાટે પદાર્થ શી રીતે ગોઠવાય એની વિવિધ રચનાનો નવેસરથી આંક માંડો. એ છે એકડો. પણ એ એકડા વિના બાકીનાં બધાં તો મીડાંજ છે'!

ન્યાયાધીશની માતાએ કહેલી



# છાની વાત

લેખકઃ

**શ્રી. ગુણવંતરાય આચાર્ય**

*

શહેરના એક સ્વચ્છ હવાવાળા શાંત રસ્તા ઉપર સફેદ પત્થરનું એ ભવ્ય અને મનેહર મકાન આવેલું હતું. મકાનને મોટું આંગણું હતું–આંગણામાં સરસ બગીચો હતો. એ મકાન જેવું સુંદર તેવું જ સ્વચ્છ હતું. એના ઉપર મોટે અક્ષરે લખેલું પાટિયું વંચાતું હતુંઃ "શ્રી લક્ષ્મી પ્રસૂતિગૃહ."

શહેરના એક સખી શ્રીમંતે મોટી રકમ ખર્ચીને આ સંસ્થા માટે મકાન બંધાવી આપ્યું ત્યારે ગામલોકો કહેતા કે 'એને નાણાં વેડફી દેવાની લત લાગી છે. આપણાં ઉજળાં વરણના લોકોની સ્ત્રીએ કાંઇ યુરોપીઅનોની પેઠે થોડી જ સુવાવડખાનામાં છોકરાં જણવા જવાની છે? અને એવું તે કાંઇ સારૂં ય લાગે?' એમ લોકોની દલીલ હતી. શરૂઆતના બે ત્રણ વરસ સુધી તો આ સુવાવડખાનામાં ભાગ્યે જ કોઇ રડીખડી પ્રસૂતા કોઇ કોઇ વાર આવી ચડતી. પૈસા મુદ્દલ આપવાના હતા નહીં, છતાં આવી સગવડનો લાભ ગામવાસીઓ ન લેતા. ગરીબ અને સાધનહીન સ્ત્રીઓને એ લાભ મળી શકે છે એવી યે ખબર ઘણા થોડા લોકોને હતી. તેમને ભય લાગતો કે ત્યાં એમને કોઈ ઉભું નહિ રાખે. મધ્યમ વર્ગના લોકોને લોકોને લોકાપવાદનો ભય લાગતો. "પૈસા બચાવવા છે, તકલીફ બચાવવી છે, ઘરમાં સગવડ નથી. સાસુ વહુને બનતું નથી." વગેરે લોકજિહ્વાના પ્રહારોની બ્હીક લાગતી. શ્રીમંતવર્ગના માણસોને આવી ધર્માદા સંસ્થાનો લાભ લેવામાં માનહાનિ લાગતી. એટલે શરૂઆતના વર્ષોમાં તો એ મકાન અને એ સંસ્થામાં રોકવામાં આવેલા ડૉક્ટર, નર્સો, આયાઓં વગેરે માણસોના ખર્ચ એમ ને એમ ચડયે જતા હતા અને ગામની બરચક વસ્તીમાંથી બહુ જ થોડી સ્ત્રીઓ એનો લાભ મેળવી શકતી હતી.

પણ વખત જતો ગયો તેમ તેમ લોકો એ સંસ્થાના ફાયદા સમજતા ગયા. મધ્યમ સ્થિતિના પણ આગળપડતા વિચારોના કેટલાક જુવાનોએ લોકનિંદાનો ભય તજીને પોતાની પત્નીઓને પ્રસુતિ માટે એ સુવાવડખાનામાં મોકલવા માંડી. ગરીબ વર્ગની સ્ત્રીઓને પણ ત્યાં પ્રવેશ અને સારવાર મળતાં જોઇ એમનામાં પણ હિમ્મત આવવા લાગી અને એ રીતે સંખ્યા યે વધવા લાગી.

પ્રસુતિગૃહની મુખ્ય વ્યવસ્થા કરનાર બાઈ એક પ્રૌઢ દક્ષિણી વિધવા હતી. એણે અંગ્રેજી અભ્યાસ કરી 'મિડવાઇફ'ની અને દાક્તરી પરીક્ષા પાસ કરેલી હતી. ગામની સ્ત્રીઓ જાનકીબાઇને માતાની જેમ પ્રેમથી ચહાતી અને જાનકીબાઈ પોતાના સુવાવડખાનામાં આવતી સ્ત્રીઓની ખૂબ સંભાળથી માવજત રાખતી. ગામભરમાં જાનકીબાઇની સરસ પ્રતિષ્ઠા બંધાઇ ચૂકી હતી.

એક દહાડો રાત પડવાને વખતે જાનકીબાઈ સુવાવડખાનાનાં પોતાના ઓફીસના ઓરડામાં બેઠાં બેઠાં દરરોજનાં દફતરો તપાસી રહ્યાં હતાં. બીજી નર્સો અને આયાઓ પોતપોતાનાં કામમાં પડેલી હતી. શિયાળાનો દિવસ હતો અને વ્હેલું અંધારૂં થઇ જતું એટલે નવ વાગતામાં તો ગામમાં સોંપો પડી જતો. રાતની ઠંડીમાં સુવાવડખાનાના બધા દરવાજા બંધ કરીને અંદરના માણસો ઉંઘવાની તૈયારી કરતાં હતાં.

એવામાં મુખ્ય દરવાજા પાસે એક ગાડી આવીને ઉભી રહી. ગાડીમાંથી એક બાઈ ઉતરી. એણે પોતાની સાથેનું પોટકું ઉંચકી લીધું અને ગાડીવાળાને પૈસા આપી રવાના કરી દીધો. પછી તેણે મકાનનો મુખ્ય દરવાજો ખખડાવ્યો. થોડીવારે એક બાઇએ અંદરથી એ દરવાજો ખોલ્યો અને આવનાર બાઇને અંદર લીધી.

બાઇ આવીને એક ઓરડામાં એક ખુરસી ઉપર બેઠી, એટલે તરત એક નર્સ તેની પાસે આવી પહોંચી. સામાન્ય રીતે પ્રસુતિગૃહમાં ગમે તે વખતે કોઇ સ્ત્રી આવી રીતે આવી ચડે ત્યારે એ શા માટે આવી છે એ પૂછવાની જરૂર તો રહેતી જ નહીં. અંદરની કામ કરનારી સ્ત્રીઓ સમજી જતી કે 'કેસ' આવ્યો છે, અને તેને અંગેની આવશ્યક તૈયારીઓમાં પડી જતી. પણ આ બાઇને જોઇને આવનાર નર્સ જરા વિચારમાં પડી ગઇ. આજ સુધીમાં આ પ્રસુતિગૃહમાં આવી રીતે કોઇ પણ સ્ત્રી એકલી આવતી નહીં અને તેમાં પણ રાતને વખતે તો નહીં જ. સામાન્ય રીતે એને ત્યાં મૂકી જવા માટે સગાંવ્હાલાં કે પાડોશીઓમાંથી કોઇ બાઇ માણસ અથવા કોઇ પુરૂષ પણ સાથે આવે જ એવો નિયમ હતો. આજે આવનાર બાઇને તદ્દન એકલી જોઇ નર્સે સવાલ કર્યો: 'તમારી સાથે કોઇ નથી આવ્યું ?'

'ના.'

'તમે ક્યાંથી આવો છો ?'

'હું આ ગામમાંથી જ આવું છું.'

'તમારૂં નામ ?'

'મારું નામ સુશીલા.'

'વારૂ, હમણાં બેસો. હું બાઈ સાહેબને ખબર આપું છું.'

થોડીવાર પછી જાનકીબાઈ ત્યાં આવ્યાં અને પ્રસુતિગૃહના નિયમ પ્રમાણે સુશીલાને તેનું નામઠામ; રહેવાનું ઠેકાણું; પતિનું નામ, જાત, ધંધો વગેરે પ્રશ્નો પૂછવા લાગ્યાં. આવી બધી હકીકત પ્રસુતિગૃહમાં દાખલ થવા આવનાર દરેક સ્ત્રીના સંબંધમાં ચોપડે રાખી મૂકવાનો કાયદો હતો.

પરંતુ એ બધા સવાલોના જવાબમાં સુશીલાએ પોતાના નામ સિવાય બીજી કોઇ હકીકત જણાવી નહીં. એણે ટુંકામાં એટલું જ કહ્યું કે 'હું આ ગામની રહીશ નથી. આજે સવારે જ અહીં આવી ચડી છું. ધર્મશાળામાં ઉતરી છું અને આગળ પ્રવાસે જવાની હતી, પણ મને અચાનક પેટમાં દર્દ ઉપડવાથી, અને ગામમાં કોઇની ઓળખાણ ન હોવાથી હું અહીં આવી છું.'

એટલી વાત થઇ તેટલામાં સુશીલાને દર્દ વધવા લાગ્યું. ચકોર જાનકીબાઇ તુરત સમજી ગઇ કે પ્રસવ થવાનો સમય નજીક આવી પહોંચ્યો છે. એણે સુશીલા સંબંધે વિશેષ માહિતી મેળવવાનું બીજા દિવસ ઉપર મુલતવી રાખીને તેને પ્રસુતિ માટેના ઓરડામાં લઈ જવાની નર્સોને આજ્ઞા કરી.

થોડીવાર પછી સુશીલાએ એક સુંદર બાળકને જન્મ આપ્યો. બાળક પુત્ર હતો. એની એ પ્રસુતિ દરમીઆન તેના વસ્ત્રો—આભુષણો વગેરે ઉપરથી તેની પરિચર્યામાં રહેલી નર્સ આયા વગેરેએ એટલું ચોકકસ અનુમાન કરી લીધું કે સુશીલા વિધવા હતી.

*

બે ત્રણ દિવસમાં તો ગામમાં વાત પ્રસરી ગઈ કે સુવાવડખાનામાં એક વિધવા સ્ત્રીએ બાળક પ્રસવ્યું હતું. નવરા લોકોને વાતોનો વિષય મળ્યો–નિંદાખોરોને નિંદા માટે ખોરાક મળ્યો. જે સખી શ્રીમંતે પ્રસુતિગૃહ બંધાવી આપ્યું હતું અને જેના ખર્ચે એ નભ્યે જતું હતું એનું નામ પણ બદનામ કરવાની તક નિંદાખોરો ચુકયા નહિ. ઘણાય માણસો એ વિધવા કોણ હતી, કયાંની હતી વગેરે વાતોની શોધખોળ કરવા મંડી પડયાં. એ તો બહારની દુનિયાની વાત થઇ, પણ ખુદ પ્રસુતિગૃહની અંદર પણ ખૂબ ખળભળાટ થઇ રહ્યો. જાનકીબાઇ બહુ ભલાં અને દયાળુ બાઇ હતાં, અને એમના મનમાં પહેલી કલ્પના એ આવેલી કે સુશીલાને સગર્ભા મૂકીને તેનો પતિ મરી ગયો હશે, પણ જ્યારે સુશીલાના પોતાનાજ મ્હોંયેથી તેમને ખબર પડી કે તેના પતિને મરી ગયાને પાંચ વરસ થઈ ગયાં છે ત્યારે તો એ પણ કમકમી ઉઠયાં હતાં અને સુશીલા તરફ અમુક પ્રકારના તિરસ્કારથી જોવા લાગ્યાં હતાં. પ્રસુતિગૃહમાં એ વખતે રહેતી બીજી સ્ત્રીઓને પણ ગુસપુસ વાતો કરવાને માટે સરસ પ્રસંગ મળી ગયો હતો. સુશીલાને કૂવો તળાવ પુરવાનું કે અરધા રૂપીઆનું અફીણ ખાઇ લેવાનું સુઝવાને બદલે આવી રીતે નફ્ફટ બનીને પ્રસુતિગૃહમાં આવવાનું કેમ સુઝયું હશે એ તેમને માટે એક જાતના અકથ્ય ગલગલીઆ સાથે પ્રશ્નનો વિષય થઈ પડયો હતો. સુશીલાની પરિચર્યામાં રહેતી નર્સો અને આયાઓ પણ તેને જોઇને જરા આડું જોઇ હસી લેતી અને એક બીજીની સામે જોઇ આંખના ખુણાઓ વડે કંઈક ઇશારતો કરી લેતી. આ બધાંની વચ્ચે સુશીલા કલાકોના કલાક સુધી પોતાના દૂધમલ બાળકને નિરાંતે ધવડાવ્યા કરતી અથવા તેની સામે આંખો માંડીને નિરખી રહેતી.

## કોણ આવી ગયું ?



કોણ આવી ગયું ? કોણ આવી ગયું ?
સ્નેહ સંભારણે કોણ આવી ગયું ?

ઝરતું'તું ઝાંઝરે ઝરણાનું ગીત,
રચ્યા કુમકુમ પગલે સ્નેહ–સ્વસ્તિક;
સંધ્યા–ઉષા સમું કોણ આવી ગયું ?
હૈયાના આંગણે કોણ આવી ગયું ?

ગૂંથી કંઠે કોકિલ કેરો ઉલ્લાસ,
ભરી અંગે સુમનોની સુવાસ;
સજી વાસંતી-વેશ કોણ આવી ગયું ?
મનડાના માંડવે કોણ આવી ગયું ?

ઓઢી ઓઢણી તારક ભાત ભરી,
વિધુ શું સ્મિત અવનવું રેલવી;
લુંટી શરદ–રૂપ કોણ આવી ગયું ?
અંતરના આભલે કોણ આવી ગયું ?

કોણ આવી ગયું ? કોણ આવી ગયું ?
સોણલાના સિંહાસને કોણ આવી ગયું ?

કનૈયાલાલ જોષી.

ત્રણ ચાર દહાડામાં તો ગામમાં મહાજનની જાહેર સભા પણ ભરાઈ અને એ સભામાં 'એક વિધવાને આશ્રય આપવાનું સમાજદ્રોહનું કાર્ય' કરવા માટે શહેરનાં એ પ્રસુતિગૃહનો

# સુગૃહિણી



રસે રૂપે રંગે, મધુપરિમલે યુક્ત કુસુમો
ઉગી ખીલી મ્હેંકે તરુવર તણી શાખ ઉપરે.
સદા કુંણા દેહે કઠિન જડને કંટક ભરી;
પ્રશાખ શાખાને અનુપમ રીતે ઓપ અરપી;
સુહાવી સૌંદર્યે જીવન અરપી ચેતન ભરે.
સદા આ સંસારે જીવનરુપ કુંજે સુ-ગૃહિણી;
સ્વભાવે ને ભાવે ઉર સુરભીથી શુદ્ધ નીતિથી;
સુશીલે-ચારિત્ર્યે રસ રુપભર્યાં પુષ્પ સરખી;
સજે છે સૌંદર્યે ગૃહ-તરુ તણી શાખ સઘળી.

કુમુદચંદ્ર મ. મહેતા.

'નામ કહેતા જાઓ.'

'મારૂં નામ જાણવાની આપને શી જરૂર છે? મારે હવે સાહેબને કાંઇ અરજ કરવાની નથી...'

'તો યે તમારૂં નામ તો જાણવું જોઇએ.'

ડોસાએ ધીમે સ્વરે પોતાનું નામ જણાવ્યું અને ચાલતો થયો.

*

'બેટા!' સુશીલા અરવિંદના માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી ધીમે ધીમે બોલતી હતી, 'આ અપરાધીને કોઈ રીતે છોડી શકાય નહિ?'

અરવિંદ ચમકયોઃ 'તમે, બા, વળી અદાલતના કામમાં શું કામ નકામી માથાફોડ કરવા શીખ્યાં? એ તો ન્યાયનું કામ-જેમ થતું હશે તેમ થયા કરશે.'

'પણ બેટા, ન્યાયમાં કયાંયે દયાને સ્થાન ખરૂં કે નહિ?'

'પણ તમને શા માટે એનું આટલું બધું લાગે છે? એ માણસ તો કડક સજાને જ લાયક છે.'

'છતાં, બને તો દયા કરવી, ભાઇ! માન કે તને સજા થતી હોય તો મારા હૃદયમાં કેવું દુઃખ થાય?'

'પણ આનું તમને શાનું દુઃખ થાય!'

'મને નહિ; એનાં મા-બાપને તો થાય?'

'હા, પણ તેમાં આપણે શું કરીએ? એવી દયા ખાવા બેસું તો તો મારાથી આ કામ જ ન થાય, બા.'

'પણ, આ એક માણસની તું દયા ખા-મારે ખાતર દયા ખા, ભાઇ!'

'તમારે ખાતર! બા! તમારે ને એને શું લાગેવળગે? તમે એને જોયો નથી, જાણતા નથી, એની વાત જાણતા નથી! અને તમને એની કયાંથી દયા આવી ગઇ?'

'અરવિંદ! તું મને એ પૂછીશ નહિ. હું તને કોઇ દિવસ તારા કામમાં કશું કહેતી નથી કે કહેવાની નથી. તું મને બીજું કાંઇ પૂછીશ મા, આ લે, આ વાંચી જજે.' એટલું કહી અરવિંદના હાથમાં એક બીડેલું કવર મૂકી સુશીલા ત્યાંથી ચાલી ગઇ.

*

બીજે દહાડે સવારના અદાલતનો ઓરડો ચીકાર હતો. આરોપીને ભારે ભયંકર સજા થયાની વાત સાંભળવા માટે લોકો એકકાન થઇ રહ્યા હતા. અદાલતનું કામ શરૂ થવાનો વખત થયે શિરસ્તેદારે આવીને જાહેર કર્યું કે અરવિંદરાય ન્યાયાધીશે આ મુકદ્દમો અંગત કારણોને લઇને આટલેથી છોડી દીધો છે અને નવા ન્યાયાધીશ આવ્યે કેસ ફરીથી ચલાવશે.

લોકો આશ્ચર્યચકિત બનીને સાંભળી રહ્યા. તે દહાડે જ અરવિંદરાયે પોતાની જગ્યાનું રાજીનામું પેશ કરી દીધું હતું.

## બંગાળી સાહિત્યની લોકપ્રિય કવયિત્રી

# શ્રીમતી કામિની રોય

લેખક:

**શ્રી. રમઝાનઅલી કારા**

*

આજે બંગાળામાં ઘેરઘેર જેનાં ગીતો ગૂંજે છે એવી લોકપ્રિય કવયિત્રી શ્રીમતી કામિની રોયનો જન્મ બાકરગંજ જીલ્લામાં આવેલ 'બાસંદર' ગામના નાના ગામડામાં ઈ. સ. ૧૮૬૪ માં થયો હતો. તેમના પિતાનું નામ શ્રી. ચંડિશરણ સેન.

પિતા ઘણા જ વિદ્વાન હતા અને એમના જીવનની દિશા એમણે જ નક્કી કરી હતી. સંસ્કારી માતા પિતાની આ પુત્રી બચપણથી જ માતાના કંઠમાંથી નીકળતાં ગીતોને મુખપાઠે કરી લેતી. એની ચપળતા જોઈ ચાર વર્ષની વયે તેને અક્ષરજ્ઞાન આપવાનું શરૂ થયું.

આઠ વર્ષની વયે તેણે સ્વતંત્ર ગીતો રચવા માંડ્યાં, એ જોઇ પિતા ખૂશ થઈ ગયા અને પુત્રીને રામાયણ અને મહાભારત ભેટ આપ્યાં. પિતા ધાર્મિક વૃત્તિના હતા, છતાં કોઇ ધર્મ પ્રત્યે એમને દ્વેષ ન હતો. સર્વ ધર્મમાંથી ઉત્તમ સ્વીકારી લેવાના મતના હોવાથી તેમણે પુત્રીને સવારે પ્રાર્થના અને બાઇબલમાંથી ચિંતનશીલ રત્ન કણીકાઓ શીખવવા માંડી હતી.

પુત્રી મોટી થતાં તેને વધુ અભ્યાસ માટે બોર્ડિંગ સ્કુલમાં મોકલવામાં આવી ત્યારે પિતાએ તેને પોતાના સંસ્કાર, શીલ અને જ્ઞાન માટે શીખામણો આપી હતી.

આ જમાનામાં સ્ત્રીઓની વિદ્વતા સ્વીકારાતી ન હતી. છતાં શ્રીમતી કામિનીના ગીતો એટલાં સુંદર હતાં કે કોઇપણ માણસ એની ઉત્તમતા માટે આનાકાની કરી શકે નહિ. આ ગીતો પુસ્તક આકારે પ્રગટ થાય એવી કામિનીને તમન્ના પણ ન હતી, કે નહોતી એમાંથી ધન કમાવાની લાલસા. એની અંતર-અભિલાષા તો જ્ઞાનની ખાતર જ્ઞાન મેળવવાની હતી.

છતાં બન્યું એવું કે એના પિતાના એક મિત્રે આ કાવ્યો જોયાં અને તેણે એ કાવ્યો કવિ હેમચંદ્રને બતાવ્યાં. કવિ હેમચંદ્ર કાવ્યો વાંચી ઘણા જ પ્રસન્ન થયા; અને પરિણામે કામિનીની કૃતિઓ પ્રસિદ્ધ થવા લાગી.

કામિની કુશાગ્ર બુદ્ધિની હતી અને શરૂઆતના વર્ગોમાં એણે ગણિત-વિદ્યામાં કુશળતા દાખવી હતી. શિક્ષકો એને હિંદી પુરાણ શાસ્ત્રની ગણીતશાસ્ત્રી તરીકે પંકાયેલ લીલાવતીના નામ ઉપરથી 'લીલાવતી' ના ઉપનામથી સંબોધતા. સોળ વર્ષની વયે તેણે કલકત્તા યુનિવર્સિટીની પ્રવેશ પરીક્ષા પાસ કરી અને બે વર્ષે એફ. એ. થઈ. ૧૮૮૨ માં સંસ્કૃતમાં ઓનર્સ સહીત એણે બી. એ. ની ડીગ્રી મેળવી.

આ અરસામાં બેથ્યુન કોલેજમાં સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે તેની માગણી થઇ, પણ પોતાની પુત્રી નોકરી કરે એવી પિતાની ઇચ્છા ન હોવાથી એ માગણી નકારાઇ. છતાં ચાર વર્ષ પછી ૧૮૮૬ માં કામિનીને એ જ કોલેજમાં શિક્ષિકા તરીકે જોડાવું પડ્યું હતું.

૧૮૮૯ માં એનો કાવ્યસંગ્રહ 'આલો ઓ છાયા' (તેજ-છાયા) પ્રગટ થયો.

શ્રીમતી કામિનીને અંગ્રેજી સાહિત્યમાંથી પ્રેરણા અને સંસ્કૃતિ મળ્યાં હતાં એમ કહેવાય છે. મહાન કવિ હેમચંદ્ર બેનરજી તેના છંદોના ખૂબ વખાણ કરતા. તે કહેતા કે 'કાવ્યોમાં ઉર્મિઓનું આવું ઊંડાણ મેં ભાગ્યે જ બીજે સ્થળે જોયું છે. સાદી ભાષા અને વિચારોની

## ના ભૂલાય !



પેલી ઉંચી અટારીએ ઊભાં,તાં
રસ ચાંદનીના સાથે પીતાં તાં,
એ ચાંદાની ચાંદની ભૂલાય....?
સ્મરણુ ના ભૂલાય....સ્મરણુ ના ભૂલાય !
એક ઉગ્યો' તો આભલામાં ચાંદો
બીજો ધરતી પર ઉતર્યો'તો ચાંદો
એ ચાંદાની માધુરી ભૂલાય....?
સ્મરણુ ના ભૂલાય....સ્મરણુ ના ભૂલાય !
પુષ્પ ખીલ્યું'તું ઉપવનની કયારીએ
બીજું મ્હેક'તું જીવનની કયારીએ
પુષ્પ ફોરમ એ શેણે ભૂલાય....?
સ્મરણુ ના ભૂલાય....સ્મરણુ ના ભૂલાય !
એક ગુંથી'તી મોતીની માળા,
ઉર થનગને ને મારે હિલોળા;
તૂટી માળા ને મોતી વેરાય,
સ્મરણુ ના ભૂલાય....સ્મરણુ ના ભૂલાય !

**શંકરલાલ જોષી**

નિર્મળતા એવી છે કે વાચકને મુગ્ધ કરે. અલો આ છાયા એ અજોડ કાવ્યસંગ્રહ છે અને મને લેખિકાની ઈર્ષા આવે છે.'

અને આ કાવ્યસંગ્રહ પ્રગટ થયો ત્યારે શ્રી. કેદારનાથ રોયે તેની ઉપર અંગ્રેજીમાં લાંબુ વિવેચન લખ્યું હતું. આ વિવેચનના કારણે તેઓ કવયિત્રીની વધુ નજીક આવ્યા અને ૧૮૯૪ માં તેઓ લગ્નગ્રંથીથી જોડાયાં. પણ આ લગ્ન પછી એમનાં કાવ્યસંગ્રહો તૈયાર થતા અટકી ગયા. શ્રીમતી કામિની ઘર અને પતિસેવામાં માનતાં હોવાથી નવાં કાવ્યોનો માત્ર એક જ સંગ્રહ પ્રગટ થઇ શકયો.

૧૯૦૦ માં તેમણે એક બાળક ગુમાવ્યું, એનું દુઃખ એમને ખૂબ લાગ્યું હતું. પણ ૧૯૦૮ માં એમના પતિ શ્રી. કેદારનાથ રોયનું અકસ્માત મૃત્યુ થયું અને ૧૯૨૦ માં એમણે પુત્રી લીલા અને પુત્ર અશોક ગુમાવ્યાં. આ અશોકના શોકથી વિહ્વળ બની એમણે 'અશોક સંગીત' નામનો કાવ્યસંગ્રહ તૈયાર કરી નાખ્યો.

શ્રીમતી કામિનીના કાવ્યોમાં અજોડ લક્ષણિકતા અને લાગણીઓનું પ્રતિબિંબ જોવા મળે છે. દેશભક્તિ, પ્રેમ, સમાજસેવા એમના કાવ્યોમાં દેખાય છે. 'સુખ' નામના કાવ્યે તો વાચકોને ઘેલાં કર્યાં હતાં અને 'મારી માતા' એ સ્વદેશ પ્રત્યેની ઉંડી પ્રેમ લાગણીનું પ્રતિબિંબ છે. એ કાવ્યની ખ્યાતિ ઠેઠ ઈંગ્લાંડ સુધી પહોંચી હતી અને તેના સ્વદેશ પ્રેમની પ્રસંશા થઈ હતી. તેમના એક કાવ્યનો મીસ વ્હાઈટ હાઉસે અનુવાદ કરી 'હિંદી સ્ત્રીઓનાં કાવ્યો' નામના સંગ્રહમાં સ્થાન આપ્યું હતું. એમના કાવ્યસંગ્રહોમાં નિરમલા, અલો આ છાયા, અલ્પા, અશોક સંગીત અને દીપ અો ધૂપ મુખ્ય ગણાવી શકાય. એમના કાવ્યોની ઉત્તમતા માટે કલકત્તા યુનિવર્સિટી તરફથી એમને જગતારિણી સુવર્ણચંદ્રક એનાયત થયો હતો.

શોકથી એનામાં કાવ્યનો ઉભરો આવતો. એ સંવેદનશીલ હતી અને દુઃખી તેમજ પીડીત જનો માટે તેનામાં હમદર્દી હતી.

૧૯૩૩ માં શ્રીમતી કામિની રોયનું અવસાન થયું, પણ એક મહાન બંગાળી કવયિત્રી તરીકેનું તેનું સ્થાન અને લાહ કાયમ રહેવાનાં.

# કેટલાક સ્ત્રી-પરિચયો

*



કુ. કુમુદિની .પાઈ

કુટુંબમાં દાદા વાસુદેવ બા. પાઈ અચ્છા બિનકાર અને સતારિયા તેમજ ગાયક હતા. પિતા પ્રોફેસર રામનાથ વૈદ્ય એમ. એ. અંગ્રેજી અને ફ્રેન્ચ સાહિત્યના આચાર્ય હતા અને નિવૃત્ત થયા ત્યારે ઇંદોર રાજ્યના કેળવણી ખાતાના આસીસ્ટંટ ડિરેક્ટર હતા. તેઓ સંગીતના સારા જાણકાર અને સતારિયા છે. માતાને પણ સંગીતનો શોખ ઘણો. મોટી બહેન જે જુવાન વયે મૃત્યુ પામી તેણે એમ. એ. ની ડીગ્રી લીધી હતી અને સાથે સાથે સર જે. જે. સ્કૂલ ઓફ આર્ટસની ચિત્રકળાની બધી પરીક્ષાઓ પસાર કરી હતી. તેનો ગાયક તરીકે કંઠ અતિ મધુર હતો. અને તબલાં, હારમોનિયમ અને સિતાર ઉપર સારો કાબુ હતો. આવાં કુટુંબમાં આ લેખની નાયિકા શ્રી. કુમુદિની પાઈ જન્મી હતી. એટલે બાલ્યાવસ્થાથી જ તેને આ લલિતકલા પ્રત્યે ગાઢ પ્રીત હોય તે સ્વાભાવિક છે. સંગીતનાં જુદાં જુદાં ક્ષેત્રો—ચિત્રકલા, ચામડાનું કામ, ભરત, ગૂંથણ વગેરેમાં તરબોળ રંગાયેલ પણ કુ. કુમુદિની અંગ્રેજીનો અભ્યાસ કરે જતી હતી અને મેટ્રિક સુધીનો એનો અભ્યાસ ઇંદોરમાં ઘરમાં જ થયો.

તા. ૨૮ મી નવેમ્બર ૧૯૨૪ ને દિવસે ઇંદોરમાં જન્મેલ આ યુવતીએ આશરે સોળ વર્ષની વયે મેટ્રિકની પરીક્ષા પાસ કરી. તે છેલ્લું એક વર્ષ સી. એમ વિદ્યાલયમાં ભણી હતી. તે વેળા એક પ્રસંગે કુમુદિનીએ જીવનમાં પહેલીવાર જાહેરમાં નાની નૃત્યની આઇટેમ આપી હતી. અને આ આઇટેમ એટલી પ્રશંસા પામેલી કે ત્યાં એ. જી. જી. આવ્યો ત્યારે ફરીથી એ આઇટેમ એમની પાસે ખાસ અપાવી. મેટ્રિક પછી ડુમેસ્ટિક સાયન્સ લઇને કુમુદિની દિલ્હીમાં લેડી ઇરવીન કોલેજમાં દાખલ થઇ-જ્યાં રૂબી રોય નૃત્યકલા એકસ્ટ્રા વર્ગો લઇને, શીખવતાં હતાં.

ત્યાંનું શિક્ષણ લઇને ગુરુદેવ ટાગોરની ભલામણથી કુમુદિની શાંતિનિકેતન ગઇ અને જેમને પાછળથી ઉદયશંકરે રાખી લીધા હતા તે ગુરુ અમાબીસિંહ પાસે મણિપુરી અને જેઓ હાલ કલકત્તામાં છે તે ગુરુ નાયર પાસે કથકલી નૃત્યકલા શીખવા માંડી. પણ ત્યાં એની તબિયત બરાબર રહી નહિ એટલે લખનૌમાં ભાતખંડે ભારતીય વિદ્યાપીઠમાં કથકના સુપ્રસિદ્ધ નિષ્ણાત પંડિત સુંદરપ્રસાદજી પાસે કથક વિધાન શીખવા માંડ્યું. અલ્પ સમયમાં એણે એ વિધાનમાં એટલી પ્રગતિ સાધી કે મોરિસ કોલેજના નૃત્યાચાર્ય કલ્યાણપુરકરે એને સંગીતની ( B. Mus. D. ) માનાર્હ ઉપાધિ આપી. આ ઉત્તેજનથી પ્રેરાઈ

કુમુદિની એ ક્ષેત્રમાં વધુ ને વધુ ઊંડી ઊતરતી ગઇ અને ટુંક વખતમાં "હિંદી નૃત્યનો આશય—તેનો આધ્યાત્મિક વિકાસ અને ઇતિહાસ" એ વિષય ઉપર તેણે એક 'થીસીઝ' લખી. કુમુદિનીને આ થીસીઝ માટે પ્રથમ વર્ગમાં ડિસ્ટિંકશન સાથે પસાર કરવામાં આવ્યાં અને તેમને M. mus D.ની ઉપાધિ મળી. આટલું જ નહિ પણ મૅરિસ કૉલેજમાં નૃત્યના શિક્ષણમાં તેમણે થોડો સમય મદદનીશ આચાર્ય તરીકે કામ પણ કર્યું.

પરંતુ કુમુદિની પાઇમાં કલાકારનો સહજ અસંતોષ છે. એમણે હમણા વડોદરા દરબારમાં છે એ ભારતનાટ્યના ગુરૂ કુબેરનાથ તાંજોરકર પાસે ભારતનાટ્ય શીખવા માંડયું છે. અને બીજી તરફ તેમણે નૃત્યશાસ્ત્રના પ્રાચીન તાલો અને તેમના શબ્દો, પરણો, તોડા વગેરેનું સંશોધન કાર્ય કરવાનું શરૂ કરી દીધું છે. આ કાર્ય પૂરૂં થયે એક થીસીઝ લખી તેઓ સંગીતની ડૉક્ટોરેટ લેવા ઇચ્છે છે. તેઓ મૅરિસ કૉલેજમાં જ હજી વધુ લાંબો સમય રહેત, પણ એમના કથકગુરુ પંડિત સુંદરપ્રસાદજી મુંબાઇમાં અમુક વર્ગો ચલાવતા હતા તે વર્ગોને સદ્દર પાયા ઉપર મૂકી એક આદર્શ નૃત્યશાળા ચલાવવાની તેમને ઇચ્છા થઈ આવી અને તે હેતુ બર લાવવા તેમણે હવે મુંબઇમાં ગીરગામમાં નટવરી નૃત્ય કેન્દ્રની સ્થાપના કરી છે. આ શાળામાં ભાતખંડે ભારતીય સંગીત વિદ્યાપીઠની જુદી જુદી ડીગ્રીઓ માટે યુવક–યુવતીઓને તૈયાર કરવામાં આવે છે. કથકની શુદ્ધતા જળવાય અને સાથે સાથે વિદ્યાર્થીઓ–વિદ્યાર્થિનીઓ બાલે, નાનાં સ્વતંત્ર નૃત્યો વગેરે યોજી શકે એની ખાસ કાળજી તેઓ રાખે છે.

કથકમાં પ્રાધાન્ય ભોગવતા પગના ઠેકા માટે પંડિત સુંદરપ્રસાદ પાસે બોલોનો મહાસાગર પડેલો છે. ઝપતાલ, જનાની સવારો જેવા મુશ્કેલ તાલોમાં લાંબી લાંબી પરણો કથક કલાકાર આસાનીથી પોતાના પગના ઝાંઝરના ઠેકાવડે બતાવી શકે છે. અલબત, કથક વિધાન કૃષ્ણની રાસલીલામાં મુખ્યત્વે રસ લેતું એથી એનાથી એનામાં લાસ્ય સંપૂર્ણ અવસ્થામાં છે. તાંડવ માટે કથકલી વિધાનની જરૂર રહે ખરી. આ ઉપરથી લેખકે શ્રી. કુમુદિની પાઇને પૂછેલ પ્રશ્નના ઉત્તરમાં એમણે જણાવેલું કે, "જુદી જુદી નૃત્યકલા કથક, કથકલી, ભારતનાટક, મણિપુરી વગેરેનો નિષ્ણાતોએ સમન્વય સાધી સારાં બાલે-નાટયાસક રચવાં. દરેક વિધાનની વિશિષ્ટતા અને શુદ્ધતા શિક્ષણમાં જળવાવી જોઇએ અને પછી આચારમાં મૂકતી વેળા એનો સુંદર સમન્વય થાય તો જ હિન્દી અલૌકિક નૃત્યકલા પોતાના સર્વોત્તમ સ્વરૂપે પોતાનું ઉચ્ચ સ્થાન લે." (ભારતીના સૌજન્યથી)

*

ન્યુયૉર્કમાં ૨૮ વર્ષની ફ્રેંચ બાઈ જીનેટી નેવ્યુએ વાયોલીન વગાડવાની પોતાની કળાથી પ્રજાને મુગ્ધ કરી છે અને સંગીત મંડળો-સાંભળનાર અને તેનું ઉંડુ જ્ઞાન ધરાવનાર શ્રોતાઓની વાહવાહ મેળવી છે.

આ યુવતીની માતા પણ સંગીતનું સારૂં જ્ઞાન ધરાવતી હતી અને તેની પુત્રી જીનેટીએ બચપણથી જ સંગીતનું શીક્ષણ મેળવ્યું અને સાત વર્ષની ઉંમરે પ્રથમવાર પારીસના જાહેર સમારંભમાં એણે ગાયું હતું. અગીયાર વર્ષની ઉંમરે પારીસમાં તેને પહેલીવાર ઇનામ મળ્યું હતું અને ચાર વર્ષ પછી વૉર્સોમાં વીનીયાવસ્કી ઇનામ મેળવવા ભાગ્યશાળી બની હતી. અમેરિકાના સંગીત વિશારદ મી. વરજીલ થૅામ્પસન કહે છે કે લડાઇ દરમ્યાન અમેરિકામાં અમે જે સ્ત્રી–પુરૂષોનાં સંગીત સાંભળ્યાં છે તેમાં યુરોપના જીવન કલાકારમાં જીનેટીનું સ્થાન પણ ઉંચું છે.

*

જમાના સાથે બદલાતો



# આપણો પોશાક

લેખક

શ્રી. ગટુભાઈ ધ્રુવ

બૉમ્બે ક્રૉનિકલના એક અંકમાં થોડા દિવસ ઉપર લંડનનો એક પત્ર પ્રગટ થયો હતો, તેમાં 'Dhoti comes to piccadilly' એ વિષે કેટલુંક લખાણુ આપ્યું હતું.

ઇંગ્લેન્ડમાં અને યુરોપમાં હિન્દીઓ યુરોપીઅન પોષાક મોટે ભાગે પહેરે છે, પરંતુ હાલ કેટલાક સમયથી અચકન અગર શેરવાની પહેરીને ફરતા જોવામાં આવે છે. થોડા વખત ઉપર એક હિન્દી તો ધોતીયું પહેરીને લંડનમાં ફરતો જોવામાં આવ્યો હતો અને તેને જોઇ લંડનના વરેમાણુંઓમાં ભારે કુતુહલ જાગ્યું હતું. ઘણા વર્ષો ઉપર સ્વ. નારાયણ હેમચન્દ્ર ધોતીયું પહેરી લંડનમાં નીકળ્યા હતા ત્યારે લંડનની પોલીસે તેમને પોલીસ ચોકી ઉપર રોક્યા હતા—એમ જણાવીને કે તેમનો એ પોષાક બરાબર 'સભ્ય' ન હતો! અલબત્ત હવે એ સમય તો બદલાયો છે. 'શૉર્ટ્સ' પહેરીને ફરનાર અંગ્રેજી પ્રજાને ધોતીયું એ અસભ્ય પોષાક છે એમ કહેવાનો હક નથી.

અને આજે તો હિંદી સ્ત્રીઓની સાડીએ તો જગતભરની સ્ત્રીઓને મુગ્ધ કરી છે અને સાડી પહેરવાની ત્યાં ફેશન થઈ પડવા જેવું થયું છે. હિંદની સ્ત્રીઓ પરદેશમાં સાડી પહેરતાં શરમાતી તે આજે ગૌરવથી સાડી પહેરીને ફરે છે.

પણ અહિં તો આપણે એ વિચાર કરવાનો છે કે હિંદી સ્ત્રીનો ઉત્તમ પોષાક કયો? અથવા હિંદના તમામ પ્રાંતોમાં બધી સ્ત્રીઓ એક સરખો પોષાક પહેરી શકે? આ સંબંધી વિચાર કરતાં લાગે છે કે હિંદની સ્ત્રીઓનો પોષાક પ્રાંતની આબોહવા અને તેમના કામકાજને અનુરૂપ ઢબે યોજાયો હોવાથી તેમાં ફેરફાર કરવાની જરૂર નથી.

સ્ત્રીઓના પોષાકનો વિચાર કરતાં જણાશે કે, સાડી, ઓઢણી, ચણીઓ, માત્ર છાતી ઉપર નાખેલું કપડું, ઇજાર, લાંબો ઝભ્ભો સાચી (મુસલમાન સ્ત્રીઓમાં) ચોળી, કાપડું, બદન, કમખો એ જુદા જુદા પ્રાંતના ભિન્ન ભિન્ન પોષાક છે. પ્રાન્ત પ્રાન્તે સાડી પહેરવાની રીતમાં ભેદ જોવામાં આવે છે, પરંતુ એ બધામાં એક પ્રકારના એકતા છે, કારણકે માથાથી તે પગની ઘુંટી સુધી કોઇક રીતે આખા શરીરને (માત્ર મોઢું ખુલ્લું રાખીને) ઢાંકવાના, એ બધા ભિન્ન ભિન્ન પોષાકમાં, હેતુ સર્વત્ર સામાન્ય જોવામાં આવે છે. મલબારના કેટલાક ભાગમાં અને મદ્રાસ ઇલાકાના અમુક ભાગોમાં તેમજ બંગાળમાં અમુક



જ્ઞાતિઓની વિધવાઓ માટે એક વસ્ત્રનો રેવાજ છે. આ બધાનો વિચાર કરતાં જણાશે કે આપણો એટલે આપણા હિન્દ સમસ્તનો રાષ્ટ્રીય પોષાક કયો ગણાય તે કહેવું કઠણ છે.

પ્રાચીન કાળના સ્ત્રીઓના પોષાકનું વર્ણન સંસ્કૃત સાહિત્યમાં મળે છે. તેમાં સાડી જેવું અગર ઓઢણી અને ઘાઘરાનું વર્ણન જોવામાં આવે છે. પરંતુ આપણા દેવમંદિરોમાં દેવીઓના પોષાકમાં જે રીતે સાડી પહેરાવવામાં આવે છે તે મદ્રાસ અને દક્ષિણી સ્ત્રીઓના પોષાક ઉપરથી લીધેલી છે. અજન્ટાના ભીંતચિત્રોમાં સ્ત્રીઓના જે પોષાક છે તે આપણો છેક પ્રાચીન સમયનો પોષાક હશે તેમ કેટલાક માને છે, અને તે પોષાક 'કલામય' છે એવા ખ્યાલથી, અને એ ખ્યાલનો આપણાં કેટલાક ચિત્રકારોએ પ્રચાર કરવાથી, એ પોષાક આપણા આજના અવેતન નાટકોના પાત્રોને તથા નૃત્ય કરનાર બાળાઓને સજાવવામાં આવે છે. મને પોતાને આમાં ખાસ ઔચિત્ય નથી દેખાતું, એટલું જ નહિં, પણ કૌશલ્યા અને સીતા, દ્રૌપદી અને દમયંતી તેમજ હજાર વર્ષ પહેલાંના સ્ત્રી પાત્રોને પણ એ જ અજન્ટાના ભીંતચિત્રો ઉપર સ્ત્રીઓની જ જાતના અને જે ઢબે પહેરેલા પોષાક જોવામાં આવે છે તેવા પહેરાવવામાં આવે છે એ બેઢંગુ મને તો લાગે છે અને ઇતિહાસનું અજ્ઞાન સૂચવે છે. રવિવર્માના ચિત્રોમાં બધી સ્ત્રીઓને દક્ષિણી પોષાક પહેરાવેલો છે, એટલે ગુજરાતના ચિત્રકારોએ પણ પચાસ વર્ષ ઉપર પ્રાચીન દેવીઓ અને રાણીઓને એવા જ વસ્ત્રો આપી, તેમાં પાર્વતી, રાધા, અને સીતાને પણ એવી જ ઢબે વસ્ત્રો પહેરાવવામાં આવેલા જણાય છે, અર્થાત એ બાબતમાં આપણે કોઈ પણ વિચાર કર્યા વગર સંશોધન કર્યા વગર ગમે તેમ પોષાકો પહેરાવ્યા છે. એને પરિણામે, જાણે એ આપણો પ્રાચીન પોષાક હોય એવો ખ્યાલ સેવ્યો છે.

વસ્તુતઃ આપણા દેશમાં જમાને જમાને,



અનેક પ્રજાઓના સંપર્કથી પોષાકમાં ઘણો ફેરફાર થતો આવ્યો છે. મુસલમાનો હિન્દમાં આવ્યા પછી આપણે તેમનો કેટલોક પોષાક અપનાવ્યો, તેજ મુજબ અંગ્રેજોના સંપર્કમાં આવ્યા પછી તેમનો પોષાક અપનાવવામાં આવ્યો. આમાં રાષ્ટ્રીય ભાવનાનો ધ્વંસ થયાનો જેમને ભાસ થાય છે તે મારા નમ્ર મત મુજબ એક જાતનો complex ગ્રંથિ છે.

દરેક દેશમાં પોષાક માટે સાધારણ રીતે ત્રણ બાબતો લક્ષમાં લેવાય છે. આબોહવા સભ્યતા અને સૌન્દર્ય અથવા કળા. આ ઉપરાન્ત કામકાજ કરવાની સગવડ એ પણ મહત્વની બાબત છે. અને તે કારણથી જ મજૂરી કરનાર સ્ત્રીઓ સુરત જીલ્લામાં અને બીજે કેટલેક સ્થળે સાડીનો કછોટો વાળે છે. એમ આપણા પ્રાંતપ્રાંતમાં–શહેરો અને ગામડાંમાં પોષાક અને પહેરવાની ઢબમાં ઘણો ફેરફાર જોવામાં આવે છે.

યુરોપમાં સ્ત્રીઓના પોષાકની જુદી જુદી આકૃતિઓ, ઘાટ અને રચનાનો નિર્ણય દરજીઓ અને દુકાનદારો કરે છે, અને સીનેમાની નટીઓના પોષાકનું અન્ય સ્ત્રીઓ અનુકરણ કરે છે. આપણા દેશમાં પણ થોડાક સમયથી સીનેમા નટીઓના પોષાક અને શણગારનું અનુકરણ શહેરની—ખાસ કરીને શ્રીમન્ત ઘરની સ્ત્રીઓ કરે છે.

યુરોપમાં જેઓ પોષાકની ફેશન–ખાસ કરીને સ્ત્રીઓના પોષાકની–શરૂ કરે છે તેઓની દૃષ્ટિ શૃંગારી કલા ઉપર વિશેષ હોય છે. શરીરના અમુક ભાગો ખુલ્લા રાખવા એ બધું શૃંગારી દૃષ્ટિથી નક્કી કરવામાં આવે છે. એટલે સુધી આ 'દૃષ્ટિ જોવા' આવે છે. કે પાંચ ૭ વર્ષ ઉપર યુરોપ સ્ત્રીઓના સૌથી ઉપરના ઝીણા નીચેનો ઝીણા કપડામાંથી દેખાઈ આ ફોક ચામડીના રંગનો રાખવામાં આ




ચોળીની ફેશન

ો. વળી સ્ત્રીઓ ઠંડા દેશમાં મોજાં પહેરે ની જરૂર છે. છતાં તે ચામડીના રંગનાં જેથી ઉઘાડા પગ જેવું જણાય. આ કેવળ શૃંગારી દૃષ્ટિ છે. આપણા દેશમાં ગે આટલી હદ સુધીની અસભ્યતાની પહોંચેલી શૃંગારી દૃષ્ટિ પોષકની બાબતમાં ી આવી નથી. એ સારૂં છે.

આપણા દેશની આબોહવા, સભ્યતાની ષ્ટિ અને સૌન્દર્ય અથવા કળાની તેમજ ાર્થિક દૃષ્ટિ ધ્યાનમાં રાખીને સર્વ સામાન્ય ોષાકની યોજના છે એટલે સ્ત્રીઓના પોષાકની વિવિધતા જેવી ને તેવી રહે તેમાં વાંધો લેવા જેવું નથી. સભ્યતા સાથે સૌન્દર્યની કલાની દૃષ્ટિ અને આબોહવાનો ખ્યાલ એમના પોષાકમાં પણ રહેવો જોઇએ. ઘાટ અને આકૃતિઓ તથા રચનાની ફેશનોમાં આર્થિક દૃષ્ટિ ખાસ રહેવાની જરૂર છે, પરન્તુ આપણા દેશની જે ખાસ વિશેષતા–રંગોનું વૈવિધ્ય એ અત્યારની મોટે ભાગે પહેરાતી ધોળી સાડીઓમાંથી અદશ્ય થતી જાય છે એ મને તો ખેદનો વિષય લાગે છે.

*

# સ્વરક્ષણ માટે કાશ્મીરી સ્ત્રીઓને હથીઆર સજાવનાર વીર ખેડૂત નારી



# ઝોની

લેખક:
શ્રી. ધીરજલાલ ધનજીભાઇ શાહ

*

હુમલાખોરોના ત્રાસ અને જુલમભર્યા હુમલાનો કાશ્મીરની પ્રજાએ જે પ્રતિકાર કર્યો છે એથી તો સહુને તેમની શક્તિ અને સામર્થ્ય માટે માન ઉપજે એવું બન્યું છે, પણ એથી વધુ ગૌરવગાથા આપણને મુગ્ધ કરે એવી તો છે એક રમારણની.

સ્વરૂપવાન, ઉંચી અને મજબૂત બાંધાની વિધવા ખેડૂત કન્યા ઝોની છે તો માત્ર પાંત્રીસ વર્ષની, પણ એનામાં જે પીઢતા અને ડહાપણ છે તે ભલભલા વિચારકોને માન ઉપજાવે અને એની શક્તિ અને સાહસ ભલભલા જુવાનોને શરમાવે એવાં છે. ભયને એ પિછાનતી નથી.

છેલ્લા થોડાંક વર્ષોથી એ કાશ્મીરની રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લે છે, અને ત્યાંના અધિકારીઓની આંખ એના ઉપર હોય છે. ગઈ ચળવળ વખતે ડોંગરા લશ્કરી સીપાહીઓએ કરેલા ગોળીબારમાં એ ઘવાઇ હતી. એ પ્રસંગને યાદ કરી પોતે કહે છે કે 'રાજ્યના ડોંગરા લશ્કરે મારા પાંચ વર્ષના પુત્રને જાનથી મારી નાખ્યો અને મારા ઉપર હુમલા કરી મને હાથે અને ખભે ઘાયલ કરી. એ ઘા તો પાટાપીંડીથી રૂઝાઈ ગયા પણ મારું આત્મબળ ઘાયલ થયું નહિ. એટલે રાજ્યે મને જેલમાં પુરી દીધી.' આ વાત કહેતાં એ હસી પડે છે અને એ વાત એને મન સાવ મામુલી લાગે છે. કેમકે તે પાંચપાંચ વખત જેલવાસ કરી આવી છે.

ઝોની દૂધ વેચનાર જ્ઞાતિ–ગૂજર જ્ઞાતિની અભણ સ્ત્રી છે. તે એની માતૃભાષામાં સરસ બોલી શકે છે, પણ હિંદની બીજી કોઇ ભાષા એને આવડતી નથી; છતાં નવા કાશ્મીરની એ સ્ત્રી–પ્રતિનિધિ છે. પાંચ પાંચ વર્ષ એણે આઝાદીની ચળવળમાં ભાગ લઇને જેલવાસ સ્વીકાર્યો છે. અને ડોંગરા લશ્કરે ત્યાંની સ્ત્રીઓ ઉપર જે જુલમ ગુજાર્યો તે છડેચોક–રાજ્યના અમલદારોની હાજરીમાં પણ–કહેતાં દબાતી નથી. એને કોઈની બીક નથી; બીકને એ ઓળખતી નથી, એવી તો એની બેપરવાઈ છે. એ કહે છે કે 'હું કોઇની ગુલામ નથી. મને કોઇની બીક નથી.'

છેલ્લા હુમલા પછી એને લાગ્યું કે સ્ત્રીઓએ પોતાનો બચાવ જાતે જ કરવો જોઇએ. પુરુષો અને લશ્કરના આશ્રયે રહી સ્ત્રીએ ભીરુતા કેળવવી ન જોઇએ. શારીરિક તાકાત અને શૌર્ય

## સૂસવતા વાયરા

હાં રે સખિ સૂસવતા વાયરા વાતા.
દક્ષિણ તે દિશના ઠંડા આ વાયરા
હૈયા સોંસરવા જાતા—હાં રે.
પંખીડાં પાંખ મહીં પાંખ મૂકી ધ્રૂજતાં,
માળામાં જઈને લપાતાં;
ફૂલડાંયે ક્રૂર વાની ઝાપટમાં આવતાં
પલ્લવની પાછળ છૂપાતાં:
હાં રે સખિ સૂસવતા વાયરા વાતા.
ક્યાં રે છૂપાવું હું તે અંતરની આગને?
મળતી ના વાયરે આ શાતા;
વાયુની સંગ પેલા દોડી આવે છે ઘેલાં
સ્મરણો મીઠાં મદમાતાં:
હાં રે સખિ સૂસવતા વાયરા વાતા.

**રમણલાલ વ્યાસ.**

કેળવી સ્ત્રીએ જગતમાં પોતાનું સ્થાન આગળ લાવવું જોઈએ, અને તેણે સ્ત્રીઓની એક લશ્કરી ટુકડી ઉભી-કરવાનું નક્કી કર્યું. અને ૪૦ સ્ત્રીઓને લઈને એણે બંદુકની તાલીમ આપવાનું શરૂ કર્યું. દશ દિવસમાં તો સ્ત્રીઓની ભરતી થવા માંડી ને સંખ્યા ૧૪૫ ઉપર પહોંચી ગઈ છે અને ભરતી થનાર બહેનોનો ધસારો શરૂ થયો છે. રાષ્ટ્રના આગેવાન પુરુષોની અને રાજ્યના અમલદારો અને ધનવાનોથી માંડી સામાન્ય કુટુંબની સ્ત્રીઓ—બહેનો—દીકરીઓ સ્ત્રી-સૈન્યમાં ભરતી થવા રોજરોજ ઉભરાય છે. શિક્ષિકાઓ અને વિદ્યાર્થિનીઓ અને ખેડૂત કન્યાથી માંડી દૂધ વેચનાર રબારણો પણ બંદુક ઉંચકવા દોડી આવે છે. એટલો રસ એણે સ્ત્રીઓમાં ઉત્પન્ન કર્યો છે. પોળે પોળે એ સ્ત્રીઓની સભાઓ ગોઠવે છે. તેમને પોતાનું રક્ષણ કરવા તૈયાર થવાની હાકલ કરે છે ને સ્ત્રીઓ સ્ત્રી-સૈન્યમાં જોડાવા પોતાનું નામ નોંધાવે છે. આ ભરતીમાં ૧૨ થી ૪૫ વર્ષની સ્ત્રીઓને લેવામાં આવે છે અને તેમને થોડા દિવસ ડ્રીલની તાલીમ આપીને રાયફલ શુટીંગની તાલીમ તાજેતરમાં એણે શરૂ કરાવી છે.

આ ભરતી દ્વારા એણે સ્ત્રીઓમાં માનસિક અને સામાજિક ક્રાંતિ પણ આણી છે. પોતાને તદ્દન અબળા માનનાર સ્ત્રીઓ હુમલા સામે સ્વરક્ષણ મેળવવા પોતાની તાકાત કેળવે છે, પડદામાં ઢંઘાઈ રહેનારી સ્ત્રી બુરખો ફેંકી દઈ સ્ત્રીસૈન્યમાં જોડાઈ જાય છે, એ કોઈ નાનીસુની વાત નથી. આજે શ્રીનગરની શેરીઓમાં સ્ત્રીઓ આ સૈન્ય સિવાય બીજી કોઈ વાતને મહત્વ આપતી નથી. જ્યાં જાવ ત્યાં આ સ્ત્રીસૈન્યની વાત જ તમને સાંભળવા મળશે.

ઝોની નામની એક સ્ત્રી રાષ્ટ્રીય ચળવળમાં પડી હતી. એ બહાદુર નારીને થોડા વર્ષો ઉપર ડોગરા લશ્કરી માણસોએ મારી નાખી હતી, એના શુભ નામ સાથે તેણે આ સ્ત્રી-સૈન્યનું નામ જોડી ઝોની-બ્રીગેડ રાખ્યું છે અને એ સ્વરક્ષણ સ્ત્રીસેનાની ઝોની ઉપપ્રમુખ છે.

એણે લોકોમાં અને સ્ત્રીઓમાં આત્મવિશ્વાસ પેદા કર્યો છે અને આજે તો એ હિંમતપૂર્વક કહી શકે છે કે 'અમારી સ્વતંત્રતા સામે જે કોઈ હુમલો કરશે તે અમારા દુશ્મન છે અને એવા એ દુશ્મનો નવા જમાનાના ગમે તેવા યંત્રો વડે અમારા ઉપર હુમલો કરશે તો કાશ્મીરની એક એક સ્ત્રી તે સામે ઝઝુમવા તૈયારછે. આ સ્ત્રી-સૈન્ય જ્યારે ખભે બંદુક લઈને કુચ કરે છે ત્યારે આપણને ઝાંસી રાણીની સ્ત્રી-સેનાનો ખ્યાલ આવે છે. આ બહાદુર નારીએ આજના કાશ્મીરના સ્ત્રી-જગતને નવી દષ્ટિ, નવું જોમ અને જાગૃતિ બક્ષ્યાં છે. નવા કાશ્મીરની એ દૃષ્ટા છે. અને જગતભરની સ્ત્રીઓને પોતાના આત્મરક્ષણ, શારીરિક તાલીમ અને અંગબળ કેળવવાની હાકલ કરી એમના આત્મગૌરવ, શીલ અને દેશના રક્ષણ માટે તૈયાર થવા હાકલ કરે છે.

હિંદુ સમાજનું દૂષણ



# લોહીનો વેપાર

*

ધંધુકા તાલુકાના એક મોટા ગામના દશા શ્રીમાળી સ્થાનકવાસી જૈનની આશરે સોળ વરસની ઉંમરની શાંતા ઉર્ફે કાન્તા નામની દીકરીને વીરમગામના હાકા શેઠ ભાઇલાલ સાથે તેની ૫૫ વર્ષની ઉંમરે ત્રીજી બૈરી તરીકે બાઇના મામાએ ત્રણ વર્ષ ઉપર પરણાવેલી. વર્ષ દોઢ વર્ષ પછી બાઇને એકલી મૂકી શેઠ હાકાભાઇ સ્વર્ગે સીધાવ્યા. બાઇ વિધવા થઇ. બાઇનાં સાસરાંના કેટલાંક સગાંઓએ તેની પાસેનાં ઘરેણાં વગેરે જે હતું તે ઉતારી લીધું અને ઘરમાં મજુરની પેઠે વૈતરૂં કરવાની શરતે એને રહેવા કહ્યું.

બાઇ નાની ઉંમરની હોવાથી અને તેના પરણેતર જીવનમાં સુખમાં રહેલી હોવાથી આ વાત તેને ગમી નહિ અને એક દિવસ પિયર જવાને બહાને વીરમગામ છોડયું. ત્યાંથી મહુવા શ્રી. રાઘવદાસ શેઠને ત્યાં ચાર પાંચ દીવસ રહી. ત્યાં તેને ખબર મળી કે વઢવાણ તાબાના ખોડુ ગામે એક વાણીઓ આવી રાંડેલીઓને તેમજ છાંડેલીઓને ઠેકાણે પાડવાનો ધંધો કરે છે. તેથી તે ખોડુ ગામે તે વાણીઆને ત્યાં ગઈ.

ત્યાં જઈ તેણે પોતાને ઠેકાણે પડવું છે એવી વાત કરી. તેથી તેમના નિયમ મુજબ આ બાઇ તેના વાંઢા છોકરાને સોંપવામાં આવી. જેટલી બાઇરીઓ આવે તે દરેકને આ યુવાનની બાઇરી તરીકે રહેવું પડે છે. જે બાઈ તેની સાથે ખુશીથી ઘરસંસાર ચલાવે તેને સારે ઠેકાણે પાડવાની, નહીં તો તેને ગમે ત્યાં ફેંકી મારવાની. એ બીકને લઇને તમામ સ્ત્રીઓ તેનું ધણીપણું સ્વીકારતી.

તે નિયમ મુજબ આ બાઈ પણ તેને સોંપાણી. સદરહુ યુવાન ત્રીસ વરસનો હતો. અતિશય વ્યભિચારથી અને કોઈ ગરમીવાળી બાઇના સંયોગથી તેને ગરમીનો રોગ થયેલો હતો. આ બાઈ નાની ઉંમરની અને તે વણિક મોટી ઉંમરનો હોવાથી તેણે તેની સાથે બાઇરી તરીકે રહેવા ના પાડી. આથી તેને પોતાના છેલ્લા ઘરમાં રાખીને કહ્યું કે કોઈ સરકારી માણસ જાણે તો તને અને મને બન્નેને હેરાન કરે; માટે આ ઘરમાંથી તારે દીવસે બહાર નીકળવું નહીં. રાત્રે જાજરૂ પાણી જઈ આવવું અને દીવસે ઘરને તાળું મારી રાખવું. ખાવા પીવાનું આપવામાં આવશે. દિવસે જાજરૂ પેસાબ જવું હોય તો ડબલામાં જવું.

રાત્રે વણિકપુત્રે તેની મરજી વિરૂદ્ધ બળાત્કાર કર્યો. તેણે કહ્યું કે 'ઘેરથી નાહીને આવું છું, એટલે મને ગર્ભ રહી જશે તો પછી શું કરીશ ?' તે વણિકપુત્રે કહ્યું કે 'ગર્ભ રહેશે તે પહેલાં તો હું તને ઠેકાણે પાડી દઇશ. પણ તારે મારી સાથે આડો વહેવાર ચલાવવો જ પડશે.' આમ કહી તેની સાથે ચાર પાંચ માસ સુધી તેના પર અત્યાચાર કરતો જ રહ્યો.

ગર્ભ રહ્યો. હવે શું થશે, એ ચિંતામાં તે પડયો. તેણે ગર્ભપાત કરાવવા ચુડાથી વૃદ્ધ ડોશી વ્હોરીને બોલાવી. પણ ગર્ભપાત કરાવવા તે કોઇ પણ રીતે તૈયાર ન થઇ.

બાઇએ દરરોજ રડવા માંડયું. આજુબાજુ

ના લોકો પૂછે તો કહે કે એ તો મારી ભાભી રાત્રે રડતી હશે. આખરે દરરોજના કકળાટથી તેણે તેને અમે ત્યાં ચાલ્યા જવા કહ્યું. બાઇએ કહ્યું કે મને કોઈ આશ્રમમાં મૂકી આવો. ત્યાં રહી સુવાવડ કરીશ. જો મૂકવા ન આવો તો ભાડાના પૈસા આપો, તો હું મારી મેળે જ ચાલી જાઉં.

ઘણો ત્રાસ આપવા છતાં ગર્ભપાત કરાવવા બાઈ કોઈ રીતે તૈયાર થઈ નહી, તેથી તેમણે તેને વખત બે વખત ખાવાનું આપવા માંડયું. કપડાં પણ આપવાનાં બંધ થયાં. આથી રીબાઇ અને કંટાળી ગઈ. હવે કયાં જવું તેની સમજણ તેને પડી નહિ. તે વણિક પુત્રે કહેલું કે હવે તને કોઈ હિન્દુ તો સંઘરશે નહિ. કોઇ મુસલમાનને ત્યાં જાય તો તારૂં ઠેકાણું પડશે.

આથી સવારના ચાર વાગે બાઈ વઢવાણ જવાને નીકળી. અથડાતી કુટાતી બપોરના બાર વાગ્યાના સુમારે ખોડુથી દશ ગાઉ દૂર વઢવાણ શહેરમાં આવી પહોંચી.

હિન્દુઓ તો કોઈ સંઘરશે નહી એ વિચારોએ બાઇને મુસલમાન થવા ઉશ્કેરી. અહિંસા ધર્મી જૈન ધર્મમાં ઉછરેલી કાન્તા આજે પોતાના તમામ સીદ્ધાંતોને તિલાંજલી આપી 'મુસલમાન થઇશ' તો ઠેકાણે પડીશ એ ખ્યાલથી મુસલમાન લત્તામાં જવા લલચાઈ.

બાઇને એક આરબ મળ્યો. તેની નિરાધાર સ્થીતીનો લાભ લઇ તેને ત્રણ કલાક પોતાના ઘરમાં રાખી અને પોતાની બૈરી થવા તેને સમજાવ્યું. આરબે કહ્યું કે, તને કોઇ પુછે તો તું મુસલમાન ફકીરની દીકરી છું એમ કહેજે. હું તને મારા ઘરમાં રાખીશ. તારે હવે કોઇ વાતથી મુંઝાવું નહી. ભુખ, દુઃખ અને થાકથી કંટાળેલી હોવાથી બાઇએ જે કહ્યું તે હાએ હા કરી.

આરબે કહ્યું કે, હવે આપણે કોરટમાં જઇ ચોખવટ કરી આવીએ કે જેથી પાછળથી કોઇ વાતની પંચાતમાં પડવું પડે નહિ. કોરટમાં તને પુછે તો તું રાજકોટના હાસમશાહ ફકીરની દીકરી છું, માંનું નામ ફાતમા, ભાઇનું નામ આમદ અને આદમ અને તારૂં પોતાનું નામ મહાબુ કહેજે. તું મુસલમાન જ છે એમ ખાત્રી કરવા તને કલમો પૂછે તો 'લા ઇલિ ઇલીલા મહમદ રસુલીલ્લા' એમ કહેજે. સાહેબ પૂછે તો કહેજે કે મારે મહમદ સાથે નિકાહ કરવા છે. આમ કહી કલમો એક કલાક સુધી બાઇને ગોખાવ્યો.

ત્યારબાદ મુસલમાનો તથા આરબોના ટોળા વચ્ચે બાઈ કાન્તા હિન્દુ ધર્મને છેલ્લી વારના નમસ્કાર કરવા કોર્ટમાં ચાલી.

બાઇના કોઈ પૂર્વ જન્મના પુણ્યે કહો કે આરબની અણુ આવડતને પરિણામે કહો, પણ બાઈ કોરટમાં આવવાથી જ આબાદ બચી ગઇ. આરબો અને મુસલમાનોના કોરડનની વચ્ચે બાઈ કાન્તા કોરટના ઓટલા ઉપર બેઠી બેઠી હિન્દુ ધર્મનો છેલ્લો શ્વાસ લઈ રહી હતી. ઘડીક પછી તે મુસલમાન થશે એ વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા.

બાઇ કાન્તા તો તે આરબ સિવાય બીજા કોઇને દેખતી નહોતી. પાછળથી બાઈ કાન્તા કહેતી હતી કે 'મને આરબે કહ્યું હતું કે હવે તું અમારા લત્તામાં આવી એટલે મુસલમાન થઈ ગઈ. તેં અમારૂં ખાધું છે. અમારા ઘરમાં રહી અમારી સાથે તારો સંબંધ જોડાયો છે એમ અમે બહાર પાડી દીધું છે, એટલે હિંદુઓ તો તને તું ગમે તેમ કરીશ પણ રાખશે નહિ અને મુસલમાનો તો તું મારા ઘરમાં બેસવાની છે એટલે તને સંઘરશે નહીં. તું જ્યાં જઇશ ત્યાંથી પકડી લાવી ઘરમાં બેસાડી દઇશ. બૂમ બરાડા પાડીશ તો પણ તારૂં કાંઇ વળશે નહીં. માટે હું જેમ કહું તેમ કહીશ તો મેજીસ્ટ્રેટ સાહેબ તને તરતજ છોડી

દેશે. મારી સાથે તારા નિકાહ થઇ જશે એટલે કોઇ હિંદુ તારી ખબર કાઢવા આવશે નહીં. માટે તારે હવે કોઈ વાતની ફીકર કરવી નહીં. તું તો હવે ખુદાના ઘરમાં જ બેઠી છે એમ સમજજે.'

કોર્ટમાં બપોરની રજા પડી અને વકીલ અમૃતલાલ બીડી પીવાને માટે બહાર આવ્યા. તેમણે જોયું તો મુસલમાનો અને આરબોના કોરડનમાં કોઇ એક હિંદુ બાઇ હોય તેવું એને જણાયું. તેથી તેમણે કોરડન દૂર કરવા મુસલમાનોને કહ્યું. મુસલમાનોએ કહ્યું કે 'તમે બાઇ સાથે કોઇ પણ પ્રકારની વાત કરી શકશો નહીં.' વકીલ સાહેબે કોરડન વચ્ચે પેસીને બાઇને પૂછ્યું કે 'તમે શી નાતનાં છો?' બાઇએ કહ્યું કે 'ફકીરની દીકરી છું.'

બાઇનો પહેરવેશ, બોલવાની રીતભાત અને બીજા ચિન્હો જોતાં તે મુસલમાન જેવી નહિ લાગવાથી કોર્ટમાં જઈ ન્યાયાધીશ સાહેબને મળ્યા. તેમને બાઇ સંબંધી વાત કહી, તેથી મેજીસ્ટ્રેટ સાહેબે બાઇને અંદર બોલાવી. સાથે આરબો પણ કોર્ટમાં ઘુસ્યા.

મેજીસ્ટ્રેટ સાહેબે બાઈને પૂછ્યું કે "તમે શી નાતનાં છો?" બાઇએ કહ્યું કે "હું ફકીરની દીકરી છું." "ક્યાંના વતની છો?" "રાજકોટના." "તમારૂં નામ?" "ફાતમા." "બાપનું નામ?" "સુભાનશાહ" "તમારી માનું નામ?" "ફાતમા."

માનું નામ અને બાઇનું નામ એક આવવાથી વકીલે કહ્યું કે 'માનું અને દીકરીનું એક નામ હોય નહિ, માટે શક પડતી વાત હોય તેમ લાગે છે.'

સાહેબે બાઇને ગભરાયેલી જોઇ ધીમેથી કહ્યું: 'બાઈ, તમે કોઈ વાતે ગભરાશો નહિ, જેવું હોય તેવું સાચે સાચું કહેશો તો સુખી થશો.'

સંકેત મુજબ ગોઠવી રાખેલા એક મુસલમાન કહ્યું કે "સાહેબ, જો એ ફકીરની દીકરી હશે તો તેને કલમો આવડતો હશે."

સાહેબે બાઇને પૂછ્યું કે "તમને કલમો આવડે છે? જો આવડતો હોય તો બોલો." બાઇએ ગોખી રાખેલા શબ્દો "લા ઇલ્લા ઇલીલ્લા મહમુદ રસુલીલ્લા" બોલી બતાવ્યા.

વકીલે કહ્યું કે "સાહેબ આ બધું ચોક્કસ તરકટ છે. બાઇ માત્ર ગોખાવેલું જ બોલે છે. માટે બરાબર તપાસ થવાની જરૂર છે." વકીલે પ્રશ્નો પૂછતાં એ કઢાવ્યું કે બાઈ પોતે હિન્દુ છે અને વાણિઅણ છે.

આરબે અરજ કરેલી કે આ બાઈ ફકીરની છે અને મારા નાના ભાઇ શેખ મહમદ સાથે નિકાહ કરવા ખુશી છે. તેના જવાબમાં સાહેબે પુછ્યું કે "તમે આ આરબના ભાઇ સાથે ઘર માંડવા ખુશી છો? નિકાહનો અર્થ તમે શું સમજ્યાં છો?" બાઇએ કહ્યું કે "ના બાઈ. મારે ઘર માંડવું નથી. મને રોટલા મળે એટલે બસ." આરબે કહ્યું કે "તુમ ઘરું ચલો, આઠ દીન રહો, ઓર પીછે નિકાહ હોગા." સાહેબે કહ્યું કે "તે નિકાહ કરવા ઇચ્છતી નથી." એમ કહી આરબો તથા આવેલા મુસલમાનોને રજા આપી.

આરબોના ડરથી તે પોતાની વાત કહેતી નહોતી. પણ વકીલ સાહેબના ધીરજભર્યા શબ્દોનું આશ્વાસન મળવાથી તેણે પોતાની સાચી વાત નોંધાવી: 'મેં મુસલમાનનું ખાધું નથી તેમજ મુસલમાનને ઘેર રહી નથી. આવીને તરત જ બે કલાક પછી મને કોર્ટમાં લાવ્યા અને કોર્ટની ભલી લાગણીને લીધે આજે હું બીજે અવતારે આવી હોઉં એમ મને લાગે છે.' એમ બાઇએ કોર્ટમાં જણાવી દીધું.

અને બાઇને એક જાણીતી સ્ત્રીસંસ્થામાં મોકલી આપી બાઇને બચાવી લેવામાં આવી એને આજે પંદર વર્ષ થઈ ગયાં.

## પ્રેમ અને સાહસનો

# અદ્ભૂત વિજય

લેખિકા :
શ્રી. સુશીલા નાયર

*

નોઆખલીના મારા વસવાટ દરમ્યાન જે ગામમાં હું રહેતી હતી તે ગામના એક વૃદ્ધ દાક્તરને ઘેર હું એક દિવસ જઈ પહોંચી. એ પ્રદેશના ઘણાખરા દાક્તરોએ થોડાં વરસ ઇસ્પિતાલોમાં કંપાઉન્ડરનું કામ કરીને પછીથી પોતપોતાનાં ગામમાં દવાખાનાં શરૂ કર્યાં છે. આ વૃદ્ધ દાક્તર પણ આ જ જાતના હતા. મેં તેમને પૂછ્યું કે, આસપાસનાં ઘરો ખાલી મૂકવામાં આવ્યાં છે છતાં તમારું ઘર કેમ બચી ગયું ! આ ઉપરથી મને કહેવામાં આવ્યું કે લૂંટફાટ કરનારાઓની ટોળી તેમને ઘેર આવી અને તે ટોળીએ ઘરમાંથી વસ્તુઓ લૂંટવા માંડી અને દેવદેવીઓના ચિત્રો તોડવા માંડયા. એ ચિત્રોની ફ્રેમમાંનો એક કાચ ઊડીને એ ટોળીના સરદારનાં પગમાં વાગ્યો અને તેમાંથી ખૂબ લોહી નીકળવા લાગ્યું. પેલા દાક્તર તેને પોતાના અરધા પરધા લૂંટાયેલા દવાખાનામાં લઈ ગયા અને પોતાના પુત્રના પગની સારવાર કરતા હોય તેટલી સંભાળ અને કાળજીથી તેના પગને તેણે પાટો બાંધ્યો. આ જોઈને ગુંડાઓ આભા બની ગયા. એ ટોળીના સરદારે બધાને ત્યાંથી ચાલ્યા જવાને જણાવ્યું. આ રીતે તેમનું ઘર આગમાંથી બચી ગયું. વૃદ્ધ દાક્તરની ખાનદાનીએ પેલા ગુંડાઓની ટોળીના સરદારના હૃદયમાં ભલાઈ પેદા કરી. એ દ્વેષ પર પ્રેમનો વિજય હતો.

વળી, પશ્ચિમ પંજાબમાંની વાહની છાવણીમાંના મારા વસવાટ દરમ્યાન પોતાનું શીલ સાચવવા માટે એકી સાથે કૂવામાં કૂદી પડેલી તેતેર સ્ત્રીઓની વીરતાની રોમાંચક વાત મારા સાંભળવામાં આવી હતી. મુસલમાનોના ટોળાએ એક ગામ પર હુમલો કર્યો અને ત્યાંના હિંદુ તથા શીખ રહેવાસીઓએ લાંબા વખત સુધી સશસ્ત્ર સામનો કર્યો, છતાં આખરે ટોળાને શરણે થવું પડયું. આ બધાં પુરૂષોને એક મેદાનમાં ભેગા કરવામાં આવ્યા અને જીવવા માગતા હો તો મુસલમાન થઈ જાઓ એમ તેમને જણાવવામાં આવ્યું. સ્ત્રીઓને મુસલમાનો ઉપાડી જવાના હતા. તેતેર સ્ત્રીઓ પાણી પીવાને બહાને કમ્પાઉન્ડમાં આવેલા નવા કૂવા પાસે ગઈ અને લગભગ એક કલાક સુધી તેમણે મોટે અવાજે પ્રાર્થના કરી. ટોળામાંના મુસલમાનો બહાર ઊભા ઊભા તેમને ઉતાવળે તૈયાર થવાને જણાવતા હતા, એટલે તે સ્ત્રીઓમાંની એક આગેવાન સ્ત્રીએ ઉત્તર આપ્યો કે 'તમારા મેલા હાથથી તમે અમને કદી પણ સ્પર્શ કરી શકશો નહીં" અને પછી ત્રણ જ સેકંડમાં બધી તેતેરે સ્ત્રીઓ કૂવામાં કૂદી પડી. આ વીરતાભર્યા અહિંસક કાર્યનો ટોળા પર એવી ઊંડી અસર થઈ કે વટલાવવા માટે ભેગા કરેલા હિંદુ અને શીખોને એમ ને એમ છોડીને બધા ધીમે ધીમે વિખેરાઈ ગયા અને આ સ્ત્રીઓના કષ્ટ સહનથી શેતાન શરમાયો. માનવ હૃદયમાં રહેલી ભલાઈની લાગણી જાગ્રત થઈ અને તેને પ્રગટ થવાને અવકાશ મળ્યો.

(હરિજનબંધુમાંથી)

# પુત્ર માટે ઝંખતી



# મા

લેખક:
**શ્રી. સૌરભ મહેતા**

*

દર્દીના પલંગ પર બેસી સુષમાએ ફરી બરફનાં પોતાં ફેરવવા માંડયાં. અશક્ત થયેલો હાથ મહા પ્રયાસે ધીમેથી ઉંચો થયો અને દર્દીના મુખમાંથી શબ્દો સર્યાઃ "સુશી."

"કેમ, શું છે?" માથું દર્દીના મુખ સુધી નમાવી સુષમાએ પૂછ્યું.

બોલવાનો થોડો વ્યર્થ પ્રયાસ કરી, ફરી એ બોલ્યોઃ "પાણી." એથી એનામાં જરા ચેતન આવ્યું ને આંખ ખૂલી. એ આંખમાં મૃત્યુના ઓળા જોઈ મહા મહેનતે સુષમાએ મન પર કાબુ રાખ્યો. બરફ ફેરવવાનું શરૂ કરતાં એ બોલીઃ 'રમેશ, સુઈ જા, જરા આરામ કર.'

એક મ્લાન હાસ્ય રમેશના મુખ પરથી પસાર થઈ ગયું. સુષમા પર નજર ઠેરવી એ 'ધીમેથી' બોલ્યોઃ "જરા નીચી વળ." એ નીચી વળતા ફરી શ્વાસ લઈ થંભીને કહ્યુંઃ "હવે થોડો વખત છે. સુશી, મારા ગયા પછી...પછી..."

એની છાતી પર ઝુકી પડી રડતાં રડતાં સુષમા બોલીઃ "હું પણ તારી સાથે જ રમેશ...સાથે જ."

એને રમેશે રડવા દીધી. અશક્ત થઈ ગયેલો હાથ એની પીઠ પર ફેરવ્યા કર્યો. પછી શરૂ કર્યુંઃ 'જો આમ ગાંડાઈ ના કર. હું કહું છું તે સાંભળી લે.' એની જીભ થોથરાતાં સુષમાએ એને પાણી પાયું. "હું જાઉં પછી તું ફરી લગ્ન કરજે. હાં સુશી, આપણા કિશોર ખાતર. આપણે એને ડોક્ટર બનાવવાનું નક્કી કર્યું હતું, તે બધું...અધુરૂં..." આટલા શ્રમથી એનો શ્વાસ ફરી ચઢી આવ્યો.

નિસહાય બીન અનુભવી અબળા આંસુઓનો ધોધ સારી બોલી રહીઃ 'રમેશ, રમેશ, પ્રાણ...વ્હાલા...જરા સામે જો. મારી સામે તો જો. હું સુશી બોલાવું છું.' ઊંડી ઊતરી ગયેલી આંખમાં બે આંસુના ટીપાં ઝળકી ઉઠયાં. મહામહેનતે સુષમાનો હાથ ઝાલી તુટતે કંઠે એ બોલ્યોઃ "કિશોરને....કિશોરને.... ડોક્ટર..."

—ને બધું ખલાસ થઇ ગયું. ચોવીસમે વર્ષે—સુષમા વિધવા બની. એણે પ્રેમલગ્ન કર્યાં હતાં, એટલે આવા મોટા દુઃખના સમયમાં એની પાસે કોઈ નહોતું. પરંતુ રમેશ એને ઘણો પ્રિય હતો. આ મોટા આઘાતમાંથી સ્હેજ સ્વસ્થ થતાં એણે મન સાથે નક્કી કર્યું કે 'હું મારા સ્વામીની અધૂરી ઇચ્છા પૂરી કરીશ.'

ચોવીસમે વર્ષે તો એનું જોબન હજી ખીલતું હતું એટલે કંઈક ભ્રમરો એની આસપાસ ગૂંજવા તલસી રહ્યા.

વિનોદ નગરશેઠનો એકનો એક છોકરો હતો. રમેશના મૃત્યુથી એના હૃદયમાં એક છાની આશા ઉત્પન્ન થઈ હતી—સુષમાનો હાથ મેળવવાની. આથી મરણક્રિયા પતી ગયા બાદ થોડા દિવસે એ એને ઘેર જઈ પહોંચ્યો. સુષમા તે વખતે કિશોરને તૈયાર કરી નિશાળે મોકલતી હતી. વિનોદને એ દિઠે ઓળખતી એટલે આવકાર આપ્યો.

"કેમ છો સુષમા ભાભી? કેમ ચાલે છે?" ખુરશી પર બેસતા એણે પૂછ્યું.

" સારૂ ભાઇ. " પછી કિશોર તરફ વળી એ બોલીઃ " લે બેટા, જા હવે. પણ જો નિશાળ છૂટે એટલે સીધો ઘેર આવજે હોં." એણે વ્હાલથી બાળક કિશોરના કપાળ પર ચૂમી લીધી. રમેશના જેવું જ એનું ભાલ વિશાળ અને તેજસ્વી હતું. કિશોર ગયા બાદ એ વિનોદ તરફ ફરી બોલીઃ " કેમ આવ્યા છો ભાઇ ?"

ગળુ ખંખારી સ્હેજ ગભરાઇ વિનોદ બોલ્યોઃ "આ...આ મને થયું કે તમને મળી જાઉં. રમેશનો સ્વભાવ એવો સરસ હતો !"

" હશે ભાઈ. ઇશ્વરની ઇચ્છા. " સુષમાએ ટુંકો જવાબ આપ્યો.

બોલવાનો વિનોદે પ્રયત્ન કર્યો, પણ શબ્દો એને જડયા નહિ. આ સૌમાં એવું કાંઇક હતું કે જેનાથી એ ડરતો હતો. આખરે મહા પ્રયાસે એણે કહ્યુંઃ " ખોટું ના લગાડશો. પણ મારાથી કાંઈ મદદ થઇ શકે એમ હોય તો જણાવશો. રમેશનો પગાર તો બહુ થોડો હતો એમ મેં સાંભળ્યું છે. "

સુષમા ઘડીભર આ માણસના મોં સામે જોઇ રહી–જાણે એના વિચાર જાણવા; પછી ધીમેથી બોલીઃ "એમ તો થોડું ઘણું મુકી ગયા છે." પછી જમીન ભણી જોઇ, " પણ એ ઘણો વખત ચાલશે નહિ. એથી જો કાંઇ નોકરી મળે તો કરવા વિચાર છે. "

"જરૂર, જરૂર હું તમને મદદ કરીશ. આપણી અહીંની ગર્લ્સ હાઇસ્કુલમાં જગ્યા છે. તમે તો ગ્રેજ્યુએટ છો, એટલે બીલકુલ વાંધો નહિ આવે. તમારો વિચાર થાય તો જણાવજો. લગભગ દોઢસો રૂપીઆ મળશે. "

" તો જરા એટલું કરી દોને ભાઇ. ભગવાન તમારૂં ભલું કરશે. " સુષમા બોલી ઉઠી. કારણ કે રમેશ પાછળ શું મુકી ગયો હતો તે એ એકલી જ જાણતી હતી.

" ભલે, તો હું આજે સ્કુલના હેડમાસ્તરને વાત કરીશ. કાલથી તમે નોકરી પર ચઢી જજો." ઉઠતાં ઉઠતાં એ બોલ્યો. અને બારણા પાસે જઈ કહ્યુંઃ " ને બીજું કાંઇ કામકાજ હોય તો કહાવજો."

ઉપકાર વશ બનેલી સુષમાને વિનયના શબ્દો બોલવાનું પણ ભાન ' ના રહ્યું. એના ગયા પછી ઘરની કામવાળી લક્ષ્મીને બોલાવી એણે પૂછ્યુંઃ " આ માણસ તને કેવો લાગે છે લક્ષ્મી ! "

"પુરુષો બધાજ સરખા, બહેન, આ બીજા કરતાં વધારે સારો દેખાય છે એટલો ફેર."

' તો એ મને નોકરી અપાવે છે એ ના લઉં ? "

" લઇ લોને બહેન. કાંઇક કરવું તો પડશે ને ? નહિ તો પછી સ્ત્રીના નસીબમાં છેવટે શું હોય છે ? "

થોડા દિવસે ગર્લ્સ હાઇસ્કુલમાં મદદનીશ શિક્ષિકા તરીકે એણે નોકરી લઇ લીધી. પગાર રૂપીઆ દોઢસો. ઘડીભર એને લાગ્યું કે દુનિયાના લોકો ઘણા સારા છે. નહિ તો એના નસીબમાં આવી નોકરી કયાંથી આવે ? મૃત પતિની અધૂરી ઇચ્છા એ પાર પાડી શકશે એ વિચારે એનો આનંદ અવર્ણનીય બની ગયો. રોજ સવારે એ વહેલી ઉઠી, નાહી ધોઇ, પ્રભુને ઘીનો દીવો કરતી. રમેશની છબી પર ફુલની માળા ચઢાવી બોલતીઃ "તારી અધૂરી રહેલી ઇચ્છા પૂરી કરી હું પણ આવી પહોંચીશ. " ને રસોઇ કરી બાળક કિશોરને લઇ નિશાળે જતી.

છેલબટાઉઓની રંજાડ તો ચાલુ જ હતી. તોપણ એની બહુ એ દરકાર કરતી નહિ. આ નોકરી મળ્યા પછી એનામાં હિંમત અને સાહસ આવ્યાં હતાં. વળી વિનોદ ઘણું ખરૂં એને મળવા આવતો ને અનેક પ્રકારે સાંત્વન આપતો; આશાઓ આપતો. જો કે થોડા જ વખતમાં એ એના આવવાનો અને આટલી દરકાર રાખવાનો મર્મ સમજી ગઇ હતી—

છતાં આ પુરૂષે એને નોકરી અપાવી હતી, એ ખ્યાલે એવું અપમાન કરી બહાર કાઢી મૂકવાની એની હિંમત ચાલતી નહોતી.

આમ છ આઠ મહિના ચાલ્યા ગયા. પરંતુ એક રહાજે એની બધી આશાઓ પર પાણી ફરી વળ્યું. ધ્રૂજતે પગલે અને ધડકતે હૈયે એ નિશાળેથી ઘેર આવતી રહી. લક્ષ્મી તે વખતે વાસણ માંજતી હતી. બારણાં બંધ કરી, પલંગ પર પડી સુષમા ખૂબ રડી—રમેશને સંભારીને, કિશોરને યાદ કરીને, પોતાના નસીબને દોષ દેતી. વાસણ ઉટકવાનું બાજુએ મૂકી લક્ષ્મી તેની પાસે આવીને બોલીઃ "બહેન શું થયું? લો જરા આટલું પાણી પી લો." ને પાસે બેસી એણે સાંત્વન આપવા માડયું. આ ઘરમાં રમેશના મૃત્યુ પછી એનું સ્થાન વધી ગયું હતું. તેને પણ સમાજની આ નિરાધાર અબળાની દયા આવતી, એટલે વફાદારીથી વળગી રહી હતી.

પાણી પી આંખ લુછી સુષમાએ કહ્યુંઃ "હેડ માસ્તર હરામખોર, આજ કેટલા દિવસથી ચેનચાળા કરતો હતો. આજે મને એક ઓરડીમાં પુરી નફફટ બનવા ગયો, પણ એક તમાચો મારીને હું આવતી રહી." પણ પછી પાછું એનું હૃદય ધડકી ઉઠયું: "નોકરીમાંથી રજા તો નહિ આપે, લક્ષ્મી?"

"શું કહેવાય બહેન? આપે તોએ એની સામે-કાંઇ કોઇથી ફરિયાદ થાય? પણ મારૂં કહ્યું માનો તો વિનોદબાબુ સાથે લગ્ન કરી લો! આટલો બધો પૈસો છે. બીજી વાર લગ્ન કોણ નથી કરતું? એમ કરશો તો આ બધો રંજાડ મટી જશે"

નિરાધાર અને નિસહાય અબળા! એનું કોણ હતું? પ્રેમ લગ્ન કર્યાં એટલે મા બાપે દીકરીને મરેલી જાહેર કરી હતી. સાસરીયામાં પણ દિકરાએ ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કર્યાં એથી મા બાપે રમેશનો ત્યાગ કર્યો હતો; તેવે વખતે—રાત ને દિવસ પુરૂષોના ચેનચાળા અને રંજાડ સહન કરતી. એ બીજું શું કરી શકે? હેડ માસ્તરે તો નોકરીમાંથી છુટી કરી દીધી હતી એટલે ને બીજે જાય કયાં? ને જાય તો એનું જીવન— !

આથી વિનોદ અને સુષમાના લગ્ન થઇ ગયાં. સમાજમાં ખૂબ ટીકા થઇ. સુધારકો અને સનાતનીઓએ પોતાનું બધું જોર પ્રદર્શિત કર્યું. સ્નેહલગ્નની વિધવાને પુર્નલગ્ન સમુ પાપ નથી, અને દેહલગ્નની વિધવાને પુર્નલગ્ન સમુ પુણ્ય નથી એ સંભળાવી હેરાન કરી. પણ એ બધું એણે મુંગે મોઢે સહન કર્યું—રમેશને સંભારીને અને કિશોરના મુખ સામુ જોઇને.

રંભા જેવી સ્ત્રી મેળવવાને વિનોદે ખૂબ ધીરજ રાખી હતી. પરંતુ લગ્ન થઇ ગયા પછી એણે માન્યું હતું કે હવે સુષમા રમેશને ભૂલી ગઇ હશે. પરંતુ પહેલી રાતે જ એની બધી આશાઓ પર પાણી ફરી વળ્યું. મોડી રાતે જ્યારે એ સુષમાના પલંગ તરફ વળ્યો, ત્યારે એ જાગતી જ હતી. એને જોતાં જ એકદમ ઉભી થઇ ગઇ; એને પગે લેટી પડી ને બોલી: "નહિ, નહિ. એ કદી નહી બને. વિનોદબાબુ! મેં લગ્ન કર્યાં છે તે મારા કિશોરને ખાતર, પણ રમેશ સિવાય બીજું કોઇ મારૂં અધીકારી નથી." આંસુથી વિનોદના પગ એણે ભીંજવી દીધા. ભોઠો પડી વિનોદ પાછો ફરી ગયો. થોડો વખત વધુ રાહ જોવા એણે નક્કી કર્યું

પરંતુ સુષમા સાચે જ સતી હતી. બીજા ત્રણ વર્ષ વહી ગયા, પણ વિનોદ એક પગલું આગળ વધી શકયો નહિ. સુષમા એની દરેક રીતે સંભાળ લેતી, ચાકરી અને સેવા કરતી, પણ એથી આગળ કાંઇજ નહિ. પછી તો વિનોદને પણ ખાત્રી થઈ ગઈ કે એને પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. ધીમે ધીમે એને પણ ગુસ્સો ચઢવા માંડયો—પોતાની નિષ્ફળતાથી, છતાં આ સ્ત્રીથી એ મનમાં મનમાં બહુ ડરતો. એને કોઇ વાતની ના પાડી શકતો નહિ. આથી એણે

બીજી રીતે વેર લેવાનું નક્કી કર્યું. એણે કિશોર તરફ ધ્યાન દોર્યું ને પોતાની યુક્તિ અમલમાં મૂકવા માંડી. કિશોર હવે M. B. B. S. ના છેલ્લા વર્ષમાં હતો.

એક દિવસ અચાનક ગામડામાં વિનોદના બાપદાદાના મકાનમાં રહેવાને સુષમા ચાલી ગઇ. વિનોદ શહેરમાં જ રહ્યો. કિશોર પણ એની સાથે જ રહ્યો. શા કારણથી આમ બન્યું તે કોઇએ જાણ્યું નહિ. વિનોદ ગામડે કદી જતો નહિ. સુષમા શહેર તરફ કદી આવતી નહિ. વિનોદની યુક્તિ અમલમાં મૂકાઈ ગઈ. ધીમે ધીમે એણે કિશોરના મનમાં મા વિરૂદ્ધ ઝેર પૂરવા માંડ્યું. એ કેટલી ખરાબ છે, એનું ચારિત્ર કેટલું ભ્રષ્ટ છે વગેરે અનેક ખોટી વાતો ઉભી કરી. વળી બીજી તરફથી એને મોટી આશાઓ આપી. M. B. B. S. થયા પછી વધુ અભ્યાસ માટે ઇગ્લેંડ મોકલવાની વાત કરી. પોતે પૈસાદાર હોવાથી એની પાછળ છૂટે હાથે પૈસા ખરચવા માંડ્યા. અને સુષમાની ગેરહાજરીમાં બીજું લગ્ન પણ કર્યું. ફરી લગ્ન કરતી વખતે નવી સ્ત્રી સાથે પણ એણે શરત કરી કે 'કિશોરનું સ્થાન ઘરમાં પહેલું રહેશે.' આ બધું જોઇ લોકો મનમાં નવાઇ પામતા. ખરી હકીકતની કોઇને ખબર નહિ હોવાથી બધા એની વાહવાહ કરતા, ને સુષમાને ધીક્કારતા. પરિણામ વિનોદે ધાર્યું હતું તે જ આવ્યું. કિશોર પ્રથમ તો મા પર પૂર્ણ પ્રેમ રાખતો, પણ આવા ઝેરભર્યા વાતાવરણમાં રહેવાથી એનાં મનમાં પણ ઝેર રેડાઇ ગયું. મનમાં એ માને ધીક્કારતો થઇ ગયો.

લક્ષ્મી પણ સુષમાની સાથે જ ગામડે આવી હતી. ગામમાં સુષમાની સારી ખ્યાતિ જામી ગઇ. નવરાશની વેળાએ માંદા માણસોની સેવા કરતી, ગરીબ પીડીત જનોને મદદ કરતી, કદિક કદિક રમેશને યાદ કરી રડતી. આખા ગામના લોકો એને મુખે કિશોરના અનેક વખત ગુણગાન સાંભળી ચૂકયા હતા, એટલે એને દિકરા પર પ્રેમ હતો. વળી એ રમેશની છાયા હતો ને! એનું વિશાળ કપાળ, એની લાંબી કલામય આંગળીઓ, એની આંખ, ચહેરો... જાણે બધું જ રમેશનું—

'લક્ષ્મી, કિશોરનો કાંઇ કાગળ ના આવ્યો.' એક દિવસ સવારના રાંધતા રાંધતા એણે કહ્યું.

"હા, બહેન, શું હશે તે સમજાતું નથી." લક્ષ્મી સામે બેસીને ચોખા વીણતી હતી.

"હમણાં જ પરીક્ષાઓ પૂરી થઇ છે, એટલે આરામ કરતો હશે." સુષમાએ કહ્યું.

"એમ પણ હોય. ભગવાન કરે ને ભાઈ હેમખેમ હોય."

એ વિચારે સુષમા ચોંકી ઉઠી. તે બોલી: "તો બહેન, તું જરા શહેરમાં આંટો મારી મારી આવને! દોઢ વર્ષ એને અહીં આવ્યાને થઈ ગયું. છેલ્લા ત્રણ મહિનાથી એનો કાંઈ કાગળ જ નથી. જરા જોઈ આવે તો, બહેન! શહેર કાંઈ બહુ દૂર નથી.'

ત્રણ દિવસ પછી લક્ષ્મી સમાચાર લાવી કે એની પરીક્ષા તો પૂરી થઇ ગઇ હતી, એટલું જ નહિ, પણ એ બહુ સારા નંબરે પાસ થયો હતો. હવે વધુ અભ્યાસ માટે ઇગ્લેંડ જવાનો છે. પણ વખત બહુ થોડો બાકી હોવાથી, અને તેને બીજા મિત્ર સંબંધીઓને મળવાનું હોવાથી એ માને મળવા આવી શકે એમ નથી. પણ કિશોરે પોતાની મા માટે વાપરેલા શબ્દો લક્ષ્મીએ છુપાવી જ રાખ્યા. પથ્થર માફક આ શબ્દો સાંભળી સુષમા અંદર ચાલી ગઈ.

કિશોર ઇગ્લેંડ ઉપડી ગયો. છેલ્લે છેલ્લે પણ એણે માએ મોકલેલ કાગળ વાંચ્યા વગર ફેંકી દીધો. લક્ષ્મીને પણ ગુસ્સો ચઢયો, એટલે વિચાર્યા વગર આ વાત સુષમાને કહી દીધી. એ સાંભળી એનું મોં ધોળી પૂંણી જેવું થઈ ગયું.

બે વર્ષ એમ વીતી ગયા. કિશોરે માને

તો વિસારે જ મૂકી દીધી હતી. ઝેરભર્યાં વાતાવરણ, લાખ્ખુટ પૈસો, ને ખોટી દોરવણી આપનાર સાવકો બાપ: એણે માને ભ્રષ્ટ માની લીધી, ને મા સાથેનો બધો વ્યવહાર બંધ કરી દીધો. દંડા દિલે વિનોદ આ વેર વળાતું જોઈ રહેતો, ને મનમાં આનંદ પામતો. સુષમા એકલી જેમ તેમ દિવસો પસાર કરતી. ગામડામાં એને ગમતું નહિ. હવે કિશોર તરફથી કોઈ જાતનો કાગળ નહોતો. એને લખેલા પત્રોનો જવાબ પણ નહોતો. એક રાતે અચાનક ચૂપકીથી વિનોદ આવી ચઢ્યો—કિશોરનો એક કાગળ સુષમાને વંચાવવા. કિશોરે લખ્યું હતું: "મારી માના કાગળો મળ્યા છે. પણ એના જવાબ હું આપવા માગતો નથી. તમે મળો ત્યારે એને જણાવી દેજો કે મારી અને એની વચ્ચેનો સંબંધ ઘણા વખતથી પૂરો થઈ ગયો છે. હું હવે એ સંબંધ ફરી બાંધવા માગતો નથી. હું બે મહિના પછી પાછો આવી પહોંચીશ. પણ તમે એને જણાવી દેજો કે મારી પાસે આવવાનો કે મને મળવાનો એ કોઈ જાતનો પ્રયાસ કરે નહિ. કલંકિની સ્ત્રી સાથે હું કોઈ જાતનો સંબંધ રાખતો નથી." આ વાંચી સુષમા મૂર્છા ખાઈ ઢળી પડી. ઠંડુ વેર વાળી વિનોદ પાછો ફર્યો. ચાર કલાકે એની મૂર્છા વળી, પણ ત્યારે એનામાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. શરીરની બધી શક્તિ હણાઈ ગઈ, ને એક રાતમાં જ બુઢાપો આવી ગયો.

કિશોર પાછો આવી ગયો. શહેરમાં જ એણે દવાખાનું ખોલ્યું. વિનોદની ઓળખાણથી પ્રેક્ટીસ થોડા વખતમાં જામી ગઈ. વળી એ પોતે પણ હોંશીઆર હોવાથી દરદીઓની એને ત્યાં ભીડ રહેતી. માને મળવા એ ગયો નહોતો. સુષમાએ પણ કોઈ જાતનો સંદેશો મોકલાવ્યો નહોતો. એના જીવનનો જાણે અંત આવી રહ્યો હતો. પાંત્રીસ વર્ષે તો એ એંસી વર્ષની બુઢ્ઢી જેવી લાગતી. ને જોબન પર લાખો ગાંડા થતા, તે કરમાઈ ગયું હતું. શરીર પીળું અને કૃષ બની ગયું હતું. પણ લક્ષ્મી એક દિવસ કિશોર પાસે પહોંચી ગઈ, ને એણે એની ખૂબ ઝાટકણી કાઢી; ખૂબ મહેણા માર્યા. પરિણામે તે રાતે કિશોર છાનોમાનો માને જોવા ઉપડી ગયો—ઘૃણા ભરેલા દિલ સાથે. જો કે માનો એણે ત્યાગ કર્યો હતો, છતાં એના હૃદયમાં માં માટે અગાધ પ્રેમ હતો. મા વગર એને ગોઠતું નહિ. ફક્ત એના મનમાં એટલો જ કચવાટ હતો: "અરેરે, મારી મા આવી!" આથી લક્ષ્મીના મ્હોંએ અપમાન અને શિખામણના શબ્દો સાંભળ્યા ત્યારે એ માને મળવા ઉપડી ગયો. અંધારી રાતે કોઈને ખબર ના પડે એ રીતે એ ગામ પહોંચી ગયો, ને લપાતો છુપાતો ઘર પાસે આવી પહોંચ્યો. બહાર ઓસરીમાં એક ચટાઈ નાખી સુષમા સૂતી હતી. એની આંખમાંથી આંસુ જાણે હજી ટપકી રહ્યાં હતાં. એના ડુસકાં જાણે અર્ધ ઉંઘમાં પણ ચાલુ હતા. એનું રૂપ, એનો વેશ, અને અર્ધ ગાંડા જેવી એની હાલત જોઈ કિશોરના હૃદયમાં કાંઈનું કાંઈ થઈ ગયું.

વધુ વખત મન કાબુમાં નહિ રાખી શકાય એમ માનીને એ ભાગી છૂટ્યો. તે રાતે એ જરા પણ ઉંઘ્યો નહિ. મુલાયમ તળાઈ ગોદડાં એણે પલંગ પરથી ફગાવી દીધાં, અને જમીન પર જ એ સૂઈ ગયો. ન સમજાય એવી વ્યથા એને સતાવી રહી. રહી રહીને કોઈ બોલી ઉઠતું, 'ગમે તેવી તોએ એ તારી મા છે, એણે તને દૂધ પાઈ ઉછેર્યો છે. તને ભણાવ્યો છે—એ તારી જનેતા છે.'

બીજે દિવસે એણે વિનોદને આ વાત કરી. હસીને વિનોદ બોલ્યો: 'માણસ સમાજને છેતરી શકે, પણ પોતાના આત્માને શું કદી છેતરી શકે? એણે શું કર્યું છે. એ તો મેં તને જણાવ્યું. હવે અંતર ડંખતુ હશે કે મેં ખોટું કર્યું.'

## અસમાન લગ્નનો
# પ્રતિબંધ

લેખક:
શ્રી. ગટુભાઈ ધ્રુવ

હિન્દુ સમાજમાં બાળલગ્નની પ્રથા સારડા કાયદો થયા પછી કેટલેક અંશે ઓછી થઈ છે. એ કાયદાનું કડક પણે પાલન થાય એવી વ્યવસ્થા રાખવામાં આવી હોત, અથવા તો છેક નાની ઉંમરમાં થયેલાં લગ્નો રદ કરી શકવાનો અવકાશ કાયદામાં રખાયો હોત, તો બાળલગ્નની પ્રથા આપણા સમાજમાં ઘણે મોટે ભાગે અત્યાર સુધીમાં નાબૂદ થઈ ગઈ હોત.

બાળલગ્નની કુપ્રથા ઉપરાંત વૃદ્ધલગ્ન અને અસમાન વયનાં લગ્નોની પ્રથા પણ આપણા સમાજમાં ઘણી પ્રચલિત છે. બીજવર હોય તેની ગમે તેટલી ઉંમર હોય તો પણ તેની પોતાની જ્ઞાતિ કે પેટાજ્ઞાતિ અગર ગોળમાં સોળ વર્ષથી મોટી કન્યા ભાગ્યે જ મળી શકે એવી સ્થિતિ પ્રવર્તે છે. કારણ કે એથી મોટી છોકરી ભાગ્યે જ કુંવારી હોય અને કુંવારી હોય તો તેનું સગપણ ન થઈ ગયું હોય એવું ભાગ્યે જ બને છે. એટલે કે ૩૫, ૪૦ કે ૪૫ વર્ષના વિધુરને પોતાની જ્ઞાતિમાં લગ્ન કરવું હોય, તો પોતાનાથી ૨૦-૨૫ અને ૩૦ વર્ષ નાની બાળા સાથે લગ્ન કરવાનું હોય છે. આ જાતનાં અસમાન વયનાં લગ્નોના બનાવ આપણા સમાજમાં થોડા બનતા નથી.

આ ઉપરાંત પૈસાના લોભે, કુળાભિમાનના મિથ્યા ખ્યાલમાં તણાઈને અથવા પ્રતિષ્ઠાનો ખોટો ખ્યાલ સેવનારાં અનેક માતપિતાઓ અને વડીલો પોતાની દીકરીઓને ઘણી મોટી વયના પુરુષો સાથે પરણાવે છે. સ્ત્રીપુરુષની વયમાં ઘણું મોટું અન્તર હોય તો શારીરિક દૃષ્ટિએ હાનિકારક છે એટલું જ નહિ, પણ એવાં દંપતીનો માનસિક મેળ ભાગ્યે જ મળે છે. યુવાન સ્ત્રી અકાળે વૃદ્ધ બની જાય છે, તેનાં ભૂતકાલનાં સ્વપ્નાં, આનંદ અને ઉત્સાહ ભાંગી પડે છે; પતિને બદલે, કોઈ વડીલના તાબામાં રહેતી હોય એવું તેને લાગ્યા કરે છે અને તેની મનોવાંચ્છનાઓ, જીવનનો ઉલ્લાસ અને સહચારની કલ્પનાઓ નષ્ટ થવાથી ઘણી વાર તે અનીતિને માર્ગે દોરાય છે.

આ સ્થિતિ અટકાવવા માટે, વરવધૂની ઉંમરમાં ઘણો તફાવત ન રહે એવી સ્થિતિ લાવવા માટે શ્રીમતી લીલાવતી મુનશીએ



ગયે વર્ષે જે બિલ ધારાસભામાં રજૂ કર્યું હતું તે સિલેક્ટ કમિટીને સોંપવામાં આવ્યું છે. એ બિલ આપણા સામાજિક સ્વાસ્થ્ય અને સામાજિક જીવન માટે અતિ અગત્યનું હોવા છતાં આપણા પ્રાન્તનાં છાપાંએ અને સમાજ સુધારા માટે તેમજ સ્ત્રીકલ્યાણ માટે પ્રયાસ કરતી સંસ્થાઓએ એ બાબત બહુ ઓછું લક્ષ આપેલું છે એ બહુ શોચનીય છે. વરવધૂની ઉંમરમાં ઘણો તફાવત રહેતો અટકાવવા માટે શ્રીમતી લીલાવતી મુનશીએ ધારાસભામાં બિલ રજૂ કર્યું તેને છાપામાં અને જાહેર

સભાઓમાં ટેકો આપવામાં આવ્યો હતો. પરંતુ વયનું વધારેમાં વધારે કેટલું અંતર હોવું જોઇએ, સગીર ઉંમરની બાળાઓને જ કાયદો લાગુ પાડવો કે મોટી ઉંમરની બાળાને પણ લાગુ પાડવો, એવાં લગ્ન કરનાર માતપિતાને શી શિક્ષા થવી ઘટે, વિધવા ફરી લગ્ન કરે તો તેને પણ એ કાયદો લાગુ પડે કે નહિ, વગેરે એ કાયદાને અંગેના પ્રશ્નો વિષે કોઇએ ભાગ્યે જ પોતાના વિચારો જણાવ્યા છે. શ્રીમતી લીલાવતીએ સમાજને ઘણો લાભકારક એવો કાયદો રજૂ કર્યો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે, પરંતુ તેમણે સૂચવેલી વય, શિક્ષા, વગેરે બધી બાબતો સાથે સંમત ન પણ થઈ શકાય, ઘણા સંમત નથી; તેમ છતાં જાહેર છાપામાં કે સભાઓમાં એ વિષે જોરશોરથી પોતાનો મત જણાવવાની આપણી શિક્ષિત જનતા અને સંસ્થાઓને જરૂર જણાય નથી એ નવાઈ જેવું છે. એ જાતની ઉપેક્ષાવૃત્તિ આલસ્યનું પરિણામ હશે કે સમાજને સ્પર્શતા કાયદા-કાનૂનો સમાજની સર્વ વ્યક્તિઓને પણ અંગત રીતે–પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પણ સ્પર્શે છે એ ખ્યાલનું ભાન ન હોવાને કારણે હશે?

ગમે તેમ હોય–એ બિલ જ્યારે સિલેક્ટ કમિટીમાં મોકલાયું છે ત્યારે તો, મોડા મોડા પણ, આપણે સહુએ એ પ્રશ્નનો ઝીણવટથી વિચાર કરી પોતપોતાના અભિપ્રાય રજૂ કરી શ્રીમતી લીલાવતી મુન્શીના તથા સિલેક્ટ કમિટીના કાર્યને મદદગાર થવાની આપણી ફરજ છે.

મને એમ લાગે છે, કે વરવધૂની ઉંમરનો તફાવત પંદર વર્ષથી વધુ તો ન જ હોવો જોઇએ. આ કાયદો માત્ર સગીર બાળાઓ માટે જ રહેવો જોઇએ, કારણ કે ઉંમરલાયક સ્ત્રી પોતાની ઇચ્છાથી અને પસંદગીથી મોટી ઉંમરના પુરુષ સાથે લગ્ન કરે તે સમાજને રુચિકર ન લાગે અથવા અભિપ્રેત ન હોય, તો પણ સમાજને કે કાયદાને તેમાં વચ-પડવાનો હક્ક ન હોવો જોઇએ. એટલે સગીર બાળા માટે જ આ કાયદો હોવો જોઇએ. મારા મત મુજબ આ જાતના સર્વ સામાજિક કાયદાઓ માટે સ્ત્રી તેમજ પુરુષને અઢાર વર્ષ સુધી નહિ, પણ એકવીસ વર્ષ સુધી સગીર ગણવાં જોઇએ. સીવીલ મેરેજ માટે લગ્ન રજીસ્ટર કરાવવાની ઉંમર એકવીસ વર્ષની રાખવામાં આવી છે, અર્થાત એકવીસ વર્ષ અગાઉ લગ્ન રજીસ્ટર કરવું હોય તો માતપિતા અગર વાલીની સંમતિની જરૂર રહે છે, તે જ મુજબ આ કાયદામાં અને બીજા બધા સામાજિક કાયદામાં એકવીસ વર્ષ સુધી છોકરા છોકરીઓ સગીર ગણાવાં જોઇએ એવો મારો મત છે.

એ રીતે જોતા વીસ વર્ષની બાળાનું પાંત્રીસ વર્ષ કરતાં મોટા પુરુષ સાથે લગ્ન ન થઇ શકે એવો આ કાયદો થાય. પંદર કે સોળ વર્ષની સગીર બાળાને તેના માતપિતા અગર વાલી એકત્રીસ વર્ષથી મોટા પુરુષ સાથે પરણાવે તો તે ગુન્હો ગણાય. શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય માટે તેમજ સુખી દંપતીજીવનની દૃષ્ટિએ આથી વધારે અંતર ઇચ્છવા યોગ્ય નથી. સોળ વર્ષની બાળા ચોત્રીસ–પાંત્રીસ વર્ષના પુરુષ સાથે લગ્ન કરે ત્યારે, એ બાળા જ્યારે પચીસ કે છવીસ વર્ષની થાય–ખરેખરી સમજ પૂર્વક જીવનની દૃષ્ટિ એને પ્રાપ્ત થાય અને બુદ્ધિશક્તિ, જીવનનો ઉત્સાહ, જોમ, આનંદાનુભવની તીવ્ર વાંછના વગેરે ખરી રીતે સતેજ થાય, તે વખતે પેલો પુરુષ પીસતાળીસ-પચાસની નજીકનો થવા પામે. એટલે એની જીવનદૃષ્ટિ, વિચાર, અભિપ્રાય, શારીરિક અને માનસિક ઉત્સાહ અને આનંદાનુભવની વાંછના અસ્ત પામવાની શરૂઆત થવા માંડે. એ રીતે જોતાં પંદરથી વધારે વર્ષનું અંતર સારૂં તો ન ગણાય. કાયદામાં કોઈ જાતની સમાધાની અને બાંધછોડ

કરવાની જ હોય છે, તેથી અને હિન્દુસમાજના અનેક સંજોગો તથા પરિસ્થિતિનો ખ્યાલ રાખીને વધારેમાં વધારે ઉંમરનું અંતર પંદર વર્ષનું હું સૂચવું છું.

આ કાયદો વિધવા માટે પણ સરખી રીતે લાગુ પડવો જોઇએ. બાળવિધવા અઢાર કે વીસ-બાવીસ વર્ષની હોય ત્યારે તેની સાથે લગ્ન કરનાર ચાળીસ અને પીસ્તાળીસ વર્ષની ઉમ્મરના પુરુષો પણ ઉમેદવારી કરે છે એવો મારો અનુભવ છે. વિધવા થઈ એટલે હવે એને ફરી લગ્ન કરવા માટે ઉંમરના અંતરનો બાધ નડે જ નહિ એવી ઘણાની માન્યતા હોય છે. વળી વિધવાને પરણવા ઇચ્છનાર, પોતે ગમે તેટલી ઉંમરનો હોય-પીસ્તાળીશ કે તેથી પણ મોટો-તો પણ ઓગણીસ વીસ કે બાવીસ વર્ષની યુવાન વિધવા સાથે જ તેને લગ્ન કરવાની ઇચ્છા હોય છે! જાણે કે એટલી વયની કન્યા અને વિધવાની શારીરિક અને માનસિક જરૂરીઆતોમાં ફેર હોય, એમ એ માનતો હોય છે. વસ્તુતઃ કન્યા અને વિધવામાં કોઈ પ્રકારનો ભેદ વયની દૃષ્ટિએ રહેવો ન જોઇએ.

આ કાયદાના અમલથી એકવીસ વર્ષથી વધારે વયની સ્ત્રીઓને બાકાત રાખવી જોઇએ. કારણ કે સમજપૂર્વક, પોતાની પસંદગી અને સ્વેચ્છાથી લગ્ન કરવા ઇચ્છનાર બાળા, એકવીસ વર્ષ ઉપરની હોય એટલે, પોતાને યોગ્ય લાગે તે ઉમરના પુરુષ સાથે લગ્ન કરવા સ્વતંત્ર હોવી જોઇએ. એવી સ્ત્રી પોતાનું હિત ન સમજે, અને વૃદ્ધ પુરુષ સાથે જીવન સંબંધ જોડે, તે ઇચ્છવા યોગ્ય તો ન ગણાય, છતાં લગ્ન એક દૃષ્ટિએ વ્યક્તિનો અંગત પ્રશ્ન હોઇ એ જાતની સ્વતંત્રતા તેને હોવી જોઇએ, એમ હું માનું છું.

એવી ઉંમર લાયક સ્ત્રી રોગી કે ગાંડા સાથે લગ્ન કરે તો સમાજ કાયદાથી તે અટકાવી શકે, કારણ કે તેથી પ્રજા રોગી અગર ગાંડી નીપજવાનું જોખમ રહેલું છે અને સમાજે તે સ્થિતિ અટકાવવી જોઇએ. ઉપર જણાવેલા કાયદાનો ભંગ કરનાર માતપિતા અગર વાલીને સખ્ત શિક્ષા થવાની વ્યવસ્થા કાયદામાં હોવી જોઇએ. આવા ગુન્હાઓ માટે સાધારણ રીતે દંડની શિક્ષા પૂરતી ગણવામાં આવે છે; પરંતુ પોતાની દીકરીને, તેના બચપણ અને અણુસમજનો લાભ લઈ ને, પોતાના સ્વાર્થ, લાભ અગર બીજા ખોટા ખ્યાલોને લીધે, ઘણી મોટી ઉંમરના પુરૂષ સાથે પરણાવી દઇ, તેનો ભવ બાળે, તેનું જીવન શુષ્ક, નીરસ અને દુઃખી કરી મૂકે તે માતપિતા અગર વાલી સમાજનો દ્રોહ કરે છે, એટલે તેને સમાજદ્રોહી તરીકે સખત શિક્ષા થવી જ જોઇએ. આ જાતના ગુન્હાની ફરિયાદ લગ્ન કરનાર બાળા પોતે, સમાજસેવાની ગમે તે સંસ્થા કે જવાબદાર વ્યક્તિ, તેમજ પોલીસ પણ કરી શકે એવી જોગવાઈ હોવી જોઇએ. (ભારતી)

---x---

( ગતાંકથી ચાલુ )

આ દુનિયાના જીવનનાં મહાચિત્રમાં સુખદુઃખના આછાઘેરા રંગ પૂરી જતો પ્રત્યેક દિવસ-રસધારા પ્રકટાવી જાય છે. પૃથ્વીપરના આયુષ્ય દરમ્યાન માનવીને કોઇ ભાવિસુખના દિવસ માટે પ્રયત્ન કર્યા કરવામાં વર્તમાન જીંદગી ખર્ચી કાઢવાની નથી, પરંતુ દિને દિને વહેંચાતું મધ મેળવી લઇને સંતૃપ્તિ મેળવી લેવાની છે. આ સંસાર ઉદ્યાનમાં વિહરવાનો અધિકારી બનેલો મનુષ્ય સદાની વહેતી કાળની મહાસરિતામાંથી આનંદની અંજલિઓ પ્રતિદિન પી લઇને એની લોકોત્તર તૃષા છિપાવે એ માટેનું આનંદનું જળાશય એને માટે સ્વયંસિદ્ધ જ છે. ઘણા દિવસો સુધી પ્રયત્નો કરીને તૂટી મરીને માણસ કૂવો ખોદે ને આખરે એક મઝાને દિવસે એને જળલાભ થાય એવી જીવનદષ્ટિ પ્રાજ્ઞોએ માનેલી નથી. આ જ અર્થમાં અમેરિકન વિચારક ડયુઇએ માનેલું છે કે, શાળાની કેળવણી એ કોઇ ભાવિ સુખી જીંદગી માટે તૈયારી કરવાનો સમય નથી; પણ એ કેળવણી મેળવવાના સમય દરમ્યાન પણ એમાંથી સુખ પ્રકટાવવાનું છે. આપણે જોઇએ છીએ કે, કુદરતે એક પણ ઋતુને અસુંદર બનાવી નથીઃ એક પણ ઋતુને નિષ્ફળ નથી રાખી. પૃથ્વીને શોભાવવા આવી પહોંચતી પ્રત્યેક ઋતુ પોતપોતાનાં ફળ લઇને આવી પહોંચે છે કે પ્રાણીઓ એમની મિઠાશ અનુભવીને સંતૃપ્તિ અને પુષ્ટિ પામે. અને અમુક જ વખત જોવા મળતાં ફળો ઉપરાંત કેટલાંક ફળો તો સતતપણે આવીને પોતાનું માધુર્ય આપ્યા જ કરતા હોય છે. કવિજનોએ એ ઋતુએ ઋતુનાં ગીત ગાયાં છે એ આપણે જોયું છે. માત્ર ઋતુઓમાં જ ક્યાંક સાચી દષ્ટિ સાંપડે તો દિનોદિનોમાં વહી રહેલી માંગલ્ય ધારા અનુભવી શકાય છે. જીંદગીને

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક :

**શ્રી. સવાઇલાલ ઇ. પંડયા**

*

આકાર આપવા માટે આવી રહેલોઃ એક એ દિવસ એ જીવનના લોહપટારાને ઘડવા પ રહેલો હથોડાનો ઘા નથી, પણ વહી રહેલો સુધા જળનો પ્રવાહ છે અને જીવન છોડ મૂળમાં પહોંચી જઇને એમાં પત્રો, પુષ્પો અને ફળોનો સમુલ્લાસ નિપજાવીને અદસ દિવ્ય, સર્જન શક્તિનો મહિમા પ્રકટાવી ર છે, અને સંસારની સુંદરતા સાથે સંવાદી બ એવી આકૃતિ પ્રત્યેક છોડને આપ્યા કરે છે.

ઉગી રહેલાં પ્રત્યેક વાર અને તિ આમ કલ્યાણ વાહક સૌંદર્યની સામગ્ર લઇને આવે છે, એ માન્યતાના મંડાણ ઉપર જ તિથિઓ અને વારોનાં કાવ્યો લખવાનો સંપ્રદાય શરૂ થયો હશે. સમથ સર્જકોએ એ પ્રકારનાં સરસ ગીતો રચીઃ ગુર્જર નારીનો ગીત વારસો વિસ્તારી દીધે છે. પરંતુ સર્વ સંપ્રદાયોમાં કાળક્રમે જેમ જડતા આવતી જોવામાં આવે છે એમ આમાં પણ તે દેખા દે છે. પછી તો કાવ્ય નામ ધારી પ્રત્યેક વ્યક્તિને માટે તિથિ વારોનાં ગીતો લખવાની જાણે પ્રથા જ થઇ પડી. પ્રકારમાં રહેલી સરલતાને લઇને યાંત્રિ



રીતે જાણે કે એનો વિપુલ ફાલ ઉતરવા માંડયો. માણસને મળતા વારસામાં કેવળ હીરા મોતી કે સોના મહોરો જ ગણનાપાત્ર નથી: દૈનિક સેવા આપતી સરસામાનની સામગ્રી પણ વડિલોપાર્જિત મિલ્કતનું મોંઘું સ્થાન પામે છે. એવું જ આ જાતનાં ગીતોનું છે. તે જરૂરી છે, સંગ્રાહ્ય છે.

કૃષ્ણ જીવનનાં કેટલાંક ગીતોનો આસ્વાદ આપણે લઈચૂક્યા છીએ માટે આ વખતે રામના જીવનને અનુલક્ષીને રચાએલી તિથિઓ જોઈએ.

## તિથિઓ

સખી, પડવે તે પહેલી તથ્ય સાંઢવીએ મનમાં રે,
રામ લક્ષ્મણ દોનુ ભાઈ ગયા વનમાં રે,
સખી બીજે ચડાવ્યાં બાણ ચાંપી ચરણે રે,
રાજા જનકની કુંવરી રઘુવીર પરણે રે.
સખી ત્રીજે ત્રિભોવન નાથ મરઘો લાવ્યા મારી રે,
આવ્યો આવ્યો લંકાપતિ રાય સીતા ગયો હરી રે.
સખી ચોથે તે સૂની મઢી એક લક્ષ્મણ દીસે રે,
એવાં સૂનાં સીતાજીનાં વન ત્યાં કાગ કળેળે રે;
સખી પાંચમે પોતાનો પંડ કલ્પના કરે રે,
રૂદન કરે રઘુવીર સીતા કોણ હરે રે?
સખી છઠ્ઠીના લખીયા લેખ ટાળ્યા નહિ ટળે રે,
વિધાત્રાના માંડયા અક્ષર ફેરવ્યા નહિ ફરે રે.
સખી સાતમે સંદેશો કાવ્યો વાંદર સાથે રે,
મેલ્યાં મેલ્યાં માંકડાં રીંછ એ રઘુનાથે રે.
સખી આઠમે અબળાની વારે અજોધ્યાના રાજા રે,
રામે ચડાવ્યાં સીતાનાં સેન ત્યાં વાંદર ઝાઝા રે.
સખી નોમે તે ન-રતે ને સ-રતે સીતાને કોઈ લાવો રે,
સભામાં શ્રી રઘુવીર બીડલું ફેરવે રે.
સખી દશમે દીધી ખબરો હનમાન જતિ રે,
બેઠાં આસો પાલવને ઝાડ સીતાજી સતી રે.

સખી એકાદશીએ સીતા વાળ્યાની છે આશા રે,
એવાં જાંબુ નિરમળ નીર ત્યાં હનુમાન ગ્યાત્તા રે.
સખી બારશે બાંધી પાળ પત્થર તાર્યા રે,
હવે લેવા સીતાની સંભાળ રામ પધાર્યા રે.
સખી તેરશે તલખે મન્ય મંદોદરી રાણી રે,
આવી ઉતર્યું દળ કટક સાગરનું પાણી રે.
સખી ચૌદશે લક્ષ્મણ વીર લંકાગઢ ઘેર્યો રે,
માર્યો માર્યો લંકાપાત રાય સીતા ગયો હરી રે.
સખી પૂનમે પડી રે ભરમ અયોધ્યામાં આવ્યા રે,
રામ લક્ષ્મણ દોનુ ભાઈ સીતા વાળી લાવ્યા રે.

રામ અને લક્ષ્મણ એ પરાક્રમી બાંધવોની યશગાથા કવિ વિચારી રહ્યા છે. તિથિઓનું અવલંબન લઇને ચિત્રોની પરંપરા એ આપણી આગળ રજુ કરે છે. પડવેએ એવા એ બે અદ્દભુત બાંધવોની જોડલીને વિશ્વામિત્રની સાથે વનમાં જતી ચિંતવીએ. બીજી તિથિએ અન્યથી ન ચડતું બાણ ચરણ ચાંપી રઘુવીર ચડાવતા દેખાય છે. જનકરાજાની કુંવરીને પરણે છે. ત્રીજી તિથિએ મૃગ મારવાની લીલા કરતા રામ અને સીતા હરી જતા રાવણ આપણી નજર સામે આવે છે. ચોથે સીતાજીની મઢી સૂની દેખાય છે. એકલા લક્ષ્મણ ઉભા છે. સૂની પર્ણકુટિ સામે કામ કળેળી રહ્યા છે. પાંચમે માનવી રામ કલ્પનાઓ કરતા કરતા રૂદન કરે છે. છઠીને દિવસે વિધાત્રાએ માંડેલા અક્ષર કોણ ફેરવી શક્યું છે? સાતમે સીતા માટે સંદેશો લઇને વાંદર, રીંછ અને માંકડાં દેશોદેશ ફરી વળ્યાં છે. આઠમે અયોધ્યાના રાજા અબળાની વહારે ચડે છે ત્યારે કુદરત આખી જાણે એમની બાજુમાં ઉભી રહે છે. માનવેતર પ્રાણીઓ વાંદરોનું સૈન્ય રચાઈ જાય છે. નવમીએ રાજસભામાં બીડું ફેરવાય છે કે ઋતુનો વિચાર કર્યા વગર સાવચેતીથી સીતાને લઇ આવો. દશમે હનુમાન જતિ જઇને ખબરો લઇ આવે છે કે સીતા સતી તો લંકા મધ્યે આસોપાલવનાં ઝાડ નીચે બેઠાં છે. એકાદશીએ સીતા પાછાં મેળવવાની આશા છાવણીમાં પ્રકટે છે કારણકે જાંબુવરણા નીર વાળા સાગરને પેલે પાર હનુમાન જઈ આવ્યા છે. બારશે પત્થર તારી પાળ બાંધી સીતાની સંભાળ લેવા રામ આવી પહોંચે છે. તેરશે મંદોદરી રાણી મનમાં વિમાસે છે કે આ તો દળકટક આવી પહોંચ્યું. ચૌદશે લક્ષ્મણ વીર લંકાગઢ ઘેરી લે છે, રાવણ રોળાય છે. પોતાનો ભારે પાડીને પૂનમને દહાડે બંને બાંધવો સીતાને લઈ આવીને અયોધ્યામાં વિજય પ્રવેશ કરે છે.

વેગીલી શૈલીમાં સાદા શબ્દોમાં કેટલાં ચિત્રોનો મનોહર વિસ્તાર કવિ આપણને બતાવી જાય છે! એક જ દિવસમાં માઇલોમાં વિસ્તરેલું ઉદ્યાન બતાવવા તત્પર થએલો ભોમિયો જેમ અતિ ઝીણી વિગત દેખાડવા થંભતો નથી, રમ્ય વનરાજિઓ તરફ અંગુલિનિર્દેશ કરતો કરતો પ્રેક્ષકોને ઉતાવળાં ડગલાં ભરાવે છે તેમ કવિ પણ મનોહર પ્રસંગો વિશાળ રમણીયતામાં આપણને ત્વરાથી ઘુમાવે છે.

દિવસે નાનાભાઈની વહુ ભાત લઈને આવતી. બેમાંથી એક ભાઇની વહુ આવે તે બન્નેનાં ભાત લાવે એવો નિયમ હતો. આજે આટલું મોડું થયું તો ય ભાત આવ્યું ન હતું એટલે મોટાભાઇએ પૂછયું :

'એલા આજ કોની ઘરવાળી ભાત લઇને આવવાની છે ?'

તુંગ્યાએ કહ્યું : 'આજ મારી લક્ષ્મી આવવાની છે.'

'એલા એ તો કાલ જ આવી હતી ને ! આજ તો મારી જાનકી આવવાની હશે, એટલે મોડું થયું એની ખબર નથી પડતી ? લક્ષ્મી તો વખતસર પહોંચી ગઇ હોત !'

'એ તો ભાઇ, કામ હશે એટલે મોડું થયું હશે. બાકી આવવાની તો મારી લક્ષ્મી જ.'

એમ બન્ને ભાઇ ટોળટપ્પા કરતા કામ કર્યે જતા હતા ને ભાતની વાટ જોતા હતા. બહેન તો બે વર્ષથી એના સંસારમાં દુઃખી ગઇ હતી ને આવી નહોતી.

એટલામાં ખેતરની પાળે માથેભાત લઇને આવતી બાઇ દેખાણી. મોટો કહે કે મારી જાનકી આવી ને નાનો કહે કે મારી લક્ષ્મી આવી. બન્ને જણા એને પોતાની વહુ આવી સમજતા હતા.

આજે મોડું થયું હતું એટલે બન્નેએ જાણે રીસાવાનો ઢોંગ કરવો એમ નક્કી કરી સામે ન જોવાનો નિશ્ચય કરી બન્ને પીઠ વાળીને કામ કરવા મંડી પડયા. પગરવ છેક નજીક આવીને અટકયો ત્યારે બન્ને હસી પડયા ને પાછું વાળી જોયું, તો બન્ને આભા બની ગયા. એમની આંખો ફાટી રહી. એ નહોતી જાનકી કે નહોતી લક્ષ્મી. એમની સામે તો એમની બહેન ભાત લઇને ઉભી હતી.

પોતાની બહેનને પોતાની વહુ હોવાની કલ્પના કરેલી. એથી શરમના માર્યા બન્ને લેવાઇ ગયા. બન્નેની આંખમાંથી આંસુની ધાર થઇ. બહેનને પત્ની સ્વરૂપે જોનાર આંખોનાં નૂર વિલાઇ જવાં જોઇએ, બહેનને પત્ની હોવાની કલ્પના કરનાર મન નાશ પામવું જોઈએ. એમના હૈયામાં ઝાળ વ્યાપી ને કાંઇ વિચાર કર્યા વિના બન્ને ભાઇઓએ પાસે પડેલ કુહાડીથી આત્મહત્યા કરી નાખી.

ઘણા વર્ષે મળવા આવેલી બહેન બન્ને ભાઈની આ દશા જોઇને હેબતાઇ ગઈ. ભાઇએ આત્મહત્યા કરી ત્યાં તો એને અંધારાં આવ્યાં. કાળી ચીસ પાડી એ દોડીને બન્નેને બાઝી પડી. ચેતનહીન પડેલા બે ભાઇની વચ્ચે બેસી એણે પણ આત્મહત્યા કરી.

લોકોએ આ વાત જાણી ત્યારે ભાઇ-બહેનના હેત માટે ગૌરવથી માથું હલાવ્યું ને માંગ્યા-તુંગ્યાના ભગિની-પ્રેમની-એમના નૈતિક ધનની પ્રસંશા કરી રહ્યા. લોકોએ એમના યાદમાં વડલો રોપ્યો ને આજે એ ઘેઘુર વડલો જતા આવતા લોકોને એમના ભગિની-પ્રેમની વાત કહે છે.

પાર્થિવ ધન કરતાં નૈતિક ધન-ચારિત્ર ધન અને આત્મબળ એ હિંદનું સાચું સંસ્કૃતિ ધન છે. ભારતવર્ષની સંસ્કૃતિનો આદર્શ આજે કુદરતને આંગણે સ્મરણ ધ્વજ ફરકાવે છે.

(જયકુમારમાંથી)

# આધુનિક જંતુવિનાશક પદાર્થો

લેખિકાઃ
કુ. લતિકા દલાલ, એમ. એસ. સી.

સૃષ્ટિના આદિકાળથી માનવી અને જીવજંતુ વચ્ચેનો કલહ ચાલતો આવે છે. કુદરતનો કાયદો છે કે દરેકને પોતાની હયાતિ માટે અન્ય પ્રાણી યા વનસ્પતિ ઉપર આધાર રાખવો પડે છે. માંસાહારી માણસ નાનાં પક્ષી કે પ્રાણી ઉપર જીવે છે: તો શાકાહારીનો મુખ્ય આધાર વનસ્પતિ અને તેની પેદાશો છે. એટલે જીવજંતુઓ ધાન્યના પાકમાં ઉપદ્રવ ફેલાવે એ શાકાહારી માનવીને શેનું ગમે ? એટલુંજ નહી, પણ કેટલાય જીવજંતુઓ આખીએ પૃથ્વીપર જીવલેણ રોગના ફેલાવાના નિમિત્ત છે. પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આનાથી બચવું કેમ ? ઉપાય એકજ છેઃ રોગોત્પાદક જંતુઓનો નાશ કરવાનોઃ ટૂંકામાં, સાધારણ રીતે તેમનો નાશ કરવો. આ કાર્ય માટે સામાન્યતઃ રાસાયણિક પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે. આવા જીવજંતુઓને મારવાના ઉપયોગમાં આવતા દ્રવ્યોના બે વિભાગ પાડી શકાય: (૧) ઉગતા છોડને સડી જતાં કે ઉભા પાકમાં ઉપદ્રવ ફેલાવતાં જીવ-જંતુઓનો નાશ કરવા માટે વપરાતા પદાર્થો. આ પદાર્થોને ફુગસંહારકો—Fungicides કહેવામાં આવે છે. (૨) જીવલેણ રોગના નિમિત્ત રૂપ હોય એવા જંતુઓના વિનાશાર્થે વપરાતા પદાર્થો. આ પદાર્થોને જંતુવિનાશક દ્રવ્ય (Insecticides) કહેવામાં આવે છે. કેટલાક રાસાયણિક પદાર્થો—જેવાં કે ચુનો, ગંધક, ફુગસંહારકો તેમજ જંતુવિનાક તરીકે વાપરી શકાય છે.

જંતુઓ ઉપર કઇ રીતે અસર કરે છે, તેના આધારે જંતુવિનાશક પદાર્થોના વિભાગ કરવામાં આવે છે: (૧) જે પદાર્થોના સ્પર્શથી જ જીવજંતુઓ ખલાસ થઇ જાય છે તેને સંસર્ગ ઝેર—Contact poison કહેવામાં આવે છે; (૨) જેના સ્પર્શથી જંતુઓને જરા પણ નુકશાન થતું નથી પણ જંતુઓ જ્યારે આ પદાર્થ ખાય છે ત્યારે જ તેમનો વિનાશ થાય છે, એટલે કે આ પદાર્થો જંતુઓના શરીરમાં જાય છે ત્યારે જ અસર છે, એવા પદાર્થોને પેટના ઝેરો—stomach poison કહેવામાં આવે છે.

હવે આપણે જીવજંતુઓનો નાશ કરવા માટે વપરાતા પદાર્થોનો વિસ્તારપૂર્વક વિચાર કરીએ. જૂના વખતમાં આપણા દેશમાં છોડને સડતા અટકાવવાને મીઠાનું પાણી છાંટવામાં આવતું કે બહુ થાય તો ગંધકના બારીક ભુક્કાનો છંટકાવ કરવામાં આવતો. ઇંગ્લાંડ જેવા બીજા દેશોમાં ખેતીવાડીને લગતાં જીવજંતુઓ માટે સોમલખાર વપરાતો. સોમલખારોમાં પેરીસ ગ્રીન તરીકે ઓળખાતો એક ક્ષાર છે. આનો સૌથી પહેલો ઉપયોગ પશ્ચિમમાં સને ૧૮૬૫ માં નોંધાયો હતો. આનો ઘણો સફળતાપૂર્વક ઉપયોગ બટાકાના પાકને નુકશાન કરતી અનેક જીવાત સામે થયો હતો. સને ૧૮૮૦ થી ૧૯૦૦ માં કદાચ આનો વપરાશ પશ્ચિમમાં સૌથી વધારે થયો હશે.

હિંદુસ્તાનમાં મોટા જથ્થામાં ભરી રાખેલુ અનાજ સડી ન જાય માટે મોરથુથાનો ઉપયોગ કરવામાં આવે છે. પણ મોરથુથુ ઘણો ઝેરી પદાર્થ હોવાથી અનાજને વપરાશમાં લેતાં પહેલાં સારી રીતે સાફ કરવું પડે છે. નહીંતર મોરથુથાની ઝેરી અસર થવાનો સંભવ રહે છે.

આપણે ત્યાં સાધારણ રીતે નવો પાક આવતાં જ વર્ષનું અનાજ ભરી લેવામાં આવે છે. અનાજને સડી જતાં અટકાવવાને ઘણા ઘરગથ્થુ ઉપાયો જાણીતાં છે. ઘઉં, ચોખા, દાળ વગેરેને દીવેલ દઇ ભરવામાં આવે છે અને વધુમાં પારો નાખવામાં આવે છે. આથી જીવડાં પડ્યાં હોય તો પણ મરી જાય છે. ગામડાંઓમાં ગાયનું છાણ, રાખ, અને પારાનું મિશ્રણ કરી તેની ટીકડીઓ બનાવી અનાજમાં મૂકવામાં આવે છે. આ ત્રણે વસ્તુમાં જીવાત મારવાનો ગુણ સમાયેલો હોવાથી અનાજ સડતું અટકે છે. વળી લીંબડાના પાનનાં કાપલાં કે લાલ સુકાં ખોરીયાં મરચાં પણ અનાજમાં મૂકવાથી તેમાં જીવાત પડતી અટકે છે.

હવે આપણે મચ્છર, માખી, માંકડ, જૂ વગેરે જંતુઓ જે જીવલેણ રોગના કારણરૂપ છે તેને કેમ દૂર કરવા એ વિષે થોડો વિચાર કરીએ.

લગભગ બે સદીથી તમાકુના છોડનું સત્ત્વ—જે નીકોટીન નામે ઓળખાય છે—જંતુવિનાશક તરીકે ઘણું જાણીતું છે. આ છોડનો બે રીતે ઉપયોગ કરવામાં આવે છે: (૧) તમાકુના છોડને સૂકવી તેનો ભૂકો કરી તે વપરાય છે; અથવા (૨) આ છોડના સત્ત્વને પાણી વડે કાઢી લઇને આ દ્રાવણનો જંતુવિનાશક તરીકે ઉપયોગ થાય છે. તે ખાસ કરી અમુક જાતનાં જીવડાંઓ માટે વપરાય છે.

ત્યાર પછી પાયરેથ્રમના ફૂલનાં સત્ત્વનો ઉપયોગ જંતુવિનાશક તરીકે ઘણો પ્રચલિત થયો. આ સત્ત્વનો ઉપયોગ સૌથી પહેલવહેલો ક્યારે થયો એની કોઇને જાણ નથી. પણ એમ કહેવાય છે કે કદાચ ઘણાં વખત પહેલાં કૉકેશીયામાં વસતાં લોકોએ આનો ઉપયોગ શરૂ કર્યો હતો, પણ આ વાત ખાનગી રાખવામાં આવી હતી. ત્યાર પછી આરમેનીયન નામના મનુષ્યે આ ફૂલના ભૂકાનો ઉપયોગ જંતુ–વિનાશક તરીકે સને ૧૮૨૮માં કર્યો અને એના પુત્રે આ ભૂકાને મોટા જથ્થામાં શરૂ કર્યું. ગ્નાડીન્જર કહે છે કે આનો ઉપયોગ શોધાયો પરશીયામાં અને ત્યાંથી ૧૮૫૫ માં અમેરીકામાં દાખલ થયો. પછી તો તેનો વપરાશ ધીમે ધીમે ઘણો વધી પડયો. ૧૯૩૯માં ૧,૩૫,૬૯,૪૦૦ રતલ પાયરેથ્રમના ભૂકાની દુનિયામાં વપરાશ હતી. બીજા વિશ્વયુદ્ધ સુધી જાપાન, યુગોસ્લેવીયા, કેન્યા અને ઇટલીમાં આનો સૌથી વધારે પાક થતો અને આ ચાર દેશો લગભગ દુનિયાભરમાં વપરાતું પાયરેથ્રમ પુરૂં પાડતા.

પાયરેથ્રમના છોડ ઉપર જ્યારે ફૂલ પુરા ખીલે છે ત્યારે તેને હાથથી ચૂંટી લઇ સૂકવી તેનો ભૂકો કરવામાં આવે છે. આ ભૂકાને હાયડ્રોક્વીનોન, કે પાયરોગેલોલ સાથે મેળવી અથવા તો ભૂકાનું ઘાસતેલમાં દ્રાવણ કરી જંતુવિનાશક તરીકે વપરાય છે. તે ખાસ કરીને મચ્છર માટે અકસીર છે. તેમજ તે વાંદા, ધનેડાં, દેડકાં અને ઉંદરો માટે પણ થોડે ઘણે અંશે વપરાય છે. આનો સૌથી મોટો ગુણ તો એ છે કે, તે છાંટતાની સાથે જ જીવડાં નીચે પડે છે અને તરત મરણ પામે છે. પણ એની અસર લાંબો વખત ચાલતી નથી. એટલે આ દ્રવ્યને બીજા જંતુવિનાશક સાથે મેળવવામાં આવે છે.

આ ઉપરાંત જંતુવિનાશક પદાર્થોમાં ડેરીસના મૂળીયાનું સત્વ રોટેનોન જંતુવિનાશક તરીકે ઘણું જાણીતું છે. આનો મુખ્ય પાક મલાયામાં થાય છે. આ છોડનાં મૂળીયાનો ઉપયોગ સૌ પ્રથમ ૧૬૬૫માં નોંધાયેલો છે. માછલીઓ પણ તેનાથી મરી જાય છે. ઓક્સલે (Oxley) નામના વૈજ્ઞાનિકે સને ૧૮૪૮ માં ડેરીસના મૂળના સત્ત્વને સીંગાપુરમાં જાયફળનાં ઝાડ પર થતી જીવાત કાઢવા માટે વાપરવાનું સૂચવ્યું. ચીનમાં આ પદાર્થ જંતુવિનાશક તરીકે ઘણા વખતથી વપરાય છે. પણ તે જંતુવિનાશક

તરીકે ૧૯૨૦માં પ્રસિદ્ધિમાં આવ્યું અને ત્યાર પછી તો એનો જંતુવિનાશક તરીકે ઉપયોગ જોતજોતામાં વધી પડયો. તે એટલે સુધી કે ૧૯૩૯માં અમેરિકામાં ડેરીસના મૂળીયાની ૪૦ લાખ રતલ જેટલી આયાત હતી. ડેરીસની પ્રસિદ્ધિનું કારણ શોધવું કંઇ અઘરૂં નથી. ગરમ લોહીવાળા પ્રાણી કે મનુષ્ય ઉપર તે કોઈ પણ રીતે હાનિકારક નથી. વળી છોડ પર પણ ઘણી સહેલાઈથી વાપરી શકાય છે. કારણ કે, તેને પણ બીજી કોઈ રીતે તે નુકશાન કરતું નથી. આ છોડના મૂળિયાને સૂકવી તેનો ભૂકો કરી, અને તેની સાથે માટી અબરક વગેરે મેળવવામાં આવે છે, અને પછી તેનો જંતુવિનાશક તરીકે ઉપયોગ કરવામાં આવે છે. જો એને પ્રવાહી તરીકે વાપરવું હોય તો સુકા મુળીયાના સત્ત્વનું ક્લોરોફોર્મ કે એવા કોઇ બીજા પ્રવાહીમાં દ્રાવણ કરી, આ દ્રાવણને યોગ્ય પ્રમાણમાં બીજા પ્રવાહી સાથે મેળવી વાપરવામાં આવે છે. હાલમાં ડેરીસનું સત્ત્વ ઘરમાં થતી નાની જીવાત, માખી તેમજ ઢોરપર થતાં જીવડાં-જેવાં કે બગાઇ-માટે વપરાય છે.

ઉપર વર્ણવેલાં ત્રણ જંતુવિનાશકો એટલે કે તમાકુના છોડનું સત્ત્વ નીકોટીન, પાયરેથ્રમના ફૂલનું સત્ત્વ પાયરેથ્રીન અને ડેરીસના મૂળીયાનું સત્ત્વ રોટેનોન કુદરતમાંથી મળી આવેલાં છે. અને લડાઇ પહેલાં આ ત્રણેની જંતુવિનાશક તરીકે ઘણી મોટી વપરાશ હતી. પણ બીજું વિશ્વયુદ્ધ થતાં-એટલે કે જાપાનના યુદ્ધમાં પગલાં મંડાતાં-પાયરેથ્રમ મળતું બંધ થયું અને વધારામાં મલાયા દુશ્મનના હાથમાં જવાથી રોટેનોન પણ મળતું બંધ થયું અને આથી આવા કટોકટીના વખતમાં જ્યારે ઉભા પાક અને ધાન્યને જંતુઓના ઉપદ્રવથી સંરક્ષવાની જરૂર પડી અને તેથી વિશેષ તો મેલેરીયા, ટાયફસ જેવા જંતુઓથી ફેલાતા જીવલેણ રોગથી લશ્કરને બચાવવાની ફરજ પડી ત્યારે વૈજ્ઞાનિકોનું ધ્યાન અન્ય બનાવટી પદાર્થો પર પડયું.

આ અરસામાં એટલે કે લગભગ ૧૯૩૯ માં સ્વીટ્ઝરલેન્ડની બાસ્લે પ્રયોગશાળામાં ડી. ડી. ટી. નામના પદાર્થના જંતુવિનાશક ગુણો નોંધાયા હતા. આનો પહેલો ઉપયોગ સ્વીટ્ઝરલેન્ડમાં બટાકાના પાકમાં પડેલી જીવાત સામે થયો અને આમાં સફળતા મળી, પણ એને વિશેષ પ્રસિદ્ધિ મળી સને ૧૯૪૩ માં. તે વખતે ઇટલીના નેપલ્સ શહેરમાં ટાયફસ તાવનો ભયંકર રોગ ફાટી નીકળ્યો હતો. ત્યાંના લોકોને અને લશ્કરને આ રોગમાંથી બચાવવાને ડી. ડી. ટી. ને આખા શહેરમાં તેમજ લોકોના પહેરવાનાં કપડામાં પણ સારી રીતે છાંટવામાં

---

## નોબેલ પ્રાઇઝ વિજેતા
## ડૉ. શ્રીમતી કોરી

*

ડૉ. મીસીસ કોરી ઝેકોસ્લોવેકિઆમાં પ્રેગમાં જન્મ્યાં છે. અને ૧૯૨૨માં અમેરિકામાં આવી વસ્યા છે. ૧૯૨૮માં તેમને અમેરિકન નાગરિક તરીકેના હક્ક મળ્યા છે. નોબલ પ્રાઇઝ જીતનાર ત્રણ અમેરિકન દંપતીઓમાંના તેઓ એક છે. આ ઇનામ તેમને તેમના પતિના ભાગમાં મળ્યું છે. સાયન્સની શોધખોળનું પહેલું ઇનામ મેડમ ક્યુરી અને ડૉ. ક્યુરીને ૧૯૦૩માં મળ્યું, અને તે પછી ક્યુરીની દીકરી મીસીસ ઇરીન ક્યુરી જુલીએટ અને તેના પતિ ફ્રેડરીકને ૧૯૩૩માં મળ્યું. ૧૯૪૭માં ડૉ. મીસીસ કાર્લ એફ કોરી અને તેમના પતિ ડૉ. કોરીને મળે છે. આ ઇનામ તેમને શરીરની અંદર ચરબીમાંથી સાકર બનાવવાની શોધખોળ માટે અપાયું છે. સ્ટોકહોમમાં આ દંપતી જશે અને ત્યાં તેમને ૫૦ હજાર ડૉલરનું ઇનામ આપવામાં આવશે, કેમકે આખા એક લાખ ડૉલરના ઇનામમાં બીજા એક ડૉ. હાઉસે ભાગીદાર છે.

આવ્યું. પરિણામે આ જ્વર ફક્ત ત્રણ અઠવાડીયામાં જ તદ્દન કાબુમાં આવ્યો. આ રીતે ડી. ડી. ટી.ના જંતુવિનાશક ગુણો એ યુદ્ધની એક મહત્ત્વની શોધ ગણાય. ડી. ડી. ટી ઘણાં જંતુઓ સામે અસરકારક પૂરવાર થયું છે. માખી, મચ્છર, માંકડ, જૂ, કીડી, મંકોડા ઉધઈ, ચાંચડ, કીડી, વાંદા, કંસારી તથા અનાજમાં પડતી જીવાત–ભૂંડ, ઇયળ વગેરે ઘણાં જંતુઓ તેનાથી નાશ પામે છે.

તેના પાંચ ટકા દ્રાવણમાં યા તેના બારીક ભૂકા તરીકે ડી. ડી. ટી ભીંત વગેરે જ્યાં જ્યાં માખી, મચ્છર, કે બીજા જંતુઓ બેસતાં હોય ત્યાં છાંટવાથી આ જંતુઓ ટૂંક સમયમાં મરી જાય છે. આની અસર લગભગ બે મહિના સુધી ચાલે છે. આ જ પ્રમાણે તે કંસારી, વાંદા વગેરેને માટે પણ વપરાય છે. કપડાં, પુસ્તકો, કબાટ વગેરેને એક ટકા દ્રાવણ વડે છાંટવાથી પુસ્તકોને ઉધઇ અને બીજી જીવાતથી બચાવી શકાય. તે જ પ્રમાણે પથારી ખાટલા વગેરે પર આ દ્રાવણ વાપરવાથી લગભગ છ મહીના સુધી માંકડના ત્રાસથી બચી શકાય. પાંચ ટકા ભૂકા તરીકે પણ ખાટલા તથા કબાટમાં મૂકવામાં આવે તોપણ તે જીવાત પર સારી રીતે અસર કરે છે. માથામાં જૂ કે ખોડો થયો હોય તો તે પાંચ ટકા પ્રમાણમાં ડી. ડી. ટી ભૂકાના સ્વરૂપમાં રાત્રે સૂતી વખતે ઘસીને ભરવો અને સવારે માથું ધોઈ નાખવું, જેથી જૂ મરી જાય છે અને ખોડો પણ દૂર થાય છે. વળી એમ પણ જોવામાં આવ્યું છે કે દસ ટકાના પ્રમાણમાં ડી. ડી. ટી નો ભુકો ફક્ત પડીકા વાળી ઘઉં, ચોખા, બીજું અનાજ કે કઠોળમાં નાખવાથી અનાજમાં જીવાત પડતી નથી. ઘર ધોળતી વખતે જો ચુનામાં ૧૦૦૦માં ૬ ભાગ ડી. ડી. ટીનું પ્રમાણ નાખવામાં આવે તોપણ તે માખી મચ્છર વગેરેની સામે અસરકારક નીવડે છે.

બીજા બનાવટી જંતુવિનાશકોમાં ગેમેક્ષેઇન નામનો પદાર્થ પણ હાલમાં ઘણો જાણીતો થઈ પડયો છે. આ પદાર્થના જંતુવિનાશક ગુણો ૧૯૪૨ માં ઇમ્પીરીયલ કેમીકલ ઇન્ડસ્ટ્રીમાં શોધાયા. ત્યાર પછી ધીરે ધીમે તેનો ઉપયોગ વધતો ગયો. તે સાધારણ રીતે ઘરમાં માખી મચ્છર માંકડ અને બીજાં જીવડાં સામે અસરકારક છે. તેની અસર જીવડાં પર જલ્દીથી થાય છે. પરંતુ તે ડી. ડી. ટી. ની માફક લાંબો વખત ટકતી નથી. કેટલાક પ્રયોગો પરથી એમ પુરવાર થયું છે કે ગેમેક્ષેઇન ખેતીવાડી તથા શાકભાજીમાં ઉપદ્રવ ફેલાવતી જીવાત સામે ઘણુંજ અકસીર છે. હાલમાં ઈગ્લાંડમાં આને લગતી ઘણી શોધખોળ ચાલી રહેલી છે. પણ તે આપણે શું કામ આવે? કારણ કે હિંદુસ્તાનનો પાક જૂદો અને વળી ત્યાં થતી જીવાત આપણા તો જોવામાં ન આવે. આપણા દેશમાં પણ ગેમેક્ષેઇનના જંતુવિનાશક ગુણો માટે મોટા પાયા ઉપર સંશોધન થવું જરૂરી છે. હાલમાં કાનપુરમાં આને લગતા કેટલાક પ્રયોગ હિંદમાં થતી જીવાત પર ચાલી રહેલા છે.

અત્યારે પણ ઇગ્લાંડ અને અમેરીકા જેવા દેશોમાં બીજા નવા બનાવટી જંતુવિનાશક પદાર્થો બનાવવા માટે સંશોધન ચાલે છે. પણ અત્યાર સુધીમાં જાણીતા જંતુવિનાશક દ્રવ્યોમાં ડી. ડી. ટી તો અનેરૂં જ છે. એ ઘણી સહેલાઇથી બનાવી શકાય છે, એટલું જ નહિ, પણ એ ઘણી જાતનાં જીવડાં ઉપર અસરકારક છે અને તેની અસર લાંબો વખત ચાલે છે. ખેતીવાડીમાં ગેમેક્ષેઇન કદાચ ડી. ડી. ટી કરતાં ચડીયાતું હશે. પણ એટલું તો ચોક્કસ છે કે કોઇ પણ જંતુવિનાશક બધાં જીવડાં પર કામ આવતું નથી. અમુક પદાર્થ અમુક જીવડાં ઉપર જ અસર કરે છે. આને માટે જંતુઓની શરીરરચનાને લગતું જ્ઞાન ઘણું જરૂરી છે. માનવીની જીવજંતુઓ સામેની લડતમાં ડી.ડી. ટી એક નવું પ્રકરણ ઉઘાડે છે.

# આપણાં રસોડાં



રસોડું એ આખા ઘરમાં સહુથી મહત્વનો અને સહુથી વધુ જરૂરતનો ભાગ છે, છતાં કમભાગ્યે આપણે ત્યાં સામાન્ય અને વચલા વર્ગના કુટુંબોના રસોડાંઓ જોતાં તેમાં ત્રાસ છુટે એટલી સંકડાશ, અસ્વચ્છતા અને અંધારૂં જ નજરે પડે છે. આખા કુટુંબને રાંધીને ખવડાવનાર આપણી અન્નપૂર્ણાઓનો દરરોજનો અરધો, અથવા અરધા કરતાં યે વધારે દિવસ સામાન્ય રીતે ઘરના આવા સાંકડા, અંધારા અને ગંદા ઓરડાઓમાં જ વીતે છે.

મુંબઈ જેવા શહેરોમાં જગ્યાની મારામારીને કારણે મધ્યમ અને ગરીબ વર્ગના કુટુંબોને એક અથવા બહુ તો બે ઓરડીઓમાં સમાસ કરી લેવો પડે છે. આટલી નાની જગ્યામાં રસોડા માટે, અલગ ભામની સગવડ તો ક્યાંથી જ થઈ શકે! પણ સભાગ્યે મુંબઈ જેવા શહેરમાં મધ્યમ વર્ગના માણસોને રહેવાના મકાનોમાં હવા ઉજાસ ઠીક હોય છે, ત્યાંના રહેનારાઓ ઘરની સ્વચ્છતા માટે સારી કાળજી રાખે છે, અને ઘણે ભાગે ચુલાઓનો અભાવ હોવાથી સઘડી ઉપર કોલસાથી જ રસોઈ કરવાની હોવાથી સ્ત્રીઓને ધુમાડો બહુ ખાવો પડતો નથી, એટલા ફાયદાઓ છે.

પણ નાનાં શહેરો અને ગામડાંઓનાં રસોડાં જોતાં તો આપણને ત્રાસ કેમ નથી થતો, એ જ નવાઈ લાગે તેવું છે. આપણી સામાન્ય પ્રથા એવી છે કે, મકાન એક મજલાનું હોય કે ત્રણ ચાર મજલાનું, પણ રસોડું તો ભોંયતળીએ જ જોઈએ. તેમાં પણ ઘર ગમે તેટલું મોટું હોય તો યે રસોડા માટે એકાદ નાની ઓરડી જ આપણે બસ થઈ પડતી માનીએ છીએ. આવી ઓરડીમાં હવા ઉજાસ આવવા માટે સાધન ઘણું જ અલ્પ હોય છે, એટલે ઉન્હાળામાં બીચારી રસોઈ કરનારી પરસેવાથી ન્હાઈ રહે છે અને ચોમાસામાં ભેજને લઈને શરદીથી હેરાન થાય છે.

એટલાં નાનાં એવાં રસોડામાં રોજના બળતણ માટે જોઈએ તેટલાં છાણાં લાકડાં વગેરે પણ ગોઠવવામાં આવે છે. ઉપરાંત, હવેજ મસાલા ઇત્યાદિ રાખવા માટે, ઘી તેલ, ગોળ વગેરે માટે અને વધેલી રસોઈ ઢાંકી મૂકવા માટે પણ એ જ ઓરડીમાં એકાદ નાનું એવું ટાંકું હોય છે, જેની ઉપર ધુમાડાના થરના થર બાઝી જાય છે. વળી મોટે ભાગે વાસણો માંજવા માટેની મોરી અને ચોકડી પણ આ રસોડાને એક ખૂણે જ રાખેલી હોય છે.

અને આવા ગંદા, અંધારા ઓરડામાં આપણી સ્ત્રીઓને સવારસાંજ મળી ઓછામાં ઓછા ચારથી પાંચ કલાક ગાળવા પડે છે. કુટુંબ મોટું હોય તો વળી સહેજે આઠ કલાક આ રસોડામાં જ વીતે.

ઘણા યે ઘરોમાં જમવા બેસવાની જગ્યાનો પણ રસોડાની અંદર જ સમાવેશ થઈ જાય છે, અથવા બહુ બહુ તો રસોડાની બાજુમાં એક નાની એવી ઓસરી કે પરસાળ જેવું હોય ત્યાં એ જગ્યા રાખવામાં આવે છે.

આ વસ્તુસ્થિતિથી આપણે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે એની અસ્વચ્છતા, અનારોગ્યતા અને સ્ત્રીઓને વેઠવા પડતા ત્રાસનો આપણને કદિ વિચાર સુદ્ધાં આવતો નથી.

વિચાર કરીને જોઇશું તો આપણી તંદુરસ્તીનો મુખ્ય આધાર ખોરાક ઉપર છે એ વાતની તો કોઇથી ના પડાય તેમ નથીજ. ખોરાક સ્વચ્છ, શુદ્ધ અને સાત્વિક રહે તેને માટે આપણે કાળજી રાખવાનો દંભ કરીએ છીએ, પરંતુ તે ખોરાક તૈયાર કરવાની જગ્યા અને ખાવાની જગ્યાની સ્વચ્છતા કે શુદ્ધતા વિષે આપણને મુદ્દલ વિચાર આવતો નથી.

ન્યાતવરાઓ પ્રસંગે જે રીતે ખાવાની વસ્તુઓ રંધાય છે અને તે માટે જે વાસણો વાપરવામાં આવે છે, તે જોઇને કોઈ પણ સ્વચ્છતાને ચાહનાર માણસને કમકમાટી ઉપજ્યા વગર રહે નહીં. પણ શ્રી. ભદ્રંભદ્રની વિચારપ્રણાલિ પ્રમાણે 'ભોજન પેટમાં જાય છે, ભોજનનું સ્થાન પેટમાં જતું નથી' અને એ ન્યાયે રસોડું અથવા રાંધવાના વાસણો પેટમાં જતાં નથી, એટલે આપણે કેવળ ખાવાની વસ્તુના સ્વાદ તરફ જ જોતાં શીખ્યા છીએ. રસોઈ કરનાર રસોઇ કરતાં પહેલાં નહાય અને છ મહિને કે વરસે માંડ કોઇકવાર ધોવાતો હોય એવો મુકટો કે અબોટીયું પહેરી લ્યે; જમનારા સહુ ન્હાઇને જમવા બેસે અને ઘણે વખતે જેને પાણીનો સ્પર્શ થતો હોય એવું જમવા માટે અલગ રાખેલું કપડું પહેરી લ્યે એટલે આખો સનાતન ધર્મ આવી ગયો. આ જાતની આપણી માન્યતા અને આપણો રિવાજ છે.

આ તો આપણી ગંદી આદતોની વાત થઈ, પણ રસોડામાં રાંધવા પેસનારી બીચારી સ્ત્રીની શી દશા થાય છે તેનો કોઇવાર આપણે વિચાર પણ કરીએ છીએ? સ્ત્રીઓને આપણે રાંધનારી જ માની લઇએ છીએ. ઘરના માણસોને રસોઈ કરીને જમાડવી એ સ્ત્રીની ફરજ છે એ વાતની ના નથી, કેમકે બધા એવા શ્રીમંત ન જ હોય કે પગારદાર રસોયો કે રસોયણ રાખી શકે, પરંતુ આખા જીવનનું સહુથી અગત્યનું અને જીવનને વસ્તુતઃ ટકાવી રાખવાનું કામ કરનાર સ્ત્રીને એ જ કામમાં પોતાના જીવતરને કેટલી હાનિ પહોંચે છે એ કદિ આપણે જોવાની તસ્દી લઇએ છીએ ખરા?

પહેલાં તો, રસોડામાં પૂરતો પ્રકાશ અને ખુલ્લી હવા ન હોવાના કારણે અને ધુમાડો આંખમાં જતો હોવાના કારણે તેમની આંખોને અને મગજને મોટું નુકસાન પહોંચે છે. બીજું, સાંકડી જગ્યામાં ચુલાની પડખોપડખ ઉભડક પગે બેસી રહેવાથી અને રસોઈમાં જોઇતી અનેક વસ્તુઓ લેવા મુકવા માટે વારંવાર ઉઠબેસ કરવાથી તેમના પગના સાંધાઓને અને પેટના સ્નાયુઓને નુકસાન થાય છે. ત્રીજું એવી અંધીઆર ઓરડીમાં, સવાર અને સાંજનો જે વખત આપણાં પુરૂષો ખુલ્લી હવાનો આસ્વાદ લેવાને લાયક માને છે તે જ વખતે કલાકો સુધી પુરાઈ રહેવાથી તેમના ફેફસાંને અને હૃદયને નુકસાન થાય છે.

પરંતુ સૈકાઓ થયાં આ બધી વાતોથી આપણે એટલા બધા ટેવાઇ ગયા છીએ કે આપણા વૈદ ડાકટરો પણ સ્ત્રીઓ માંદી પડે ત્યારે તેનાં કારણો તપાસવામાં ઉપલા કારણોનો કદિ વિચાર કરતા નથી. આપણે તો આ બાબત એક અનિવાર્ય આવશ્યકતા જેવી જ માની લઇએ છીએ. "રસોઈ ન કરે. તો પછી બીજું કરે શું?" એ દલીલ લાવી આપણે આમાંથી ઉગરવાનો કોઈ વિચાર જ કરી શકતા નથી. પરંતુ સ્ત્રીઓએ રસોઇ અવશ્ય કરવી. માત્ર એ રસોઈ કરવાનું કામ તેમને વેઠ જેવું ન લાગે, અને તેમાં તેઓ ખરો રસ લઇ શકે અને તંદુરસ્તીને મુદ્દલ હાનિ ન પહોંચે તેવી રીતે એ કામ કરવાની તેમને સગવડ મળે એટલું જ કરવાની જરૂર છે.

ગુંડાઓનો ભોગ થઈ પડેલી

# અપહૃત સ્ત્રીઓ



મહાત્મા ગાંધીજી

*

અપહૃત સ્ત્રીઓ અને બાળકોને શોધી કાઢી તેમના કુટુંબને પાછા સોંપવા, હિંદ અને પાકીસ્તાન તરફથી લાહોરમાં સંયુક્ત સંસ્થા રચવા માટે એક પરિષદ મળી હતી. તેમાં હિંદ તરફથી શ્રીમતી રામેશ્વરી નહેરૂ, શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય, કુ. મૃદુલા સારાભાઈ, શ્રી. સીતાદેવી, શ્રીમતી રાહનાદેવી વગેરે ગયાં હતાં.

પરિષદમાં અપહરણ થયેલી સ્ત્રીઓને પાછી સોંપવા ઉપર ભાર મૂકાયો હતો.

શ્રી. નિયોગીએ કહ્યું કે દેશી રાજ્યોના પ્રતિનિધીઓ પરિષદમાં હાજર નથી. પણ તેઓ માન્ય રાખશે એવી જાહેરાત કરવાની મને સત્તા મળી છે. પરિષદમાં સર્વાનુમતે કબુલ રખાયું હતું કે દરેક સંસ્થાનમાં અપહરણ થયેલી સ્ત્રીઓના આંકડા મેળવાશે અને એ બીજા સંસ્થાનને અપાશે. એવો નિર્ણય કરાયો હતો કે, અપહરણ કરાયેલી સ્ત્રીઓને પાછી સોંપવામાં મદદ કરનાર પોલીસ અફસરોને ખાસ ઈનામ અપાશે.

પરિષદમાં અપહરણ થયેલીને, પણ હવે જ્યાં છે ત્યાં રહેવા માગતી સ્ત્રીઓનો સવાલ ઉભો થયો હતો. આ સવાલ પર એવો નિર્ણય લેવાયો હતો કે, જે સંજોગોમાં સ્ત્રીઓના અપહરણો થયાં છે તે સંજોગો પ્રમાણે સ્ત્રીઓને મૂળ વાલીઓ અને માબાપો પાસે જવા દેવી. બેગમ લીયાકતઅલીખાન અને કુ. મૃદુલા સારાભાઈએ આ મુદ્દા પરની ચર્ચામાં ભાગ લીધો હતો.

સ્ત્રીઓને પાછી મેળવવાનું કાર્ય લશ્કરી સંસ્થાને પશ્ચિમ અને પૂર્વ પંજાબની સરકારોના સહકારમાં કરવાનું છે. આ કાર્યને બીન-સત્તાવાર રાજકીય કાર્યકરો ટેકો આપશે. આ માટે જરૂર હશે તો જાહેર સભાઓને સંબોધવામાં આવશે.

બીન-મુસ્લીમ અને મુસ્લીમ અફસરોની એક સંયુક્ત સમિતિ નીમવાનો નિર્ણય પરિષદમાં લેવાયો હતો. આ પેટા સમિતિ પરિષદના નીર્ણયોને અમલમાં મુકશે.

અમૃતસર અને લાહોર ખાતે ગૃહો સ્થાપવા અને અપહૃત સ્ત્રીઓ માટે છાવણીઓ રાખવાનો નીર્ણય લેવાયો હતો.

આ પરિષદનો હેવાલ સાંભળ્યા પછી મહાત્મા ગાંધીજીએ પ્રાર્થના સભામાં એ અપહૃત સ્ત્રીઓના પ્રશ્નનો ઉલ્લેખ કરીને જણાવ્યું હતું કે:—

એમ કહેવાય છે કે પાકીસ્તાનમાં ૨૫,૦૦૦ હિંદુ અને શીખ સ્ત્રીઓના અપહરણ થયાં છે. જ્યારે પૂર્વ પંજાબમાં ૧૨,૦૦૦ મુસ્લીમ સ્ત્રીઓનાં અપહરણ થયાં છે. કેટલાંક કહે છે કે આ આંકડાઓ વધુ પડતા લાગે છે; પણ મારે માટે તો એક પણ અપહરણ ખરાબ છે. માણસ આટલો અધમ કેમ બની શકે?

બંને પ્રાંતોમાંનો ઓછામાં ઓછો આંકડો ૧૨૦૦૦નો પણ કાંઈ ઓછો નથી. પરિષદમાં એમ નક્કી કરવામાં આવ્યું છે કે આ તમામ સ્ત્રીઓને બચાવવી જોઈએ અને તેમના કુટુંબોને પાછી સુપ્રત કરવી જોઈએ. આ બના-

વોએ તો બંને સંસ્થાનોને નીચું જોવડાવ્યું છે. જ્યારે બંને પક્ષો સમજુતી પર આવ્યા હોય કે આ સ્ત્રીઓને પાછી સોંપવી, ત્યારે કોણે વધુ અનીષ્ટ આચર્યું અને કોણે તે શરૂ કર્યું તે પ્રશ્નો અસ્થાને છે. મહત્વનો પ્રશ્ન તો આ અનીષ્ટને હવે દૂર કરવાનો છે.

શ્રીમતી રામેશ્વરી નહેરૂ અને શ્રીમતી મૃદુલા સારાભાઇએ પરિષદના કાર્યનો ટુંક અહેવાલ મને આપ્યો છે. તેઓએ એવું સુચન કર્યું હતું કે 'કેટલીક સ્ત્રીઓએ પાકીસ્તાન અને પૂર્વ પંજાબમાં જવું જોઈએ અને પોલીસ તથા લશ્કરી મદદથી આ સ્ત્રીઓને બચાવવાનું કાર્ય કરવું જોઈએ.' મારા અભિપ્રાય મુજબ આ પદ્ધતિ સફળ નહિ થાય.

વળી કહે છે કે કેટલાક સ્થળે કેટલીક અપહૃત સ્ત્રીઓની પોતાના કુટુંબમાં પાછા ફરવાની ઈચ્છા નથી, તેઓએ પોતાનો ધર્મ બદલ્યો છે અને તેમના લગ્ન થઇ ગયાં છે. પણ હું તે સાચું માનતો નથી. તેમનાં લગ્નો અને ધર્માન્તરો ફોક ગણવા જોઈએ અને એકે એક સ્ત્રી તેના કુટુંબને પાછી મળે તે જોવાની બંને સરકારોની ફરજ છે. કુટુંબોએ ખુલ્લા હાથે તેમને સ્વીકારવી જોઈએ. દુષ્ટ હાથોમાં પડવા માટે તેમને લોકમતે દેશવટો આપવો તે માફ ન થઈ શકે તેવી ક્રુરતા છે.

૨૫૦૦૦ સ્ત્રીઓના એટલી જ સંખ્યામાં પુરૂષોએ અપહરણ કર્યા હશે, આ તમામ શું ગુંડાઓ છે! આવું અનુમાન કરવું વ્યાજબી નથી. સારા માણસો તરીકે ઓળખાતા માણસોએ પોતાની જાતને લાંછન લગાડયું છે. તેઓએ મગજની સમતુલા ગુમાવી છે અને શીષ્ટતાના તમામ ખ્યાલો છોડી દીધા છે. આ સ્ત્રીઓને પાછી સોંપવા માટે લોકમત કેળવવો જોઈએ. બંને સરકારે પોતાનું સર્વસ્વ હોડમાં મુકી આ સ્ત્રીઓને બચાવવી જોઇએ અને બીજી વ્યક્તિઓ અથવા સંસ્થાઓની મદદ માંગી શકે છે, પરંતુ આ કાર્ય એટલું મોટું છે કે સરકારો જ તે હાથ ધરી શકે.

શ્રીમતી સુચેતા કૃપલાનીએ અપહરણ થયેલી સ્ત્રી નિર્વાસિતોની દુઃખદાયક હાલતનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે, લગભગ ૩૦૦૦ સ્ત્રીઓને શેખપુરામાંથી છોડાવીને અમૃતસરમાં લાવવામાં આવી હતી પરંતુ રાહત સંસ્થા તેઓને તેમનાં કુટુંબોને પાછી સોંપી શકી નહોતી.

વળી અમૃતસરમાં સ્ત્રીઓની એક છાવણીમાંથી સંખ્યાબંધ જુવાન છોકરીઓનો પત્તો નહોતો. મને ભય રહે છે કે પંજાબમાં ઘણા મોટા પ્રમાણમાં સ્ત્રીઓનો વેપાર ચાલી રહ્યો છે.

આપણી ઘણી બહેનો પાકિસ્તાનમાં ઘેરાઇ પડી છે. ત્યાંના લોકો તેમના પર અત્યાચારો કરે છે. એ બધી બહેનો બિચારી એવી રીતે ઘડાઈ છે કે આથી શરમની મારી મરી જાય છે. મારી સમજ પ્રમાણે એમને શરમાવાનું કશું કારણ નથી. કોઇક બહેનને મુસલમાનો બળજબરીથી પકડી જાય તો આપણો સમાજ માને છે કે એ હવે નકામી થઇ ગઈ, બગડી ગઇ. બાપ, મા, ભાઈ, ધણી બધાં જ એને તજી દે છે. આ ઘોર નિર્દયતા છે. હું માનું છું કે જે સ્ત્રીમાં સીતાનું તેજ છે તેને કોઈ અડી શકતો નથી. પણ આજે સીતા છે કયાં? અને બધી બહેનો તો કંઈ સીતા થોડી જ બની શકે? જેને જબરજસ્તીથી પકડી જવામાં આવે છે, જેના પર અત્યાચાર થયો તેનો આપણે તીરસ્કાર કેમ કરીએ? એ થોડી જ પાપી, અનાચારી, વ્યભિચારિણી છે? મારી દીકરી અગર મારી ધણીઆણીને પણ કોઈ પકડી જાય, તેના પર બળાત્કાર થાય તો તેથી હું કદી તેનો તીરસ્કાર ન કરૂં; તેને તરછોડી ન કાઢું. એવી કેટલીએ બહેનો નોઆખલીમાં મારી પાસે આવી હતી. મુસ-

# પેટના વાયુ માટે ઉપયોગી જીરૂં

પેટનો વાયુ અને શરીરની ગરમી મટાડવા માટે જીરૂં વખણાય છે. હીંગ સીંધવ સાથે જીરૂં આપવાથી અપચો, બાદીના રોગો જલદી મટે છે. વાયુ માટે તે ઉત્તમ દવા છે. ગોળ પીગળાવી તેમાં વાટેલું જીરૂં મેળવી ખવડાવવાથી હેડકીનાં ઉછાળા શાંત પડે છે; એ સુવાવડની ઉલટી બંધ કરે છે. ગોળમાં જીરૂં મેળવી ખવડાવવાથી વાત જ્વર, કફ જ્વર તથા ટાઢીઓ મેલેરીયા તાવ મટે છે. તાવની ગરમી તોડવામાં જીરૂં ઉત્તમ છે. (જીર્ણજ્વરમાં પણ જીરૂં આપવાની વૈદ્યોની વલણ જોવાય છે.) પેસાબની અટકાયત દૂર કરે છે–પેસાબની બળતરા ઓછી કરે છે. જીરાનો ઉકાળો બનાવી ન્હાવાથી ખસ–ખુજલી સાફ થાય છે.

હીંગાષ્ટક ચૂર્ણમાં અને ગ્રાઇપ વૉટર જેવી પરદેશી પેટંટ દવામાં જીરૂં આવે છે. ચુંક વાયુ, અજીર્ણ, ઉલટી ઝાડાની તથા અનેક બાલરોગોની તે સસ્તી અને સફળ દવા છે. મગજ પર લોહીનો ધસારો ઓછો કરવા સરકા સાથે વાટેલું જીરૂં આપવાનો રિવાજ છે. મગજના અનેક વ્યાધીઓનું ઉપલા પ્રયોગથી નીવારણ થાય છે. શેકીને લેવાથી તે કબજીયાત કરે છે. પાચક રોગોની તે રામબાણ ઔષધી છે. ત્રણે ઋતુમાં ત્રણે દોષોમાં જીરૂં આપી શકાય છે અને આખા દિવસમાં ચાર તોલા સુધીના પ્રમાણમાં આપી શકાય.

જીરાના વર્ગમાં ઘણી જાતો છે. પણ સાદુ જીરૂ ઉત્તમ જવાબ આપે છે. લાલ રજકણોની ન્યુનતાથી થતો પાંડુરોગ માખણ સાથે જીરાનું બારીક ચુર્ણ જો અપાય તો હમેશનો નાબુદ થઈ જાય છે.

છાસ સાથે જીરૂં વાટીને લેવાથી હરસ–મસા મટે છે. અનુભવીઓ જણાવે છે કે છાશ–જીરાની મેળવણી મોટા પ્રમાણમાં અપાય તો આંતરડાના રોગોમાં અચુક જવાબ આપે છે. ત્રણ કલાકે, એક તોલો ભુંજેલા જીરાનો ઉકાળો બનાવી પીવડાવવામાં આવે તો ડૉક્ટરોને મુંઝવી રહેલો જાલીમ સંગ્રહણી રોગ કાબુમાં આવી જાય છે. માખણમાં વાટેલું જીરૂં આપવાથી લોહીવા મટે છે. જીરૂં વાત–અપચાની સસ્તી દવા છે.

---

લમાન બહેનો પણ આવી હતી. ખરી વાત તો એવી છે કે આપણે સૌ બદમાશ બની ગયા છીએ. મેં એ બધી બહેનોને દીલાસો આપ્યો. શરમ તો બળાત્કાર ગુજારનારને આવવી જોઇએ. એ બાપડી બહેનોને શા માટે શરમાવું જોઇએ ?

તેઓને એવો ભય છે કે તેમનો સમાજ તેમને પાછી સ્વીકારશે નહિ. તેમનાં પતિઓ માબાપો, મિત્રો વગેરે તેમની તરફ નજર કરશે નહિ. હું મારાથી મુકી શકાય એટલા ભારપૂર્વક કહું છું કે સમાજે એ છોકરીઓને પાછી આવકારવી જોઇએ. એમાંની કેટલીક સગર્ભા છે, એમાં તેમનો પોતાનો કોઇ દોષ નહોતો. તેમણે પ્રસવેલા બાળકો પ્રત્યેનો વર્તાવ બીજા કોઇ પણ બાળકોના જેવો જ કાળજી અને માનભર્યો હોવો જોઇએ. આ બાળકોનો ધર્મ તેમની માતાઓનો જે ધર્મ હશે તે જ રહેશે. ઉંમર લાયક થયા પછી જેની ધર્મ બદલવાની ઇચ્છા થાય તે તેમ કરી શકે છે. જો આવી કોઇ છોકરી મારી પાસે આવશે તો મારા મંડળની બીજી છોકરીઓ પ્રત્યે જેવો વર્તાવ છે તેવો વર્તાવ તેની પ્રત્યે રાખવામાં આવશે. કોઇ દૈત્યના વિષયાંધપણાનો ભોગ થઇ પડેલી આવી છોકરીઓને ત્યાગી દેવામાં માનવતા નથી. એને માટે એ શરમજનક નહિ ગણવું જોઇએ.

હિંદના પ્રાંતેપ્રાંતમાં સ્થપાયેલ

# લોકનાટ્યસંઘ

*

પ્રાચીન કાળથી આપણા હિંદમાં લોક નાટ્યોનું સ્થાન છે. અગાઉ પ્રજામાંથી સંસ્કારી ગણાતા માણસો વર્ષના અમુક દિવસે રંગભૂમિ ઉપર નાટકો કરતા અને તે દ્વારા મોટા જનસમુહ પાસે સંસ્કાર–સંદેશ પહોંચાડતા. પણ ધીમે ધીમે એનું સ્થાન ભવાઈ જેવા તદ્દન હલકા સંબોધન સુધી ઉતરી ગયું. તેની રહી સહી કીર્તિ વેપારી–નાટય મંડળીઓ દ્વારા સચવાઈ રહી છે.

પણ આજથી પાંચ વર્ષ ઉપર તામીલનાડમાં પ્રખ્યાત કોંગ્રેસ કાર્યકર ડૉ. સુબ્રાયનનાં



પુત્રી શ્રી. પાર્વતી કૃષ્ણન ઇંગ્લાંડથી અભ્યાસ પૂર્ણ કરી હિંદુસ્તાન પાછા ફર્યાં ને તેમણે લોક નાટ્ય સંઘનું કામ શરૂ કર્યું ત્યારથી તેમણે આજ સુધી તેના મંત્રી તરીકે કામ કર્યું છે.

આ સંસ્થા આજે હિંદના તમામ પ્રાંતોમાં પોતાના થીએટરો ઉભા કરી રહી છે. કળાને લોકજીવનના આધ્યાત્મિક, નૈતિક અને સામાજીક–રાજકિય જીવનના એક ભાગ તરીકે માને છે અને એ દૃષ્ટિએ હિંદના પ્રશ્નો એ કળામાં ઉતારી જનસમૂહ પાસે રજુ કરવાનો આ સંસ્થાનો હેતુ છે. પ્રાંતે પ્રાંતે કળાના રૂપકો ભાષા અને સ્વરૂપ બદલાય છે છતાં હેતુ તો એક જ છે–આઝાદ હિંદનું નવસર્જન કરવાનો.

આ સંસ્થામાં હિંદના યુવાનો ને કળાકારો જોડાયા છે, એટલું જ નહિ, પણ ઉચ્ચ કુટુંબની સંસ્કારી કન્યાઓ પણ રંગભૂમિ ઉપર ઉતરે છે.



મુંબઈની શાખામાં સ્વ. દમયંતી સહાનીએ 'અલ્લાબેલી' માં કામ કરી પ્રેક્ષકોની વાહવાહ મેળવી હતી, પણ એ ઉછરતી કળાકાર કન્યા થોડાજ દિવસની માંદગી ભોગવી અવસાન પામી.



ઢીંગલી ઘરમાં શ્રી. દીનાબહેન

'ધરતીનાલાલ'માં સમૂહનૃત્ય.



અભિનય એ નાટકનું એક અંગ છે અને તેની સફળતા ઉપર જ નાટકની સફળતાનો આધાર છે. અમદાવાદમાં ભજવાયેલ 'અલ્લાબેલી' અને 'ઢીંગલી ઘર' માં કામ કરનાર શ્રી. દીનાબહેન સંઘવીને આ નાટ્ય સંઘે જ તૈયાર કર્યાં છે ને અભિનય દ્વારા એ જાણીતાં બન્યાં છે, ને અત્યારે 'શેણી વીજાણંદ' ફીલ્મમાં કામ કરે છે. એ જ રીતે પરપ્રાંતમાં પણ ઘણી



બહેનો કામ કરે છે. બંગાળીમાં શ્રી. નિમ્ની ભાદુરીનું નામ જાણીતું છે.

આજે અમદાવાદને આંગણે હિંદ ભરની લોક નાટ્ય સંઘની સંસ્થાઓની એક પરિષદ ભરાઈ છે તેમાં હિંદભરના કળાકારો–ત્રણસો જેટલા એકઠા થયા છે ને અમદાવાદની પ્રજાને તેમની કળાનો પરિચય આપે છે.



'મોચીની વહુ'માં શ્રી. નલિની મહેતા.



લીંબાડી નૃત્ય

# ન્યાયની



# અદાલતમાં

*

**અ**મદાવાદમાં એક ભાવસાર યુવતી ત્રણેક વર્ષથી વિધવા બની હોવાથી તેના મામા સાથે નરોડા રોડ ઉપર રહે છે તે શાક વગેરે લેવા માટે બજારમાં ગઈ હતી. ત્યાં તેને જમાલપુરમાં રહેતી હલીમા બીબી મળી હતી અને યુવતીને ફોસલાવી હલીમા બીબી તેને પાલણપુર લઈ ગઇ હતી. ત્યાં એક પોલીસની મદદથી તેને જબરજસ્તી કરીને બુરખો પહેરાવી પાકીસ્તાનમાં ઉપાડી જવા ટ્રેઈનમાં બેસાડી હતી, પણ પોલીસે તેમને પકડી પાડયાં ને હલીમા બીબી ઉપર કેસ કર્યો છે.

*

લાઠીમાં નજમુદ્દીન નથુભાઇ નામનો વોરો મુંબાઇમાંથી સવિતા નામની ૧૭-૧૮ વર્ષની યુવતીને ઉપાડી લાવ્યો હતો, તેને લાઠીના પોલીસ ઊપરીએ પકડી કોર્ટને હવાલે કરેલ છે. બાઈ પોતાનું નામ સવિતા કહે છે, પણ સાચું નામ ને હકીકત જણાવતી નથી. પણ એમ જણાય છે કે બાઈ મોટી રકમ સાથે આ વોરા સાથે નાસી આવી છે. વોરો શાન્તાકુંજમાં રહેતો હતો, માટે લાગતા વળગતાઓએ લાઠી રાજ્યને ખબર આપવી.

*

દીલ્હીમાં શીવદલાલ નામનો માણસ પોતાની પત્ની 'સરબતી સાથે રહેતો હતો. પણ પતિ પત્ની વચ્ચે રોજ કંકાસ થતો તેથી બાઈ કંટાળીને પીયર ચાલી ગઇ. તેથી શીવદયાળ એની સ્ત્રીને તેડવા સાસરે ગયો, પણ બાઈએ આવવાની ના કહી. એટલે તેણે સરબતીનું નાક કાપી લીધુ. આ માટે કેસ ચાલતાં દીલ્હીના મેજીસ્ટ્રેટે આરોપી શીવદયાળને સો રૂપીઆનો દંડ અથવા એક માસની સજા કરી.

*

મણીનગર (અમદાવાદ) માં રહેતા રાવલ અમરા શીવાની ગેરહાજરીમાં તેની સગીર છોકરીને મંછા હરીએ લાલચ આપી ફોસલાવી મણીનગરના સ્ટેશને લાવી ગાડીમાં બેસાડી દીધી. પછી અમદાવાદ લાવી તેનાં રૂપાનાં કડાં વેચી ત્યાંથી જ્યાં ત્યાં ગામડાઓમાં ફેરવતો. પાટણ તાબે વાગડોદ ગામે પકડાઇ જતાં ત્યાંની પોલીસે કેસ કરી આરોપી તથા શાન્તાને પાટણ લાવતાં આરોપીને જેલમાં મોકલી દીધો અને શાન્તાને હિન્દુસભાના મંત્રીએ જામીન ઉપર છોડાવી હિન્દુસભાને કબજે રાખીને મણીનગર તેના બાપને જાણ કરી છે.

*

સંહરૂક જીલ્લામાં નેહરાના વતની રાશી નામના માણસને તેના નાના ભાઇની પત્ની સાથે આડો વહેવાર હોવાના કારણે રાશીની પત્ની કાલુ ને તેની વચ્ચે ઝગડો થયો ને તેથી કાલુ પોતાની પાંચ વર્ષની નાની દીકરી ચંદુને લઇને પોતાને પિયર કટેવરા ચાલી ગઇ. રાશી તેને ફોસલાવીને પોતાની સાથે લઇ ઘેર આવવા નીકળ્યો પણ રસ્તામાં નહેરને કાંઠે તેણે તેની દીકરીને મારી નાખી ને તેની પત્ની કાલુને મરણતોલ માર મારીને નાસી ગયો. કાલુ ભાનમાં આવી એટલે ધીમે ધીમે પાસેના ગામે પહોંચી ને ત્યાંથી તેને તેનો ભાઇ આવીને બરવાળાની હોસ્પીટાલમાં લઇ ગયો. ત્યાં તે મરી ગઇ. આ કેસ ચાલતાં દીલ્હીના સેસન જજે તેને જનમટીપની સજા કરી.

*

મુંબઇમાં વરલીમાં બી.ડી.ડી ચાલમાં રહેતી ધેસુબાઈ ઉર્ફે ભાગીરથી બાઇ અમૃતને ગેરકાયદે બાળક અવતરતાં પોતાનું અપકૃત્ય છુપાવવા તેણે બાળકને જન્મતાં જ મારી નાખ્યું. તેથી પોલીસ કેસ થતાં મુંબઈ હાઇકોર્ટમાં બાઈ ને જન્મટીપની સજા થઈ.

# સૌરભ





તાજેતરમાં, કાશ્મીર પર દુશ્મનોના હલ્લા પછી કાશ્મીર રાજ્યમાં અનેક જાતના પરિવર્તનો–આર્થિક, રાજકીય અને સામાજિક થઇ રહ્યા છે; તેમાં શ્રીનગરની, રેડ ક્રોસ સોસાયટીની શાખાના ઉદ્દઘાટન પ્રસંગે પોતાની જીંદગીમાં સૌથી પહેલી જ વાર, પડદાનો ત્યાગ કરી, સભાનું પ્રમુખસ્થાન શોભાવનાર બેગમ અબ્દુલ્લાહ સૌ પ્રથમ છે. કાશ્મીરના શેરે અબ્દુલ્લાહના તે પત્ની થાય. છેલ્લાં કેટલાંય વર્ષોથી પતિની સાથે જ ઉભા રહી તેમણે રાજદ્વારી ક્ષેત્રમાં કામ કર્યું છે, પોતાના પતિના જેલવાસ દરમિયાન, અનેક સ્ત્રીસભામાં પ્રવચનો કર્યાં છે; અને જાહેર સભામાં ભાષણો કર્યાં છે. રાજ્યની અત્યારની ગંભીર પરિસ્થિતિને કારણે તેમણે પડદાનો ત્યાગ કર્યો છે; અને બીજી બહેનો પાસે પડદાનો ત્યાગ કરાવ્યો છે. અત્યારે તેઓ સ્ત્રીઓની 'બચાવ સમિતિ'માં અગત્યનો ભાગ લઇને સ્ત્રીઓને સ્વમાન અને પ્રાણના રક્ષણાર્થે શસ્ત્રોની તાલીમ આપી રહ્યાં છે. રેડ ક્રોસ શાખાના ઉદ્દઘાટન પ્રસંગે શેખ અબ્દુલ્લાએ પડદાનો ત્યાગ કરી પ્રમુખસ્થાને બેઠેલ પોતાની પત્ની સામે જોઇ ટકોર કરી હતી કે, "કાશ્મીર ઉપરના હુમલાએ આપણને મુશ્કેલીમાં મૂક્યાં છે, તેમ જ આપણામાં ક્રાંતિ પણ પેદા કરી છે—રાજકીય, સામાજિક અને ઘરગથ્થુ પણ. થોડા દિવસ ઉપર મને કલ્પના પણ નહોતી કે, મારી પત્નીના પ્રમુખપદે ભરાયેલ સભામાં મારે પોતાને ભાષણ કરવાનું આવશે."

*

રોમન કેથોલીક પંથમાં ધર્મોપદેશક લગ્ન કરવાં નહિ એવો આદેશ છે. પણ એ આદેશને છાપરે ચઢાવી મોં. ફ્રાન્સિસ શેવિયરે પોતે જ ૧૫૦ લગ્ન કર્યાં છે. આ બિશપ ઓસ્ટ્રેલિયામાં ડારવીન ખાતે રહેતા હતા. તેમનું વય અત્યારે ૭૫ વર્ષ જેટલું પાકટ છે. ૫૦ વર્ષ પહેલાં તેમણે લગ્ન કરવાની પ્રવૃત્તિ શરૂ કરી હતી. ત્યાં તેઓ પહેલાં જંગલી–રાની પ્રજામાં પ્રચાર કરવા ગયા હતા. એ જાતિમાં નાની નાની છોકરીઓએ ઘરડાઓની સાથે જ લગ્ન કરવાં જોઇએ એવો રિવાજ છે. આ કારણે એકેકને ૨૫–૨૫ સ્ત્રીઓ છે. કેટલીક છોકરીઓને તો જન્મતાં જ પરણાવી દેવામાં આવે છે. આને પરિણામે આ જાતિ દિવસે દિવસે ઘટતી ચાલી, ત્યારે શેવિયરે આના ઉપાય તરીકે આવી છોકરીઓ સાથે પોતે જ લગ્ન કરવા માંડ્યાં. એ છોકરીઓને પોતાના મિશનમાં રાખતા અને પુખ્ત વયની થતાં તેને સાથીદાર પસંદ કરી લેવાની જોગવાઇ કરી આપતા.

એવી એક દશ વર્ષની છોકરી સાથે તેણે લગ્ન કર્યાં અને તે મિશનમાં ગઇ ત્યારે તેનાં વડીલોએ તેનો પીછો પકડ્યો. અને જો છોકરી પાછી નહિ સોંપે તો ઠાર મારવાની ધમકી આપી. પરંતુ છોકરીની કિંમત ત્યાં ભાજી-મૂળા જેટલી હોઇ તેણે બે પાઉન્ડ જેટલી કિંમતનું અનાજ, તમાકુ અને કેટલીક પરચુરણ ચીજો આપી છોકરીનો સોદો કરી નાખ્યો.

ધીમે ધીમે શેવિયરની સ્ત્રીઓની સંખ્યા

વધતી ચાલી. શેવિયરે ખેતી માટે કેટલાક જુવાનીયાઓને પણ મિશનમાં રાખ્યા હતા. તેમને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ અપાતો હોય મિશનમાં યુવક યુવતીઓ વચ્ચે પ્રેમસંબંધ બંધાવા માંડ્યો અને તેથી રાની યુવકો પણ રાજી થયા. આવી રીતે અનેક દંપતીઓના આશીર્વાદ મેળવી બિશપ સાહેબ હમણાં રોમ ગયા છે.

*



મુંબઈનાં શરીફ મીસીસ મીઠાં લામ તેમના હોદ્દાની મુદત પુરી થતી હોવાથી નિવૃત્ત થનાર છે, તે પ્રસંગે તેમણે ખાણાનો મેળાવડો યોજ્યો હતો, તેમાં વડા પ્રધાને મીસીસ લામને તેમની સફળ કારકીર્દી માટે અભિનંદન આપ્યાં હતાં અને કહ્યું હતું કે દુનિયાભરમાં મીસીસ લામ પહેલાં ફક્ત બે સ્ત્રીઓ જ શેરીફ તરીકે ચુંટાઇ હતી. એક આજથી ૩૫૦ વર્ષ પહેલાં ૧૭ મી સદીમાં કાઉન્ટેસ ઓફ પ્રેમ બ્રોક અને બીજાં રેક્ષમાં એક બાઈ. આ સિવાય બીજી સ્ત્રીઓ શેરીફ તરીકે નીમાયાની હકીકત મળી આવતી નથી.

*

પ્રેગમાં આવતે વર્ષે સોકોલ ઉત્સવ ઉજવવાનું નક્કી થયું છે. એમાં પુરૂષો કરતાં સ્ત્રીઓને શારીરિક શ્રમમાં વધારે ભાગ ભજવવાનો છે. આમાં ૪૫ હજાર ઝેક લોકો ભાગ લેશે. તેમાં અઠ્ઠાવીશ હજાર સ્ત્રીઓ હશે. સોકોલ એ ઝેકોસ્લોવેકીઆની રમતગમતની સંસ્થા છે, અને તે દેશના ગામેગામમાં એની શાખાઓ છે. આ ઉત્સવ દ્વારા સ્ત્રીઓને રમતગમતમાં વધુ ભાગ લેતી કરવાનો આ સંસ્થાનો હેતુ છે.

*

ફીલેડેલ્ફીઆની જનરલ હૅસ્પીતાલમાં માનસિક સ્ત્રી–દર્દીઓ માટે સૌંદર્ય સાધનોનો વધુ ઉપયોગ કરવાનું ઠર્યું છે. ત્રણ સ્વરૂપવાન કાળા વાળવાળી સ્ત્રીઓએ હૅસ્પીતાલમાં એક ઓરડામાં લીપસ્ટીક, નખ રંગવાની શીશીઓ ને વાળના સાધનો જોતાં આનંદના અવાજો કર્યા હતા. તેમાંથી બે ને સામાન્ય ચિતભ્રમ અને એક તો તદ્દન ગાંડી થઇ ગઈ. પણ આ સાધનો જોતાં પોતે દુનિયાની સાથે હોય એમ શણગારની ચીજોનો ઉપયોગ કરવા મંડી હતી. આ સ્ત્રીઓને ફીલેડેલ્ફીઆની કલબ અને પ્રચાર સંસ્થા તરફથી એક વર્ષ ઉપર હૅસ્પીતાલમાં મોકલવામાં આવી હતી.

*

ચીનની સરકારના વડા માર્શલ ચાંગ-કાઈ–શેકની સાળી અને સુંગ કુટુંબની સૌથી નાનામાં નાની વિધવા બહેન મેડમ સુનીયાર સેન જેમની ઉંમર હાલ ૫૫ વર્ષની છે તેઓ અમેરિકાના લશ્કરના સેનાપતિ, જીરાલ્ડ ટેનીબામના પ્રેમમાં પડ્યા છે.

મેડમ સુનીયાર સેનને સુંગ કુટુંબમાં કલંક સમાન ગણવામાં આવે છે. તેમણે કુમાન્ટીંગ અને સામ્યવાદીઓ વચ્ચે સુલેહ સ્થાપવાની પણ હિમાયત કરી હતી અને તેઓ સામ્યવાદી છે; એમ પણ કેટલાક ચીનાઓ માની રહ્યા છે.

મેડમ સુનીયાર પર ચીની સત્તાવાળાઓ બારીક નજર રાખતા હતા અને તેમના અને અમેરિકન લશ્કરના કેપ્ટન જીરાલ્ડ વચ્ચેના

પ્રેમપત્રો ઉપરથી આ પ્રેમવાર્તા પકડાઈ છે.

કેપ્ટન ટેનીબામ એ એક ખુબસુરત યુવાન છે અને તેણે ચીનમાં યુદ્ધ ચાલતું હતું ત્યારે ચુંગકીંગમાં મેડમ સુનીયારની મુલાકાત લીધી હતી અને આ પછી તેમની મૈત્રી પ્રેમમાં પરિણમતી ગઈ હતી.

*

અમેરિકામાં લેઈકસકસેસ (ન્યુયોર્ક)માં યુનાઇટેડ નેશન્સ ઈન્ટીરીયમ હેડક્વાટર્સની બાજુમાં ૧૦ દેશનાં ૨૮ વિદ્યાર્થીઓની પ્રાથમીક સ્કુલ ચલાવાય છે. તેના ડીરેક્ટર મીસીસ લી ફ્રાઉસેસ છે. તેમણે અલબામાની યુનિ.માંથી રજા લઇને આ કામ ઉપાડયું છે. તેઓ બાળમાનસના ઉંડા અભ્યાસી છે અને તેમને આ બાળકોની માતાઓ સ્વયંસેવક તરીકે મદદ કરે છે.

*

'અમેરીકન મેડમ ક્યુરી'નું ઉપનામ પામેલ ૭૬ વર્ષનાં ડૉ. ફ્લોરેન્સ સાબીનને અમેરિકન સ્ત્રીઓના એસોસીએશનની હીલચાલ માટે ૧૯૪૭નો ચંદ્રક મળ્યો.

રોકફેલર ઈન્સ્ટીટયુટમાં અને નેશનલ એકેડેમી ઓફ સાયન્સમાં ચૂંટાનાર તેઓ પ્રથમ સ્ત્રીસભાસદ છે. અનેમેરી લેન્ડમાં બાલ્ટીમોરની જોન્સ હોપકીન્સ મેડીકલ સ્કુલના તેઓ પ્રથમ સ્ત્રી-પ્રોફેસર હતાં. ત્યાં તેમણે ૨૩ વર્ષ સુધી એકધારી નોકરી કરી હતી. ડૉ. ફ્લોરેન્સે આખી જીંદગી ક્ષય અને કેન્સરના કારણો અને બ્લડ કેમીસ્ટ્રીનું રીસર્ચ કામ કરી, ૬૭ વર્ષની ઉંમરે નિવૃત બની પોતાના સ્વદેશ કલરાડોમાં આવી કલરાડોની જાહેર તંદુરસ્તીની હિલચાલ શરૂ કરી છે.

*

મદ્રાસ ધારાસભાએ 'દેવદાસી' ખરડો પસાર કર્યો છે. અત્યાર સુધી આ પ્રાંતમાં ૧૬ કે તેથી વધુ વર્ષની વયની યુવતીઓને દેવને અર્પણ કરવામાં આવતી.

હવેથી આ કાયદા મુજબ 'દેવદાસી' બનાવવામાં મદદ કરનારનાર શખ્સને ૭ માસની સખ્ત કેદની સજા અથવા રૂા. ૫૦૦ દંડ અથવા બંને સજાઓ થઇ શકશે.

આ સિવાય અનીતિ વહેવાર સંબંધી ખરડામાં સુધારો કરતો ખરડો પણ પસાર કર્યો છે.

*

હિંદ પાર્લામેન્ટમાં આરોગ્ય પ્રધાન રાજકુમારી અમૃતકોરે 'ઇન્ડીયન નર્સીંગ કાઉન્સીલ'ની સ્થાપના કરવા સંબંધીનું બીલ રજુ કર્યું હતું.



શ્રી. રાજકુમારી અમૃતકોરે કહ્યું હતું કે: 'હાલમાં પ્રાંતોની નર્સિંગ કાઉન્સીલોની પ્રવૃત્તિને સંગઠિત કરનાર આ ધંધા માટે એક સરખું ધોરણ નક્કી કરનારી કોઈ મધ્યસ્થ સંસ્થા નથી. સૂચિત 'ઇન્ડીયન નર્સિંગ કાઉન્સિલ' દ્વારા નર્સ તેમજ મીડવાઇફ માટે એક સરખું શિક્ષણ અને એકસરખી તાલીમનું ધોરણ સચવાશે તેમજ હિંદભરમાં રજીસ્ટર થયેલી નર્સો અને મીડવાઈફ્ઝ માટે પરીક્ષા અને લાયકાતનું ધોરણ પણ આથી એકસરખું રહેશે. પાકીસ્તાન સહિત આખાય હિંદમાં હાલમાં માત્ર ૭૦૦૦ નર્સો અને ૫૦૦૦ મીડવાઇફ્ઝ

છે—જે આંકડો વસ્તીની સંખ્યા જોતાં ઘણો જ નાનો છે.

આ ખીલને આવકારતાં શ્રીમતી રેણુકા રૈયે કહ્યું હતું કે નર્સીંગનો ધંધો સમાજમાં માનવંત ધંધો બને એ માટેનાં પગલાં ભરાવા જોઈએ. આજે આ ધંધા પ્રત્યે એવી ઘૃણા છે કે લાયક વ્યક્તિઓ એ માટે હજુ બહાર આવતી નથી. આ દેશને ઓછામાં ઓછી ૮લાખ નર્સોની સેવાની જરુર છે. હું આશા રાખું છું કે સરકાર આ બાબત પર લક્ષ આપશે અને વધુ નર્સોની ભરતી કરી તેને તાલીમ આપશે.

બેગમ અઝીઝ રસુલે એવું સૂચન કર્યું હતું કે નર્સ તરીકે ભરતી થવા માટે અને તે ધંધા સામેની ઘૃણા નાબુદ થાય એ માટે સરકારે પ્રચાર કરવો જોઈએ. સરકારે નર્સોને સારા પગારો પણ આપવા જોઈએ કે જેથી આ ધંધામાં જોડાવા પ્રેરાય.

શ્રીમતી દુર્ગાબાઈએ કહ્યું કે : નર્સીંગના ધંધા પ્રત્યે સમાજમાં એટલો બધો તીરસ્કાર છે કે કસ્તુરબા ટ્રસ્ટ નીચે મદ્રાસમાં કામ કરતી સંસ્થાના માણસો નર્સોની ભરતી માટે ઘેર ઘેર ભટકયા હતા, પણ કોઈ ભરતી થવા માટે આગળ નહોતું આવ્યું. આ ધંધામાં કેટલીક મુશ્કેલીઓ પણ છે. નર્સને સખ્ત કામ કરવું પડે છે તેમજ સાથો સાથ તેઓની પરીક્ષાની પણ તૈયારી કરવાની હોય છે માટે એમનો અભ્યાસક્રમ હળવો રાખવો જોઈએ.

ચર્ચાનો જવાબ વાળતાં આરોગ્ય પ્રધાન રાજકુમારી અમૃતકૌરે કહ્યું કે, આ ધંધો શોભાવાળો છે અને એ માટે સરકાર તમામ પગલાં ભરશે.

*

અમેરિકન કાળું સૈન્ય ગઇ લડાઇ દરમ્યાન ઇંગ્લાંડમાં રહ્યું ત્યારે અંગ્રેજ યુવતીઓના સંસર્ગમાં તેઓ આવ્યા અને તેને કારણે દશ હજાર જેટલાં ગેરકાયદે બાળકો જન્મ્યાં. લશ્કર અમેરિકા ગયા પછી આ યુવતીઓ ઇંગ્લાંડમાં રહી ગઇ, અને તેઓ તદ્દન નાની ઉંમરની ને પોતાનાં બાળકોની સાર સંભાળ લઇ શકે તેમ ન હોવાથી અને તેમના માબાપ પોતાની પુત્રીઓનાં બાળકો કાળાં હોવાથી અંગ્રેજ સોસાયટીમાં ભળી શકે તેમ ન હોવાના કારણે પોતાનાં ઘરમાં રાખવા ના કહે છે, આથી એકથી પાંચ વર્ષનાં આવા બાળકોને લોકમદદથી ચાલતા ધર્માદાગૃહોમાં નીગ્રો વેલફેર સોસાયટીએ રાખ્યાં છે, તેમાંથી પાંચ હજાર આવાં બાળકોને અમેરિકા મોકલવા એ સંસ્થાના સંચાલકોએ સરકાર પાસે પરવાનગી માગી છે.

*

ઘણાં વર્ષો પર ગમે તેટલી મોટી ઉંમરનો આસામી વિધુર થતો તો તેને નાની ઉંમરની કન્યા લગ્ન માટે મળતી. હાલમાં પણ કેટલાક મુંજીપતિ વૃદ્ધો એ લાભ લીધા કરે છે. હવે આ સગવડ પણ બંધ થઈ છે. એટલે એવા ઉમર લાયક વિધુરોની કમબખ્તી જ થવાની. પણ જો વિધુરો વિધવા સાથે લગ્ન કરવાનું પસંદ કરે તો તે વળી પાંગરતું તો નહિ પણ કંઇક સુખી જીવન ગાળી શકે. પણ અહીં એક જુદો જ પ્રશ્ન ઉભો થાય છે કે "લાખો વિધવાઓ પુનર્લગ્નમાં પાપ સમજે છે." ધર્મ તેઓના તન મનમાં એટલો બધો ઓતપ્રોત થઈ ગયો છે કે "પુનર્લગ્ન કરતાં મૃત્યુ ઇષ્ટ છે." એમ તે વિધવાઓ સમજે છે. આથી નથી વિધુરોને લાભ, અને નથી વિધવાઓને ફાયદો. એક બાજુ વિધુરો મહાકષ્ટમય જીવન ગાળે છે, બીજી બાજુ વિધવાઓ કુટુંબને ભારરૂપ થઈ પડે છે. જો વિધવાઓને શિક્ષણ આપવામાં આવે અને આધેડ કે વૃદ્ધ પુરુષો 'પાછલાં વર્ષોની સહાયકારી'ની સમજ પકડે તો સોનું ને સુગંધ સાથે ભળ્યાં જેવું થાય. અને એમ

સમાજસેવકો પરનો કેટલોક ભાર ઓછો કરી શકાય.

પશ્ચિમના દેશોમાં એવી સગવડ છે કે પોતપોતાની ઉંમરનાં વિધુરો-વિધવાઓની સંખ્યા જોઇએ તેટલા પ્રમાણમાં છે. તેથી વૃદ્ધત્વ સુધી 'સહાયકારી' મેળવી લેવાય છે. ત્યારે હિંદમાં તો એ કરતાં જુદી જ પરિસ્થિતિ છે. સરખે સરખી ઉંમરના વિધુરો-વિધવાઓ મળવાં જ મુશ્કેલ છે. આથી 'સહાયકારો' શોધવી એ આકાશકુસુમ જેવી વાત થઇ પડે છે. આથી જ હિંદના વૃદ્ધોનો પ્રશ્ન-તેમના છેલ્લાં વર્ષોનો પ્રશ્ન ખૂબ જ કરુણ બની જવાનો છે. સાચા સમાજસેવકો વગર આ પ્રશ્નનો ઉકેલ આવવાનો જ નહિ. પરંતુ આપણે આશા રાખીશું કે જગતને ધર્મનું રહસ્ય સમજાવનાર હિંદ આ સવાલનો પણ સારો નિકાલ લાવ્યા વિના રહેશે જ નહિ.

*

પ્રાચીન ઇજીપ્તમાં કોઇ સ્ત્રી બાળહત્યા કરતી પકડાય તો તેને સખત શિક્ષા કરવામાં આવતી. મરેલા બાળકને તે સ્ત્રીના હાથમાં આપી ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી તેને જાહેર રસ્તા પર ઉભી રાખવામાં આવતી.

*

હિંદી રાજદ્વારી પુરુષો પરદેશી સ્ત્રીઓને પરણી શકે કે કેમ તે અંગેના જવાબમાં વડાપ્રધાને જણાવ્યું હતું કે, સામાન્યતઃ બધા દેશોમાં ઉચ્ચ દરજ્જો ધરાવતા રાજદ્વારી પુરુષો પરદેશી સ્ત્રીઓ પરણે તે ઇષ્ટ ગણાતું નથી, પરંતુ તે પર કશો પ્રતિબંધ નથી. પરદેશી સ્ત્રી સાથે પરણેલા પુરુષની નિમણૂંક કરતાં પુનર્વિચારણા કરવી જોઇએ. છતાં આ પ્રશ્ન વ્યક્તિગત ગુણાવગુણ પર જ નક્કી થશે. બેગમ એઝાઝ રસુલને જવાબ આપતાં પં. નેહરુએ કહ્યું હતું કે પરદેશોની નોકરીઓમાં યોગ્ય સ્ત્રીઓ રાખવા પર કશો પ્રતિબંધ નથી.



યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ ટ્રુમેનનાં પત્ની માને છે કે, તેનું પોતાનું સાચું સ્થાન પોતાના ગૃહમાં છે. તેણે હજી એક પણ પત્રકાર પરિષદ બોલાવી નથી. ગયા ઉનાળામાં, વોશિંગ્ટનના વર્તમાનપત્રોએ, પ્રમુખના પત્ની તરીકે તેના વિચારો જાણવા માટે કેટલાક પ્રશ્નો પૂછતી યાદી મોકલેલી. ગયા મહિને જ્યારે કેટલાક સ્ત્રી-પ્રતિનિધિઓએ શ્રીમતી ટ્રુમેનના મંત્રીની મુલાકાત લીધેલી, ત્યારે એ પ્રશ્નો અને એ પ્રશ્નોના જવાબ બહાર આવેલા.

તેમાંના કેટલાક પ્રશ્નો અને તેના જવાબો આ મુજબ હતાઃ

૧ પ્રશ્નઃ પ્રમુખની પત્ની માટે કયા ગુણની વધુ આવશ્યકતા હોવાનું તમે જરૂરી માનો છો?

જવાબઃ તંદુરસ્ત તબિયત અને વિકસેલો હાસ્યગુણ.

૨. પ્રશ્નઃ યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખની જગાએ કોઈ સ્ત્રી ચૂંટાય એમ તમે ધારો છો?

જવાબઃ ના.

૩. પ્રશ્નઃ તમે પોતે પુરુષ થવા ઇચ્છો છો?

જવાબઃ ના.

૪. પ્રશ્નઃ તમે તમારા પતિની પ્રવૃત્તિની

નોંધ રાખો છો? જવાબ: ના.

૫. પ્રશ્ન: અને તમારી? જવાબ: ના.

૬. પ્રશ્ન: તમારા પતિની વિરૂદ્ધની કોઇ ટીકા સાંભળી તમે વિહ્વળ થયાં છો?

જવાબ: ૨૫ વર્ષના રાજકીય વાતાવરણમાં રેવાયાં પછી, ટીકાઓ સાંભળવાને કેટલેક અંશે રેવાઇ ગયેલ છે.

૭. પ્રશ્ન: પોતે અમેરિકાના પ્રથમ સંમાનીય સ્રી છે, તેનાથી તેમને કદી વેદના થઇ છે?

જવાબ ન આપ્યો.

૮. પ્રશ્ન: જો તમારે પુત્ર હોય તો તેને અમેરિકન પ્રમુખ થવા માટે યોગ્ય તાલીમ આપશો?

જવાબ: ના.

પ્રશ્ન: જ્યારે તમારા પતિ પ્રમુખ નહિ હોય ત્યારે તમે શું કરશો? ને તમારા પતિને શું કરવા કહેશો?

જવાબ: ત્યારે અમે સ્વાતંત્ર્ય મેળવ્યું હશે.

*

પ્રાચીન ઇજીપ્તમાં ખરાબ ગણાતા સ્રી પુરૂષોને નદીમાં ધકેલી દેવામાં આવતાં. જે બચી જાય તે નિર્દોષ ગણાતા. ભાઇ બહેન કે પિતા પુત્રીના લગ્ન સારા ગણાતાં. તેમની ભાષામાં ભાઇ બહેન અને પુત્રી શબ્દનો અર્થ પ્રિયા પ્રિયતમા સરખો જ થતો હતો.

*

'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' પત્રમાં લંડનથી સર સ્ટેન્લી રીડ દર અઠવાડીએ નિયમિત એક પત્ર લખે છે. એ પત્રો મઝાના હોય છે. થોડાક વખત ઉપર તેમના એક પત્રમાં 'સામાજીક ફેરફારો' એ શિર્ષક નીચે એક મહત્વની નીચે પ્રમાણે નોંધ પ્રસિદ્ધ થઇ હતી.

"મારો વિચાર આપણા સામાજિક ફેરફારો વિશે લખવાનો હતો, પણ જગા ખૂટી જશે એમ લાગે છે. ગઇ પેઢી કરતાં આજની આપણી ટેવોમાં મોટામાં મોટા ફેર ક્યા પડયો છે? બીડી પીવા માટેના ખાસ ખંડોને અને જમી રહ્યા પછી એકલા પુરૂષો જ લાંબા વખત સુધી બેઠા બેઠા તડાકા માર્યા કરે તેને એ બંનેને રૂખસદ આપી દેનારી, બીડી પીવાની સ્રીઓની ટેવ એ મુખ્ય ફેર છે. પણ એ વાત તો જૂની થઇ, ત્યારે નૌતમ વાત કઇ? સ્રીઓ બીર પીવા લાગી છે તે. યુરોપ ખંડના જુદા જુદા દેશોની મુલાકાતે પહેલ-પહેલા નીકળતા અને જર્મની અને સ્કેન્ડિનેવિયાની સ્રીઓને બીર પીતી જોઇને આભા બની જવાતું એ મારી ઉંમરના ઘણાને યાદ હશે...હવે તો આપણે ત્યાં પણ બીર પીવો એ સાધારણ વાત બની ગઇ છે.

પણ બીર પીવાને કારણે એક બીજો ફેરફાર પણ આવ્યો છે. એક વખત એવો પણ હતો કે ખાનદાન ઘરની સ્રીઓ હોટેલ-વીશીઓમાં પગ પણ મૂકતી નહીં; ત્યારે આજે શું છે? જેટલા પુરુષો તેટલી જ લગભગ સ્રીઓ એમાં જાય છે. જીવન આશ્ચર્યો અને આઘાતોથી ભરપૂર છે, એની ના નહીં, પરંતુ દેશના અંદરના ભાગની જે મધ્યવયા સ્રીઓને જોઇને...પહેલાં થતું કે ઘનીભૂત લજ્જાનો અવતાર તે આજ, તેમને હવે જે સ્થાનિક 'પબ' માં હું મારી તરસ છિપાવવા જાઉં છું ત્યાં ઊંચે બેસણે બેસીને બીર પીતી જોઉં છું ત્યારે ક્ષણભર જાતને પ્રશ્ન પૂછી જવાય છે કે, જેને હું ઓળખતો તે જ આ ઇંગ્લેંડ હશે ખરૂં? નીતિશુદ્ધતા અને સમાજવ્યવસ્થાની બાબતમાં ચિન્તા કરવાને જરાય કારણ નથી. એ બાબતમાં બધું 'આલબેલ' છે, કેમકે આ આશ્ચર્યકારક દિવસોમાં પણ જ્યાં સ્રીઓની હાજરી હોય છે તે સ્થાનની સભ્યતા સ્રીઓ જ્યાં હાજર નથી હોતી તે સ્થાન કરતાં ઊંચી માલુમ પડે છે. એટલે જો તમે લંડન આવો તો કોઈ વાતે નવાઈ નહીં પામવાનું નક્કી કરીને આવજો."

આ 'ફેરફારો' ની ઇષ્ટાનિષ્ટતા વિષે

અભિપ્રાય પ્રગટ કરવાનો મુદ્દલ આશય નથી. છતાં સ્ત્રીઓની હાજરીમાં અને ગેરહાજરીમાં વર્તાવ વર્તાવની સભ્યતામાં જે ફેર પડી જાય છે તેને જ નીતિશુદ્ધતાની કસોટી ગણવામાં સર રેન્લી રીડ ભૂલ કરતા દેખાય છે. વર્તમાન અંગ્રેજ સમાજનીનીતિમત્તા વિશે જરા પણ કુશંકા સેવ્યા વિના, અહીં તો એટલું જ કહેવું છે કે, આ કસોટી ખોટી છે. સ્ત્રીની હાજરીમાં પુરુષો સભ્યતાથી વર્તે છે તેનું સાચું કારણ તો વિજાતીય આકર્ષણનો પ્રભાવ છે. માદા આગળ કોમળતાથી વર્તવાનું જંગલોમાં જંગલી અવસ્થામાં પણ નરને માટે સહજ હતું. એટલે તો પછી એમ જ કહેવું પડે કે પ્રત્યેક અવસ્થામાં સર્વત્ર મનુષ્ય સમાજની નીતિ એકસરખી સુરક્ષિત રહી છે !

*

દર વર્ષે નોબલ ઈનામની વહેંચણી જગત ભરના શ્રેષ્ઠ માણસોમાં જુદા જુદા વિભાગમાં થાય છે. એ રીતે ૧૯૪૭ ના વર્ષનું ઈનામ –મેડીસન વિભાગ–એક અમેરિકન બાઈ ડૉ. મીસીસ કાર્લ એફ કોરીને મળે છે.

*

વડોદરામાં ઘણા વર્ષો સુધી સ્ત્રીઓની સેવા કરનાર સૌ. અવંતિકા રવિશંકર આચાર્યને ચીમનાબાઈ સ્ત્રીસમાજ અને બીજીસ્ત્રીસંસ્થાઓ તરફથી શ્રી. જરબાઇ દાણુના પ્રમુખપદે ૧૦૫૧ રૂપીઆની પર્સ અને ચાંદીનું કાસ્કેટ અર્પણ કરવામાં આવ્યાં. શ્રી. અવંતિકાબહેને પર્સ ઉપકાર સાથે સ્વીકારીને સ્ત્રીઓના હિત માટે વાપરવા સંસ્થાને પાછી સોંપી હતી.

*

વીશા ઓસવાળ જ્ઞાતિમાં એમ. બી. બી. એસ. ની પરીક્ષા પાસ કરનાર કુ. તનુમતિ રાજાભાઈ શેઠ અમદાવાદનાં વતની છે. તેમણે પ્રાથમીક અભ્યાસ સરકારી પ્રેક્ટીસીંગ સ્કુલમાં શરૂ કરી મેટ્રીક પણ ત્યાંથી જ થયા. તે પછી



ગુજરાત કોલેજમાંથી ઇન્ટર સાયન્સ પાસ થઈ તેઓ મુંબઈની ગોરધનદાસ મેડીકલ કોલેજમાંથી ચોવીસ વર્ષની ઉમ્મરે આ વર્ષે એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયાં છે ને એમ. ડી. નો અભ્યાસ શરૂ કર્યો છે.

*

અપહરણ થયેલી સ્ત્રીઓને પાછી સોંપવી જોઈએ તે એકપક્ષી પ્રશ્ન નથી. બન્ને પંજાબમાં—પૂર્વ તેમજ પશ્ચિમ—સ્ત્રીઓના અપહરણો થયાં છે. સાચો આંકડો કોઈ જ જાણતું નથી. પણ સંખ્યાના અંદાજથી સભ્યો આભા બની જશે. અલબત્ત પ્રયાસો કરવામાં આવ્યા છે પણ હજારો સ્ત્રીઓને બચાવી લેવાઈ છે. પણ હજુ ય લાખો સ્ત્રીઓ બાકી રહે છે. પંજાબની બંને સરકારોના પુરેપુરા સહકાર વિના તમામને બચાવી શકાય જ નહીં. અમુક પ્રકારનો સહકાર સધાયો છે, પણ અપહરણ થયેલી સ્ત્રીઓને બચાવવા માટે વધુ સહકારની આશા ગાંધીજી રાખે છે.

પંજાબ મેલમાં પહેલા વર્ગમાં એકલી મુસાફરી કરતી એક જુવાન સ્ત્રીએ પોતાની પાછળ કોઈ ટોળી પડેલી હોવાનું ગાર્ડને જણાવ્યું હતું તેથી ગાર્ડ દરેક સ્ટેશને બાઇનું ધ્યાન રાખતો. મધરાત પછી હોસંગાબાદ સુધી બાઈ તેના ડબામાં બેઠેલી ગાર્ડને દેખાઇ હતી, પણ ઇટારસી પહોંચતા બાઇ ડબામાં ન હતી અને તેનો સરસામાન ડબામાં વેર વીખેર પડયો હતો. તેથી પોલીસને ખબર આપવામાં આવી હતી. ને તરત જ તપાસ શરૂ કરતાં બાર માઈલ દૂર આ બાઇ આખા શરીરે ઇજા પામેલી બેભાન થઇને પડેલી મળી આવી હતી. બાઇને પોલીસે ઇટારસી દવાખાનામાં પહોંચાડી હતી.

*

અમૃતસરમાંથી મળી આવેલી અપહૃત સ્ત્રીઓ તેમના સગાંઓને પાછી સોંપવા પાકીસ્તાન સરકારને હવાલે કરી હતી.

*

સીમલા—પૂર્વ પંજાબના ગવર્નરનાં પત્ની લેડી કુસુમ બહેન ત્રિવેદીએ પશ્ચિમ પંજાબથી આવેલા ૫૮ નિરાશ્રિત બાળકોના અનાથાશ્રમની મુલાકાત લીધી હતી અને તેમને આદર્શ શહેરી બનાવવા આગ્રહ કરી મદદ માટે જાહેર પ્રજાને અપીલ કરી છે.

શેખપુરાના પૈસાદાર જમીનદારની કતલ કરી તેની ૧૭ વર્ષની પુત્રી સરસ્વતીદેવીને ઉપાડી જવામાં આવી હતી અને તેને બાગબાનપુરાના માઝા સાથે પરણાવી દીધી હતી. તેને સરસ્વતીદેવીના ભાઇ અને તેનું સગપણ કરેલ મનોહરલાલે શોધી કાઢી હતી. તાજેતરમાં દયાનંદ કોલેજમાં સરસ્વતીદેવીનું લગ્ન મનોહરલાલ સાથે થયું

*

નવાનગરના મહારાણી શ્રી ગુલાબકુંવરબાના પ્રમુખપદે જામનગરમાં પ્રજા સંરક્ષણ મહાવીર દળ સ્થપાયું છે તેમાં નારી—દળની પણ યોજના થઇ છે. અને તેના મંત્રી તરીકે શ્રી. ચંદ્રકાન્ત પટેલ નીમાયાં છે. અને કુ. પદ્માબહેન વૈદની પ્રાથમીક ઉપચાર અને હોમ નર્સીંગનું શીક્ષણ આપવા નીમણુંક થઈ છે.

*

કાબુલના માજી ગવર્નર અને હાલના અપ્રધાન શહેનશાહના પિત્રાઇ સરદાર અલી અહમદ જાનના પત્ની શાહજાદી શાહબીબીને ૧૯૪૦માં દેશનીકાલ કરી પૂનામાં રાખવામાં આવ્યાં હતાં તેમનું પૂનામાં અવસાન થયું. તેમના મૃતદેહને દફન કરવા કાબુલ લઇ ગયા.

*

હિંદના ગામડાઓને સમૃદ્ધ કરવા રાજકુમારી અમૃતકુંવરે અપીલ કરી છે.

હિંદ અને પાકીસ્તાન સરકારે બન્ને પ્રદેશમાંથી હરણ થયેલી સ્ત્રીઓને શોધી કાઢી તેમના કુટુંબને પાછી સોંપવા કુ. મૃદુલા બહેન સારાભાઇની આગેવાની નીચે સો સમાજ સેવીકાઓનું જુથ રચી લશ્કરી મદદથી એવી સ્ત્રીઓને શોધી કાઢવાનું નક્કી થયું છે. તેમનું મુખ્ય મથક લાહોર રહેશે.

*

ઇંગ્લાંડના મહારાણીના લગ્નની સીલ્વર જ્યુબિલિ ઇંગ્લાંડમાં આવતા વર્ષે એપ્રીલમાં ઉજવાશે.

*

અમદાવાદ યુનિ. એ શ્રી. વીજયાલક્ષ્મી પંડિતને ડોક્ટર ઓફ લોઝ (એલ. એલ. ડી.) ની માનવંતી ડીગ્રી આપી.

*

૧૯૪૬નું શાન્તી માટેનું અર્ધું નોબલ ઇનામ શાન્તી અને સ્વતંત્રતા માટે સ્થપાયેલ સ્ત્રીઓની આંતર રાષ્ટ્રીય લીગના પ્રમુખ અને ૭૯ વર્ષના ઘરડાં વેલેસ્લી કોલેજના પ્રોફેસર શ્રીમતી એમીલી ગ્રીન બાલ્ચને મળ્યું હતું.

*

ઇજીપ્તની સરકારે સીવીલ સરવીસમાં છોકરીઓને દાખલ કર્યાનું પહેલી જ વાર ઇતિહાસમાં નોંધાય છે. સો અરજીઓમાંથી ૧૭ અરજીઓ પાસ કરી તે છોકરીઓને સરકારી નોકરીઓમાં લેવામાં આવી છે.

યુ. પી. સરકારે કાકોરી કેસવાળા શ્રી. સચીન્દ્ર સન્યાલ અને મણીપુરી કેસવાળા શ્રી. દીક્ષીતની વિધવાઓને જીંદગીભર પેન્સન બાંધી આપ્યું છે અને ૧૯૪૨ની લડતમાં અવસાન પામેલાના કુટુંબોને મદદ કરવામાં આવી છે.

*

ઝાંસીમાં લક્ષ્મીબાઈ સ્ત્રી–લશ્કરી તાલીમ ગૃહનો પાયો મુંબાઈના વડાપ્રધાન શ્રી ખેરના હાથે નંખાયો.

*

કરનાળીમાં શ્રી. લક્ષ્મીબાઈ પંડીત અને શ્રી. લક્ષ્મી દેશપાંડેની વ્યવસ્થા નીચે સ્વ. આચાર્યશ્રી ઉપેન્દ્રાચાર્યનો જન્મ-દિવસ ઉજવાયો.

*

અમેરીકાના સૌથી મોટા બોંબવર્ષક વિમાનનું સંચાલન મીસ માર્ગો ગોર કરે છે.

*

દીલ્હીની ધારાસભામાં કન્યાની પુખ્ત વય ૧૪ વર્ષની ગણાય છે તેને બદલે ૧૫ વર્ષની ગણવાનું બીલ રજુ થયું છે. બીલમાં, પંદર વર્ષ ન થયાં હોય એવી કોઇપણ બાળાના કૌમાર્યનો ભંગ કરનાર કોઇપણ પુરુષ–પતિ પણ ગુનેગાર ઠરશે એવી જોગવાઇ છે.

*

વાંકાનેરમાં ભરબજારમાં એક બાઇની છેડતી કરવા માટે એક કોળીની ધરપકડ થઇ.

કાશ્મીરમાં બંદુક જેવા હથીયાર વાપરવાની તાલીમ માટે મહિલા સ્વયંસેવકોની નોંધણી થાય છે.

*

કટકમાં રાષ્ટ્રિય મહિલા કાઉન્સીલની દશમી દ્વિવાર્ષિક પરીષદ મળી હતી.

*

મધ્યસ્થ ધારાસભામાં શ્રીમતી દુર્ગાબાઈ જોશીએ ભલામણ કરી હતી કે લશ્કરમાં સ્ત્રીઓની પણ ભરતી કરવી જોઇએ.

*

કચ્છ–માંડવીમાં ગર્લ્સ હાઇસ્કુલ સ્થાપવા માટે પાંચ લાખ રૂપીઆ શેઠશ્રી ગોકળદાસ ખીમજી રામદાસે તેમના પિતાના સ્મરણાર્થે આપ્યા.

*

અમદાવાદ રોટરી કલબના આશ્રયે શ્રી શાન્તા ભાંડારકરે 'સ્ત્રીઓની ફરજ' અને તેને લગતા વિષય ઉપર ભાષણ આપ્યું.

*

સુરતમાં શાહપુરમાં રહેતી એક સ્ત્રીનો વાળનો અંબોડો લાકડા જેવો કઠણ થઈ જવાથી છૂટતો ય નથી ને ઓળાતો ય નથી.

*

વડોદરા પ્રેમાનંદ સાહિત્ય સભા તરફથી વૃત્તનૃત્ય, અને સંગીત હરીફાઇ ગોઠવ્યાનું કુસુમબહેન દેસાઇએ જાહેર કર્યું છે.

અમરેલી પાસે સાજીઆવદરમાં મોહનલાલ માસ્તરની પત્નીને તેના દીયરે છરાવતી ઘાયલ કરી હતી.

*

વડોદરામાં શ્રી. કપિલા બહેન ખાંડવાળાએ નોકરી ધંધા કરતી સ્ત્રીઓની પરિસ્થિતિ ઉપર ભાષણ આપ્યું.

*

એલીસબ્રીજ મહિલા સમાજ તરફથી 'પાદપૂર્તિ' હરીફાઈ ગોઠવવામાં આવી હતી ને રંગમંડળ તરફથી રંગપૂર્તિ હરીફાઇ થઈ હતી.

*

વરી ધારાસભામાં આરોગ્ય પ્રધાન રાજકુમારી અમૃતકુંવરે ઇન્ડીયન નર્સીંગ કાઉન્સીલની સ્થાપના કરવા માટેનું બીલ રજુ કર્યું હતું. હાલમાં હિંદમાં માત્ર સાત હજાર નર્સો અને પાંચ હજાર દાયણો છે.

*

ભાવનગરની શામળદાસ કોલેજના પ્રિન્સીપાલના પત્ની મીસીસ શાહાણીનું અવસાન થયું.

*

મુંબઇમાં કોટ વિભાગમાં ત્રણ વણિક પુત્રો ફરવા ગયેલા તેમને લુંટી લેવાના આરોપ માટે શીલા ચીમનલાલ ઉર્ફે અનવર સુલતાના નામની વીસ વર્ષની ખુબસુરત યુવતીની ધરપકડ થઈ છે.

# ભારતીની નવી ફૂલ-છાબ

## શ્રી ક. મા. મુનશી

**પૃથ્વીવલ્લભ** : ગુજરાતી વાચકોને જે પુસ્તકે આકર્ષ્યા તે સુંદર નવલકથા, જેમાં ધારાપતિ મૂંજ, અને માન્યખેટના તૈલપના ઝગડામાં મૃણાલવતીએ પ્રેમ અને વૈધવ્ય વચ્ચે નવું જીવન જોયું. કિંમત રૂા. ૨-૮-૦

**પરશુરામ** : ગુજરાતના સાહિત્ય-ઇતિહાસમાં અદ્ભુત પ્રકાશન. એક મહાન યુગસ્રષ્ટાની પ્રેમ-શૌર્યભરી નવલકથા. 'લોમહર્ષિણી'ના અનુસંધાનમાં પ્રગટ થાય છે. કિં. રૂ. ૫-૮-૦

**રાજાધિરાજ** (નવી આવૃત્તિ) ૭-૦-૦

**ગુજરાતનો નાથ** ૭-૦-૦

**વેરની વસુલાત** ૬-૦-૦

*

## શ્રી. ઝવેરચંદ મેઘાણી

**સત્યની શોધમાં** (નવલકથા) ૩-૦-૦

**એકતારો** : ભજનનો સુંદર સંગ્રહ, નવી આવૃત્તિ. કિંમત રૂા. ૧-૮-૦

**ચૂંદડી ભાગ ૧-૨** : લગ્નગીતોનું નવું સંસ્કરણ. કિંમત રૂા. ૩-૦-૦

**રંઢિયાળી રાત** ભા. ૧ થી ૪ : જીવનની ચાંદની અજવાળતાં ગીતો. કિં. રૂ. ૬-૧૨-૦

**ગુજરાતનો જય** ભા. ૧-૨ : વસ્તુપાલ તેજપાલના સમયની ઐતિહાસીક નવલકથા. કિંમત રૂા. ૬-૮-૦

**પ્રતિમાઓ** : રૂપેરી પડદાઓ ઉપર ઝબકી ગયેલી સુંદર વાર્તાઓ. કિં. રૂ. ૨-૮-૦

**એશીઆનું કલંક** કિં. ૨-૮-૦

**અપરાધી** (નવલકથા) કિં. ૪-૮-૦

**હંગેરીનો તારણહાર** ૧-૮-૦

## શ્રી. ધૂમકેતુ

ગુજરાતના ઘરેઘરનું રસભર્યું વાંચન થઈ પડેલી: ગુર્જર મહારથીઓના વિજય-શાર્યની કથા રજૂ કરતી ચાલુક્ય નવલકથાવલિનાં સરસ પુષ્પો:

| | |
|---|---|
| **વાચિનીદેવી** | ૪-૮-૦ |
| **ચૌલાદેવી** | ૪-૮-૦ |
| **રાજસંન્યાસી** | ૪-૮-૦ |
| **કર્ણાવતી** | ૪-૮-૦ |
| **રાજકન્યા** | ૪-૮-૦ |
| **જયસિંહ સિદ્ધરાજ** | ૪-૮-૦ |
| **ત્રિભુવનગંડ સિદ્ધરાજ જયસિંહ** | ૪-૮-૦ |
| **વાતાયન** | ૨-૮-૦ |

*

## શ્રી. જયભિખ્ખુ કૃત

શીલ ને સંસ્કારથી ઓપતી
જીવન અને જાગૃતિથી ભરપૂર
**સ્ત્રી-ઉપયોગી ગ્રંથ-ત્રિપુટી**

**પારકા ઘરની લક્ષ્મી** : કિં. રૂ. ૩-૮-૦
જૂના અને નવા જમાનાની સ્ત્રીના જીવનને વિધવિધ દૃષ્ટિકોણથી ચર્ચા કરતા નવલિકાઓ

**બેઠો બળવો** ૨-૦-૦
એક સ્ત્રી ઘરને ખૂણે બેસી શીલ ને સંસ્કારભર્યો બળવો કેમ જગાવી શકે તે ચર્ચતી નવલકથા

**ઝાંસી-રાણી** ૨-૮-૦
રાણી લક્ષ્મીબાઈથી, કર્નલ લક્ષ્મી સુધીનો

**નરકેશરી યા નરકેશરી** ૪-૮-૦

**ભગવાન ઋષભદેવ** ૪-૮-૦

**વીર ધર્મની વાતો** ૨-૮-૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો, અમદાવાદ**

# સ્ત્રી જીવન

આ અંકનો વધારો : ફેબ્રુઆરી ૧૯૪૮

# જગત્વંદ્ય મહાત્મા ગાંધીજીનું અવસાન



ભારતના રાષ્ટ્રપિતામહ, સત્ય અહિંસા અને ભ્રાતૃભાવની રોશની દ્વારા જગતજનોનાં જીવનને ઉદ્ધારનાર જગદ્વંદ્ય પૂજ્ય મહાત્મા ગાંધીજીના અવસાનના દુઃખદ સમાચાર તા. ૩૦મીએ સાંજે દેશભરમાં ફેલાઇ જતાં સર્વત્ર દુઃખ, શોક અને ગમગીનીથી જગત ડૂબી ગયું.

કાઠિયાવાડ, ગુજરાત કે હિંદના જ નહિ, જગતભરના સંતપુરુષ મહાત્મા ગાંધીજીનું અવસાન એક હિન્દીને હાથે ગોળીથી થયું એ સમાચાર સાંભળી જગતની પ્રજાએ આંચકો અનુભવ્યો. ભારતનાં નરનારીઓ ચોધાર આંસુડે રડી પડ્યાં.

કોઇ જાતના ચોકી પહેરા વગર હિંદભરમાં જે લોકોદ્ધારની પવિત્ર પ્રવૃત્તિ માટે



કર્યા કરતા, ઇશ્વર સિવાય જેમનો કોઇ માનવ ચોકીદાર ન હતો, છતાં આજ સુધી એમનો જાન લેવાની વૃત્તિ કોઇ નરરાક્ષસને પણ થઇ ન હતી એવા અજાતશત્રુ પૂજ્ય બાપુ ગાંધીજી પ્રાર્થના કરવા જતા હતા ત્યારે જ તેમના ઉપર પ્રાર્થનાસ્થળ આગળ જ ગોળી ચલાવનાર એક પાંત્રીસ વર્ષનો હિન્દી–હિન્દુ મરાઠા યુવક હતો, એ ભારે શરમની વાત છે–મોટામાં મોટા કલંક સમાન છે. ભગવાન શ્રી કૃષ્ણનું મૃત્યુ સામાન્ય પારધિને હાથે થયું હતું, મહર્ષિ દયાનંદનું મરણ સામાન્ય રસોઇઆને હાથે થયું હતું, તેમજ જગદ્વંદ્ય મહાપુરુષોને મારનાર હમેશાં તુચ્છ માણસો જ હોય છે.

તા. ૩૦મીએ સાંજે ૫–૪૦ મીનીટે બાપુનો આત્મા સ્વર્ગે ગયો. હિંદી રાષ્ટ્રનો જીવનદીપ બુઝાઇ ગયો. માનવતા માટે જીવનાર બાપુએ માનવતા માટે પ્રાણ આપ્યો.

બાપુ મૃત્યુ પામ્યા નથી. બાપુનું પંચભૂતનું શરીર ભલે ભસ્મ બની ગયું, એમનો આત્મા અમર છે. હિંદની જનતા એમને ભૂલી નહિ શકે. એમણે બતાવેલ સત્ય, અહિંસા અને ભ્રાતૃભાવની રોશની જગતના માનવીઓને માર્ગદર્શન કરાવશે ત્યાં સુધી બાપુ અમર છે.

બહેનોમાં સાચો પ્રાણ પૂરનાર, નીડર અને સ્વાશ્રયી બનવાનો સાચો રાહ બતાવી દેશભક્તિમાં રસ લેતી કરનાર, એમના હક્કો માટે રસ્તો ચીંધનાર અને છેલ્લે છેલ્લે એમના થયેલાં અપહરણમાંથી એમને છોડાવી એમના કુટુંબને પાછી સુપ્રદ કરાવવા હંમેશ ઉપાવનાર બાપુ આજે જતાં ભારતની સ્ત્રીઓ પોકે પોકે રડે છે–જગતભરની સ્ત્રીઓ આંસુ સારે છે.

ભારતને સ્વતંત્રતાનો સંદેશ આપી સ્વતંત્રતા અપાવનાર યોદ્ધા મહાત્મા ગાંધીજી રાજકારણીય પુરુષ હતા તે કરતાં વધારે તેઓ ઇશ્વરી સંત હતા. આજના વિકટ પ્રશ્નોથી ભારતની નિર્વાસિત પ્રજામાં જે વૈરની ધૂણી જાગતી હતી તેને પૂજ્ય બાપુજીએ જ પોતાની બુદ્ધિ અને વ્યક્તિત્વથી શાન્ત કરી હતી. એમના ભ્રાતૃભાવના સંદેશ વડે જ તેઓ જગતમાંથી વેરઝેર નાબુદ કરવા ઇચ્છતા હતા; અને એ જ સાચો રસ્તો છે એમ જગતને એમણે બતાવ્યું છે.

છતાં જગતના ઇતિહાસોમાં બનતું આવ્યું છે તેમ સત્યનું પ્રતિપાદન કરનાર ઇસુ ભગવાનને એમના દેશના જ એક વર્ગે ક્રોસ પર ચડાવી એમનો જાન લીધો હતો. ગુલામીની નાબુદ કાઢનાર લીંકનને તેની લડતમાં વિજય મળ્યા પછી બીજે દિવસે જ એના દેશવાસીઓએ ઠાર માર્યો હતા; એમ ભારત આજે સ્વતંત્રતાથી ઉભા જુએ છે તે વખતે પૂજ્ય બાપુજી ઉપર એક હિન્દીભાઇ હુમલો કરી ગોળી છોડે છે, એ ભારે શરમની વાત છે. એ કલંક હિંદ

ઉપર ભારે મોટી નામોશી રૂપ છે. આંસુ વહાવ્યે એ કલંક નહિ ધોવાય. એ કલંક હળવું કરવા માટે તો દરેક હિંદી ભાઇબહેનોએ પૂજ્ય બાપુએ બતાવેલ સત્ય, અહિંસા અને ભાતૃ-ભાવને અપનાવી, જીવનમાં ઉતારી, સિદ્ધ કરી આપવું જ રહ્યું. ગુજરાતી બહેનો બાપુના આ સિદ્ધાંતને આજથી જ અમલમાં મૂકી બાપુના આત્માને અંજલી અર્પે.

*

તા. ૩૦મીના રોજ સાંજે ૫ વાગે મહાત્મા ગાંધીજી બિરલા હાઉસમાંથી પગે ચાલતા પ્રાર્થના સભાના સ્થાનમાં જઇ રહ્યા હતા. તેમની બે પૌત્રીઓના ખભે ટેકો રાખી તે ચપળતાપૂર્વક ચાલી જતા હતા વ્યાખ્યાનપીઠ નજીક તેઓ આવી પહોંચ્યાં ત્યારે ત્યાં જમા થએલી આશરે ૫૦૦ માણસોની મેદની મહાત્મા ગાંધીજી જઇ શકે તે ખાતર બે ભાગમાં વહેંચાઇ ગઇ હતી અને વચ્ચે માર્ગ કરી દીધો હતો.

આશરે ૩૫ વર્ષની લગભગ વયનો એક ખાખી ગણવેશમાં સજ્જ થએલો શખ્સ ત્યારે ગાંધીજી નજીક આવી રહ્યો હતો, તેણે આશરે બે વાર જેટલા અંતરેથી એક રીવોલ્વરમાંથી ત્રણ ગોળીઓ છોડી હતી. ગાંધીજીને ગોળી હોજરીમાં વાગી હતી અને તે તત્કાળ ઢગલો થઇ પડ્યા હતા. તેમની પૌત્રવધુ આભા ગાંધી અને પૌત્રી મનુ ગાંધી જે ગાંધીજીને ટેકીને ચાલતી હતી તેમણે રોકકળ કરી મૂકી હતી. આ બનાવ એટલો ઓચિંતો બન્યો હતો કે મેદનીમાંના લોકો પૈકી કોઇને શું થયું છે તેની તો પહેલા ગમ પડી જ નહોતી. ખૂની ઉપર મેદનીમાંના કેટલાક લોકો કૂદી પડ્યા હતા અને તેને પકડી લીધો હતો.

મહાત્મા ગાંધીજીને પુષ્કળ લોહી વહી



જતું હતું અને તેમને તત્કાલ બિરલા હાઉસમાં ખસેડવામાં આવ્યા હતા અને તત્કાળ દાક્તરોને બોલાવવામાં આવ્યા હતા. તે ખંડમાં કોઇ પણ મુલાકાતીને દાખલ થવાની મનાઇ કરવામાં આવી હતી. તેમની ઉપર ગોળીબાર થયા પછી ૩૫ મિનિટે એટલે કે સાંજના ૫-૪૦ વાગે તેમનું અવસાન થયું હતું. ગાંધીજીના અવસાનથી દિલ્હી હચમચી ગયું હતું અને અણુશક્તિનો આઘાત લાગે તેમ સારાય હિંદને આઘાત થયો હતો.

ખબર પડતાં ગવર્નર જનરલથી માંડી તમામ પ્રાંતના ગવર્નરો, પ્રધાનો, દેશનેતાઓ, આગેવાનો, રાજા મહારાજાઓ દિલ્હી પહોંચી ગયા હતા.

તે જ રાતના સાડા આઠ વાગે લાગણીથી કંપતા અવાજે વડાપ્રધાને જણાવ્યું હતું કે 'આપણો જીવનનો પ્રકાશ બુઝાઇ ગયો છે અને સર્વત્ર અંધકાર છવાઇ ગયો છે; તમને શું કહેવું અને તે કેવી રીતે કહેવું એ મને સૂઝતું નથી. આપણા જે પ્રિય નેતાને આપણે બાપુ કહીને બોલાવતા હતા એ રાષ્ટ્રપિતા હવે નથી. કદાચ એમ કહેવામાં હું ખોટો છું. આમ છતાં આટલા બધાં વર્ષોથી આપણે તેમને જેમ

જોતા હતા તેમ હવે ફરીથી જોઈ શકીશું નહિ.

પ્રકાશ બુઝાઈ ગયો છે એમ હું બોલ્યો હતો અને છતાં હું ખોટો છું, કેમકે જે પ્રકાશ આ દેશમાં ચમકતો હતો તે કોઇ સાધારણ પ્રકાશ નહોતો. જે પ્રકાશે આ દેશને આટલાં બધાં વર્ષો સુધી પ્રકાશિત રાખ્યો હતો તે આ દેશને હજી બીજાં ઘણાં વર્ષો સુધી પ્રકાશિત રાખશે અને આજથી એક હજાર વર્ષ પછી પણ એ પ્રકાશ હજી પણ આ દેશમાં જોઈ શકાશે, અને જગત જોશે. તે અગણિત હૈયાંઓને આશ્વાસન આપશે, કારણ કે પ્રકાશમાં તાત્કાલિક વર્તમાન કરતાં કાંઇક વિશેષ પ્રતિનિધિત્વ હતું—એમાં જીવતાં જાગતાં સત્યનું પ્રતિનિધિત્વ હતું, એ અનાદિ સત્ય હતું જે આપણને આ પુરાણા દેશને આઝાદી તરફ લઈ જતાં સાચા માર્ગની યાદ આપતું અને જુલમાંથી આપણને દૂર ખેંચી જતું.

વડાપ્રધાન પછી વાયુપ્રવચન કરતાં સરદાર વલ્લભભાઇ પટેલે ગાંધીજીની સાથેની તેમની છેલ્લી મુલાકાતનો લાગણીવશતાપૂર્વક ઉલ્લેખ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે, મારું હૃદય શોક અને વ્યથાથી ભરાઇ ગયું છે. તમને શું કહેવું તે મને સમજાતું નથી. આજે જે કંઇ બની ગયું તે દુઃખ અને શરમની વાત છે.

હું આજે બપોરે ચાર વાગ્યે ગાંધીજીને મળવા ગયો હતો અને તેમની પાસે એક કલાક ગાળો હતો. પાંચ વાગ્યે તેમણે તેમની ઘડિયાળ કાઢી અને મને કહ્યું કે મારો પ્રાર્થનાનો સમય થઇ ગયો છે. તેઓ પ્રાર્થના મેદાન બાજુ ચાલ્યા અને હું મારા ઘરે જવા બિરલા હાઉસ છોડી ગયો. મારા ઘરે હું પહોંચ્યો કે તુરત જ મને આ ઘોર સમાચાર આપવામાં આવ્યા.

દેશની પરિસ્થિતિથી ગાંધીજીને પારાવાર વેદના થતી હતી. તાજેતરમાં તેમણે જે ઉપવાસ કરેલા તે એનું જ પરિણામ હતું. એ ઉપવાસ દરમ્યાન જ જો તેમણે પોતાનો દેહ છોડયો હોત તો કેવું સારું થાત! પરંતુ તેમને હજી કામ કરવાનું હતું અને તેઓ તેમાંથી બચી ગયા. બીજે દિવસે એક ખોટે માર્ગે દોરવાઇ ગએલા યુવાને ગાંધીજી પર બોમ્બ ફેંકયો અને તેમાંથી પણ તેઓ બચી ગયા પરંતુ આજે તેમનું જીવન આપણે માટે બચી શક્યું નહિ.

આજનો પ્રસંગ ક્રોધનો નહીં, પણ શોકનો છે. આપણને ગાંધીજી તેમના જીવનભર જે મહાન પાઠ ભણાવી રહ્યા હતા તેને ચોક્કસ ક્રોધ ભુલાવી દેશે. તેમના જીવન દરમ્યાન આપણે તેમની સલાહ ન માની, પણ હવે એવું કહેવાવા ન દેશો કે અવસાન પછીએ આપણે તેમને ન અનુસર્યા. એ આપણી આબરૂ ઉપર મહાન કલંક બનશે.

*

રાત્રે તેમની પાસે ગીતાના પાઠ અને રામધૂન ચલાવી હતી. એમના શબને જમનાજીના પવિત્ર જળથી સ્નાન કરાવી સફેદ ચાદર ઓઢાડી હતી. બીજે દિવસે લાખો માણસોની મેદની એમની સ્મશાનયાત્રામાં ભાગ લેવા ઉમટી હતી. દૂર દૂરથી માણસો આવ્યા હતા.

ગાંધીજીના શબને યમુના તટે રાજઘાટ ઉપર સાંજે ૪-૨૦ વાગ્યે અગ્નિદાહ તેમના પુત્ર રામદાસના હાથે અપાયો હતો અને હિંદસરકારે તેર દિવસ શોક પાળવાની જાહેરાત કરી હતી.

તેમની અંતિમ ક્રિયા હિંદના રાષ્ટ્ર પિતામહને છાજે એવી, દેવોને પણ દુર્લભ એવી, ભવ્ય થઇ હતી. જગતના તમામ રાષ્ટ્રોએ, એમનો રાષ્ટ્રધ્વજ અર્ધો કાઢીએ ઉતારી મહાત્માજી પ્રત્યેનું માન જાહેર કર્યું હતું.

મહાત્મા ગાંધીજી ઉપર ગોળી છોડનાર મરાઠી યુવાન નથુરામ ઉર્ફે નારાયણ વિનાયક

ગોડસે પૂનામાં 'હિંદુરાષ્ટ્ર'નો સંપાદક અને મૂળ સાંગલીનો વતની છે. મધ્યમ ઉંમરનો સારા બાંધાવાળો અને દેખાવે સુંદર છે. તેના બે ભાઈ અને માબાપ હયાત છે. ગાંધીજીના ભ્રાતૃભાવ અને હિંદુ-મુસ્લિમ-ઐક્યનો એ ભારે વિરોધી હતો અને તેણે પોતાના પત્ર-દ્વારા ધર્માન્ધ હિંદુઓની ભારે ઉશ્કેરણી કરી હતી. પૂર્વયોજીત ગોઠવણ મુજબ તે ૨૭મીએ પૂનાથી નીકળી ૨૮મી સાંજે દિલ્હી આવ્યો હતો અને ૨૯મી સવારથી બાપુની હત્યા કરવા બીરલા હાઉસ આસપાસ સમય અને તક ખોળતો હતો. તે સાંજે પ્રાર્થના સ્થળ ઉપર જઈ તેણે આ હીચકારૂં કૃત્ય કર્યું તે પહેલાં આ પાપી માનવીએ મહાત્માજી સમક્ષ ખડા થઈને પ્રથમ ગાંધીને પ્રણામ કર્યા હતા. અને પછી પૂછ્યું હતું કે બાપુજી આપ મોડા થયા? જવાબમાં બાપુ મીઠું હસ્યા હતા અને જેવું આગળ ડગલું ભરવા જતા હતા તેવામાં તેમના દેહઉપર ગોડસેએ રીવોલ્વરથી ગોળીઓ ચલાવી હતી. અને વધ કરનારને પણ જાણે કે પ્રેમથી પ્રણામ કરતા હોય તેમ હસતે વદને હાથ જોડીને મહાત્માજી બેશુદ્ધ અવસ્થામાં ધરતી પર ઢળી પડ્યા હતા.

મહાત્માજી પર ગોળીબાર કઈ રીતે થયો તેનું વર્ણન આપતાં કુ. મનુ ગાંધીજીએ કહ્યું કે 'પ્રાર્થના-બેઠકના પગથીયાં પર મહાત્માજીએ પગ મૂક્યો કે બાજુ પર ઉભેલા લોકોના સમૂહમાંથી અચાનક જ એ હુમલાખોર આગળ ધસી આવ્યો, અને બાપુજીના ચરણસ્પર્શ લેવા નમ્યો. તેને ચરણરજ લેતા વારવાને મેં પ્રયાસ કર્યો. ગાંધીજી હજુ પણ ચાલી રહ્યા હતા. મેં એ માણસનો ડાબો હાથ પકડી રાખ્યો હતો, પણ તેમણે મને ધક્કો મારી બાજુ પર બેસવી દીધી અને પછી તરત જ તે ગોળીઓ છોડવા લાગ્યો.

પહેલી જ ગોળી મહાત્માજીના પેટમાં વાગી. મહાત્માજી 'હે રામ...હે રામ!' બોલી ઉઠયા. ત્યાર પછી ઉપરા ઉપરી બે ગોળી મારવામાં આવી અને મહાત્માજી જમીન પર પીઠભેર પડી ગયા. તેમના ચશ્મા ખસી ગયાં અને પગના ચંપલો દૂર ઉડી ગયાં.'

પેટ પરના ઘામાંથી ધગલાબંધ લોહી વહી રહ્યું હતું. આ પછી તરત જ તેમને તેમના ઓરડામાં લઈ જવામાં આવ્યા. ઓરડા સુધી પહોંચ્યા પહેલાં રસ્તામાં જ તેઓ બેશુદ્ધ બની ગયા હતા, ત્યાર પછી વીસ મિનિટ બાદ તેમણે દેહ છોડયો.

કુ. મનુ ગાંધીએ કહ્યું હતું કે, 'ગઈ કાલે રાત્રે જ મહાત્માજીને પોતાના મૃત્યુની આગાહી થએલી જણાતી હતી.' રાત્રે સુવા જતાં પહેલાં તેમણે પોતાની પૌત્રીને નીચેના અર્થની એક ગુજરાતી કવિતાની પંક્તિ ગાઈ સંભળાવી હતી.

"આશ્ચર્યભર્યું દીસે જો જગત આ
તેમાં હશે ક્યાં સુધી આ રમત રમવાની."

આ પછી વહેલા પ્રાતઃકાળે સાડા ત્રણ વાગ્યાની પ્રાર્થના પછી મહાત્માજીએ પોતાના અંતેવાસી શ્રી. બીશનને કહ્યું હતું: 'આજ મહત્ત્વના બધા જ પત્રો મને આપો. કે સર્વનો નિકાલ હું આજે જ કરી નાખીશ.'

આજથી વીસ વર્ષ પહેલાં, મહાત્માજી ક્રાન્તિકારીને પોતા પાસે બોલાવી હથિયાર અ હિંસક ચળવળ છોડી દેવા ખાસ બોધ આપેલો ત્યારે તેઓએ એવી જાહેરાત કરેલી કે ' તમને હિંસાનો માર્ગ છોડી દેવા સમજા રહ્યો છું, પરંતુ મારૂં મૃત્યુ એક દિવસ મા જાતભાઈથી હિંસાના માર્ગે જ થશે. તે મ ગોળીથી મારશે અગર માથું કાપી લેશે.'

મહાત્માજીએ વીશ વર્ષ પહેલાં ... ભવિષ્યવાણી આજે સાચી પડી છે.

પ્રભુ એમના આત્માને શાન્તી અર્પે

## બાપુ



જન્મ : પોરબંદર
ભાદરવા વદી બારશ, ૧૯૨૫
તા. ૨૭ ઑક્ટોબર, ૧૮૬૯

દેહોત્સર્ગ : ન્યુદિલ્હી
પોષ વદી પાંચમ, ૨૦૦૪
૩૦મી જાન્યુઆરી ૧૯૪૮

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



વર્ષ નવમું : મહા ૨૦૦૪ : ફેબ્રુઆરી ૧૯૪૮ : અંક ૪થો

# કલાકૃતિ

કાકા શ્રી કાલેલકર

કલાકારે જે કૃતિ સર્જી તે સુંદર, કે કુદરતે સર્જી તે પણ સુંદર? એ બેમાં સામાન્ય તત્વ કયું? તેના જવાબમાં કહી શકાય કે, મનુષ્યકૃતિને જ કલાકૃતિ કહી શકાય. કુદરતે સર્જેલ સૌંદર્યને કલા ન કહી શકાય. માણુસની અંદર કંઈપણ ઊર્મિભાવના પ્રગટ કરે તે કલા. જે કુદરતે સર્જ્યું અને જેની આપણા પર અસર થાય, સુંદર વસ્તુનું પ્રકટીકરણ થાય તે Passive art છે. કલાકારના હૃદયમાં ઉગ્યું અને તે વ્યક્ત કરવા કલાકૃતિ અને તે Active art એમાં સમાન તત્વ છે. આપણા હૃદયના તાર ઝણઝણાવે, આપણને અસ્વસ્થ કરી મૂકે તે કલા. કલાકૃતિને જોતાંની સાથે જ મીઠી અસ્વસ્થતા થવી જોઈએ. કંઈક ખોવાયું હતું તે જડયું, નવું જ છે, એવી ભાવના તે સમયે થવી જોઈએ. મારા અનુભવ પરથી મને લાગ્યું છે કે મીઠી વસ્તુ હૃદયને જ સ્વસ્થ કરી મૂકે તેવી હોય છે.

હરેબીડ અને બેલુરની પ્રતિમાઓ કરતાં અમરાવતીની મૂર્તિઓ સારી હોવાનો અભિપ્રાય કોઈ આપે તો કહી શકાય કે બન્ને કલાકાર સાચા છે. કપિલ સર્વજ્ઞ હતો, કણાદ ન હતો, એનું કારણ? એટલે આવે પ્રસંગે દૃષ્ટિ ઉપર મુખ્ય આધાર છે. બાકી સુંદર હોય તે તો સુંદર જ રહે છે. તત્સમભાવ રહે છે એટલું જ.

દાખલ થઈને પત્નીએ લાજ ખોલી, ને માસ્તરે પહેલી જ વાર પોતાની પત્નીનાં મુખનું દર્શન કર્યું.

નવવધૂનું એ મુખ રૂપાળું હો કે ન હો, પરંતુ એને કોઈ કદરૂપું કહી શકે એમ નહોતું નવોઢા એ નારીનું સૌન્દર્ય કોઇ તપસ્વીનો તપોભંગ કરે એવું હો કે ન હો, પરંતુ એ શીળું કૌમાર્ય આંખોને અરુચિકર ન હતું. પંદર સોળ વર્ષની એ બાળાની આંખોમાંથી જાગતું જોબન ડોકિયાં કરતું હતું. એની પહેલી મીઠી સુવાસથી વસંતના પહેલા ગુલાબ જેવી લાગતી એ બાળા એ આખાયે મકાનને જાણે કે નવા જેવું ઉજમાળતી દેખાઇ.

માસ્તરે બધું યાદ કરી કરીને ઘર વસાવ્યું હતું. પરંતુ પત્ની ઘરમાં–પહેલી જ વારના સ્વતંત્ર ઘરમાં–આવ્યા પછી માસ્તરને ખબર પડી કે પોતે ઘરનો વસવાટ કરવામાં ઘણીએ વસાવવી જોઇતી ચીજો ભૂલી જ ગયા છે. માસ્તરને આત્મભાન આવ્યું કે પત્ની આવવાની હોય એવા સંજોગોમાં પત્ની આવ્યા પહેલાં ઘર વસાવવામાં પત્ની પતિની કાળજીથી ચકિત થવાને બદલે ઘણીવાર તો પતિની બેકાળજી પ્રત્યે તાજુબી જ બતાવે છે. માસ્તરને ઘર વસાવવામાં બીજા બે ત્રણ દિવસો ગયા. એટલે એ સવાર સાંજ બહાર ન જઇ શકયા. પછી પત્નીને એકાંત ન લાગે એ ડરે એમણે બહાર ફરવા જવાનું મુલતવી રાખ્યું. ને પછી તો પતિ અને પત્નીને એકબીજા સાથે જ એકાંતમાં વાતો કરવાની, ને એકબીજાના સહવાસમાં જ રહેવાની જાણે કે આદત પડી ગઇ.

ને આડોશી પાડોશીઓ કહેતા કે: 'ધણી ધણિયાણી કેવાં ઘરરખુ છે! કયાંય બહાર જવું આવવું જ નહિ.'

ને નિશાળના છોકરાઓ કહેતા કે: 'લલિતા તો મણિલાલ માસ્તર ઉપર છાણાં થાપે છે.'

[૨]

પરરપરની પરસ્તીમાં ત્રણેક વર્ષ તો વહી ગયાં. માસ્તર બરાબર અગિયાર વાગે એટલે નિશાળમાં જાય. બે વાગે એટલે ઘેર આવે. ત્રણ વાગે એટલે પાછા નિશાળે જાય ને પાંચ વાગે એટલે પાછા ઘરમાં આવી જાય. બસ પછી મકાનના બંધ બારણા પાછળ પતિપત્ની બેસે. મહિનાઓના મહિના સુધી બી. એ. પાસ થયેલા જુવાન અને બીજી ત્રીજી ગુજરાતી ભણેલી બાળા વચ્ચે વાતચીતનું સામાન્ય ધોરણ શું રહેતું હશે એ તો એ પતિપત્ની જ જાણે. બન્ને વચ્ચે બુદ્ધિનું, વિચારોનું કેટલું સામ્ય હતું અને ન હોય તો તે કેટલા પ્રમાણમાં ઘડાતું જતું હતું એ પણ એ જ જાણે. બહારની આલમને એ જોવા જાણવાનો કશો જ અવસર નહોતો મળ્યો. એ તો હતી જાણે કે સારસની જોડલી. કદિયે વિખૂટી પડતી કોઇએ જોઈ ન હતી.

આખરે એ અવસર આવી પહોંચ્યો કે જ્યારે મણિલાલ અને લલિતાને વિખૂટા પડવું પડયું. લલિતાને સીમંત આવ્યું. લાગણીઓના ઉછળતા પૂરમાં બન્ને ઘસડાતાં હોય એમ વિખૂટાં પડયાં. લલિતા પોતાને પિયર ગઈ. ને લલિતાપરાયણ મણિલાલ શાળાના કામમાં, રમતના મેદાનમાં, ને પુસ્તકોના વાંચનમાં પોતાનો સમય વિતાવવા લાગ્યા. કોઈકવાર મણિલાલને વિચાર આવતો કે લલિતાવિહોણું જીવન ધાર્યા જેટલું રસવિહીન નથી. પરંતુ આ વિચારમાં મણિલાલને પત્નીદ્રોહ ભાસતો ને એ વિચાર એ મચડીને પોતાના હૃદયમાંથી નીચોવી નાંખતો.

બધું પસાર થાય છે એમ છ આઠ મહિના પણ પસાર થઈ ગયા અને આખરે ફરીને લલિતાને આવવાનો પણ કાળ આવી પહોંચ્યો. લગ્નવિધિના આયુષ્યવાન, ધનવાન, પુત્રવાન બનવાના ભૂદેવોના આશીર્વાદમાંથી

આયુષ્ય ઓછું થયું હતું. ધનનો સંભવ ફળ્યો ન હતો, પરંતુ એ પુત્રવાન તો બન્યો હતો.

આગગાડી આવી ને અંદરથી લલિતા ઉતરી. એનો એ લીલો ટ્રંક અને એનું એ લાગતું પોટલું પણ એની પાછળ ઉતર્યાં. સૌથી પાછળ એનો પુત્ર આવ્યો. છએક માસના એ બાળકને મણિલાલે તેડી લીધો ને બન્ને ઘેર આવ્યાં.

એક દિવસ ગયો. બે દિવસ ગયા. લલિતાને મણિલાલમાં ન કલ્પેલી જુદાઈ કળાવા માંડી. સદ્દભાગી બનેલી અબળાએ જૂના પ્રસંગો યાદ કરવા માંડયા. જૂના પ્રેમપત્રો વાંચી જોયા. એ તમામ ને એ પ્રત્યેકમાંથી ક્લિન થતી મૂર્તિ એને અત્યારના મણિલાલમાં સાકાર બનતી ન દેખાઈ. અત્યારનો મણિલાલ કાંઈક બેપરવા, કાંઈક ચીડિયો અને કાંઈક અળગો દેખાતો હતો. અબળા ચમકી ગઈ. શું થયું મારા મણિલાલને! ઓ ભગવાન! શું કોઈએ એને ભોળવી લીધો છે? મારા ગૃહત્યાગનો શું કોઈ દગાખોર લાભ લઈ ગયું છે? ઓ મા! શું થશે મારું? શું થશે આ બાળકનું?

એમ ને એમ દિવસો વીતતા ગયા, ને એમ ને એમ મણિલાલ વધારે બેપરવા બનતો જતો હોવાનો લલિતાને ખ્યાલ પણ વધતો ગયો, અને જ્યારે એક નાની શી વાતમાં રોષે ભરાઈને મણિલાલે લલિતાને ગાળ દઈને એક તમાચો ખેંચી કાઢયો ત્યારે તો લલિતાને આભ અને પાતાળ એક બનતાં ને ધરતી રસાતાળ જતાં દેખાયાં. એ દિવસે લલિતાનું જીવન ખારું બની ગયું. ઝાકળના બિન્દુ સૂર્યના તાપમાં વરાળ થઈને ઉડી જાય એમ એના જીવનમાંથી રસ નિસાસા રૂપે લોપ પામ્યો.

પતિનો અવાજ સાંભળીને હવે એ બહાવરી નથી બનતી. પતિનાં પગલાં સાંભળી હવે એ જાળી ભણી નથી દોડતી. ઘડિયાળના કાંટા ઉપર હવે એની આંખો નથી થીજી રહેતી

# ઝાંઝર કયાં ઝણુકયું ?



કોના જીવનની રસકુંજે,
કે પ્રેમ-વિમળ પૂંજે;
ઝાંઝર કયાં ઝણુકયું ?

કોકિલના કેલી કૂજન સમું,
કે મનમંજરી મ્હોરતું;
ઝાંઝર કયાં ઝણુકયું ?

ચારૂ ચંદાનું ચિત્ત નચાવતું,
કે અધિ-ઉર હિંચોળતું,
ઝાંઝર કયાં ઝણુકયું ?

મેહુલિયાનું સંગીત સોહાવતું,
કે ડુંગરા ડોલાવતું
ઝાંઝર કયાં ઝણુકયું ?

હૈયાને હેલે કાંઈ હિંડોળતું,
કે કલ્પના-અશ્વ શોભાવતું
ઝાંઝરૂ કયાં ઝણુકયું ?

કોના જીવનની રસકુંજે,
કે પ્રેમ-વિમળ પૂંજે
ઝાંઝર કયાં ઝણુકયું ?

કનૈયાલાલ જોષી

પતિ આવે ત્યારે નાનામાં નાનું મનુષ્યજંતુ બની જવાની એને પ્રેરણા થઈ આવે છે, ને એમ ને એમ જીવનના ખારાપાટમાં એનો પત્નીપથ આગળ વધે છે.

જ્યારે એ અરીસામાં જુએ છે ત્યારે પોતાની કરમાતી તાજગીને એ પતિના વિપરીત

## જીવન-નૌકા



સરવરના નીરમાં હેલે ચઢી
મારી જીવનની નાવડી.
શીતળ સમીર મારા હૈયાને હુલવે,
જળનાં તરંગ મારા ચિતડાને ઝૂલવે,
દિલડું ડોલાવતી ડોલે ડોલે
મારી જીવનની નાવડીઃ
સરવરના નીરમાં હેલે ચઢી
મારી જીવનની નાવડી.
દીસે ક્ષિતિજમાં રૂપાળો ચાંદલો,
ઊગે આકાશમાં હીરા શો તારલો,
ચાંદાના તેજમાં ચમકે ચમકે
મારી જીવનની નાવડીઃ
સરવરના નીરમાં હેલે ચઢી
મારી જીવનની નાવડી.
દૂરેથી આવતાં કાળુડાં વાદળાં,
સાથે તોફાનના વાતા વંટોળીઆ,
વાતા વંટોળમાં ઘૂમે ઘૂમે
મારી જીવનની નાવડીઃ
સરવરના નીરમાં હેલે ચઢી
મારી જીવનની નાવડી.
ભક્તિના દોરથી બાંધી છે નાવડી,
શીયળ સુકાનથી શોભે છે નાવડી,
તોફાની નીરમાં ઝૂલે ઝૂલે
મારી જીવનની નાવડીઃ
સરવરના નીરમાં હેલે ચઢી
મારી જીવનની નાવડી.

દામોદરદાસ પુ. શાહ

વર્તનને માટે જવાબદાર લેખે છે. પોતે રસોઈ કરે છે ત્યારે ભોજનમાંથી ઓસરતા સ્વાદને એ પતિની વિપરીતતા માટે જવાબદાર લેખે છે. અને જ્યારે પોતાના બાલકને એ ખોળે બેસારે છે, ત્યારે એ બાલકની નિષ્પત્તિને પતિના બેદિલ માટે જવાબદાર લેખવાનું એને દિલ થઈ આવે છે. પાડોશમાં કોઈ સ્ત્રીને એ નિહાળે છે ત્યારે એના ઉપર પતિની બેપરવાઈનો દોષ નાંખવાની એને વૃત્તિ થઈ આવે છે ને છતાં પોતાના સમગ્ર જીવનની બારીકમાં બારીક મીમાંસા કરતાં પણ એને પતિની બેદરકારીનું કોઈ પ્રત્યક્ષ કારણ નથી દેખાતું.

એક દિવસ મણિલાલ સવારના પહોરમાં શાળાનાં અઠવાડિક પરીક્ષાપત્રો જોવા, આગલી પરસાળમાં ભોંય ઉપર સાદડી પાથરી, પાસે ખડિયો કલમ રાખી, પરીક્ષાપત્રોનો પથારો પાથરી બેઠો હતો. પાછલી પરસાળમાં લલિતા શાક સમારતી બેઠી હતી.

બાર માસનું બાળક ઘુંટણ તાણતું, શીખતું ઓરડાનો ઉંબરો વળોટીને આગલી પરસાળમાં આવ્યું. ખડિયો પકડ્યો. 'બા...બા...બા... બો...બા' બાળકે આનંદની ચીસ પાડી. મણિલાલ બાળક સામે નજર નાંખે તે પહેલાં ખડિયો ઉંધો વળ્યો ને મણિલાલના ધોતિયાં ઉપર શાહી ઢોળાઈ.

ન સમજાય એવા અનુચિત રોષની કારમી આંધી મણિલાલની આંખમાં, મણિલાલના હાથમાં, મણિલાલના શરીરમાં ઉભરાઈ આવી. 'સા...લા...કમજાત...' મણિલાલે બાળકને જોરથી તમાચો ચોડી દીધો. બાળક ગડથોલું ખાઈને ભોંય ઉપર પડી ગયું ને એણે ચીસ નાંખી.

એ ચીસ સાંભળીને લલિતા દોડી આવી. બીજો તમાચો મારવા જતા મણિલાલનો હાથ એણે પકડી લીધો. એની આંખમાં રોષ આવ્યો. હાથમાં જોર આવ્યું : 'તમે તે માણસ છો કે રાક્ષસ? આવડા બાળક ઉપર આટલી

તવાઈ? ગાલ ઉપર આંગળાં ઉઠી આવ્યાં, જોતા નથી?'

'મારો ખડિયો? મારૂં ધોતિયું? કમજાતને ચીરી...'

'લ્યો મારી નાંખો. લે અભાગિયા!' ને લલિતાએ ભયાનક જોરથી પીસેલા હોઠથી ભોંય પડેલા બાળકને ઝુડવા માંડયો. 'મારી નાંખો અમને એટલે થયું. કોણ જાણે કયા શુકનનો મૂવો પેટ પડયો છે કે જન્મીને સુખ લેવા નથી દીધું. મારી નાંખો' ને લુહાર લોઢું ટીપતો હોય એમ લલિતાએ બાળકને મારવાનું ચાલુ રાખ્યું.

આડોશી પાડોશીઓના અભિપ્રાયોના ડર ઉપર જીવતા મણિલાલને લાગ્યું કે કોઈ સાંભળી જશે તો નકામો ફજેતો થશે. એણે લલિતાનો હાથ પકડીને કહ્યું: 'લ્યો બસ કરો. બહુ થયું.'

લલિતાની આંખમાં આસુની ધારા નીકળી પડી. હેબતાઈ ગયેલો ને પૂરો શ્વાસ પણ ન લઈ શકતાં બાળકને છાતી સરસો ચાંપતાં એ ડુસકાં ભરતી બોલી: 'કોણ જાણે, પણ આ છોકરૂં તમને દાડું ગમતું નથી. એણે તમારૂં શું બગાડયું છે કે એના ઉપર તમે આટલી તવાઈ કરો છો?'

આઠ આઠ માસથી મહાપરિશ્રમે છુપાવી રાખેલી વાત મણિલાલની આંખમાં ચમકી. એની આંખમાં ચમકેલો ક્રોધ, એના ચહેરા ઉપર ચમકેલો તિરસ્કાર, અને અંગેઅંગમાં પ્રગટેલી દેખાતી અસ્પૃશ્યતા જોઈ લલિતા ભડકી ઉઠી. 'શું છે?' એ માંડ માંડ બોલી શકી.

મણિલાલ છાયો-ઉભો થયો. જાણે કે નજરબંધ થઈ હોય એમ લલિતા એની સામે ને સામે ઉભી રહી. મણિલાલે લલિતાનો હાથ પકડયો: 'હું તને કહેવા નહોતો માગતો. પણ આજ હવે કહી દઉં છું.' હોઠ પીસીને સુસવતા અવાજે સ્વામીનાથ બોલ્યો: 'આ બાળક

## વસંતનો કિલ્લોલ



વન વનમાં કિલ્લોલ; પંથી!
વસંતનો કિલ્લોલ.

દિશ દિશ અંતર રંગ ઉછાળે;
તનમન ધનના રાગ જુવાળે,
અંતર પરદો ખોલ; પંથી!
વસંતનો કિલ્લોલ.

ફૂલ ફૂલ ઉલ્લોલ સુહાગે
પધરાવે દુનિયા અનુરાગે;
અભિનવ અક્ષર બોલ; પંથી!
વસંતનો કિલ્લોલ.

વિહંગ વધાવે વનશ્રી વાણી,
ન્હાની સૃષ્ટિ ગીત-નવાણી!
કર અંતર તરબોળ; પંથી!
વસંતનો કિલ્લોલ.

તન્મય જગ રસ રંગ સુરાગે,
જળ સ્થળ વાવ વસંતિલ વાગે:
ધર લગની અણમોલ; પંથી!
વસંતનો કિલ્લોલ.

સરોદ.

મારું નથી, એની મને ખબર નથી એમ તું સમજે છે?'

જલતો અંગાર હોય એમ ધ્રુસકાં ભરતાં બાલકને ભોંય ઉપર મૂકી દઈને લલિતા બે કદમ પાછી હઠી ગઈ: એનો ચહેરો સફેદ બની ગયો: 'શું કહો છો?'

મણિલાલ હસ્યો–કઠોર અને ક્રૂરતાભર્યું હાસ્ય એણે કર્યું. લલિતાને એની પામરતાથી બરાબર સભાન બનાવવાની, એને ડામવાની વૃત્તિ એનામાં ખદબદી ઉઠી: 'હા હું એ જ કહું છું કે આ બાળક મારું નથી.'

'તમારું નથી? ત્યારે કોનું છે?'

તિરસ્કારથી હસતા ચહેરા ઉપર ધિક્કારભર્યો રોષની કાલિમા છવાતી હતી: 'બાપ તેવા બેટા. એનો ચહેરો જ જોઈ લે ને? કોને મળતો આવે છે? છે એમાં મારો કે મારા બાપનો કંઈ અણસાર પણ?'

'તમારો અણસાર? તમારા બાપનો અણસાર? ચહેરો?'

'હા. લલિતાબાઈ! પાપ ગમે તેટલું છાનું રહે, પણ આખરે બોલે ત્યારે છાપરે ચઢીને બોલે છે. તમારાં બાળકનો ચહેરો મારા જેવો તો નથી તે નથી જ; પરંતુ એનો ચહેરો છે આપણા પાડોશી નથુભાઈ જેવો. સમજ્યાં, નથુભાઈ જેવો.'

'નથુભાઈ જેવો? તમે શું કહેવા માગો છો? તમે શું બોલો છો?'

'હું શું કહું છું એ તમે બરાબર સમજો છો.'

'અરે, તમે જીભ કચરતાં જરાક વિચાર કરો. નથુભાઈને હું ઓળખતી નથી, પારખતી નથી, એ જે હોય, જેવા હોય, પણ મારે ભાઈબાપ જેવા છે. અરે રામ! તમને હજી મારો ઇતબાર ન આવ્યો? મારામાં તમે કયે દિવસ કાંઈ ઉણપ જોઈ કે તમે આવું. ગાળ દેવા જેવું બોલો છો?'

લલિતાના આંસુભીના ચહેરામાંથી નીકળતો કંપતો ધ્રૂજતો અવાજ પોતાને જરાયે ન કંપાવે એ માટે હૃદયને, અવાજને, આંખને કઠોર કરતો મણિલાલ બોલ્યો: 'તમારામાં મેં ઉણપ દેખી હોત તો તે જ વખતે ચીરીને મીઠું ન ભરત? પણ તમે તો બરાબર એવું સ્ત્રીચરિત્ર આચરેલું કે ધણીને કે બીજા કોઈને જરાય ગંધ પણ કેમ આવે? મને વહેમ ન આવે એ માટે મને કેવા વળગ્યાં રહેતાં! મને શું ખબર કે આ વનિતામાં વહાલ નથી પણ બલાનો વળગાડ છે. તમે તો ખૂબ છુપાવ્યું. કપરામાં કપરી જીભ પણ તમારાં વખાણ કરે એવું જાળવ્યું. પણ આખરે બાળકના ચહેરામાંથી પાપ પ્રગટ થયું. બોલો હવે તમારે શું કહેવું છે?'

આ નાપાયાદાર વહેમને કેમ ટાળવો એની લલિતાને કોઈ સૂઝ ન પડી: તમે નથુભાઈને પૂછશો? નથુભાઈને અહીં બોલાવશો? હું જોઉં તો ખરી કે એનો ચહેરો એવો તે કેવોક છે કે જે મારા બાળકને મળતો આવ્યાનું તમે કહો છો? તમે કોઈ પાંચ સારા માણસને પૂછી જોશો?'

'એમાં હું પૂછવા જાઉં એમ? વાહ રે સતી વાહ! આ ફજેતો હજી ઓછો પડે છે એ પૂરો કરવો છે એમ ને? અમારે શું જોવાને આંખ નથી? અમે શું આંધળા છીએ?'

'તમે કહો એવા સોગન ખાઉં.'

'સોગન ખાય એ સદાય જૂઠો.'

'પણ ત્યારે તમે કહો એમ કરું. તમારો આ વહેમ ટાળવાનો તમે મને રસ્તો બતાવો. કહો તો મીરાં દાતારના ચોખા ચાવું. કહો તો માતાની ચુંદડી ઉપાડું.'

'એ પુરાવા ગયા બધા સતયુગના કાળમાં. આજના યુગમાં એવા ઢોંગથી કોઈ નહિ છેતરાય.'

'પણ ત્યારે હું કરું શું?'

'આમાં કંઈ જ થઈ શકે એમ નથી.

હવે એક વાત ચોક્કસ છે. હું અને તમે કોઈ દિવસ સાથે રહી શકીએ એમ નથી. તમે મારું ઘર છોડીને ચાલ્યાં જાઓ.'

'પણ હું ક્યાં જાઉં ?'

'જવું હોય ત્યાં. છેવટ જહન્નમમાં. મારા ઘરમાં નહિ. આજ ને આજ તમે ચાલ્યાં જાઓ.'

[૩]

દશ વર્ષ વહી ગયાં.

મણિલાલ એ ગામની નોકરી છોડીને ચાલ્યો ગયો હતો. અમદાવાદમાં એક મીલમાં એ નોકરી કરતો હતો. એક દિવસે રૂમાં મંદી આવી. કાપડ બજાર બેસી ગઈ. મીલના ભાવ ગગડયા ને મીલ બંધ થઈ. મણિલાલ બેકાર બન્યો, ને એક બેકારને છાજે એવાં નોકરીને માટે વલખાં મારવા લાગ્યો. બધે ય બેકારી હતી. મણિલાલને દેખાયું કે નોકરીઓ થોડી છે ને જગત આખું ય બેકાર છે. મહા પ્રયાસે ખૂબ મથામણે એક શહેરમાં અંગ્રેજી શાળાના શિક્ષક તરીકે એને નોકરી મળી. મણિલાલ એ નોકરી ઉપર દાખલ થયો. પહેલા વર્ગના છોકરાઓને અંગ્રેજી મૂળાક્ષરો શીખવવા લાગ્યો. જખમાયેલા શિકારને બોડ હાથ લાગે ને જેટલી નિરાંત થાય એટલી નિરાંત એણે અનુભવી.

પંદરેક દિવસ એમ ને એમ વહી ગયા. એક દિવસે શાળાના મુખ્ય શિક્ષકે મણિલાલને બોલાવ્યો. મણિલાલ એમના કમરામાં ગયો. એક મેજ ઉપર મુખ્ય શિક્ષક અંબાલાલ બેઠા હતા. સામે એક જુવાન છતાં પ્રૌઢ લાગતી, સ્વમાનભર્યા ચહેરાવાળી સ્ત્રી ખુરશી ઉપર બેઠી હતી. એની બાજુમાં નવદશ વર્ષનો એક સોહામણો બાળક સુઘડ પોષાક પહેરેલો ઉભો હતો.

મણિલાલે એ બાઈ સામે નજર નાખી. પોતે એને ક્યાંક કોઇક વાર જોઈ છે એમ

## આવજે રે !



ચાંદલિયા આવ ધીરો,
તારલિયા આવ ધીરો,
આવજે રે !
મીઠી મોઝમ રાતે તું આવજે રે !
મલકે તું આજ શાને ?
ચમકે તું આજ શાને ?
આવજે રે !
પ્રીત તણું સ્મિત ભરી લાવજે રે !
વિયોગી દિલ મારૂં,
સૂની સંધ્યા ને રાતે,
આવજે રે !
સંદેશ લાવજે રે, આવજે રે !
હૈયાનાં હાર સારી,
આંસુ વધાવે તને,
આવજે રે !
વિયોગ ના લાવજે રે, આવજે રે !

વૈદ્ય પદ્માવતી

લાગ્યું. મગજમાં સ્મરણશક્તિનાં ચક્રો અણુંકળ્યાં ચાલવાં માંડયાં. ક્યાં જોઇ હશે પોતે આ બાઇને ? પરિચિત કેમ લાગે છે ?

'મી. મણિલાલ, એમ શું આવા જેવા જેયા કરો છો ?' અંબાલાલે મણિલાલને એના વિનયહીન લાગતા વર્તન માટે ઠપકો આપતાં સખત અવાજે કહ્યું: ' આ બહેનને એમના પુત્રને શાળામાં દાખલ કરાવવો છે. તમારા વર્ગમાં જગ્યા છે એટલે એને દાખલ કરો.'

મન તો નવાઇ હતી, કારણ કે બલ્ગેરીયન સરકાર આવી જાહેર તપાસના લાભ ભાગ્યેજ આપે છે અને તેથી જ આ વીરપ્રસુતા માતાને દિલે આશાના અંકૂર ફૂટયાં હતાં.

'જો મારા જ્યોર્જીને આવી ખુલ્લી તપાસની તક મળશે તો અચૂક મારો જ્યોર્જી આ આફતમાંથી સલામત બહાર નીકળશે' એવી શ્રદ્ધોના પડઘા એ વીર માતા તેના ડેનોસ્કી નામના બલ્ગેરીયન દુભાષિયાને કાને પાડયા જ કરતી.

એ રોમાંચક દિવસો દરમિયાન કોઇનુંએ ડીમોટ્રોવાની માતા તરફ લક્ષ ખેંચાયું ન હતું, સિવાય કે તેની સારી રીતે બરદાસ્ત થાય છે કે નહિ તે જોતા રહેવું. પરંતુ માતાના એ ખોળીયામાં રહેલા ખેડૂત જીવને એ હોટેલશાહી ખોરાક પસંદ પડતો ન હતો.

પોતાના નબીરા જ્યોર્જી અને એના ગોઠીયાને પણ કાંઇક ખોરાક પહોંચાડી શકાય તો તેને જાતે જ પોતાનો ખોરાક પકાવી પહોંચાડવા એની મરજી હતી. તે માતા તેના નયનોના સીતારા સમા તેના પ્યારા પુત્ર જ્યોર્જી માટે નાની નાની સટરપટર ચીજો લઇ જતી. ચોકલેટનાં પડીકાં કે એનો અવાજ બેસી ગયો હોય ત્યારે કેટલીક પીપરમીન્ટની ટીકડીઓ પણ તે પહોંચાડવા ચૂકતી નહિ. જો કે આમાંની એક પણ ચીજ તેને પહોંચાડવા સામે સરકારી મનાઇ હોવા છતાં તે આવાં કામ કર્યા જ કરતી. એ વીર માતા એવી વાતોને ક્યાં ગાંઠે એમ હતી? મના હતી તેથી શું? એક જુવાન નાઝી પહેરગીર હતો... અને પીપરમીન્ટનાં પડીકાં હતાં એટલે તેનું ધાર્યું કરાવી લેવામાં શી વાર?

આખરે તો ડીમોટ્રોવાને છોડવો પડયો. અને એ માતા તો રાજીના રેડ થઇ ગઇ. તે તો હંમેશાં પોકારતી કે 'મારા બેટાને એમને છોડવો જ પડશે; જખ મારીને છોડવો પડશે. એમની શી મગદૂર કે એને હવે નાઝીઓ લાંબો કાળ ગોંધી રાખે?' આવી અચળ શ્રદ્ધાથી એનો આગ્રહ એ ટકાવી રહી હતી.

જે અંગ્રેજી સમિતિ ડીમોટ્રોવના મુકદ્દમામાં સહાયભૂત હતી તેના પ્રાણરૂપ ડોરોથી વુડમેનને ડીમોટ્રોવાની ભગિની અને તેનેવની પત્ની વળગી પડયાં હતાં, અને ડોરોથીને તેમને સહાય કર્યેજ છૂટકો હતો. પણ મુકદ્દમામાંથી છુટકારો એટલે નાઝીઓના જર્મનીમાં બધો યે છુટકારો ને સંપૂર્ણ સ્વતંત્રતા એવો અર્થ નથી થતો, એમ જ્યારે એ વીર જનનીને જણાયું ત્યારે તો એ માતાની મહત્તા ઓર ઝળકી ઊઠી. અદાલતની અંદર અને તેની બહાર માતાની આણ વર્તતી હતી. આખુંયે વાતાવરણ પુત્ર અને માતાના વર્ચસ્વ નીચે આવી ગયું હતું.

કોનો દેન હતો કે એ માતાને કારાગૃહમાં દાખલ થતી રોકી શકે? ચોમેર વરસતા બરફ અને વીંધી નાંખતા ઉગમણા પવનના ઝપાટા ઝીલીને એ બોતેર વર્ષની સ્ત્રી જેલમાં પહોંચતી હતી, હંમેશાં પહોંચતી. કોઇ તેને ખાળી શકતું નહિ. હરરોજ નાની પોટકીઓ લઇને એ બહાદૂર બુઢ્ઢી આવી જ હોય!

કોઇવાર તેના બેટાનો મેળાપ થવા પામતો, તો કોઇવાર વળી ધરમધક્કો યે થતો. લીપઝીગમાં તો એ જાણીતી બની ગઇ. વેપારીઓ અને હાટડીઓવાળાઓનો પણ એના ઉપર એવો તો ભાવ જામ્યો હતો કે તેઓ નાની નાની વસ્તુઓના પૈસા લેતા જ નહિ. તેમજ તેના ખરીદેલા માલમાં ગુપચુપ વધારે નંગ ઘુસાડી દેતા.

નાઝી સરદારો માંહેના કેટલાક ચકોર બુદ્ધિવાળાઓના ભેજામાં આખરે ઉગવા લાગ્યું કે એ માતા તેમનાથી કાંઇ ખાધી જાય તેવી ન હતી. તે કાંઇ તેમનાથી ઉતરે તેવી ન હતી.






ધાડું ( મોજમજાહના સૌજન્યથી ) કરકસર

તેનામાં તેમના જેટલીજ લોકસત્તા અગર તેમનાથી પે વધારે લોકપ્રિયતા વ્યક્ત થતી હોય એમ તેમને જણાવા લાગ્યું હતું.

તેનામાં સાક્ષાત્ માતૃત્વ મૂર્તિમંત થતું સહું કોઈને ભાસવા લાગ્યું. ગોરીંગની પાછળ જે નાઝીઓ હતા તો એમના .આરોપીની માતા પાછળ તો સારીયે આલમની ભલી દુવા અને શુભેચ્છાઓ ખડી હતી એમ તેઓ જાણી ગયા હતા.

શુભેચ્છાના તારનો તો માતા ઉપર વરસાદ વરસતો. બેશક એટલા બધા તારનો ધોધ પડતો હતો કે બધા તાર તેને ન પહોંચાડવાની ટપાલ ખાતાને તાકીદ આપવામાં આવી હતી. અમેરીકાના સાગર-સંદેશા (કેબલ) તેને પાઠવનારને પરત કરવામાં આવતા.

અમેરીકન ચિત્રપટો અને 'ક્રંદન ભગિની'-ઓએ આ માતૃભાવનો એવો તો કાગનો વાઘ કરી માર્યો હતો કે, આ મુકર્દમાનો જેને હવાલો સોંપાયો હતો તેવો દાધારીંગો ડૉ. ઇજેક તો એમજ ધારતો કે સઘળું સનસનાટી ફેલાવાનો એક બુટ્ટો માત્ર છે.

તે તો એમ ઠસાવતો કે 'એની મા દેખાડે છે એવી એને કાંઈ પડી નથી. મુકર્દમાં પડેલાં દસ વરસ સુધી તો એણે એના દીકરાનું મોઢું યે જોવાની ખેવના બતાવી નથી. અને અત્યારે આવો હેતનો હેડકો આવી ગયો છે. કમ્યુનીસ્ટો માત્ર એ બાપડીને હોળીનું નાળીયેર બનાવી રહ્યા છે.' એવું એ બચાવ સમિતિના મુલાકાતકારોને ભરવતો.

પણ આવી માતા અને આવા પુત્ર વચ્ચે વરસોનો વિજોગ કોઈ થોડાં જ આરે આવી શકે છે ? બાપડી શું કરે ? પૈસા હોય તો મુસાફરી કરીને મળવાને જાય ને ? એની પાસે તો અફીણ ખાવા રાતો દોકડો યુ હતો નહિ. તેમ ડીમીટ્રોવા બલ્ગેરીયા પાછો આવી શકે તેમે ય નહોતું. માતા તો બીચારી જાણતી કે પ્રિય એવા હેતુ માટે પોતાનો પુત્ર લડી રહ્યો છે અને એ ખ્યાલથી તે મગરૂર અને મસ્ત રહેતી.

પછી તો આ માતાને પીડવા ને પજવવા લાગ્યા. તેની મુલાકાતો બંધ કરી દીધી. આથી માંદી માંદી એ આ આપદાનો નીવડો આણવા માટે પ્રધાનને મળવા ઠેઠ બર્લીન ઉપડી.

રાણીના બોલાવ્યા જેટલા ફેરિયાઓ ને તસ્વીરનવેશો એકઠા ન થાય એટલા બધા એની આસપાસ વીંટળાઈ વળતા, માતા ડીમીટ્રોવા હવે તો જગદ્વીર-જગમૂર્તિ બની ચૂકી હતી. જખ મારીને નાઝીઓને બંધ કરેલી મુલાકાતો શરૂ કરવી પડી. પણ તરત જ તેની ભાષામાં એને સમજાવી શકે તેવા એના કસાબિયા વકીલ

# ધોળ્યાં કુસુંબલા

*

ધ્રબકે ત્રાંબાળુ ને ગાજે સિંધુડો,
રણ કેરી ભેરી સૂણાયઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

જામે અભંગ રંગ–વીરતાનો વીર રંગ,
વીરલાઓ વીર વાટે જાયઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

ચમકન્તી અસિયો ને ચમકન્તી આંખડિયે,
ચમકન્તા ચાંદલા સોહાયઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

થનગનતે ઘોડલે ને હલમલતે હાથીડે,
જોબનના જોમ ઉભરાયઃ
કેસરીએ ધોળ્યાં કુસુંબલા.

કેસરીઆં દિલડાં ને કેસરિયાં છાંટણા,
કેસરિયાં તિલક જો ભાલઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

નેકી નિશાનીએ ને સતને ધજાગરે,
શૌર્યના સાથિયા પૂરાયઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

ખંતીલા ખેલ ત્યાં ખાંડાના ખેલતાં ત્યાં
જીવનનાં પર્વ ઉજવાયઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

વરતા શહીદોના વિજયનાં પારણાંના
વારણા લેતી વસુંધરાઃ
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

ભભૂતિ

ડેનોરકીને એમણે રવાના કરી દીધો. અને એક ઉપાધી ટાળી.

આમ છતાંય એ ખડતલ માતા પોતાના વિચાર અખબારીઓને પહોંચાડતી. સારૂં અને ખરાબ એ અર્થના અંગ્રેજી અને જર્મન બબ્બે શબ્દો એ શીખી ગઈ અને પોતાનો વ્યવહાર ચલાવ્યે રાખતી.

માતાના હાસ્ય અને હાવભાવ એમને આખા ભાષણ રૂપ થઈ પડતાં. એની અભિનય પદ્ધતીથી એનું ગાડું ગબડતું હતું. એટલે એને દમ મારવામાં આવ્યો કે જો એ અખબારને ખબર પહોંચાડશે તો એના દીકરાનો જાન જોખમમાં આવી પડશે.

એટલે એને ન છૂટકે હોઠ વાસી મોઢે તાળાં દેવા પડયાં. એ મૌન રહી, પણ એની વણઉચરી વાણી તેના પ્રતિ માનભરી નજરે, નીહાળનાર અખબારી અહેવાલીઓ આગળ એની આંખો સઘળું કહી દેતી અને તેઓ સમજી લઈ એના અંતરનો પડઘો અખબારો બધી આલમને સંભળાવતા.

નાઝીઓનુ આથી યે કાંઈ ન વળ્યું. હવે તો તેને હદપાર કરે તો કંઈક વળે તેમ હતું. આખો મુક્તિ જંગ આ ઝુકી પડેલી બુઢ્ઢી તરફ ઝુકી પડયો હતો. નાઝીઓ ગભરાઈ ગયા. આવાડીયાં ઉપર આવાડીયાં પસાર થવા લાગ્યાં. એ માંદગીમાં મારત થઈ ગઈ. ભલા જર્મન તબીબોએ એને આરામ લેવા અને 'ક્ષ' કિરણોથી ચિકિત્સા કરાવવાની સલાહ આપી હતી.

અલબત્ત બધો વખત આરામ લેવાની માતાએ હા ભણી, પણ તેના બેટાની મુલાકાતના વખતનો સંભવ હોય તો પોતે પીડાથી પટકાઈ પડેલી હોવા છતાં માતા મુલાકાતની ક્ષણે ઝબકી ઉઠતી. થોડો કાળ આરામ લેવા પુત્રે માતાને જે વિનવ્યું તે એને દગોદમ

સમજાયું. તે જાણતો હતો કે આમ છતાં ય માતા આવશે જ, તેને આવવું જોઈએ જ એમ એ સમજી ગયો.

છેલ્લી મુલાકાતે માતા સીધાવી. પણ નફરત નાઝીઓ દાઝના માર્યાં એમે ય નહોતા કહેતા કે એના દીકરાને તો એમણે ક્યારનો રશિયાને રસ્તે પડયો હતો. એ કલાકે માતા આ ક્રુર મૌન ભેદી હકીકત જાણવા પામી હતી.

હકીમો તો એની કાયા જોઈ માથું ધુણાવતા અને તબીબોના એ નનૈયા છતાં માતાનું દીલ હાથ રહેતું નહોતું એટલે માતા તો વળી પુત્રના સગડ લેતી રશિયા તરફ રવાના થઈ ચૂકી. એમની માતાપુત્રના મીલાપની વરસની ઘડી કેટલો કાળ ટકશે એ તો જો કે સવાલ હતો, તેમ છતાંય માતા તો ઉપડી—ખરખરાટ કરતી એના બેટાને ભેટવા.

બચાવ સમિતિએ સહાય તો કરી હતી, પણ ઘણો ખરો વિજય તો એ બેટા અને માડીનો જ હતો. તેઓએ તેઓની હિંમત, અને વીરતા અને જીંદગી પ્રતિની કંડી ઉપર વાધને લીધે રીસસ્ટેગ આગના કેદીઓની જીંદગીથી યે વધારે હાંસલ કર્યું હતું.

આ વિજયથી હરેક વ્યવસ્થિત શ્રમજીવી અને હરેક શ્રમજીવીની માતા આજે મગરૂબ હતી. તેઓ માથુ ઉંચું રાખી છાતી ટટાર રાખી, ધૈર્યને વીરતા દાખવવા મહાલે છે અને એનું કારણ એ જ કે જે દુનિયામાં એમને પ્રત્યેક પ્રસંગે મારી ઝુડીને હરાવી હંફાવી પાછાને પાછા જ પાડવામાં આવતા હતા, તેનો આજે આ વીરમાતા અને વીરપુત્ર ડીમીટ્રાવે જુલમનો સામનો કર્યો અને જીત મેળવી હતી. એમની આ જેહાદે એ શ્રમજીવીઓના જીગરમાં ઉંડા અને ઉમદા બોધપાઠો કોતરી કાઢ્યા હતા. ધન્ય હો એ વીરમાતાને.'

*

## સમર્પણ



મ્હારો આતમ-દીવડો ઝબૂકે,
મ્હારા નયણાંમાં વીજ કાંઈ ચમકે,
તેજ મીલિત પાંપણેથી ધીરે સરે,
મ્હારા અંગ અંગમાં એક ડોલન ભરે,
માર્રું જીવન આજ તુજ ચરણે નમે.



એક પોયણું હસ્તમાં ઝૂલે ઝૂલે,
એની સોળે રે પાંખડી ખીલે ખીલે,
તેમ હૈયું મ્હારૂં આજ નાનું નાનું અરે !
તેમ ખીલે ખીલે ને વળી ઝૂલે ઝૂલે.
મારૂં જીવન આજ તુજ ચરણે નમે.

દીપ-શિખા લહેરાય જો વાયુ લહરે,
પેલો અર્ચનાનો ધૂપ જો ધીમે ધૂમે,
વહેતો વહેતો આવી તને ઘેરી વળે,
તારા અંતરમાં પ્રેમનો પરિમલ ભરે,
મારૂં જીવન આજ તુજ ચરણે નમે.

સૌ. હંસા શરદચન્દ્ર મુનીમ

# ધોળ્યાં કસુંબલા

*

ધ્રબકે ત્રાંબાળુ ને ગાજે સિંધુડો,
રણ કેરી ભેરી સુણાય:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

જામે અભંગ રંગ–વીરતાનો વીર રંગ,
વીરલાઓ વીર વાટે જાય:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

ચમકન્તી અસિયો ને ચમકન્તી આંખડિયે,
ચમકન્તા ચાંદલા સોહાય:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

થનગનતે ઘોડલે ને હલમલતે હાથીડે,
જોબનના જોમ ઉભરાય:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

કેસરીઆં દિલડાં ને કેસરિયાં છાંટણા,
કેસરિયાં તિલક જો ભાલ:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

નેકી નિશાનીએ ને સતને ધજાગરે,
શૌર્યના સાથિયા પૂરાય:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

ખંતીલા ખેલ ત્યાં ખાંડાના ખેલતાં ત્યાં
જીવનનાં પર્વ ઉજવાય:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

વરતા શહીદોના વિજયનાં પારણાંનાં
વારણા લેતી વસુંધરા:
કેસરીએ ધોળ્યાં કસુંબલા.

ભભૂતિ

ડેનોરકીને એમણે રવાના કરી દીધો. અને એક ઉપાધી ટાળી.

આમ છતાંય એ ખડતલ માતા પોતાના વિચાર અખબારીઓને પહોંચાડતી. સારૂં અને ખરાબ એ અર્થના અંગ્રેજી અને જર્મન બબ્બે શબ્દો એ શીખી ગઈ અને પોતાનો વ્યવહાર ચલાવ્યે રાખતી.

માતાના હાસ્ય અને હાવભાવ એમને આખા ભાષણ રૂપ થઈ પડતાં. એની અભિનય પટુતાથી એનું ગાડું ગબડતું હતું. એટલે એને દમ મારવામાં આવ્યો કે જો એ અખબારને ખબર પહોંચાડશે તો એના દીકરાનો જાન જોખમમાં આવી પડશે.

એટલે એને ન છૂટકે હોઠ વાસી મોઢે તાળાં દેવા પડયાં. એ મૌન રહી, પણ એની વણઉચરી વાણી તેના પ્રતિ માનભરી નજરે નીહાળનાર અખબારી અહેવાલીઓ આગળ એની આંખો સઘળું કહી દેતી અને તેઓ સમજી લઇ એના અંતરનો પડઘો અખબારો ખપી આલમને સંભળાવતા.

નાઝીઓનુ આથી યે કાંઈ ન વળ્યું. હવે તો તેને હદપાર કરે તો કંઈક વળે તેમ હતું. આખો મુક્તિ જંગ આ ઝુકી પડેલી બુઢ્ઢી તરફ ઝુકી પડયો હતો. નાઝીઓ આ પણ જાણી ગયા. અઠવાડીયાં ઉપર અઠવાડીયાં પસાર થવા લાગ્યાં. એ માંદગીમાં ગારત થઈ ગઈ. ભલા જર્મન તબીબોએ એને આરામ લેવા અને 'ક્ષ' કિરણોથી ચિકિત્સા કરાવવાની સલાહ આપી હતી.

અલબત્ત બધો વખત આરામ લેવાની, માતાએ હા ભણી, પણ તેના બેટાની મુલાકાતના વખતનો સંભવ હોય તો પોતે પીડાથી પટકાઈ પડેલી હોવા છતાં માતા મુલાકાતની ક્ષણે ઝબકી ઉઠતી. થોડો કાળ આરામ લેવા પુત્ર માતાને જે વિનવ્યું તે એને દગોદમ

સમજાયું. તે જાણતો હતો કે આમ છતાં ય માતા આવશે જ, તેને આવવું જોઈએ જ એમ એ સમજી ગયો.

છેલ્લી મુલાકાતે માતા સીધાવી. પણ નફરત નાઝીઓ દાઝના માર્યા એમે ય નહોતા કહેતા કે એના દીકરાને તો એમણે ક્યારનો રશિયાને રસ્તે પડયો હતો. એ કલાકે માતા આ ક્રુર મૌન ભેદી હકીકત જાણવા પામી હતી.

હાકેમો તો એની કાયા જોઈ માથું ધુણાવતા અને તબીબોના એ નનૈયા છતાં આનાનું દીલ હાથ રહેતું નહોતું એટલે માતા તો વળી પુત્રના સગડ લેતી રશિયા તરફ રવાના થઈ ચૂકી. એમની માતાપુત્રનાં મીલાપની વરસની ઘડી કેટલો કાળ ટકશે એ તો જો કે સવાલ હતો, તેમ છતાંય માતા તો ઉપડી- ખરખરાટ કરતી એના બેટાને ભેટવા.

બચાવ સમિતિએ સહાય તો કરી હતી, પણ ઘણો ખરો વિજય તો એ બેટા અને માડીનો જ હતો. તેઓએ તેઓની હિંમત, અને વીરતા અને છંદગી પ્રતિની હંડી ભેપર વાઈને લીધે રીસસ્ટેગ આગના કેદીઓની જીંદગીથી યે વધારે હાંસલ કર્યું હતું.

આ વિજયથી હરેક વ્યવસ્થિત શ્રમજીવી અને હરેક શ્રમજીવીની માતા આજે સમરૂપ હતી. તેઓ માથુ ઉંચું રાખી છાતી ટટ્ટાર રાખી, મૈયને વીરતા દાખવના મહાલે છે અને એનું કારણ એ જ કે જે દુનિયામાં એમને પ્રત્યેક પ્રસંગે મારી ઝુડીને હરાવી હંફાવી પાછાને પાછા જ પાડવામાં આવતા હતા, તેનો આજે આ વીરમાતા અને વીરપુત્ર ડીમીટ્રોવે જુલમનો સામનો કર્યો અને જીત મેળવી હતી. એમની આ જોડીએ એ શ્રમજીવીઓના જીગરમાં ઉંડા અને ઉમદા બોધપાઠો કોતરી કાઢયા હતા. ધન્ય હો એ વીરમાતાને.'

*

## સમર્પણ



મ્હારો આતમ-દીવડો ઝબૂકે,
મ્હારા નયણાંમાં વીજ કાંઈ ચમકે,
તેજ મીલિત પાંપણેથી ધીરે સરે,
મ્હારા અંગ અંગમાં એક ડોલન ભરે,
મારૂં જીવન આજ તુજ ચરણે નમે.



એક પોયણું હસ્તમાં ઝૂલે ઝૂલે,
એની સોળે રે પાંખડી ખીલે ખીલે,
તેમ હૈયું મ્હારૂં આજ નાનું નાનું અરે !
તેમ ખીલે ખીલે ને વળી ઝૂલે ઝૂલે.
મારૂં જીવન આજ તુજ ચરણે નમે.

દીપ-શિખા લહેરાય જો વાયુ લહરે,
પેલો અર્ચનાનો ધૂપ જો ધીમે ઘૂમે,
વહેતો વહેતો આવી તને ઘેરી વળે,
તારા અંતરમાં પ્રેમનો પરિમલ ભરે,
મારૂં જીવન આજ તુજ ચરણે નમે.

સૌ. હંસા શરદચન્દ્ર મુનીમ

# અખિલ હિંદ મહિલા પરિષદ

પ્રમુખ



શ્રી. અનસુયાબાઇ કાળે

*

ગયા મહિનાની આખરે—તા. ૩૦મી ડીસેમ્બરે—અખિલ હિંદ મહિલા પરિષદનું વીશમું અધિવેશન મદ્રાસ ખાતે શ્રીમતી અનસુયાબાઇ કાળેના પ્રમુખપદે ભરાયું હતું. આ પરિષદમાં હિંદના પ્રાંતોમાંથી પરિષદની શાખાઓ તરફથી ચુંટાયેલા પ્રતિનિધિ બહેનોએ હાજરી આપી હતી, એટલું જ નહિ, પણ વિદેશમાંથી પણ કેટલીક બહેનોએ આ પરિષદમાં હાજરી આપી હતી.

આ પરિષદ અંગે યોજાયેલ પ્રદર્શન સવારમાં મુંબઇના શરીફ શ્રીમતી મીઠાં લામને હાથે ખુલ્લુ મુકાયું હતું, અને સાંજે પરિષદની બેઠક શરૂ થઇ હતી.

શરૂઆતમાં દક્ષિણહિંદના જાણીતા કળાકાર શ્રીમતી એમ. એસ. સુબ્બલક્ષ્મીએ પોતાના કોકીલકંઠે પ્રાર્થના ગાઈ હતી, અને તે પછી નિવૃત્ત થતાં ગયા વર્ષનાં પ્રમુખ શ્રીમતી રમા રાવે પોતાનો હોદ્દો શ્રી. અનસુયાબાઇ કાળેને સુપ્રત કરતાં કહ્યું હતું કે, આપણી પરિષદે વીશ વર્ષમાં સમગ્ર હિંદ જ નહિ પણ દેશ વિદેશમાં પણ પોતાની પ્રતિષ્ઠા જમાવી છે. તેમણે શ્રીમતી અનસુયાબાઇનો પરિચય કરાવ્યો હતો. તે પછી તાળીઓના અવાજો વચ્ચે શ્રી. અનસુયાબાઇ પ્રમુખની ખુરશીમાં બેઠાં હતાં.

શરૂઆતમાં પંડિત જવાહરલાલ નહેરૂ, શ્રી. રાજગોપાલાચારી, શ્રી. સરોજીની નાયડુ, લેડી માઉન્ટબેટન, શ્રીમતી રામેશ્વરી નહેરૂ, લેડી પેથીક લોરેન્સ અને શ્રી. ખેર તરફથી આવેલ સંદેશા વંચાયા હતા. અને તે પછી ઈંગ્લાંડ, અમેરિકા, ઇન્ડોનેશીયા, સીલોન, પોંડીચેરી, ફ્રાંસ, સ્વીડન, ચીન અને ગોવાના પ્રતિનિધિઓએ પરિષદમાં અભિનંદનના સંદેશા વાંચ્યા હતા.

તે પછી સ્વાગત પ્રમુખ શ્રીમતી એસ. અમ્મુજમલે પોતાનું સત્કાર ભાષણ વાંચ્યું હતું અને હિંદી સ્ત્રીઓ રાજકિય અને સામાજીક ક્ષેત્રમાં પોતાનું કર્તવ્ય બજાવવામાં પાછી નહિ પડે એવી આશા વ્યક્ત કરી હતી.

પ્રમુખસ્થાનેથી શ્રી. અનસુયાબાઈ કાળેએ પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચતાં જણાવ્યું હતું કે—સ્ત્રીઓને પોતાની શક્તિઓનું ભાન કરાવી રાજકિય ક્ષેત્રમાં—દેશના સ્વાતંત્ર્ય યજ્ઞમાં—ભાગ લેતી કરવાનું સર્વ માન મહાત્મા ગાંધીજીને ઘટે છે. ફ્રેંચ રીવોલ્યુસનથી ગરીબને ગર્વ આવ્યો હતો પણ બ્રીટીશ સાથેની આપણી લડતથી તો આપણને સ્ત્રી તરીકે જીવતાં આવડયું છે—આપણું સ્થાન મેળવતાં આવડયું છે. આજે એક બહેન હિંદના પ્રધાનમંડળમાં છે, એક બહેન દુનીઆના અગ્રગણ્ય દેશમાં હિંદના એલચી તરીકે છે, યુ.નો પરિષદમાં એક હિંદી સ્ત્રી સ્થાન પામી છે, એક બહેન ગવર્નર પદ શોભાવે છે, માનવહક્કો માટેની જગતની પરિષદોમાં હિંદી બહેનો સ્થાન પામી છે.

૧૫ મી ઓગષ્ટના સ્વાતંત્ર દિવસ પછી હિંદમાં—પંજાબના હત્યાકાંડનો કારણે કેટલીય

બહેનો નીરાધાર, નીરાશ્રિત બની, કેટલી યે લુંટાઇ ગઇ, કેટલીઓનાં હરણ થયાં, કેટલી ય બહેનોનાં બાળબચ્ચાં નજર સામે રહેંસાઈ ગયાં ને આજે કેટલીય બહેનો પોતાનું સર્વસ્વ ગૂમાવીને હિંદને દ્વારે આવીને ઊભી છે. એ બધા માટે આપણે બહેનોએ પોતાથી બનતી બધી મદદ કરવી જોઇએ.

એક નાની શિક્ષણ-વિષયક સંસ્થામાંથી ફુલીફાલીને અખિલ હિંદ મહિલા પરિષદ આ ૨૦ વર્ષમાં એક વિશાળ અને વિરાટ વૃક્ષમાં પરિણમી છે અને તેનું ક્ષેત્ર અમર્યાદિત બન્યું છે; સમસ્ત મહિલા સમાજ અને બાળકોના કલ્યાણને સ્પર્શ કરતો કોઇપણ વિષય તેના કાર્યક્ષેત્રમાં આવી જાય છે. પરિષદની શાખા-પ્રશાખાઓ સમસ્ત હિંદમાં પથરાઇ ગઇ છે. આ શાખાઓએ ઘણું ઉપયોગી કાર્ય કર્યું છે અને હજી વધારે મહાન કાર્ય તેમની આગળ પડેલું છે. આપણે અલગ મતાધિકાર તજી પુરૂષો સાથે ઉભા રહી આપણું સ્થાન મેળવવાની તત્પરતા દેખાડી છે. અને આપણા ઉદાર સ્વભાવનો પરિચય કરાવ્યો છે. મને લાગે છે કે નવા રાજકીય સુધારાથી હિંદની લગભગ ૧૦ થી ૧૧ કરોડ સ્ત્રીઓને મતાધિકાર પ્રાપ્ત થશે.

બેઝીક એજ્યુકેશન સીસ્ટમથી કામ કરવાની ખાસ જરૂર છે. એથી બુદ્ધિશાળી અને મજુર વચ્ચેનો વર્ગવિગ્રહ ઓછો થશે.

પરદેશી સાસન તળે સ્ત્રી-કેળવણીએ ઘણું સહન કર્યું છે. છોકરીઓની કેળવણી તરફ ઉપેક્ષા વૃત્તિ જ રહી છે. ખરી રીતે તો છોકરી જ ઘરની વ્યવસ્થાપક અને કુટુંબની માતા હોવા માટે છોકરાઓ કરતાં છોકરીઓને કેળવણી માટે પ્રથમ પ્રબંધ થવો જોઇએ. હિંદના સમાજ સુધારક શ્રી. નટરાજનના શબ્દોમાં કહું તો ઘણાં છોકરાઓના શિક્ષણ કરતાં એક જ છોકરીના શિક્ષણની વ્યવસ્થા વધુ જરૂરી

## શ્રી. અનસુયાબાઈ કાળે

આ વર્ષે અખિલહિંદ મહિલા પરિષદના પ્રમુખ તરીકે ચુંટાયેલા શ્રી. અનસુયાબાઇ કાળેના પિતાશ્રીનું નામ સદાશીવરાવ ભાટે અને માતાનું નામ ગંગુબાઇ ભાટે છે. તેમનો જન્મ ૨૪-૧૦-૧૮૯૬ના રોજ બેલગામમાં થયો હતો. ઘેર અને બેલગામની પ્રાથમિક શાળામાં તેમણે કક્કો-બારાક્ષરી ઘૂંટયા હતા અને તે પછી વડોદરા અને પૂનાની હજુર પાગા સ્કુલમાં માધ્યમિક શિક્ષણ લઈ ૧૯૧૩માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. પૂનાની ફર્ગ્યુસન કોલેજ અને વડોદરાની બરોડા કોલેજમાં તેઓ આર્ટ્સ લઇને ઇન્ટર પાસ થયાં હતાં અને બી એ.ની ટર્મ્સ ભરવાનું એમને છોડી દેવું પડયું. કારણકે ૧૯૧૬માં તેમનાં લગ્ન શ્રી. પુરૂષોત્તમ બાળકૃષ્ણ કાળે સાથે થયું. એ લગ્નથી તેમને આનંદ, લક્ષ્મી, કાશીનાથ, બાલકૃષ્ણ અને જાલિની એમ પાંચ સંતાનો છે.

તેમની રાજકિય અને સામાજીક સેવાઓ અનેકવિધ છે. રાજકિય ક્ષેત્રમાં તેઓ ઇન્ડીયન નેશનલ કોંગ્રેસના અથાગ કાર્યકર્તા છે. ચીમુર કેસના નિર્દોષ કેદીઓને બચાવવા તેમણે તનતોડ મહેનત કરી હતી એ ભૂલી શકાય તેમ નથી. મધ્યપ્રાંત અને વરાડના ડેપ્યુટી સ્પીકર તરીકે તેમણે કામ કરીને પોતાની શક્તિ બતાવી છે. સામાજીક ક્ષેત્રમાં તેમણે વ્હીટલે લેબર કમીશનમાં આસિ. લેબર કમીશ્નર તરીકે કામ કરી પોતાની સેવા આપી હતી. નાગપુર ભગિની મંડળના પ્રમુખ તરીકે, અખિલ હિંદ મહિલા પરિષદના કાર્યવાહક સભ્ય તરીકે અને કેપીટલ પનીશમેન્ટ રીલીફ સોસાયટીના પ્રમુખ તરીકે એમણે પોતાની સેવાઓ આપી છે. અને એમની એ સેવાઓની મઘમઘતી ફોરમથી એમણે જનસમાજમાં પોતાની પ્રતિષ્ઠા અને સ્થાન પ્રાપ્ત કર્યાં છે. અખિલ હિંદ મહિલા પરિષદનું પ્રમુખ તરીકેનું સુકાન આ વર્ષે તેમના હાથમાં મૂકાયું છે.

છે કેમકે તેને હાથે જ ભવિષ્યનું ઘડતર થવાનું છે. પણ આ દષ્ટિ પ્રત્યે કોઈએ લક્ષ આપ્યું જ નથી.

ભાષાવાર પ્રાંતો પાડવા જરૂરી છે, કેમકે એથી પ્રાંતોનો વિકાસ થશે. આજે મુંબઈ ઇલાકામાં દક્ષિણીઓ અને ગુજરાતીઓ, મદ્રાસમાં આંધ્રવાસીઓ અને તામીલીયનો અને મધ્ય પ્રાંતમાં મહાકોશલવાસીઓ અને મહારાષ્ટ્રીઓ વચ્ચેના આંતરિક વિખવાદો છે એ મટી જશે.

છોકરાઓ અને છોકરીઓને શારીરિક તાલીમ ખાસ જરૂરી છે. એથી તેમનામાં આત્મવિશ્વાસ આવશે. આજે દેશમાં સ્ત્રીસેના-નેશનલ મીલીશીઆની ખાસ જરૂર છે; કાશ્મીરમાં એની શરૂઆત થઈ ગઈ છે એ હર્ષની વાત છે.

સ્ત્રીઓએ જાહેર કામકાજમાં ભાગ લેવો જરૂરી છે. નવા બંધારણમાં સ્ત્રીઓને મતાધિકાર મળે છે અને હિંદી સંઘ માત્ર પુરૂષોના જૂથ ઉપર આધાર રાખીને કામ કરી શકે તેમ નથી. દેશના ભાગલા અને નિરાશ્રિતોના પ્રશ્નથી તેમના માથે ઘણો મોટો બોજો આવ્યો છે; ઘણી નવી યોજનાઓ કરવાની છે. જીવન ધોરણ ઉંચું લાવવા માટે સરકાર ઉદ્યોગોની યોજના કરે છે. પણ મને લાગે છે કે, આ બધાનું મૂળ વસ્તીનો વધારો છે. તમને જાણીને આઘાત થશે, પણ દર વર્ષે વીશ લાખ સ્ત્રીઓ સુવાવડમાં મરણ પામે છે, ૪૦ લાખ સુવાવડના રોગોથી પીડાય છે. અને દુનીઆના કોઈ પણ દેશ કરતાં હિંદનું બાળમરણ પ્રમાણ ઘણું મોટું છે.

આ બધા પ્રશ્નોના ઉકેલ માટે સમાજસેવાનું એક નવું ખાતું એક અલગ પ્રધાન દ્વારા મધ્યમાં તેમ પ્રાંતોમાં ચલાવવામાં આવે. આ પ્રધાનોના કાર્યમાં જ્ઞાતિભેદોનો લોપ, પ્રૌઢ શિક્ષણ, નિરક્ષરતા-નિવારણ, લગ્નના અને વારસાના કાયદામાં સુધારો વગેરેનો સમાવેશ થવો જોઈએ. અને પ્રધાનોએ દેશની જરૂરીયાતથી વસ્તી વધી ન જાય, તે માટે વસ્તી-નિયમનનો મહત્ત્વનો પ્રશ્ન હાથ ધરવો જોઇએ. એ તો સ્પષ્ટ છે કે જ્યાં સુધી આપણા દેશની વસ્તીનો વધારો અંકુશમાં નહીં આવે ત્યાં સુધી વિવિધ આર્થિક યોજનાઓ જનતાના જીવનધોરણના સુધારામાં નહીં પરિણમે. મધ્યમાં અત્યારે સમાજસેવાના ખાતા માટે એક અલગ પ્રધાન નીમવામાં આવે તો તેમને કદાચ બહુ કાર્ય કરવાનું નહીં મળે. આનો પ્રયોગ પ્રાંતોથી શરુ થાય તે યોગ્ય છે.

એ દરમિયાન અખિલ હિંદ મહિલા પરિષદે પોતે એક રાષ્ટ્રવ્યાપી આંદોલન ઉપાડીને ઐચ્છિક આત્મસંયમ દ્વારા કુટુંબોની મર્યાદા બાંધવાનું પ્રબોધવું જોઇએ અને સંતતિ નિયમનની અન્ય પદ્ધતિઓ લોકોને શીખવવા માટે પ્રબંધ કરવો જોઇએ. મહિલા પરિષદ સ્ત્રીવર્ગને સમાજસેવાના વિવિધ પ્રકારો—નર્સિંગ, પ્રાથમિક શિક્ષણ, સ્ત્રી-કામદારોનું ને કિસાન-સ્ત્રીઓનું ઉદ્ધાર કાર્ય ઇત્યાદિમાં રસ લેતો કરી શકે. દેશનાં સઘળાં કાર્યોમાં હિંદની મહિલાઓ જ્યાં સુધી સંપૂર્ણ ભાગ લેવા પ્રવૃત્ત ન થાય ત્યાં સુધી રાષ્ટ્રનો વિકાસ વ્યાપક કે ઝડપી થઇ શકે નહીં.

હિંદી પ્રધાનમંડળમાં આરોગ્ય પ્રધાનશ્રી રાજકુમારી અમૃતકુંવરે હિંદીમાં ભાષણ કર્યું હતું, અને નર્સોની તાલીમ માટે બહેનોને આગળ આવવા હાકલ કરી હતી.

શ્રીમતી લીલાવતી મુનશી, શ્રીમતી સુધા મજુમદાર (બંગાળ) અને લેડી રમા રાવે, સ્ત્રીઓને રાષ્ટ્રના ઘડતરમાં પોતાનો ફાળો આપવા કહ્યું હતું.

આ પરિષદનું સૌથી વધારેમાં વધારે આકર્ષણ પોતા તરફ કેન્દ્રીત કરનાર ત્રણ વ્યક્તિઓ હતી. આ વ્યક્તિઓ એટલે ઇન્દિરા

નેશીયાના ત્રણ પ્રતિનિધિઓ શ્રીમતી સુનારીઓ, શ્રીમતી સુકુન્તો અને શ્રીમતી ઉત્તામી સુર્યદમા.

શ્રીમતી સુનારીઓ ઈન્ડોનેશીઆની પાર્લામેન્ટના એક સભ્ય છે, તથા ઈન્ડોનેશીયાની મહિલા સંસ્થાના પ્રમુખ છે. વળી ઇન્ડોનેશીઅન પ્રતિનિધિમંડળના તેઓ નેતા હતાં. પણ આપણા કમનસીબે તેઓ અંગ્રેજી ભાષા જાણતાં ન હોવાથી તેમને તેમના સંદેશાઓ અને ભાષણો પોતાની માતૃભાષામાં કરવા પડયાં હતાં—જે ભાષા સભાગૃહ સમજતું નહિ. પોતાના વિચારો અધિવેશન સમક્ષ વ્યક્ત કરવામાં આ વસ્તુએ તેમના માટે મોટી મુશ્કેલી ઉભી કરી હતી. પણ બીજા બે પ્રતિનિધિઓ અંગ્રેજી બોલી શકતાં હતાં અને તેમણે આપણને ઈન્ડોનેશિઆની વર્તમાન પરિસ્થિતિ વિષે રસપ્રદ માહિતી આપી હતી. શ્રીમતી કુલીઅંતી સુકુન્તો જે પોતે એક ડૉક્ટર છે તેમણે તથા શ્રીમતી ઉત્તામી સુર્યદમાએ પરિષદના છેલ્લા દિવસે સંભાષણો કર્યાં હતાં અને સભાજનોએ તેમને ખૂબ જ રસપૂર્વક સાંભળ્યા હતા.

ત્યાંના મહિલા સંગઠન વિષે બોલતાં તેમણે અભિમાનપૂર્વક જણાવ્યું હતું કે અમારા મહિલા-સમાજનું સંગઠન અપૂર્વ અને સુન્દર છે. અલબત્ત ધર્મના ધોરણે કામ કરી રહેલી કેટલીક મહિલા સંસ્થાઓનું ઈન્ડોનેશિયામાં અસ્તિત્વ છે ખરું, પણ સદ્‌ભાગ્યે આ બધી સંસ્થાઓ એકબીજા મળીને કાર્ય કરે છે અને તેમની વચ્ચે પરસ્પરિક સહકાર છે. ૧૯૩૮માં સુધરાઈની ચૂંટણીમાં એમને ખાસ મતાધિકાર આપવામાં આવ્યો હતો અને પાછળથી કાઉન્સીલ માટે પણ એમને ખાસ મતાધિકાર આપવામાં આવ્યો હતો.

આ પ્રતિનિધિઓએ વધુમાં જણાવ્યું હતું કે 'સ્વતંત્રતા માટેનો અમારો રાષ્ટ્રીય જંગ હજી પૂરો થયો નથી અને અમારા દેશની

ઇન્ડોનેશિયાનાં પ્રતિનિધિ બહેનો



પરિસ્થિતિ અત્યારે એટલી બધી અચોક્કસ છે કે અમે જ્યારે તમારી સમક્ષ આ બધું બોલી રહ્યાં છીએ ત્યારે અમારા દેશમાં શું બની રહ્યું હશે તેની અમને ખબર નથી. 'એક વખત સ્વતંત્ર તો હંમેશના માટે સ્વતંત્ર' એ અમારું રાષ્ટ્રીય સૂત્ર છે. અમારા આ સ્વાતંત્ર્ય-જંગમાં હિંદ અમને જે મદદ આપી શકશે તેને અમે હૃદયપૂર્વક વધાવી લેશું. આ માટે તો અમે આવા કટોકટીભર્યા સંજોગોમાં પણ અમારા પતિઓ ને અમારા કુટુંબોને મૂકીને હિંદ આવ્યાં છીએ; હિંદના સ્વતંત્ર સ્ત્રી-પુરુષો સમક્ષ અમારો કેઇસ જાતે રજુ કરવા અમારા દેશના કટોકટીભર્યા સંજોગોમાં અમારા પતિઓને મૂકીને અમે અહીં જે આવ્યા છીએ તેનું કારણ જ આ છે.

આ પ્રતિનિધિમંડળ સાથે બે સ્ત્રી રીપોર્ટર બહેનો પણ આવ્યાં હતાં.

ચીનના સ્વર્ગસ્થ રાષ્ટ્ર-નિર્માતા શ્રી. સુનયાટ સેનના પત્ની શ્રીમતી મેડમ સુનયાટ સેન ચીનના પ્રતિનિધિ તરીકે પરિષદમાં જાતે આવવા અશક્તિમાન જણાતાં તેમણે એક અમેરિકન બાનુને ચીનની મહિલાઓના પ્રતિનિધિ તરીકે જવાની અને પોતાનો સંદેશ હિંદની મહિલાઓને પહોંચાડવાની વિનંતી કરી હતી. એ સંદેશામાં પરિષદમાં પોતે ન આવી શકવા બદલ શ્રીમતી સુનયાટ સેને પોતાની દિલગીરી વ્યક્ત કરી હતી અને

પૉંડીચેરીના પ્રતિનિધિ : શ્રીમતી પંડિત અને ગોવાના પ્રતિનિધિ મીસીસ તારાઅલી બેગ



પરિષદની મહિલાઓને પોતાનાં હાર્દીક અભિનંદન અને સંપૂર્ણ સફળતા પાઠવી હતી.

ચીન આજે ઘણા કપરા અને કટોકટીભર્યા સમયમાંથી પસાર થઈ રહ્યો છે. આવી સ્થિતિમાં પણ ચીને શ્રીમતી ગેરલોક નામની એક અમેરિકન મહિલાને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલી હતી. આ મહિલા અમેરિકાના પણ પ્રતિનિધિ હતાં. ચીનના બીજા સ્ત્રી પ્રતિનિધિ મીસીસ સાલીંચ હાજર હતાં ને તેમણે બહેનોને સંબોધીને ભાષણ કર્યું હતું.

સિલોનના પ્રતિનિધિ તરીકે શ્રીમતી ફરનાન્ડો અને બીજાં એક બહેન આવ્યાં હતાં. આ બહેનો અખિલ હિંદ મહિલા પરિષદની પ્રવૃત્તિઓમાં ખૂબ જ રસ ધરાવતાં હતાં અને તેમણે પરિષદ સમક્ષ કબુલ કર્યું હતું કે અમે સિલોનની સ્ત્રીઓ પ્રેરણા માટે હિંદમાંની અમારી બહેનો તરફ મીટ માંડીએ છીએ.' તેઓએ પરિષદને સંપૂર્ણ સફળતા ઈચ્છી હતી.

ફ્રેંચ હિંદની રાજધાની પોંડિચેરીમાંથી કુમારી પોલપોંત આવ્યાં હતાં. અખિલ હિંદ મહિલા પરિષદમાં ફ્રેંચ હિંદમાંથી હાજરી આપનાર આ પ્રથમ જ પ્રતિનિધિ હતાં. ફ્રેંચ હિંદમાંની સ્ત્રીઓની પરિસ્થિતિ વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે 'આપણા બંનેની સમસ્યા એક જ પ્રકારની છે. કારણ કે અમારો પ્રદેશ ભલે હજી ફ્રેંચ સાસન નીચે હોય, પણ તે હિંદના સ્વતંત્ર થયેલા કોઇ પણ ભાગ જેટલો જ હિંદનો ખરેખર એક ભાગ જ છે. ૧૫ મી ઓગસ્ટના સ્વાતંત્ર્ય દિને પંડિત જવાહરલાલ નહેરૂએ જે પ્રવચન કરેલું તે ભાષણે અમારા હૃદયને હલાવી નાખ્યું હતું.' તેમણે કહ્યું હતું કે હવે પછીના અધિવેશન વખતે તેઓ પણ હિંદી સંઘના નાગરિકો તરીકે હાજરી આપશે.

ફ્રાન્સના પ્રતિનિધિ તરીકે મેડમ મોઈસેલે બારી આવ્યાં હતાં. તેમણે ફ્રેંચ જબાનમાં પોતાના દેશનો શુભેચ્છક સંદેશ વાંચી સંભળાવ્યો હતો. પણ એ ભાષાને પરિષદમાં કોણ સમજે ? પરિષદમાં સ્વીડનની પણ એક પ્રતિનિધિ બહેન આવ્યાં હતાં. અખિલ હિંદ મહિલા પરિષદના સંગઠન અને તેની પ્રવૃત્તિઓની આ બહેન પર સુંદર અસર પડી હતી.

ગ્રેટ-બ્રિટનના લાયેઝન ગ્રુપના અને ઇંગ્લાંડના પ્રતિનિધિઓ શ્રીમતી મેકલીનના પ્રમુખપણા નીચે આવ્યાં હતાં. હિંદી સ્ત્રીઓના પ્રશ્નો અને તેમની લડાઈ પ્રત્યે તેમણે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી અને એવી આશા વ્યક્ત કરી હતી કે 'હિંદની સ્ત્રીઓ પોતાના ભૂતકાળને પોતાના ભાવી પર અસર પાડવા નહિ દે અને આપણા બંને દેશો વચ્ચે મૈત્રિભર્યા હાર્દીક સંબંધો રહેશે; કારણ કે સમસ્ત જગતની સ્ત્રીઓના ઉત્કર્ષ અને ઉદ્ધાર માટે હિંદની સ્ત્રીઓ સાથે કાર્ય કરવા અમે આતુર છીએ.'

આ બધા પરદેશી પ્રતિનિધિઓએ પોતાની હાજરીથી પરિષદને વધારે રસપ્રદ અને

હિંદના પહેલા સ્ત્રી-એલચી



શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત

હિંદના પહેલા સ્ત્રી-પ્રધાન



શ્રી. રાજકુમારી અમૃતકુંવર

ઓજસ્વી બનાવી હતી. કેટલીક અંગ્રેજ અને અમેરિકન મહિલાઓને સાડીના વેશમાં પરીધાન થયેલી જોવી એ ખરેખર ઉલ્લાસપ્રેરક હતું. અને આ પરદેશી બાનુઓને પણ આપણા દેશનો પોશાક પરિધાન કરવામાં ખરેખર આનંદ અને હર્ષ થતો હતો. આપણો વેષ તેમને પણ સુંદર અને યોગ્ય લાગ્યો હતો. આ પ્રતિનિધિઓ હિંદની સ્ત્રીઓ અને તેમના પ્રશ્નોમાં ખાસ કરીને રસ ધરાવતી હતી.

મદ્રાસના ગવર્નરના પત્ની લેડી નીએ હિંદી અને પ્રાંતિક સરકારોને બાળરક્ષણ, આરોગ્ય, અને કેળવણીના ક્ષેત્રોમાં મદદ કરવા સ્ત્રીઓને અપીલ કરી હતી.

શ્રી. અનસુયાબાઈ કાળેએ ઉપસંહાર કરતાં પરદેશી પ્રતિનિધિઓનો આભાર માન્યો હતો.

પરિષદના પ્રમુખ શ્રી. અનસુયાબાઇનો મદ્રાસના મેયર તરફથી મ્યુનિ. કોરપોરેશન રેરીઅમમાં ભવ્ય સત્કાર કરવામાં આવ્યો હતો. તે વખતે મદ્રાસના ગવર્નર લોર્ડ ની અને લેડી ની, વડા પ્રધાન શ્રી. રેડીઆર, શ્રી. મુનશી વગેરે હાજર હતા.

શ્રીમતી કાળેએ એનો પ્રત્યુત્તર આપતાં કહ્યું હતું કે 'હિંદની સ્ત્રી-પ્રવૃત્તિઓને પ્રાણ આપનાર ડૉ. એની બેસન્ટ જ્યાં રહેતાં હતાં ને અહીં બેઠાં બેઠાં પોતાની પ્રવૃત્તિઓને વેગ આપ્યો હતો તે મદ્રાસ તો હીંદની દરેક સ્ત્રીને માટે જાત્રાનું સ્થળ છે. છેલ્લી બે સદીના પરદેશી સાસન કાળમાં ઉત્તરના બીજા પ્રાંતો કરતાં દક્ષિણના આ પ્રાંતે હિંદની સંસ્કૃતિને જાળવી રાખી છે.' સ્ત્રીઓને મ્યુનિસિપાલિટીમાં નોકરી આપવા માટે કોરપોરેશનને અભિનંદન આપતાં તેમણે હસતાં હસતાં કહ્યું હતું કે 'સ્ત્રીઓની દોરવણી નીચે પુરૂષો કામ કરતા થાય એ રીતે તમે તમારી ઓફીસમાં સ્ત્રીઓને જગ્યા આપશો ? એમ પૂછું તો વાંધો નથી ને ?'

તે પછી રાત્રે નવાનગરના મહારાણી સાહેબે પરિષદની પ્રતિનિધિ બહેનોને ખાણું આપ્યું હતું.

# કેટલાક
# સ્ત્રી-પરિચયો

*

## સ્વ. વંદિતાગૌરી દેસાઈ

સુરતના અગ્રગણ્ય વકીલ અને જમીનદાર કુટુંબમાં શ્રી. મોટાભાઇ મોતીલાલ દેસાઇને ઘેર સંવત ૧૯૪૧ ના આશો વદી ૪ ના રોજ શ્રી. વંદિતાગૌરીનો જન્મ થયો હતો. ૧૧ બહેનો ને એક ભાઈ એમ બાર ભાઇબહેનોવાળું બહોળું ને આર્થિક સ્થિતિએ પૈસાદાર ગણાય એવા સમૃદ્ધ અને સ્થિતિસંપન્ન કુટુંબમાં જન્મ લેવા છતાં આજીવન દુઃખદર્દો અને હાડમારી વેઠવાનું નસીબમાં લખાવીને લાવ્યા હોય તેમ વંદિતાગૌરી ત્રણ વર્ષની ઉમ્મરે ન્યુમોનીયામાં પટકાઇ પડ્યાં ને તેમાંથી પક્ષઘાતની અસર આવી પડી. ન્યુમોનીયા તો મટયો પણ ડાબો પગ પક્ષઘાતથી જડ બની ગયો, અને ઘણા ઉપચારો કરવા છતાં જીંદગીના છેલ્લા શ્વાસ સુધી એ પગની ખોડ રહી જ. સમૃદ્ધ અને સુખી કુટુંબમાં જન્મેલ આ બહેન ઘોડાગાડીમાં ફરવા સરજાયેલ તે લાકડાની ઘોડી ઉપર આજીવન હર્યા ફર્યાં.

બચપણથી દર્દે પીછો પકડેલો તે નવ વર્ષની ઉમર સુધી એક યા બીજા સ્વરૂપે હુમલો કરતું રહ્યું. ને પથારીવશ થયેલ આ બહેન શાળાની કેળવણીથી વંચીત રહી ગયાં. નહિ તો એમના બહેન લેડી ધનવંતાગૌરી મનુભાઇ મહેતા પેઠે અને તેમના ભાઇ ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી કાનજીભાઇ દેસાઇની પેઠે તેઓ સારી કેળવણી મેળવી શકત. એમનાં બીજાં નવ બહેનો કેળવણી પામ્યાં તે કેળવણી વંદિતાબહેનને ન મળી, પણ એમનાં માતા શ્રી. કપિલાબહેને એમને અક્ષરજ્ઞાન અને લખી વાંચી શકે એટલો બે ત્રણ ચોપડીનો અભ્યાસ ઘેર કરાવેલો, એથી એમનું જીવન તદ્દન નીરસ બનતું અટકી ગયું.

શારીરિક અશક્તિને કારણે હરવા ફરવાનું બંધ થયું એટલે સાજાં થયા પછી એમણે માતાને મદદ કરવા રસોડામાં પોતાનું મન રોકયું ને 'સુરતની રસોઈ ચાખી આંગળી પણ કરડી ખવાય' એ કહેવત પ્રમાણે એમણે રસોઇની કળામાં પારંગતતા મેળવી. વળી માતા-પિતા ધાર્મિક વૃત્તિવાળાં હોવાથી સેવાપૂજામાં પણ એમનું ચિત્ત પરોવાયું. આ સંસ્કાર એમના જીવનમાં હંમેશના સાથી જેવાં બની ગયેલા. તપ-જપ અને ઉપવાસ તો એમના નિત્યના સહવાસી હતા.

૧૪ વર્ષની વયે દાસરાના શ્રી. દિનકરરાય દેસાઈ સાથે એમનાં લગ્ન થયાં. આર્થિક સ્થિતિ નબળી હોવાથી એમના પતિને પંચમહાલ જીલ્લામાં. જંગલખાતામાં ફક્ત સાત રૂપિયાના પગારની નોકરી નાની ઉંમરમાં લેવી પડેલી. એટલે વંદિતાબહેનને નાનપણથી ઘરનો ભાર વહેવો પડેલો ને ટુંકા પગારમાં જીવનનિર્વાહનું પુરૂં કરવાનું એટલે કષ્ટ પણ સહન કરવું પડેલું; છતાં માતાપિતાના સીંચાયેલા સંસ્કારબળ વડે એમણે જીવનનાવ ધપાવ્યે રાખ્યું હતું. થોડા વખત પછી એમના પતિને વડોદરા રાજ્યમાં જંગલખાતામાં નોકરી મળી ગઇ, અને ત્યાં એમની કાબેલીયતથી તેઓ સારા હોદ્દે પહોંચેલા. પણ આ નોકરીના કારણે તેમનો જીવનનો ઘણો સમય ગામડામાં ને જંગલમાં વ્યતિત થયેલો, એથી એમને સામાજીક પ્રવૃત્તિઓનો લાભ ન મળ્યો; પણ કુદરત અને ધર્મ ઉપર એમનું મન શાન્તી પામ્યું. ફૂલઝાડનો શોખ તો એમનામાં ઓતપ્રોત હતો. ને ગમે ત્યાં રહે તો પણ આંગણામાં બગીચો ન હોય તો એમને ચેન ન પડે.

૧૬ વર્ષના લગ્નજીવનમાં બે પુત્ર અને એક પુત્રીના તે માતા બન્યાં ને ૩૦ વર્ષની

નાની વયે વિધવા થયાં. વૈધવ્ય આવ્યા પછી એમણે ભાગ્યે જ અન્ન લીધું હશે. મોટા ભાગ તેઓ મહા–ઝોરી ઉપર રહેતાં ને કોઈ વખત ફળાહાર કરતાં. થોડી આવકમાં સંતાનોની કેળવણી ને જીવનનિર્વાહનો બોજો હોવાના કારણે તેમણે આવું તપસ્વીજીવન ગાળવા માંડેલું એમ પણ કેટલાક માને છે. તેમણે પોતે તો એ સંબંધી અક્ષર પણ કોઈને કહ્યો નથી. આજે એમના મોટા પુત્ર હરકાંત દેસાઈ બીકાનેર રાજ્યમાં રેલ્વેના ચીફ ઓડીટર છે અને બીજા પુત્ર ઇન્દ્રકાન્ત દેસાઈ ફીલ્મ સ્ટુડીયોમાં ભાગીદાર છે ને પુત્રી સુજ્ઞાબહેન વડોદરા મહિલા સમાજનાં કાર્યકર્તા છે.

શાંત, સરળ, સહનશીલ અને મીલનસાર સ્વભાવને કારણે એમને કોઈ દુશ્મન ન હતું. જે એમના સહવાસમાં આવતા તે એમની તરફ માન અને પ્રેમથી એમના અંતરંગ બની જતાં. સેવા એ એમનો મુદ્રાલેખ હતો. પોતે અપંગ હોવા છતાં સાસરીયાં કે પીયરીઆં તો શું, પણ સગાસંબંધી કે આડોશી પાડોશીને પણ એવા પ્રસંગે મદદ કરવા–મદદગાર બની સેવા કરવા દોડી જતાં. ત્યાગ ને સેવા એમના મહામંત્રો હતા.

ગરીબાઇને કારણે એમને ભીડ તો રહેતી, પણ એ દુઃખ એમણે કોઇ પાસે ગાયું નથી. આર્થિક ભીડને પહોંચી વળવા એમણે જરી–ભરત અને ભરતગુંથણનું કામ કરવાનું સ્વીકારેલું, ને આડોશીપાડોશીને પણ એ શીખવેલું.

ધાર્મિક વૃત્તિનાં જે બીજ બાળપણમાં એમનામાં રોપાયેલાં તે મોટી ઉમરે વીકસ્યાં ને એમણે માતાજીની ભક્તિમાં દીલ જોડયું. સાત આઠ કલાક સુધી સેવાપૂજા અને ભજન કીર્તન કરતાં. શુક્રવારે તો ખાસ ભજનમંડળી જમાવી મોડી રાત સુધી ભજન ગાતાં–સાંભળતાં. સુરતના માઇમંડળની સફળતામાં એમનો મોટો ફાળો હતો. એમનાં ભજનો સાંભળવા બ્રાહ્મણથી માંડીને મુસ્લીમ બીરાદરો સુધી સર્વ કોઇ નાત–જાતનો ભેદ ટાળીને આવતા.

શારીરિક અપંગતાને કારણે માતા પાસે રસોઇનું કામ શીખેલ વંદિતાબહેન રસોઈ વિદ્યામાં પારંગત હતાં એટલે એમણે 'રસોઇનું રસાયણ' નામે પાકશાસ્ત્રનું પુસ્તક લખ્યું ને જોતજોતામાં લોકપ્રિય બનીને બે ત્રણ આવૃત્તિ સુધી પહોંચ્યું.

શાંત સ્વભાવનાં વંદિતાબહેન આ વર્ષે કારતક વદી ૨ ને દિવસે મૃત્યુની ગોદમાં ચીરશાન્તી પામ્યાં.

*



## શાહજાદી અશરફ પહેલવી

ઇરાનની ૨૭ વર્ષની રૂપાળી અને સીધા સોટા જેવી શાહજાદી અશરફ પહેલવી તેના દેશમાં સામાજીક સુધારણા માટે તનતોડ મહેનત કરી રહી છે. તેનો જોડકા ભાઈ ઇરાનના શાહને પ્રજાની ગરીબાઈ અને તેમના સામાજીક પ્રશ્નોના ઉકેલમાં મદદ કરવા તેણે દેશપરદેશમાં એ વિષયમાં કામ કરતી સંસ્થાઓનો પરિચય અને તેમની કાર્યપદ્ધતિ નજરે જોવા હમણાં જ અમેરિકાનો પ્રવાસ કર્યો છે. બચપણમાં ટેનીસ અને રમતગમતની શોખીન આ શાહજાદીએ બધું છોડીને આજે આ એકજ પ્રશ્નમાં જીવન ઓતપ્રોત કર્યું છે.

લડાઇના કારણે લોકોનો ધસારો ઇરાનમાં

ત્રણ વર્ષ પછી તે ૧૭ વર્ષની થઈ. તે વર્ષમાં તેના માતા પિતા બન્ને અવસાન પામ્યાં અને બે ભાઈ અને એક નાની બહેનના ભરણ પોષણનો ભાર પણ એના ઉપર આવી પડ્યો. ટુંકા પગારમાં પણ એણે પોતાની ફરજ અદા કરી.

દારૂના કારણે કુટુંબમાં કેવું દુઃખ આવી પડયું એ એની નજર સમક્ષ હતું એટલે એણે ઘરમાંથી દારૂને વિદાય આપી દીધી. તેના પિતા હદ ઉપરાંત દારૂ પીતા ને એને કારણે એમનું અવસાન થયું હતું. આથી ફ્લોરેન્સે દારૂનિષેધ માટે પણ પ્રયાસ કર્યો ને ઘણાને દારૂ છોડાવ્યા.

૧૯૧૭માં તે ૨૪ વર્ષની થઈ. તે વખતે યુનીયનના ડીસ્ટ્રીકટ ઓફીસર તેની પાસે આવ્યા ને તે બધો વખત ઓફીસ સાચવે એ રીતે તેમની નીમણુક કમીટીએ કર્યાના ખબર કહ્યા. પોતે એવી જવાબદારી ઉપાડી શકે કે કેમ, એટલી શક્તિ પોતામાં છે કે કેમ, તેને માટે એ શંકાશીલ બની ને બે અઠવાડીયા સુધી વિચાર કર્યો પછી એણે એ જગ્યા સ્વીકારી.

આ નોકરી સ્વીકારવામાં એક મોટું કારણ હતું. તેનો ભાઈ અને જેની સાથે તે પરણવાની હતી તે જુવાન, એ બન્ને લડાઈમાં મૃત્યુ પામ્યાના સમાચારથી એને જે આઘાત લાગ્યો હતો તે દુઃખ આ કામમાં ગૂંથાવાથી ઓછું થાય એ દૃષ્ટિએ એણે આ જગ્યા સ્વીકારી હતી.

પણ એની શક્તિ વિકસતી જતી હતી. ૧૪ મહિના પછી તેની ગ્લુસેસ્ટર બદલી થઈ ત્યારે તેણે પોતાના ડીસ્ટ્રીકટમાં છને બદલે ૩૬ શાખાઓ ખોલીને યુનીયનનું કામ ઘણું વધારી દીધું હતું.

ગઈ લડાઈમાં એણે સાઉથ વેસ્ટ રીજીયોનલ કમીશ્નરના ટ્રેડ યુનીયન તરફથી સલાહકાર તરીકે કામ કર્યું. તે બધા પ્રદેશની અને કઈ રીતે વધારે કામ ઉતરે એ દૃષ્ટિ એનામાં હોવાથી મજુર પ્રધાન બેવીને તેને જોઈન્ટ સલાહકાર કમીટીમાં લીધી હતી અને તે કમીટીમાં કુ. ફ્લોરેન્સ એકલી સ્ત્રીમેમ્બર હતી.

૧૯૪૨ સુધી તે ટ્રાન્સપોર્ટ અને જનરલ વર્કસ યુનીયન—જે દુનિયામાં મોટામાં મોટું યુનીયન છે—તેની ચીફ સ્ત્રી ઓફીસર તરીકે કામ કર્યું. એન્જીનીયરીંગમાં સ્ત્રીઓને કેટલો પગાર મળવો જોઈએ એ સંબંધી વાટાઘાટો કરવામાં એણે મોટો ભાગ ભજવ્યો હતો અને એ રીતે એ પ્રશ્ન તે સરકારી કમીટીઓ, દુનીઆની મજુર ઓફીસ, અને ઇન્ટરનેશનલ ફેડરેશન ઓફ ટ્રેડ યુનીયન પાસે રજુ કર્યો હતો.

૧૯૪૪માં મી. બેવીને ઘરમાં કામ કરનાર સ્ત્રી નોકરો માટે એક સલાહકાર કમીટી નીમી તેમાં કુ. હેનકોકને પણ લેવામાં આવી હતી. ત્યાં તેણે કુ. વાયોલેટ માર્ખમની સાથે રહી ખાનગી તપાસ ઉપરથી એક રિપોર્ટ તૈયાર કર્યો હતો. તે રીપોર્ટ ૧૯૪૫માં પ્રગટ થયો હતો, અને તે ઉપરથી ઘરમાં કામ કરનાર નોકરોના હીત માટે 'નેશનલ ઇન્સ્ટીટ્યુટ ઓફ હાઉસ વર્કર્સ'ની સંસ્થા અસ્તીત્વમાં આવી.

૧૯૪૭ના સપ્ટેમ્બરમાં—તેને 'કંપેનીયન ઓફ બ્રીટીશ એમ્પાયર' નો ખીતાબ મળ્યા પછી નવ મહિને— ટ્રેડ યુનીયનની જનરલ કાઉન્સીલના પ્રમુખ તરીકે તેને ચુંટવામાં આવી છે, અને સીત્તેર લાખ મજુરોની માસી તરીકે કામ કરવામાં તે ગૌરવ લે છે. તે કહે છે કે 'આ કામ મારી જીંદગીનું ધ્યેય છે ને દુનિયામાં આ સિવાય મારે માટે બીજું કોઈ કામ નથી.'

*

## શ્રીમતી હેટી ગ્રીલ્વીયા વીલ્સ

દુનિયામાં સહુથી વધુ પૈસાદાર બાઈ કોણ છે ? એમ કોઈ પૂછે તો ડોરીસ ડયુક અથવા બાર્બરા હટનનું નામ તમે આપવાના. પણ તેના કરતાંય વધારે પૈસાદાર બાઈ તો છે ગ્રીન વીલ્સ. એ ૭૫ વર્ષની ૧૮૦ પૌંડ વજનની

૭ ફીટ ને એક ઈંચ ઉંચી છે. એનું આખું નામ હેટી સીલ્વીઆ હાઉલેન્ડ ગ્રીન વીલ્સ. આ બાઈએ એની જીંદગીમાં કદી ફોટોગ્રાફ પડાવ્યો નથી. તે ન્યુયોર્કની વતની છે.

તેની અંગત આવકમાં તેની જાગીર, મ્યુનિસિપલ બોન્ડઝ, તેલના કુવા અને ઇન્ડસ્ટ્રીયલ શેરો અને જમીનની પેદાશમાંથી તેને દર વર્ષે ૧૨,૫૦,૦૦૦ પૌંડની આવક છે. તેની પાસે અત્યારે પચાસ લાખ પૌંડનું ઝવેરાત છે. એની ન્યુયોર્કની જાગીર ઉપરાંત ઓહીઓ, મીશીશીપી, વરમોન્ટ, ફ્લોરીડા અને મીસુરીમાં પણ એને મકાનો, ખેતરો વગેરે એસ્ટેટ છે.

તે લોકોને બહુ નોતરતી ન હોવાથી લોકો એને બહુ ઓળખતા નથી. કારણ કે તે બહુ સાદાઈથી રહે છે અને કોઈ વખત બહાર જાય તે સિવાય ન્યુયોર્કની મધ્યમાં આવેલ ૧૧૧ બ્રોડવે સ્ટ્રીટમાં પોતાની ઓફીસમાં રોજ નીયમીત કામ કરે છે.

ગઇ સદીમાં અમેરિકાની મોટામાં મોટી શ્રીમંત મીસીસ હેટી ગ્રીનની એ દીકરી થાય. મીસીસ હેટી ગ્રીનની કરકસર એ કંજુસાઈનો નમુનો ગણાતી અને તે ઉપરથી કેટલીક નવલકથાઓ લખાઈ છે ને એક બે સીનેમા ફીલ્મો પણ ઉતરી છે.

હેટી ગ્રીને પોતાની આ દીકરીને બહુ અંકુશો તળે ઉછેરીને મોટી કરી હતી. તેનું બચપણ તદ્દન મિત્રવીહોણું વીત્યું, કેમકે બહારના કોઈ સાથે તે હળવામળવા દેતી નહિ, છતાં જ્યારે એ ઉમ્મરલાયક થઇ ત્યારે ટોળાબંધ ઉમેદવારો તેને વરવા ઉભરાવા લાગ્યા હતા.

છેવટે ૩૭ વર્ષની ઉમ્મરે હેટી સીલ્વીઆએ ૬૪ વર્ષના એક કરોડપતી શ્રી. મેથ્યુ એસ્ટર વીલ્સ સાથે લગ્ન કર્યું.

૧૯૧૬ માં તેની મા હેટી ગ્રીન અવસાન પામી ત્યારે ગ્રીન કુટુંબની કરોડોની મીલ્કતની એ વારસ બની, અને એ પૈસાનો વારસો



ગયા મહિને થયેલી ૧૯૪૭ની મીસ બેલ્જીયમની સૌંદર્ય હરિફાઈમાં ૧૮ વર્ષની મીસ વેરે ડ્રાઉસ પહેલી આવી. એ લુગ્ઝેમ્બર્ગની રહીશ છે અને આઠ હરીફોમાં પહેલી આવી છે.

મળતાં જ તેના વિચારો બદલાઇ ગયા. તેણે પૈનીએ પૈની બચાવવાનો એનો કુટુંબગત વારસો પણ જીવનમાં ઉતાર્યો, અને એથી એ જગતથી જુદી પડી ગઈ. તેણે પોતાની મીલ્કતના રક્ષણ માટે ટ્રસ્ટ કર્યું અને તેનો વહીવટ કરવા વિશ્વાસુ નોકરો રોક્યા, ને પોતે વાનપ્રસ્થ જીવન સ્વીકાર્યું.

આજે તે ભાગ્યે જ કોઈને મળે છે. માત્ર તેના બે અંગત નોકરો સિવાય તેની પાસે કોઇ જ નથી. જે થોડા માણસો તેના સહવાસમાં આવેલા છે તે કહે છે કે, દુકાને દુકાને ફરીને માલ ખરીદવાનો તેને શોખ છે. જ્યારે તે માલ ખરીદવા આવે છે ત્યારે રસ્તામાં પોતાની ગાડીમાંથી ઉતરી જઈ, એ પગે ચાલીને દરેક દુકાને જાય છે, અને તેના સાદા પહેરવેશથી તેને નહિ ઓળખનાર દુકાનદાર બીજા ઠાઠમાઠથી આવેલા ઘરાક તરફ પોતાનું ધ્યાન રોકી આની સામે નજર પણ નાખતા નથી. અને કલાકો સુધી રખડીને સોંઘામાં સોંઘી કિંમતની વસ્તુઓએ તે ખરીદી જાય છે.

તમને ટેલીફોન બુકમાં તેનું નામ નહિ જડે, કે વર્ષની નામાંકીત વ્યક્તિઓની માહિતી

એ બેઠકમાં એમ ઠર્યું કે 'બહારથી ઉચ્ચ જ્ઞાતિની કન્યા, ટીકાયત મહારાજ પાસેથી બ્રહ્મસંબંધ લેવડાવીને-પરણવી.' આ ઠરાવે અમારા અને પરપ્રાંતમાં ચાલતા ઓરતના વેપારને ખૂબ વેગ આપ્યો. અમારી જ્ઞાતિએ આ ઠરાવ કર્યો તે વખતે જ્ઞાતિમાં બાળવિધવાનો પાર નહતો. એ વિધવાઓને જ્ઞાતિમાં પુનર્લગ્ન કરવાની છૂટ આપવાથી અનેક અનર્થ અટકત. પણ દુઃખી વિધવાઓની કોને પડી છે? સમાજને તો પુરુષોની ચિંતા છે. બસ, ઉપરનો ઠરાવ થયા પછી તો અમારી જ્ઞાતિના પુરુષો ગુજરાત, કાઠિયાવાડ, પંજાબ, ગઢવાલ, હરિદ્વાર, રજપૂતાના વગેરે સ્થળો ને પ્રાંતો પૈકી જ્યાં મોટી ઉંમરની વિધવા કે કુમારિકાઓ, સુંદર ને ઓછે ભાવે મળે છે ત્યાંથી, પરણી લાવવા માંડ્યા. ખાસ કરીને મથુરા ને હરિદ્વાર આજુબાજુથી ઘણી ઓરતો આ રીતે અમારે ત્યાં આવી.

સીંધમાં આ વેપાર વ્યવસ્થિત રીતે ચાલતો. અમારી જ્ઞાતીના કુળગોરો પોકરણા બ્રાહ્મણોમાંના કેટલાક પારકી બહેન દીકરીને હાથ કરી વેચનારી ટોળીઓ સાથે નિસ્બત ધરાવે છે. આ ગોરો યાત્રા નિમિત્તે વારેવારે વ્રજ તરફ જાય અને ત્યાં પોતાના વિધુર કે મોટી ઉમ્મરના યજમાન ભાટિયાઓને કન્યાઓ મેળવી આપવામાં મદદ કરે.

આવી રીતે આવેલી બાઇઓ ભાગી પણ જતી. તેના કેસો પણ થયા છે. થોડા સમય પહેલાં અમારી જ્ઞાતિમાં આગેવાન ગણાતા એક કુટુમ્બનો એક વૃદ્ધ અને રોગી પુરુષ હરદ્વાર તરફથી આવી એક બાઈ પરણી લાવેલો, તે બાઇ ઘરના રસોઇઆ સાથે ભાગી ગયેલી. પછી તેનો કોર્ટમાં કેસ ચાલ્યો. એમાં ભાગનાર બાઇએ કોર્ટમાં નોંધાવેલું કે 'મારા બાપે રૂા. ૫૦૦૦ લઇને એક જુવાન ભાટિયા સાથે લગ્ન કરી આપેલાં. અહીં આવી ત્યાં તો જુવાન ભાટિયાને બદલે તેના બુઢ્ઢા કાકાની સ્ત્રી મને ગણાવવામાં આવી. મારા બાપનું ગામ છોડ્યા પછી, આ વૃદ્ધ ને રોગીની સ્ત્રી તરીકે મને ગણવામાં આવી છે. એથી ગભરાઇને હું નાસી ગઈ હતી.' આવી જ રીતે દૂર દેશાવરથી આવેલી પાંચેક સ્ત્રીઓ પોતાના વૃદ્ધ પતિ મરી જતાં ક્યાંક પલાયન કરી ગયાના દાખલા મારી જાણમાં છે.

સત્યાગ્રહની લડતમાં ભાગ લેતાં મને જેલવાસ મળેલો. હું જેલમાં હતી ત્યારે, ગુન્હેગાર સ્ત્રી-કેદીઓને મળતી અને તેમના સુખદુઃખની વાતો સાંભળતી. એ વાતોમાં મને બધું જાણવાનું મળેલું. ઓરતોના વ્યાપારે સ્ત્રી જાતિનો ભયંકર અધઃપાત કર્યો છે. કરાંચી જેલમાં અડધો ડઝન જેટલી સ્ત્રીઓ તો પારકી બહેન દીકરીને ફસાવીને તેને વેચી નાંખવાનો ધંધો કરતી ટોળીઓમાં સામેલગીરી રાખવાના કારણે જ જેલ ભોગવતી મેં જોઈ હતી.

આ બાઇઓ પૈકીની એકને લારખાના ને શિકારપુર વગેરે સ્થળે ચાર છોકરીઓને વેચવાના ગુન્હા બદલ સજા થયેલી. એક બીજી બાઇએ યુ. પી.માંથી એક છોકરીને નસાડી કરાંચીમાં વેચેલી તે બદલ તેને જેલ મળેલી. અને બીજી ત્રણ બાઇઓ સાત મુસલમાનોની બનેલી એક ટોળીમાં સામેલ હતી. આ ટોળીએ અનેક નિર્દોષ સ્ત્રીઓને ફસાવી હતી.

આવી જ રીતે સક્કર સેન્ટ્રલ જેલમાં પણ મેં પારકી બહેન દીકરીને ભગાવી વેચવાના ગુન્હા બદલ સજા પામેલી પચીસ જેટલી સ્ત્રીઓ જોઇ હતી. આ બધી સ્ત્રીઓ સરવાળે હરામખોર પુરુષોની હથિયાર બનેલી જણાઈ હતી. અને નવાઈની વાત છે કે પારકી બહેન દીકરીને ફસાવનારી આવી ટોળીઓ પુરાવાને અભાવે કોર્ટમાંથી મોટે ભાગે છૂટી જાય છે.

પારકી બહેન દીકરીને વેચવાનો વેપાર

કેટલી ભયંકર રીતે ચાલે છે એની માહિતી પણ મને જેલમાં મળી હતી. બે ગુજરાતી બાઇઓ—જે સક્કર જેલમાં હતી તેમણે સુરત તરફનાં ગામડાંમાંથી એક છોકરીને બેશુદ્ધિની દવા ખવડાવીને ઉપાડેલી, અને પછી એ છોકરીને સક્કરમાં વેચેલી.

બે સીંધી વાણીયણો જેલમાં હતી. તેમણે એક બાઇને વેચેલી. આ કથા ત્રાસજનક છે. વેચાયેલી બાઇનો પતિ દુષ્ટ હતો. દારૂના નશામાં એ ધણીએ માર મારીને બાઇને ઘર બહાર કાઢી મૂકેલી. આ વાતની જાણ થતાં પેલી બે પૈકીની એકે ધણીના જૂલમનો ભોગ થઈ પડનાર દુઃખી બાઇને ખોટું આશ્વાસન આપી ફસાવી હાથ કરી, અને છેવટે હજાર રૂપિયામાં શિકારપુરમાં વેચી મારી હતી.

કેટલાક ધણીઓ પોતે પોતાની ઓરતોને પસા માટે આવી ટોળીઓના હાથમાં વેચી દેતા હોવાનું પણ બને છે. એક ઓરતને તેના ધણીએ એક સીંધી વાણીયાને સક્કરમાં આઠસો રૂપિયામાં પ્રથમ વેચી, અને પછી પોતે જ પેલા સીંધી વાણીયાને 'હું તેનો ધણી જીવતો છું, ફરિયાદ કરીશ.' એમ દમદાટી દઈ પાછી લઈ ગયો. પણ ત્યાર પછી પેલા સીંધી વાણીયાએ આ સંબંધે ફરિયાદ કરી, અને તેના પરિણામે ધણીએ જેલ ભોગવી.

અને આવી તો કેટલીય બહેનોના ગુપ્ત રીતે વેપાર ચાલતાં હશે તેની કોને ખબર છે?

આમ આપ જોશો કે સીંધમાં પણ આ વેપાર અનેક રીતે ચાલતો. ખરી વાત એ છે કે સીંધમાં તો ગુજરાત કાઠિયાવાડ કરતાંયે ભયંકર રીતે આ ધંધો ચાલી રહેલો હતો. આ રીતે તો સાંભળતાં કંપારી છૂટે એવી દશામાં અજ્ઞાન કે અજાણમાં ફસાયેલી બાળાઓ સબડતી હશે, સમાજના શિક્ષિત બાઇઓએ આ રોગ ટાળવા બનતું કરી છૂટવું જોઈએ.

## શાને ?

જીવન જલના પગથારે
ઉંચા નીચા છોને થાએ
ભીતરના ભણકાર સમા એ
વર્ષા—આંસુએ શાને ?

દુઃખ ભર્યા અંતરના ગાને
સાચા ખોટા જંતરને
જલાવ માનવ સુખ દુઃખને
આત્મશ્રદ્ધા પાને.

સમાજની ભીષણ ચક્કીમાં
રોતાં હસતાં ખાલી શાને ?
રુદ્રરથનાં તાંડવ તાને
આહ્લેક જગાવાને.

વસુંધરાના વત્સલ દેહે
વીજળી વાજીંતારો ગાજે
નૂતનશ્રીની ફેશન કાજે
પ્રોતભાના ઓડા શાને ?

સરોવર, સરની સંધ્યાએ
વેણુનાદ તેણા ચમકારે
પ્રફુલ્લતાના પુષ્પ પરાગે
જહાંગીરી શાને ?

ઓચીંતી માનવની ડાળે
ધીમેથી રહી કોયલ ટહુકે
ઉત્કમ્પી મૃદુ મુગ્ધતાની
મોહીની શાને ?

બિંદુ બિંદુના જ્વાળામુખી
ભોગાળે શાને ભાવિના
રૂંધાએલા હૈયાને આરે
આ વર્તુલો શાને ?

છબીલદાસ કુબાવત

લોટરી જેવું ગણાતું



# લગ્નજીવન

અનુવાદક:
શ્રી. 'પરાગ'

*

લગ્નજીવન એક કોયડો જ રહ્યો છે અને કોયડો જ રહેવાનો છે. દુનિયા આરંભાઇ ત્યારથી લગ્નની પ્રથામાં કે સ્વરૂપમાં અનેક પલટાઓ આવ્યા છે. છતાં લગ્નનો કોયડો એનો એ જ રહ્યો છે. ગમે તેવા લગ્નને લગ્નના સામાજીક કાયદાઓમાં બાંધવામાં આવે અને તે ગમે તેટલા સુંદર અને ગમે તેવા ડાહ્યા ધારાશાસ્ત્રીઓએ રચ્યા હોય, છતાં લગ્ન એક કોયડો જ રહેવાનો છે. સઘળા મનુષ્ય એકસરખા હોતા નથી, એટલે કોઈ પણ યુગમાં લગ્નનો કાયદો એવો ઘડી નહિં શકાય કે જે લગ્નના કોયડાને હંમેશ માટે ઉકેલી શકે. દરેક પત્ની એમ ઇચ્છે છે કે, તેને આદર્શ અને અનુકુળ પતિ મળે, પણ કોઇ પત્ની આદર્શ પતિ અને કોઇ પણ પતિ આદર્શ પત્ની ભાગ્યે જ મેળવી શકે છે. દુનિયા માટે આ વસ્તુ અપવાદરૂપ જ નીવડી છે, આ કારણે જ લગ્નને લોટરીની ઉપમા આપવામાં આવી છે. લોટરી અસંખ્ય ઉમેદવારોમાં થોડાકોને જ લાગે છે તેમ લગ્નની લોટરીના પરીણામે કોઇકને જ યોગ્ય પત્ની કે યોગ્ય પતિ મળે છે. વાસ્તવિકતા તો એવી જ રહી છે અને એવી જ રહેવાની છે. મનુષ્યના માનસ અને દુનિયાના પ્રચારને લગતો આપણો અનુભવ એવું જ કહે છે. આ કોયડાનો ઉકેલ જ નથી, એવું પણ નથી. આ કોયડાનો ઉકેલ છે, પણ સામાજીક ધોરણે એ ઉકેલ કદી આવવાનો નથી. એનો ઉકેલ વ્યક્તિગત રીતે જ આવી શકે છે. પતિ અને પત્ની આ દુનિયામાં સુખી થવા ઇચ્છતાં હોય—પોતાને માટે સ્વર્ગ વસાવવા ઇચ્છતાં હોય તો તેઓએ અરસપરસ સમાધાન સાધી લેવું જોઇએ. પોતાના સંયુક્તજીવન અને સંયુક્ત હીત માટે અરસપરસ ભોગ આપવો, અરસપરસ અનુકુળ થઇને રહેવું, લાગણીવેડાને જતા કરવા, પ્રતિકુળ માનસ, વિચારો અને વલણોને સુધારી લેવા જોઇએ, અને એ રીતે જ લગ્નના કોયડાનો ઉકેલ આવી શકે છે. હંમેશા પતિ અને પત્ની બંનેના દ્રષ્ટિબિંદુની એકતા નહિ પણ સુમેળ યોજાય એ આ કોયડાનો ઉકેલ છે. આ વસ્તુ દ્રષ્ટિ સમક્ષ રાખીને વર્તવાથી નવપરિણિત પતિ-પત્નીઓ પોતાના અને પોતાના બાલબચ્ચાંઓ માટે સ્વર્ગ સર્જી શકશે. લગ્નજીવનની સફળતાનો આ એક કીમીયો છે, અને તે કદી નિષ્ફળ જતો નથી; પણ તે માટે સબુરી, સંતોષ, ડહાપણ, સહનશીલતા અને સંયમ જેવા ગુણોની ખીલવણી કરવાની આવશ્યકતા છે. આપણા આજના લગ્નજીવનનું ચણતર એ પ્રકારે કરવા આજના યુવક-યુવતીઓ સમજતાં થશે ત્યારે આપણું લગ્નજીવન સ્વર્ગીય બનશે.

લગ્ન શું છે? લગ્ન એ એક પ્રકારની લોટરી છે કે જેના થકી સ્ત્રીને પુરૂષ અને પતિને પત્ની મળે છે. જ્યારે આવું બને છે ત્યારે આશ્ચર્ય પામવાની જરૂર નથી. દરેક સ્ત્રી જ્યાંસુધી તેનાં લગ્ન થયાં ન હોય ત્યાંસુધી એ નથી જાણતી કે તેના જીવન-મરણનો સંગાથી કેવો હશે—કેવો મળશે? અને પુરૂષ માટે

પણ આવું જ બને છે. જ્યાંસુધી તે પરણીને તેની જીવન-સહચરીને ઘેર નથી લાવતો ત્યાંસુધી તે પણ એ વાતથી અજ્ઞાન હોય છે કે ગોરના શ્લોકોચ્ચાર સાથે જેના જીવન-મરણની ગાંઠ મારી સાથે બાંધવામાં આવી છે એ કોણ છે? કેવી છે? કોણ કોના ભાગ્યથી સુખી થયું—કોણ કોના ભાગ્યથી દુઃખી થયું, અને આપણું ભાગ્ય સુધારવા આપણે શું કરવું જોઇએ, કેટલી સાવચેતી રાખવી જોઇએ, એ વિચારીએ.

જે સ્ત્રીને નિષ્ઠુર પતિ મળ્યો હોય તે બીચારીના જીવવાના કોડ, પ્રેમના ઉછાળા, પ્રેમતરંગ એક પળમાં દૂર થાય છે. ત્યારથી એ જાણી જાય છે કે હવે તે તેના પતિના "મનની રાણી" કે "આંખોનું અંજન" નથી રહી. પણ એમાં સ્ત્રીનો દોષ શું? તેનો પતિ કેવા નજીવા વાંક માટે કે વિના વાંકે વારંવાર તેને ધિક્કારે છે અને મિત્રોની હાજરીમાં ગાળો દઇ હલકી પાડે છે અને બીજું શું શું નથી કહેતો! આવી બીચારી સ્ત્રી કંટાળીને એક દિવસ પોતાના જીવનનો અંત લાવે છે.

વેપારી પતિ એ પત્નીનો સાચો પ્રેમી હોય છે. તેની પત્નીના સુખ માટે એ દરેક વસ્તુ લુંટાવી શકે છે. પણ અફસોસની વાત છે કે તેની પાસે એટલો સમય પણ નથી હોતો કે તે એની પત્ની સાથે જમતાં જમતાં પણ બે મીઠી વાતો કરે. જરા નવરો હોય તો પત્ની સાથે વાતો કરવાને બદલે તે છાપાંઓમાંથી બજારના ભાવો વાંચતો હોય છે. અને આમ જલ્દી જલ્દી જમી લઇ તરત જ બજારમાં ચાલ્યો જાય છે, અને ધંધાની લેતીદેતીમાં પડી જાય છે. આખો દિવસ ધંધાની ધમાલમાં રાચે છે. રાત્રીના જ્યારે મોડો મોડો પાછો ફરે છે ત્યારે સાથે ઉંઘ લેતો આવે છે અને આવતા વેંત જ પથારીમાં ઉંઘવા માંડે છે. પત્નીને બે ઘડી ફરવા લઇ જવા માટે તેની પાસે સમય ક્યાં છે? છતાં એની પત્નીને એટલો સંતોષ છે કે, તેનો પતિ સારો છે. એનો પતિ પણ માને છે કે તેણે તેની પત્નીને સુખી કરવા તેને જરૂરની અને મોજશોખની ચીજો પુરી પાડી છે. છતાં એની પત્ની સુખી નથી, આનંદીત નથી. આખી જીંદગી એ કંઇક પ્રાપ્ત કરવા ઝંખે છે. શું ઝંખે છે એ તો પત્ની ખૂદ નથી જાણતી. એના જીવનની દોર તુટતી નથી, છતાં તેણીનું જીવન તેણીને ભારરૂપ ભારે છે. પતિથી એની બેચેની જોઇ જતી નથી. પણ મૂર્ખ એ નથી જાણતો કે નથી સમજી શકતો કે 'પ્રેમ કરવો અને મેળવવો એ જ ખરું જીવન છે; એ જ ખરી જીવનની મજા છે.'

મીજાજી પતિના જોર, ધાક અને હુકમ ઘરમાં વધુ પડતો ભાગ ભજવે છે. એના પ્રભાવથી ઘરનો આનંદ દૂર ચાલ્યો જાય છે અને કેવળ સ્મશાન જેવી શાંતિ હોય છે. એના આવા સ્વભાવને કોઇ પણ જાતનો આનંદ રીઝવી નથી શકતો. વાતવાતમાં—ચાહ, કૉફીના સ્વાદમાં પણ તેને પત્નીનો વાંક દેખાય છે. માને છે કે મારી પત્ની કરતાં મારી માતા મને વધુ સ્વાદીષ્ટ ચાહ, કૉફી બનાવી આપતી. મારી પત્ની કરતાં મારી માતા લાખ દરજ્જે સારી હતી. આવા પતિની પત્ની આખો દિવસ બારીના પરદા તેમજ ધૂળ સાફસુફ કરવામાં લાગી રહેતી હોય છે. ક્યાંયથી થોડી માટી મળી જાય તો ઘર-રસોડું લીંપવામાં સમય પસાર કરતી હોય અને તેમાંથી નવરાશ ન મળતાં રસોઇમાં કદીક ભૂલ થઇ જાય તો પતિદેવ મીજાજ ખોવે—પણ એ કદી ન વિચારે કે ગૃહના અન્ય કામોમાંથી તેણીને મરવાની પણ ફુરસદ ક્યાં મળે છે? જ્યારે જ્યારે આવા મીજાજી સ્વભાવના પતિદેવને ક્યાંય બહાર જવાનું હોય તો કલાકો પહેલાં ઘરે આવીને આમતેમ આંટા મારશે અને સાથે સાથે પોતાની લવારી પણ ચાલુ રાખશે...સાંભળે છે કે! કેટલી વાર છે? મારે બહાર જવાનું મોડું

થાય છે. તું તો સાવ ઢોર જેવી છું. તૈયાર થતાં વાર કેટલી! અને બીચારી બહારથી આવેલી કે કામકાજમાંથી માંડ પરવારેલી પત્નીને ન તો કપડા બદલાવાનો સમય આપે છે—ન તો હાથ-પગ ધોઇને સ્વસ્થ થવાનો સમય આપે છે અને પત્ની પર એટો ગુસ્સો કરી ચાલ્યો જાય છે.

કંજુસ પતિ આખો દિવસ હીસાબ કીતાબના વમળમાં ફસાએલો રહે છે. વર્ષમાં એકાદ સાડી તેની પત્ની માગે તો લાવવામાં ગલ્લાંતલ્લાં કરે. હું વર્ષોથી એક કોટ પર ચલાવું છું—એવી વાત સંભળાવે. કોઇ પણ વસ્તુ નકામી જાય કે બગડે, કોઇ વસ્તુ ભાંગે તૂટે એ તેનાથી સહન નથી થતું. આવા કંજુસ સ્વભાવનો પતિ ચમડી જાય પણ દમડી ન જાય એ કહેવતને બરોબર ગોખી રાખીને લાખોપતિ બને છે. પણ જ્યારે આ દુનિયા ત્યજી એ ચાલ્યો જાય છે, ત્યારે એનું ધન એની સાથે નથી જતું અને પાછળ મુકી ગયેલા ધનને તેના સંતાનો લડાઇ ઝગડા કરવામાં, વૈભવવિલાસમાં કે જુગાર ખેલવામાં બરબાદ કરે છે.

અહોભાગ્ય છે એ સ્ત્રીના કે જેને આદર્શ પતિ મળ્યો હોય. આવો પતિ દરેક બાબતમાં તેની પત્નીનું જતન કરે છે, મનની મુંઝવણને સમજાવવામાં એ નિ:સંકોચ સહાય કરે છે. પ્રેમની મજબુત ગાંઠથી બંધાએલાં બંને પોતપોતાની ફરજ પર કાયમ હોય છે, અને પોતાનું જીવન રાજીખુશીથી-ઉમંગ-ઉલ્લાસમાં પસાર કરે છે.

જેમ પુરૂષોના વિભાગો છે તેમ પત્નીઓ પણ જુદાજુદા સ્વભાવની જોવા મળે છે.

આળસુ પત્ની માટે ઘરનું કામ એક જંજાળરૂપ હોય છે. ઘરની વસ્તુઓ આડી-અવળી જ્યાં-ત્યાં પડી હોય છે. પતિના કપડાં ફાટેલાં પડ્યાં હોય પણ તેને કોણ સાંધે? જ્યાં પોતે જ પોતાના કપડાનું જતન ન કરતી હોય; ઘરની બહાર ક્યાંય ફરવા કે સાહેલીને ત્યાં બેસવા જશે તો ટાપટીપ-સોળ શૃંગાર સજી બની-ઠનીને જશે, પણ ઘરની અંદર તો ફાટેલાં જુનાં કપડાં ઢસરડશે અને મેલાં કપડાની ગાંસડી જેવું જીવન જીવશે. ટુંકમાં આવી સ્ત્રીઓ માટે એક શબ્દ પ્રચલીત છે: "કુવડ." પછીથી પતિ સીધી વાત ન કરે તો દોષ કોનો?

પરીશ્રમી સ્ત્રી આખો દિવસ ઘર સ્વચ્છ રાખતી હોય છે. ઘરની છો તથા દિવાલોને પણ ઘસી ઘસીને સાફ કરે છે. જોડા પહેરીને સીધા ઘરમાં ચાલ્યા આવનારને એ બે પાંચ સંભળાવશે. 'હમણાં તો મરી મરીને સાફ કર્યું છે. અખબાર પાછું અહીં ફેંક્યું? ચોપડી કબાટમાંથી બહાર કાઢી ન હોત તો ન ચાલત? સાંભળો છો? હજાર વખત કહ્યું કે સીગારેટની રાખ અહીં ન નાંખો છતાં કેમ કંઇ ખ્યાલ રાખતો નથી?' આવી સ્ત્રીના પતિ મહાશય આખો દિવસ બહાર ફરે તેમાં આશ્ચર્ય શાનું થાય?

જે પુરૂષને ચતુર પત્ની મળે એના અહોભાગ્ય ગણાય. આવી પત્ની પતિના દિલની-મનની મુંઝવણ દૂર કરે છે. પતિદેવના હીત-અહીતને બરોબર જોવાને એ પોતાની ફરજ માને છે. જ્યારે તેને લાગે છે કે પતિદેવ ભૂલ કરી રહ્યા છે અગર ક્યાંય ભૂલ થાય છે અને કામ બરોબર પાર નથી ઉતરતું ત્યારે તુરતજ કહેશે કે—'મેં તો તમને પ્રથમ જ કહી દીધું હતું કે આમ ન કરો.'... બીચારા પતિદેવને બેસતાં ઉઠતાં ક્યાંય ચેન નથી પડતું. છતાં તેની પત્નીને નથી સમજાતું કે તે ખુશ શા માટે નથી. તે પણ શા માટે બીજાની જેમ આનંદથી જીવન જીવતા નથી? અને આવી પત્નીને કોઇ વ્યક્તિ એક દિવસ આવીને કહે કે તારા પતિનું ધન જુગારે લુંટી લીધું છે.—

તારા પતિનો આનંદ શરાબની પ્યાલીમાં છે, ત્યારે ?

નિષ્કાળજીનો ભોગ થયેલ પત્ની માને છે કે મારા સ્વામીને મારી જરાયે પરવા નથી. ક્યારે ય મને પ્રેમથી નથી બોલાવતા, આવા જ વિચારોમાં તે દુખી રહેતી હોય છે. પતિની સાધારણ વાતમાં પણ તેને જાણે કેમ કાતિલ ઝેર ચડાવેલ તીર માર્યું હોય એવો ભાસ થાય છે. અને આવી ખોટી શંકાઓમાં ને શંકાઓમાં દુખી રહેતી બીચારી હિસ્ટેરીયાના રોગનો ભોગ બને છે. પતિને ક્યાંથી ખબર પડે કે આ રોગ તેની નજીવી વાતનું પરીણામ છે ! હસતાં હસતાં રડી દેવું અને રડતાં રડતાં હસી દેવું એ પણ એક શક્તિ છે ! નિષ્કાળજીનો ભોગ થયેલી પત્નીને થોડી સાવધાની સાથે રાખવામાં આવે તો એ સારી બની શકે છે; કારણ એના દિલમાં કદી મેલ હોતો નથી.

કિરતારનો એ પુરૂષે પાડ માનવો જોઇએ કે જેના જીવન સાથે આદર્શ પત્નીનું જોડાણ થયેલ હોય. હંમેશા આવી પત્ની પોતાનું તન, મન અને ધન પતિદેવના ચરણમાં અર્પણ કરી પોતાનું સુખ પતિદેવ પાસેથી મેળવી લેતી હોય છે. આવી પત્નીના મુખમાંથી નિકળતા શબ્દો જાણે સૌરભથી મહેકી ઉઠેલા પુષ્પ પર ભ્રમરના ગુંજારવ જેવું ભાસે છે. શરમ એ એનો શૃંગાર હોય છે. પ્રેમભર્યું સ્મિત કરી એ પતિના દુઃખ-દર્દ દૂર કરી—ચંદ્રમાની શીતળતા પાથરે છે.

ખરૂં જોતાં, આ જગતમાં આદર્શ પતિ-પત્નીનો નિવાસ આ જગતને સ્વર્ગ બનાવવામાં મુખ્ય ભાગ ભજવે છે.





# આપણો સમાજ

*



હું મુંબઈમાં રહું છું. કોલેજમાં પ્રોફેસર છું, સાયન્સ મારો પ્રિય વિષય છે. મારૂં નામ પ્રેમકુમાર શ્રોફ. અમે મૂળ તો ખંભાતના વતની, પણ મારા પિતા ચાળીસેક વર્ષ ઉપર મુંબઈ વેપાર-ધંધાને કારણે આવેલા અને અમારૂં બધું શિક્ષણ મુંબઈમાં જ થયેલું. મારે એક મોટાભાઈ છે તે સીલોનમાં અમારા પિતાની પેઢી ચલાવે છે. મારી બે બહેનો પરણેલી બાળબચ્ચાંવાળી છે, તે પોતપોતાને ઠેકાણે—એક નાસિકમાં અને એક જયપુરમાં રહે છે. બંને સુખી છે. મારા પિતા દશ વર્ષ ઉપર અને માતા સાત વર્ષ ઉપર ગુજરી ગયાં. મારા મોટાભાઈ અમારી વણિક જ્ઞાતિમાં જ પરણ્યા છે અને તેમને ત્રણ બાળકો છે. ત્રણ ચાર વર્ષે ભાગ્યે જ એ દેશમાં આવે છે. મુંબઈમાં રોયલ ઈન્સ્ટીટ્યૂટમાં બી. એસસી.ની પરીક્ષા ઉપલા વર્ગમાં પસાર કર્યા પછી હું જર્મની ગયો અને ત્યાં વિજ્ઞાનનો—રસાયણશાસ્ત્રનો—આગળ અભ્યાસ કર્યો. આઠ વર્ષ ઉપર હું ત્યાંથી પાછો આવ્યો અને મુંબઈની કોલેજમાં રસાયણશાસ્ત્રના પ્રોફેસરની મને જગા મળી જવાથી લગભગ સાતેક વર્ષથી હું ત્યાં નોકરીમાં છું. છ વર્ષ ઉપર મેં એક દક્ષિણી ગ્રેજ્યુએટ યુવતી સાથે

લગ્ન કર્યું. મારી માતા કે પિતા કોઈ હયાત તે વખતે હતું નહિ એટલે મારા લગ્નની બાબતમાં હું સ્વતંત્ર હતો. મનોરમા મારી પત્ની સાથે મને પ્રથમ પરિચય યુરોપથી આવતા સ્ટીમરમાં થયેલો. મનોરમા ઇંગ્લેન્ડથી સ્કુલ ઓફ ઇકોનોમિક્સમાં અભ્યાસ કરીને પાછી ફરતી હતી. ઈટાલીથી અમે બંને સ્ટીમરમાં સાથે થઈ ગયાં. સ્ટીમરમાં બારેક દિવસમાં અમારો પરિચય ઠીક થઈ ગયો. એ એના પિતા સાથે દાદરમાં રહેતી હતી. મુંબઈ આવ્યા પછી હું મનોરમાને ઘેર ઘણી વાર મળવા જતો અને તેમના આખા કુટુંબ સાથે હું ખૂબ હળી ગયો. આખું કુટુંબ બહુ સુશિક્ષિત અને આગળ પડતા વિચારવાળું છે. એના માતાપિતા ખરેખરાં સજ્જન છે. મનોરમાનું ભણતર, રૂપ અને મળતાવડા સ્વભાવથી હું તેના પ્રત્યે આકર્ષાતો ગયો અને છેવટે અમે બંનેએ લગ્ન કરવાનું નક્કી કર્યું. એનાં માતાપિતાની સંમતિથી અમે પરણ્યાં અને ત્રણ વર્ષ ઉપર મનોરમાએ એક દીકરાને જન્મ આપ્યો.

મારી પત્ની, મારો બાબો પ્રશાન્ત અને હું એ ત્રણેનો સંસાર બહુજ આનંદમય અને સુખી પાંચ વર્ષ સુધી ચાલ્યા કર્યો. કોલેજમાં ભણતી બી. એ. તથા એમ એ. ની ત્રણેક વિદ્યાર્થિનીઓને મનોરમા અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના વિષયના અભ્યાસમાં મદદ કરતી અને હું મારી પ્રયોગશાળામાં રસાયણ શાસ્ત્રના સંશોધનમાં મશગુલ રહેતો. અમારો બાબો પ્રશાન્ત અમારા નાનકડા ઘરમાં આનંદ અને સુખમાં વૃદ્ધિ કરતો હતો. પણ પછી અમારા આ જાતના સુખી સંસારાકાશમાં એક રાહુ આવી ચઢ્યો. જર્મનીમાં મારી સાથે અભ્યાસ કરનાર ત્ર્યંબક સરદેસાઈ નામનો મારો એક મિત્ર જબલપુરની એની નોકરીમાંથી છુટો થઈ આશરે સવા વર્ષ ઉપર મુંબઈ આવ્યો. અમારે ઘેર જ એ ઉતર્યો અને મુંબઈમાં મકાનની અતિશય હાડમારી હોવાથી ત્રણેક મહિના અમારે ઘેર જ રહ્યો. ત્ર્યંબક બહુ મળતાવડો અને હસમુખો છે. ગમે તે સ્થળે, ગમે તે અજાણ્યા કુટુંબમાં તે ઝટ ભળી જાય એવો છે. મારા બાબાનો તો એ દસબાર દિવસમાં જ જાની મિત્ર બની ગયો. મુંબઈમાં એને કોઈ કારખાનામાં નોકરી મળી હતી. પણ ત્યાં રહેવાની સગવડ થવાને થોડી વાર હતી એટલે એ અમારે ત્યાંજ રહ્યો. દિવસનો ઘણોખરો ભાગ હું કોલેજમાં અને લેબોરેટરીમાં ગાળતો એટલે મનોરમાને આખો દિવસ એકલા રહેવું પડતું, તે ત્ર્યંબકના આવ્યા પછી મટી ગયું. ત્ર્યંબકને રાત્રે આઠથી નોકરી ઉપર જોડાવાનું હતું એટલે આખો દિવસ એ ઘરમાં જ રહેતો. ત્ર્યંબક લહેરી હતો, પૈસાનો છુટો હતો, કુંવારો હતો અને બહુ જ હસમુખો તથા મળતાવડો હોવાથી મનોરમાને પણ એની સોબત ઠીક ગમી ગઈ. મને મનોરમા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. ત્ર્યંબક યુરોપમાં શિથિલ વર્તનવાળો હતો તે હું જાણતો હતો. પણ વિશ્વાસઘાતી હશે એવી મને જરા પણ શંકા ન હતી.

આશરે ૭ માસ ઉપર એક દિવસે હું કોલેજમાંથી લેબોરેટરીમાં ન જતાં બારોબાર ઘેર આવ્યો ત્યારે મેં જે દૃશ્ય જોયું તેથી મારા ડોળા ફાટી ગયા. મારી સગી આંખે જોયેલું હું તત્કાળ તો માની શક્યો નહિ. પરંતુ એ વાસ્તવિક નક્કર હકીકત હતી; સ્વપ્ન ન હતું. હું તરત ઘરમાંથી બહાર ચાલ્યો ગયો. દરિયા પર ફરી રાત્રે પાછો આવી, મારા ખંડમાં પથારીમાં પડ્યો. મને ઊંઘ ન આવી. હું વિચાર ચગડોળે ચઢ્યો. મેં ધાર્યું હતું કે મનોરમા મારી પાસે આવી પોતાના પાપનો પસ્તાવો કરશે. પણ એવું કાંઈ બન્યું નહિ. સવારે જાણે કાંઈ જ બન્યું ન હોય

તેમ ત્ર્યંબક હસતો હસતો ચ્હા પીવા આવ્યો અને નાહી ધોઇ બહાર ગયો. તે દિવસે એ પાછો આવ્યો નહિ ,અને સાંજે પોતાનો સામાન મંગાવી લીધો. મને એક નાની ચીઠ્ઠીમાં જણાવ્યું કે ' મને કારખાનામાં રહેવાની સગવડ મળી છે, રવિવારે મળાશ."

મનોરમાએ કશો ખુલાસો કર્યો નહિ તેમ મેં પણ તેને કાંઈ કહ્યું નહિ. અમારા બંનેના જીવન વચ્ચે એક અગાધ મહાસાગર આવી પડયો હોય તેમ અમે બંને એક ઘરમાં રહેતાં હોવા છતાં છુટાં પડી ગયાં.

આ પ્રમાણે ત્રણેક માસ ચાલ્યા પછી મારે બે ચાર દિવસ કોલેજના વિદ્યાર્થીઓ સાથે બહારગામ જવાનું થયું. બહાર ગામથી હું રાત્રે નવ વાગે પાછો આવ્યો ત્યારે ઘરમાં નોકર સાથે પ્રશાન્ત રમતો હતો. મનોરમા વિશે પૂછતાં જણાયું કે એ બપોરની બહાર ગઇ છે અને આવતી કાલે રહવારે પાછી આવવાનું કહી ગઈ છે. નોકર પાસેથી પૂછપરછ કરતાં જણાયું કે કોટમાં એક હોટલમાં મનોરમા ઘણીવાર જતી હતી. મને તરત સમજાયું કે ત્ર્યંબક એ જ હોટલમાં રહેતો હોવો જોઇએ. બીજે દિવસે સવારે મનોરમા આવી ત્યારે મને પાછો આવેલો જોઈ જરા ઝાંખી તો પડી પણ તરત જ સાવધ થઈ ગઇ, અને જાણે કાંઈ બન્યું ન હોય તેમ યંત્રવત્ અમારૂં જીવન ચાલવા લાગ્યું.

દોઢ માસ ઉપર મનોરમા એકાએક ઘર છોડી ચાલી ગઈ અને માથેરાનથી મને પત્ર લખ્યો કે ' હવે મારો પાછો આવવાનો વિચાર નથી. જીવનમાં ઢોંગ અને ઉપરઉપરના દેખાવનો મને પ્રથમથી જ તિરસ્કાર છે. હું અહિં ત્ર્યંબકરાવ સાથે આવેલી છું અને હવે એમની સાથે જ રહેવા ઇચ્છું છું. તમારા સહવાસમાં મને દુઃખ ન હતું, પણ અહિં મારા હૃદયની સર્વ અભિલાષાઓ, જીંદગી મ્હાણવાની મારી બધી કલ્પના ત્ર્યંબકરાવના સહવાસમાં પૂરી પડે છે એટલે હવે આપણે સાથે રહેવાનો નામનો દેખાવ બંધ કરવો જોઈએ એવું મને લાગે છે. પ્રશાન્ત માટે મારો જીવ બહુ તણાય છે. તમે રજા આપશો તો હું તમારી ગેરહાજરીમાં એને મળી જઇશ. એટલી પરવાનગી આપશો એવી હું આશા રાખું છું.'

મનોરમાને પાછી મેળવવાની મારી સર્વ આશા નષ્ટ થઈ ગઇ. એ મારા ઘરમાં આવે અને પ્રશાન્તને મળે તે મારાથી સહ્યું જાય તેમ ન હતું, એટલે હું મુંબઇ છોડીને મારા બાળક સાથે અહિં આવ્યો છું. મારી એવી ઇચ્છા છે કે હવે કાયદેસર હું મનોરમાથી છુટો પડું તો સારૂં, જેથી એ ત્ર્યંબક સાથે વિધિપૂર્વક લગ્ન કરી લે અને અત્યારના અપવિત્ર વ્યવહારનો અંત આવે. નવા કાયદા પ્રમાણે એ થઈ શકે એમ મને લાગે છે, અને એ કાર્યમાં હું તમારી સલાહ અને મદદ માગું છું.

હવે તમે શું કરશો ? તમારી નોકરીનું શું ? ભવિષ્યમાં તમારા પ્રશાન્તની સંભાળ કોણ લેશે ? એમ મેં એને પૂછયું. તેના જવાબમાં તેણે કહ્યું કે—

મુંબઈથી જેટલે દુર જવાય તેટલે દૂર જવાનો મેં નિશ્ચય કર્યો છે. મુંબઈની નોકરી મેં છોડી દીધી છે, અને પંજાબમાં, લુધીઆણામાં મને નોકરી મળી છે. મારા પ્રશાન્તનો હું બાપ અને મા બંને બનીશ.

(લોકનાદ) ચિકિત્સક.

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક :
**શ્રી. સવાઇલાલ ઈ. પંડ્યા**

*

જેના વગર ગૃહ કળારહિત લાગે એવી ઘરની તેજ પૂરનારી સામગ્રી એની આસપાસ આવેલો બગીચો નહિ, તેમજ તેના અંદરના ભાગને ઓપાવતો વૈભવશાળી સરસામાન નહિ પરંતુ એમાં શોભાની સૌરભ મૂકનારી ગૃહિણી. છતાં કરમાએલી પુષ્પ વિહોણી લતા ઉદ્યાનને શોભાવવાની શક્તિ ગુમાવી બેસે છે, એમ ઘરમાં તેજ પાથરનારી નારી પણ શિશુહીન હોય તો પરમ રમણીય નથી લાગતી. સ્ત્રી માત્ર આ વાત સમજે છે. માટે જ એ પોતે ઘરમાં પાથરેલી સુવ્યવસ્થિત સુંદરતાને પળેપળે નવો ભાવ ધારણ કરતા બાળક્રીડાઓના ઉલ્લાસોથી અવ્યવસ્થિત કરી દેનારા, ધૂલિથી ધૂસરિત થએલા સર્વાંગવાળા વિકસતા દંત કેસરવાળા ગજશા બાળકથી ધન્ય બનવા અંતરના ઊંડાણુમાંથી ઝંખે છે. એની પ્રાર્થના તેથી જ હોય છે ને રન્નાદે પાસે, કે એને ધોએલાં, સુઘડ, અંગે અંગને ઓપાવી ઊઠતાં વસ્ત્રો નથી જોઇતાં; એને જોઇએ છે એનો 'ધોયો ધરેયો' સાડલો મેલો કરવાનો હકદાર ખોળાનો ખૂંદનારો. રાત્રિના પહેલા પ્રહરે પૂર્વદિશાનો ખૂણો ચાંદા વિનાનો ખાલી લાગે એમ જીંદગીની પહેલી પચીશીમાં મહિલાનો ખોળો બેટડા વિનાનો સૂનો દેખાય. શિશુનાં સ્મિત ઝીલવા ઉન્મુખ રહેવું, તેની કાલીકાલી બોલીમાં પ્રકટતાં મનોરથને માગે ચડાવવા સચિંત રહેવું એ માના જીવનનો મોંઘો લ્હાવો છે.

રાજાને રીઝવવો સહેલો છે, શિશુને રીઝવવું સહેલું નથી. એ ક્યારે શું માગશે એનો કાંઈ નિયમ નથી. કેમ ન માગે? માતાને તો એ સમગ્ર વિશ્વમાં સૌથી મોટી શક્તિ માને છે, સર્વેશ્વરીને દ્વારે ઉભા રહીને માગણી કરવાનો જે અધિકારી છે એ શા માટે પોતાની કામનાને માપમાં રાખવાનો સંકોચ અનુભવે? ઘરની ઉત્તમ ચીજ માગે, વિશાળ વસુંધરાની સમૃદ્ધિમાંથી નીપજતી શ્રેષ્ઠ વસ્તુ માટે વેન કરે, અરે! આકાશનાં તેજનાં ઝુમખાં ઉતારીને મારી સામે ગોઠવો એવી હઠ પકડે. યાચક કોઇને ગમતો નથી, પણ યાચક બાળક ઉપર વત્સલ માતા વારી જાય છે. એના માગ્યા કરતાં અધિક આપીને કૃતકૃત્યતા અનુભવે છે. સ્નેહનું પરમ રસાયન આપીને બાળકનું આરોગ્યમય પુષ્ટ વ્યક્તિત્વ પ્રકટાવી આપનારો સિદ્ધ વૈદ્ય તો જનની જ. જીવનને આકાર આપનાર બીજાં બળોનું સ્થાન એની પછીનું. હાથમાં દોરી લઇને પારણાની પાસે બેઠી બેઠી શિશુને હિંચોળતી જનેતા એ કેવું ચિર સ્મરણીય ચિત્ર છે? બાળ તરીકે પોઢેલા ભાવિને જાણે માતા સ્વરૂપિણી પ્રકૃતિ ઝૂલાવી રહી છે-અધિક બળવાળું થઇને એ ઉઠે અને કોડ ભર્યાં પગલાં પ્રવૃત્તિમય વિશ્વના ચોકમાં પાડે એ માટે. પોતાના હૃદયમાં સંઘરાએલા કોમળ રમતિયાળ ભાવોને એ હાલરડાં રૂપે વહેતા મૂકે છે. ગીતોની વિશાળ પુષ્પવાટિકામાં વિકસેલ હાલરડું એ વિશિષ્ટ પ્રકારનો સુકુમાર પુષ્પ-છોડ છે. ગુણવત્તામાં કોઈ દેશનાં ગીતો કરતાં ન ઉતરે એવાં મનોહર હાલરડાં ગુર્જર નારીને ગાવા માટે જમે પડયાં છે. એક નમૂનો જોઇએ.

## આડો.

એક સમે જળ આસનવાળી રમોને શ્રી ગોવિંદ,
એક કુંભ ભરી અવલોકી જોયું જળમાં ઉગ્યો ચંદ્ર.

આ શાં રૂડાં રમ્મકડાં માતાજી મુજને આલો,
એક સારા તારા ચૂંટીને મારા ગુઝલિયામાં ઘાલો.

પ્રભુ, જે જોઈએ તે માગો રમકડાં મુજને શું સંતાપો,
નક્ષતર તારા એણી પેરે દીસે એ મુજ કને શું માગો ?

હંસ, પોપટ, મોર, રમકડાં ચૌટે ઘણાં વેચાય,
આવો જઈને તે અલ્લાવું રોતા રહો તમે બાળ.

ગોકુળ મથુરાં માંહી મળે પ્રભુ, ખરચી દ્રવ્ય અણાવું,
હસી હરિ વેગે ઘેર પધારો મોહન ન કરો આડો.

હસ્તી ઘોડા વેલ્ય સુખાસન કનકતણાં લ્યો કાન,
મૃગ ડોળિયાને સીંગ સોનાના રમોને શ્રી ભગવાન.

સાંઢ, ચિતરા, ઘેટા મગાવું કુકડાનો કરૂં સંચ,
પેર પેરના પોપટ મગાવું તમે મોટા પરપંચ.

ટાચ ટાચકા શંખ ફેરકણાં ઉભાઉભ મંગાવું,
રેશમની દોરી ફટવો તે પર ફૂમક સોત ગુંથાવું.

ગરીયા પ્રીતે જડી ચકરડી શીખો રૂડી ટેવ,
પાણીપંથા સુર ઘંટ ઘૂઘરા તમે વગાડો દેવ.

મહામૂલી રાઠોડી મોજડી ચરણે ચતુરભુજ ધારો,
તેવ તેવડા ગોવાળિયા સાથે ગેડીદડે રમવા જાઓ.

એમ કહ્યું ને શ્રી હસીયા હાથ ઘડામાં ઘાલ્યો,
મહીમંડળમાં પડયું અંધારૂં ઋષિ ચંદ્રમા ઝાલ્યો.

દેવ મંતરમાં પડયું એક અંતર લોક કરે પોકાર,
વેદ મંતરમાં પડયું એક અંતર કયમ કરી ઉગે ભાણ ?

અહો ચાંદો મેલીયો પ્રભુ સોળ કળા પ્રકાશી,
કર જોડી સુરદાસ વીનવે ગોકુળમાં છે વ્રજવાસી.

એક સમયે માતા જશોદાજી કાનકુંવરને જમનાને કાંઠે રમવા બેસાડે છે. પાસે પાણી ભરેલો ઘડો મૂકે છે કે છૈયો પાસે બેઠો બેઠો રમશે. અને પોતાના કામમાં મગ્ન થાય છે. દિકરાની ચંચળતાનો પાર નથી. એ ડાહ્યો થઇને નિરાંતે બેઠો બેઠો રમે એવો થોડો જ છે? ઘડામાં જુવે છે તો ચંદ્રનું અને તારામંડિત આકાશનું પ્રતિબિંબ દેખાય છે. બસ થઇ રહ્યું, એણે તો ઉપરા ઉપર માતાને સાદ પાડવા માંડયા. જુવો શાં રૂપાળાં છે આ રમકડાં? એ આપો તો જ હા,'નહિ તો ના. ગજવું બતાવીને પાછો કહે છે કે આ સારા તારા દેખાય છે તે હવે ચૂંટીને મારા ગુંઝામાં નાંખો. માતા તો મુંઝાય છે અને કહે છેઃ મારા ભગવાન, મને કાં પજવો? તારા તો પણે આઘે આઘે ચમકે છે એ મારી પાસે કેમ મગાય? રૂદન એ બાળકનું બળ, કુંવર તો રોવા માંડયા. માતા કહે છે, બેટા! રોતા રહો. ચૌટામાં ઘણાં રમકડાં મળે છે. ચાલો અપાવું. ગોકુળ ને મથુરામાં જે જે મળશે તે દ્રવ્ય ખરચીને મગાવી આપીશ. આડો મૂકી દો, હસતા હસતા ઘેર પધારો. હાથી, ઘોડા, વેલ્ય, સુખાસન સોનાનાં મંગાવીશું. સોનાનાં શીંગડાંવાળા મૃગો અને બળદિયાઓ સાથે ભગવાન તમે રમજો. તમે તો મોટાં માણસોની રમતો રમો એવા છો કુંવર! સાંઢ, ચિત્તા, ઘેટા અને કુકડા મગાવીને એકઠા કરીશ. એમની સાઠમારી કરાવજો. વળી જાતજાતના પોપટ પણ મગાવી રાખશું. ટાય, ટાચકા, શંખ," ફેરકણું બધું ઉભાં ઉભાં મંગાવી દઉં. વાર નહિ લાગે, હો. રેશમ ફટવીને તમે દોરી તૈયાર કરો. ઉપર ફુમકું મૂકાવી દઇશ. ગેરીયા અને જડાવ ચકરડી રૂડી રીતે ફેરવતાં શીખી જજો દિકરા. મજાના સ્વરવાળા ઘંટ ઘૂઘરા પણ તમે વગાડજો. અને આપણે તો જલ્દી મોટા થઇને ગોંદરે તેવતેવડા ગોવાળિયા સાથે ગેડીદડે રમવા જવું છે. મહા મૂલ્યવાન રાતીડી મોજડી ચરણમાં પહેરવા મગાવી આપીશ. સ્નેહભરી માતાને આમ વિવિધ વચનો આપીને મનામણાં કરતી સાંભળીને શ્રી હરિ હસી પડયા. સર્વ વસ્તુ કરવા સમર્થ એમને શું અશક્ય છે? એમણે તો તુરત જ ઘડામાં હાથ ઘાલીને ચંદ્રમાને જ ઝાલી લીધો. એટલે પાધરૂં 'મહીમંડળમાં અંધારૂં થઇ ગયું. અને દેવોની નિયમિત ચર્યાના મંત્રમાં એક ઝોલો પડી ગયો. લોકસમગ્ર પોકાર કરી ઉઠયા કે આ શું? વેદે ગાએલી વ્યવસ્થામાં ઝોળો પડી ગયો. ચંદ્ર યથાનિયમ આથમ્યા પહેલાં ભાનુ કેમ કરીને ઉગે? એટલે પ્રભુએ પ્રહેલો ચાંદો મૂકી દેતાં પાછો તે સોળે કળાએ પ્રકાશવા લાગ્યો. કર જોડીને સુરદાસ વિનવે છે કે એવા વ્રજવાસી ગોકુળમાં છે હો. ભક્ત હૃદયની પ્રેમભરી શ્રદ્ધા એમની પાસે હતા એમ નથી કહેવરાવતી પરંતુ વિનંતિના બળથી, છે એમ બતાવેછે.

નામાચરણ સુરદાસનું આવે છે. એ કોણ! આજ વિષયનું વિખ્યાત હિંદી કવિ સુરદાસનું એક પદ મળી આવે છે, એ ઉપરથી કોઇ ગુજરાતી કવિ આ ગીત રચવા પ્રેરાયો હશે, અને મૂળ કલ્પના જેમની છે એમને યશ આપવા એમનું નામ કૃતિ સાથે જોડી દીધું હશે? ગમે તેમ હો, રચના સુંદર છે. દુર્લભ વસ્તુ લેવાની હઠે ભરાએલો બાળક અને એનો કજીયો શાંત પાડવા મથતી અનેક સુંદર રમકડાં અપાવવાનાં પ્રલોભનો આપનારી માતા એ બંનેનાં ચિત્રો સારાં આલેખાયાં છે. ગત યુગનાં ગુજરાતી શિશુઓનાં રમકડાંનો વૈભવ પણ એમાંથી આપણને જોવા મળે છે. છેવટના ભાગમાં સ્ત્રીઓ અને બાળકોનો માનીતો અદ્દભુત રસ કવિએ પીરસ્યો છે; અથવા તો ભગવાનના મહિમા કથનના ઓઠા તળે બાળકના મનોહર વિજયનું ગાન કવિનું વત્સલ હૃદય કરી ગયું છે.

## ઇન્ડોનેશીઆમાં

# સ્ત્રી-જાગૃતી

ઓગણીસમી સદીમાં ઇન્ડોનેશીયન સ્ત્રીઓ પોતાનો ઘરસંસાર અને બાળકોનું લાલન-પાલન-એટલામાં જ, પોતાનું જીવન સાર્થક માનતી. પતિને દેવની સમાન ગણી તેની સેવાચાકરી કરવાનું જે શિક્ષણ છોકરીઓને આપવામાં આવતું. સ્ત્રી એટલે પતિની સેવા કરનાર મજુરણ: એટલું જ માન હોવા છતાં પરણીને ગૃહસંસારી થવાને તેઓ પોતાનો જન્મસિદ્ધ હક્ક માનતી.

ઇન્ડોનેશિયન સ્ત્રીઓની આવી ગુલામી વિરૂદ્ધ શ્રી. આર. એ. કાર્તિનીએ બંડનો ઝંડો ઉપાડયો. ઇન્ડોનેશિયન કન્યાઓ માટે સ્વતંત્ર શિક્ષણની વ્યવસ્થાની તેમણે સૌથી પ્રથમ માંગણી કરી. સ્ત્રીસ્વાતંત્ર્ય માટે પોતાના બધા બંડખોર વિચારોને એમણે પોલેંડમાં રહેતી એક સખીને પત્રદ્વારા જણાવ્યા અને અત્યારે એ પત્રો ' અંધકારમાંથી પ્રકાશ તરફ ' નામે પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

ઇ. સ. ૧૯૦૫માં કાર્તિની મરણ પામ્યાં. પણ તેમના ક્રાન્તિકારક વિચારોથી એમણે પોતાની આખી ઇન્ડોનેશિયન સ્ત્રી આલમને જાગૃત કરી દીધી હતી. તેમના મરણ પછી ઠેકાણે ઠેકાણે મહિલા મંડળો સ્થપાયાં; અને તેમનો ઉદ્દેશ સ્ત્રીઓની સર્વ દિશામાં ઉન્નતિ સાધવાનો હતો.

ઈ. સ. ૧૯૧૧થી ઇન્ડોનેશિયન કન્યાઓના શિક્ષણ માટે કાર્તિની શાળાગૃહો ઉઘાડવામાં આવ્યાં છે.

સ્ત્રીઓને મતાધિકાર મેળવી આપવા માટે હોનોલોલુમાં પેસિફિક કિનારાના સર્વ રાષ્ટ્રોની સ્ત્રીઓના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવવામાં આવી હતી. આ પરિષદમાં ઇન્ડોનેશિયન સ્ત્રીઓ તરફથી એક પ્રતિનિધિ મોકલવા માટે "વનિતા ઉટોમો" સંસ્થાને વિનંતી કરવામાં આવી હતી; પરંતુ તે સંસ્થા એક-પણ પ્રતિનિધિ મોકલી શકી નહી. તેથી સ્ત્રીઓની જુદી જુદી સંસ્થાઓનું એકીકરણ કરવાની જરૂર લાગી.

આખરે ઇ. સ. ૧૯૩૮ના ડીસેમ્બરમાં જોગાખાતી ખાતે રાષ્ટ્ર મહિલા મંડળના પ્રતિનિધિઓની એક પરિષદ ભરવામાં આવી. એ પરિષદમાં ત્રીસ સંસ્થાઓનાં પ્રતિનિધિ હાજર હતાં. એમ ઇન્ડોનેશિયન મહિલા કોંગ્રેસ નામે મધ્યવર્તી સંસ્થાનો જન્મ થયો.

સ્થળે સ્થળે મહિલા મંડળો સ્થાપન કરવાં. ગરીબ વિદ્યાર્થીઓ માટે શાળાઓ સ્થાપવી, બાળલગ્ન વિરૂદ્ધ પ્રચાર કરવા માટે સ્ત્રી નામે માસિક કાઢવું-ઇત્યાદિ ઉદ્દેશ આ કોંગ્રેસે પોતાની નજર સામે રાખ્યો હતો.

ઇ. સ. ૧૯૩૧માં લાહોર ખાતે એશિયાના સર્વ રાષ્ટ્રોની મહિલાઓનાં પ્રતિનિધિઓની એક બેઠક ભરવામાં આવી હતી. એ પરિષદમાં પ્રતિનિધિ મોકલવા માટે અખિલ હિંદ મહિલા પરિષદે ઇન્ડોનેશિયન મહિલા કોંગ્રેસને વિનંતી કરી હતી. એ પરિષદના પ્રવર્તક શ્રી. સરોજીની નાયડુ, મેડમ સન્યત્ સેન અને નૂર હમદન હતાં. પરંતુ વાસ્તવિક રીતે પરિષદનાં સૂત્રધાર તો મીસીસ કઝિન્સ નામે એક અંગ્રેજ મહિલા જ હતાં.

સામાન્ય ભૂમિકા પર એશિયાની સ્ત્રીઓની ચળવળ કરવી અને સર્વ સ્ત્રી સંઘનથી પરસ્પર સંબંધ દૃઢ કરવો-એ આ પરિષદનું ધ્યેય હતું; પરંતુ પરિષદનાં સૂત્રધાર તરીકે એક અંગ્રેજ બહેનને જોઈ તેમાં આવેલી બે ઇન્ડોનેશિયન પ્રતિનિધિઓએ એ પરિષદમાં સમુળ ભાગ નહિ લેવાનો નિશ્ચય કર્યો અને તેઓ માત્ર પ્રેક્ષક તરીકે જ પરિષદમાં હાજર રહ્યાં.

ઇન્ડોનેશિયન મહિલા કોંગ્રેસનું બીજું અધિવેશન જાકાર્તા ખાતે ભરાયું. સમસ્ત પ્રજાને અક્ષરજ્ઞાન આપવા માટે નિરક્ષરતા વિરુદ્ધ ચળવળ ચલાવી, સ્ત્રીમજુરોની સ્થિતિની તપાસ કરવા માટે એક કમિટી નીમવી અને મુસલમાન ધર્મની સ્ત્રીઓના કાયદેસર હક્કોની તપાસ કરવી, ઇત્યાદિ પ્રશ્નોનો પરિષદમાં મુખ્યત્વે કરીને વિચાર કરવામાં આવ્યો. એ જ વખતે દર ત્રણ વરસે કોંગ્રેસનું અધિવેશન ભરવાનું ઠરાવવામાં આવ્યું.

ઈ. સ. ૧૯૪૧ ના જુનમાં મુસલમાન ધર્મની સ્ત્રીઓ માટે રજીસ્ટર લગ્નનો કાયદો કરવો કે કેમ તે માટે ડચ સરકારે ઇન્ડોનેશિયન પ્રજાનો મત મેળવવા પ્રયત્ન કર્યો. આવી જાતનાં રજીસ્ટ્રેશન લગ્નથી બહુ પત્નીત્વ પર અંકુશ આવે તેમ હતું; અને મુસલમાન સંગઠ્ઠને આ સૂચિત બિલનો સક્રિય વિરોધ કરવાથી ડચ સરકારે તે પાછું ખેંચી લેવાનું ઠરાવ્યું. ઇસ્લામ ધર્મમાં સનાતન તત્ત્વ વિરોધી આ બીલ હતું, એવી મુસલમાન ધર્મીઓની દલીલ હતી. આથી પરણેલી ઇન્ડોનેશિયન સ્ત્રીઓ અને બાળકોની પરિસ્થિતિનો વિચાર કરવા માટે કોંગ્રેસનાં બીજા અધિવેશનમાં એક ખાસ કમિટી નીમવામાં આવી.

ઇ. સ. ૧૯૩૮માં ઇન્ડોનેશિયન સ્ત્રીઓને મ્યુનિસિપાલીટીની ચૂંટણીમાં ઉભા રહેવાની ડચ સરકારે પરવાનગી આપી. એનું પરિણામ તત્કાળ જણાઇ આવ્યું. બેન્ડાઇગ, સેતારાંગ, અને સુરબાયા મ્યુનિસિપાલીટીઓમાં ઘણી સ્ત્રીઓ ચૂંટાઈ આવી; એ સર્વ સ્ત્રીઓ પુરૂષોના મતથી જ ચૂંટાઈ હતી. તે ઉપરથી રાષ્ટ્રીય હિતમાં ઇન્ડોનેશિયન સ્ત્રી-પુરૂષો વચ્ચે કેટલો સહકાર છે જે ચોકખું જણાઈ આવે છે.

ઈ. સ. ૧૯૪૧ માં ઇન્ડોનેશિયન સ્ત્રીઓ પૈકી માત્ર ડચ સ્ત્રીઓને જ મતાધિકાર આપવાનો ડચ સરકારનો ઈરાદો જાહેર થયો-કેમકે ઇન્ડોનેશિયન સ્ત્રીઓ નિરક્ષર હોવાથી તેમને પોતાનો મતધિકાર વાપરતાં આવડે નહિ-એ સરકારની દલીલ હતી. ઇન્ડોનેશિયન સ્ત્રીઓ પર આ દેખીતો અન્યાય હતો. ઇન્ડોનેશિયનો પૈકી ડચ સ્ત્રીઓ કેવળ ઘરમાં બેસી રહીને જ વખત ગાળતી હતી, જ્યારે ઇન્ડોનેશિયન સ્ત્રીઓ પુરૂષોના ખભેખભા અરાડી ઝઝૂમતી હતી. સેતારાંગ ખાતે ભરાયેલી ચોથી મહિલા કોંગ્રેસે આ પ્રાંતનો વિચાર કરી ઇન્ડોનેશિયન સ્ત્રીઓ માટે મતાધિકારની માગણી કરી. એ ઠરાવને ઇન્ડોનેશિયાના બધા રાજકીય પક્ષોએ પીઠબળ દીધું. અને તેનું પરિણામ સારું જ આવ્યું. ઇન્ડોનેશિયન સ્ત્રીઓને મ્યુનિસિપાલ ચૂંટણી માટે મતાધિકાર આપવામાં આવશે એમ ડચ સરકારે જાહેર કર્યું.

ઇન્ડોનેશિયન સ્ત્રીઓ રાજકીય પક્ષમાં નેતાગીરી ભોગવતી ન હતી, છતાં સ્વાતંત્ર્ય માટે જામેલી ચળવળમાં તેમણે મહત્વનો ભાગ ભજવ્યો હતો અને કેટલીક બહેનો તો કારાવાસ પણ ભોગવતી હતી. મહિલા કોંગ્રેસને જાહેર રીતે કાર્ય કરવાનું અશક્ય થયું તેથી પ્રજાસત્તાકની ઘોષણા કરવામાં આવ્યા પછી મહિલા કોંગ્રેસની પુનર્ઘટના કરવામાં આવી; અને ઇ. સ. ૧૯૪૫ના ડીસેમ્બરમાં સ્વતંત્ર ઇન્ડોનેશિયન મહિલા કોંગ્રેસનું પહેલું અધિવેશન ભરવામાં આવ્યું. આ કોંગ્રેસે પ્રજાસત્તાકને પીઠબળ આપ્યું. અને પ્રજાસત્તાક માટે લશ્કરમાં જોડાવાની, લશ્કર માટે સામુદાયિક રસોડાં ચલાવવાની, જખ્મી સીપાઈઓની સારવાર કરવાની અને આફતમાં આવેલા લોકો માટે પૈસા અનાજ અને કપડાંની વ્યવસ્થા કરવાની તૈયારી બતાવી. પ્રજાસત્તાક માટે ઇન્ડોનેશિયન સ્ત્રીઓએ પોતાના પતિ અને પુત્રનું બલિદાન કરવાની પણ તૈયારી બતાવી છે; અને એટલી તૈયારીથી સ્વતંત્ર ઇન્ડોનેશિયન પ્રજા પોતાની સિદ્ધિ થયેલી જુએ છે.

## મારવાડી લોકગીત

# નાગજી

સંપાદક

**શ્રી. રમણિક કિશનલાલ મહેતા**

(રાજસ્થાનનું એક લોકગીત)

[રાજસ્થાનનું આ એક ખૂબ પ્રસિદ્ધ લોકગીત છે. એમાં વિરહની તીવ્રતમ વેદના તરવરી રહી છે. પ્રેમની શિથિલતા જોતાં, પ્રિયતમા પોતાના પતિને ઠપકો આપે છે.]

નાગજી, ઘડી હોય ઘુડલા થામ, રે
  વૈરી, ઘૂંઘટ રીં છીયાં કરૂઁ, ઓ નાગજી!
નાગજી, તાવડિયો પાપી પડૈ, હાં રે
  વૈરી, ઘાયલ કર દી તાવડે, ઓ નાગજી!
નાગજી, મન લોભી, મન લાલચી રે
  વૈરી, મન ચંચળ, મન ચોર, ઓ નાગજી!
નાગજી, મન રે મતે ય ન ચાલિયે રે
  વૈરી, પલક-પલક મન ઓર, ઓ નાગજી!
નાગજી, તડક-તડક મત તોડ, રે
  વૈરી, કતવારી રે તાર જ્યૂં, ઓ નાગજી!
નાગજી, જ્યૂં ટૂટે ત્યૂં જોડ, રે
  વૈરી, પ્રીત પુરાણી ના પડૈ, ઓ નાગજી!
નાગજી, નાગર-વેલડી, રે
  વૈરી, પસરે પણ ફૂલે નહીં, ઓ નાગજી!
નાગજી, બાળકપણ રી પ્રીત, રે
  વૈરી, બિછડૈ પણ છૂટૈ નહીં, ઓ નાગજી!
નાગજી, સૂતો ખૂંટી તાણ, રે
  વૈરી, વતળાયો બોલ્યો નહીં, ઓ નાગજી!
નાગજી, માલપુવે કો ટૂક, રે
  વૈરી, જીમ્યા અડિયો નૈ તાલવે, ઓ નાગજી!
નાગજી, ખાયો ખજાને રો માલ, રે
  વૈરી, લૂણહરામી હો ગયો, ઓ નાગજી!
નાગજી, એકબર ઘુડલો મોડ, રે
  વૈરી, મનડૈ રી વાતાં મૈં કહૂં, ઓ નાગજી!
નાગજી, ભલી નિભાયી પ્રીત, રે
  વૈરી, રૈણ વિછોવો કર ચલ્યો, ઓ નાગજી!
નાગજી, રમતા એક જ સંગ, રે
  વૈરી, સબ રૈંગ ફીકા તૈં કરયા, ઓ નાગજી!
નાગજી, રહતા એક જ સાથ, રે
  વૈરી, રૈણવિછોવો તૈં કરયો, ઓ નાગજી!
નાગજી, સોતા એક પિલંગ, રે

*

  વૈરી, ન્યારા ન્યારા તૈં કરયા, ઓ નાગજી!
નાગજી, ટીકી ફીકી પડ ગયી, રે
  વૈરી, કજળો વહ ગયો નૈણમેં, રે નાગજી!
નાગજી, હોય અમંગી વાદળી, રે
  વૈરી, નયણાઁ વરસૈ મેહ જી, ઓ નાગજી!
નાગજી, માખણડો સો તૈં લિયો, રે
  વૈરી, રેહ ગયી ખાટી છાછ, રે ઓ નાગજી!
નાગજી, એકબર મુખડે બોલ, રે
  વૈરી, આસ-નિરાસી મત કરૈ, ઓ નાગજી!

હે પ્રિય નાગજી! બે ઘડીને માટે તો ઘોડાને રોકી રાખો. સખ્ત ગરમી પડે છે. હું તમારા માથે ઘૂંઘટની છાયા કરૂં.

હે પ્રિયતમ! મન લોભી, લાલચુ, ચંચળ અને ચોર છે. એ તો એક પલકારા માત્રમાં પલટાઈ જાય છે. એના દાસ બનીને ન રહેવું જોઈએ.

હે નાગજી! આટલી જૂની અને દૃઢ પ્રીતિને, કાંતનારી સ્ત્રી તારને તોડી નાખે એમ અકસ્માત ન તોડી નાખો. જેમ જેમ એ સંબંધ તૂટતો જાય તેમ તેમ એને સાંધવાનો પ્રયત્ન કરો.

પ્રિયતમ! નાગરવેલની લતા ફેલાય છે–પ્રસરે છે; પણ ફૂલતી નથી. એ જ પ્રમાણે બાલ્યકાળનો પ્રેમ છૂટે છે, પણ તૂટતો નથી.

નાગજી! તમે એવી કેવી ગાઢ નિદ્રામાં સૂઈ ગયા છો કે પોકાર પાડવા છતાં યે તમે બોલતા નથી!

નાગજી! તમારો પ્રેમ માલપુવાના ટૂકડા જેવો મીઠો છે. એ ચાખતાં એનો સ્વાદ તાળવે રહી જાય છે.

પ્રિયતમ, તમે મારા પ્રેમખજાનાનો પૂરે-પૂરો ઉપભોગ કર્યો છે. હવે શા માટે નિર્મોહી બની ગયા છો ?

નાગજી, પ્રિયતમ, એકવાર ઘોડાને પાછો વાળો. હું ખૂબ ધરાઈ ધરાઈને તમારી સાથે વાતો તો કરી લઉં !

પ્રિયતમ, પ્રીતિ તો ભલી નીભાવી તમે કે આમ રાત્રિની વેળાએ મને ત્યજીને ચાલી નીકળ્યા.

પ્રિયતમ, આપણે એક સાથે રહેતાં હતાં; ખેલતાં હતાં; કૂદતાં હતાં. એ વેળાનાં સ્મરણો જાગે છે તમારા હૈયામાં ?

હે નિષ્ઠુર, પ્રેમનો સઘળો રંગ તમે ફીક્કો કરી નાખ્યો.

નાગજી, આપણે એક જ શય્યામાં સુખ-પૂર્વક સૂતાં'તાં: તમે વિખૂટાં પાડી દીધાં.

હે નાગજી, હે પ્રિયતમ! તમારા વિરહે મારી સોહાગ ટીલડીનો રંગ ફીક્કો પડી ગયો છે; અને આંખોમાંનું કાજળ રેળાઈ ગયું છે.

નાગજી, તમારો વિયોગ વાદળ બનીને મારા હૃદયમાં ઘેરાઈ આવ્યો છે; અને મેઘ બનીને મારાં નયનમાંથી વરસી રહ્યો છે.

પ્રિયતમ, મારા હૃદયનું મન્થન કરીને એનું પ્રેમ-નવનીત તો તમે લઈ ગયા. મારે માટે તો રહી ખાટી છાશ—તમારા વિયોગનું અસહ્ય દુઃખ.

નાગજી, વ્હાલા ! એક વાર તો તમારા મુખે બોલો: મારી આશાને નિરાશ ન બનાવો !

વિરહવેદનાનું આવું સીધું અને મર્મવેધી વિવરણ બીજે ભાગ્યે જ મળી આવશે. ભાવની અકૃત્રિમતા એમાં હજાર હાથીઓનું બળ ઉત્પન્ન કરી રહી છે. કરુણાના સઘન વાદળની છાયા વાચકના હૃદયને ઘેરી રહે છે.

સ્વ. મેઘાણીના સંગ્રહમાંનું એક અપ્રકટ મારવાડી ગીત આ સાથે આપણે જોઇએ. નાગજી નામનો કોઈ એનો પતિ ચાકરીએ જાય છે. પત્ની રેંટીઓ ફેરવતી ઊઠીને એને પુકારતી દોડે છે :—

હો રે નાગજી !
તડક-તડક તૂટયો માંઅ રે
વેરીડા ! પાંચ પેરૂડા નહિ ઝીલે પૂણી રે.
હો રે નાગજી !
ઘડી એક ઘોડલો થંભ્ય રે
વેરીડા ! બાળું-ઝાળું તમ હીણો દેશ રે.
હો રે નાગજી !
તાવડિયો પાંપી પડે ઘોમ ધખે રે
વેરીડા ! ધરતી ઝંખાવરણી તપે હો !
હો રે નાગજી !
લટ-ઘુંઘટ રી છાંય કરું રે
વેરીડા ! ઘડી એકલો ઘોડલો થંભ જો !
હો રે નાગજી !
સરજે સરજે દેવળીઆરો દેવ રે
મું રે સરજું દેવળ માયલી પૂતળી રે !
નાગજી ! આપેં એકણુ મંદિર બેઊં રે હાં રે !
હો રે નાગજી !
સરજે સરજે હીવડા રો હાર રે
મું સરજું હીવડા ડોરડો રે
નાગજી ! આપેં એકી ભેળાં ગુંથીઆં રે !
હો રે નાગજી !
સરજે સરજે કેળ માયલો કેળીઓ રે
મું સરજું કેવડા રી કાંબ રે
નાગજી ! આપેં એકણુ થાણે ઉગર્યાં રે !
હો રે નાગજી !
સરજે સરજે વાદળીયાં રો શેર રે
મું સરજાં વાદળી માયલી વીજળી રે
નાગજી ! આપેં એકણુ વરશાદે આવશાં રે !
હો રે નાગજી !
થેં મોતી મેં લાલ રે,
એકણુ ડોરે પ્રોવીઆં રે !
હો રે નાગજી !
થેં ચોખા મેં દાળ રે
એક જ ભાણે પરસિયાં રે !

કાયદાની દષ્ટિએ

# હિન્દુ-લગ્ન

લેખક
દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

*

હિન્દુ કાયદા મુજબ લગ્ન એ સંસ્કાર છે: કરાર નથી. અને સંસ્કાર અને કરાર વચ્ચે ફેર એ છે કે, કરારનાં બંધનમાંથી છૂટી શકાય છે, સંસ્કાર અંગે હમેશના સાથી થઇ રહેવું પડે છે. અલબત્ત, જ્યાં કરારથી લગ્ન થયાં હોય ત્યાં છૂટાછેડા મેળવી શકાય છે; ધણી-ધણિયાણી છૂટાં થઇ શકે છે. સંસ્કારિત લગ્નમાં છૂટા પડવાનો અવકાશ નથી. આ ખાસ અંગને લગ્નની પવિત્રતાનું વિશિષ્ટ અંગ હિન્દુઓ ગણે છે, અને હાલના પ્રગતિના સમયમાં પણ એ પવિત્રતાને ઉચ્ચ આશયના પ્રતીકરૂપી એ સંસ્કારમાં જરા પણ ક્ષતિ આવતી જોવા માટે મોટે ભાગે હિંદુઓ રાજી નથી.

કેટલીક જ્ઞાતિઓમાં પુનર્વિવાહ એટલે વિધવાને ફરીથી પરણવાની છૂટ છે. કેટલીએક જ્ઞાતિઓમાં ધણી જીવતો હોવા છતાં છોડ-ચિઠ્ઠી મેળવી–એટલે ધણી અને જ્ઞાતિની સંમતિથી ફરી લગ્ન કરવાની સ્ત્રીને છૂટ છે. પરંતુ ઘણીખરી ઉચ્ચ જ્ઞાતિઓ એટલે દ્વિજ વર્ગમાં તો વિધવાને નથી પુનર્વિવાહ કે નથી નાતરૂં કરવાની રજા.

પુરૂષ એક કરતાં વધારે પત્ની કરી શકે. એના અપવાદરૂપે મુંબઇ પ્રાંતમાં હાલમાં એક કાયદો ઘડી એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે એક પર બીજી પત્ની કરનાર તથા તેની વિધિ કરનાર ગુનેગાર ઠરે છે ને સજાને પાત્ર થાય. સ્ત્રીને માત્ર એક જ પુરૂષને જીંદગીભર વળગી રહેવું એ હાલના સમાજને સાલે છે, એટલે તે સંબંધે પોતાને જેમ બને તેમ વધારે છૂટ મળે તે બાબતમાં સ્ત્રી વર્ગના પ્રયાસ ચાલુ જ છે, ને તેમને લાભકારક કાયદાઓ પણ પસાર થયા છે.

*

વિધિસર અને કાયદેસર લગ્ન માટે હિંદુ કાયદા મુજબ :-

(૧) પરણનાર જોડું હિન્દુ હોવું જોઇએ.

(૨) એક જ જ્ઞાતિનું હોવું જોઇએ.

(૩) તેઓ એક જ ગોત્ર ને પ્રવરના હોવાં ન જોઇએ.

આ બાબત અંગે આ પ્રાંતોમાં એક-સરખો કાયદો નથી. તેમ જ જુદા જુદા રિવાજ મુજબ પણ કેટલીક જગાએ વર્તવામાં આવે છે. દાખલા તરીકે, ગુજરાત તેમ જ બીજા ઘણાં પ્રાંતોમાં મામા–ફોઈની પ્રજા પરસ્પર ન પરણી શકે, પરંતુ દક્ષિણના કેટલાક ભાગમાં એવાં જ લગ્ન ઇચ્છનીય ગણાય છે. છતાં હવે તો ડૉ. દેશમુખે એવો કાયદો દેશ માટે પસાર કરાવ્યો છે કે એક જ ગોત્ર યા પ્રવરવાળાને પોતાના જ ગોત્રમાં ( સગોત્ર–અને સાપિંડ્ય ) પરણવામાં કશો વાંધો નથી.

(૪) બે વિધિ તો થવી જ જોઈએ: એક તો અગ્નિ સમક્ષ કબુલાત યા સ્વીકાર અને બીજી સપ્તપદીની ક્રિયા, એટલે પરણનાર જોડાંએ અગ્નિની આસપાસ, બંનેએ સાથે, સાત પગલાં ફરવું જોઇએ. એમાંનું છેલ્લું પગલું કોઇ કારણથી ફરી ન શકાય તો તે કાયદેસરનું લગ્ન ન કહેવાય. સાતમું પગલું ફરતાં પહેલાં ધારો કે પરણનાર વરનું અવસાન થાય તો પરણનાર કન્યા વિધવા થતી નથી; એ કન્યા જ રહે છે.

*

લગ્નને લગતો હિંદુઓનો કાયદો તો મુખ્યત્વે મળી આવે છે જુદાં જુદાં ગૃહ્યસૂત્રો અને મુખ્યત્વે સ્મૃતિઓમાંથી; જેવી કે મનુ-

સ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, નારદસ્મૃતિ, દેવલ-સ્મૃતિ. એ સ્મૃતિઓમાં જણાવેલી હકીકતો પરના ખુલાસા તથા ટીકાઓ, જેવી કે વિજ્ઞાનેશ્વરની, મયુખની, વગેરે ઘણે ભાગે હિંદુ કાયદાનાં વિધાનોને સમજવા તથા અમલમાં મુકવા મદદરૂપ થઇ પડે છે. તેમ જ સ્મૃતિઓ જે વખતે રચાઇ તે વખતે સમાજનાં જે રચના ને બંધારણ હતાં તેને ઉદ્દેશીને વસ્તુસ્થિતિને તેમાં જણાવવામાં આવેલી, પરંતુ વસ્તુસ્થિતિ જેમજેમ બદલાતી ગઇ, સમાજનાં બંધારણ અને રચનામાં સમયને અનુસરી ફેરફાર થતા ગયા, તેમતેમ તે ફેરફારને અપનાવવામાં સ્મૃતિઓ પણ તે મુજબ રચાઈ ગઇ. એટલે જો આપણે એમ માનતા હોઇએ કે હિન્દુ લૉ અચળ (static) રહ્યો છે, તેના મુળરૂપમાં મુદ્દલ ફેરફાર થયો નથી, તો તે ભૂલ છે.

*

હિન્દુ કાયદા મુજબ વિધવાને ફરી પરણવાની છુટ નથી એમ જણાવ્યું છે. પણ સ્મૃતિકારોએ તેમાં ફેરફાર કરી, આપત્તીના કેટલાક પ્રસંગોએ તેને ફરી પરણવાની છુટ આપી છે; જેમકે, પતિએ તેને તજી દીધી હોય, પતિ નપુંસક હોય, પતીઓ (જેને પત રોગ થયો હોય તેવો) હોય તો **નારીણાં પતિરન્યો વિધિયતે**—તે નારી બીજો પતિ કરી શકે છે.

મનુસ્મૃતિ પ્રમાણે, આઠ જાતનાં લગ્ન સ્વીકારવામાં આવ્યાં છે. એમાંનાં પાછલાં ચાર પસંદ કરવા જેવાં નથી. પહેલાં ચાર પસંદ કરવામાં આવ્યા છે. (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ ને (૮) પૈશાચ.

આ આઠમાંથી તો આજે ઘણાંખરાં લગ્ન બ્રાહ્મ (એટલે કન્યા ને કંકુ) અથવા તો આર્ષ (એટલે વર તરફથી અપાતી પહેરામણી સાથેનાં) વર્ગના થાય છે. જો કે સાધારણ રીતે પરણનાર જોડું એક જ વર્ણનું, પણ ગોત્ર બહારનું હોવું જોઇએ. મતલબ કે, બ્રાહ્મણ ને બ્રાહ્મણ, ક્ષત્રિય ને ક્ષત્રિય, વૈશ્ય ને વૈશ્ય: તો પણ અન્ય વર્ણના પુરૂષ ને સ્ત્રીને પરણવાની છુટ છે; જો કે એ પ્રકારનાં (પ્રતિલોમ, અનુલોમ) લગ્ન પ્રત્યે તિરસ્કાર તથા સુગ, અથવા કંઇ કે નાપસંદગી બતાવવામાં આવે છે.

અનુલોમ એટલે ઉચ્ચ વર્ણનો વર અને ઉતરતા વર્ણની કન્યા; પ્રતિલોમ એટલે ઊતરતી વર્ણનો વર અને ઉચ્ચ વર્ણની કન્યા, એ બન્ને પ્રકારનાં લગ્નથી થતી પ્રજાને વારસાના દરેક હક ભોગવવા યોગ્ય મુંબઇની હાઇકોર્ટે કાયદસર સ્વીકર્યો છે. પરંતુ સિવિલ મેરેજ એક્ટ મુજબ થએલાં લગ્નનો અથવા આર્ય સમાજ મેરેજ એક્ટ મુજબ થએલાં લગ્નોમાં એ ભેદ નીકળી ગયો છે.

*

હાલના સમાજની અને તેમાં પણ કેળવાયલા સ્ત્રીવર્ગની હિન્દુ કાયદાની સામે મોટામાં મોટી ફરિયાદ તેમના સ્થાવરજંગમ મિલકતના હક બાબત છે. પરણેલી સ્ત્રીને તેનો ધણી ગુજરી જતાં તેની મિલકત પરત્વે તેમ જ તેને દીકરા હોય ને તે ગુજરી જાય તો મા તરીકે, ગુજરનારની મિલકત પરત્વે, તેને દીકરી હોય તો પોતાના બાપ યા પોતાની માની મિલકત પરત્વે, વારસાઈ હક બહુ સંકુચિત છે એમ એ વર્ગની ફરિયાદ છે.

સંયુક્ત કુટુંબમાં રહેતી સ્ત્રી વિધવા થાય તો તે કુટુંબ તે હયાત હોય ત્યાં સુધી તેને રહેવાને માટે જગા આપવા તથા તેનું ભરણપોષણ કરવા જવાબદાર છે. કુટુંબીઓની સાથે તે રહેતી હોય તો તો એ સવાલ ઊભો થતો નથી, પણ તેમની સાથે ન ફાવે ને જુદું રહેવું હોય તો ઉપર મુજબની સમવડ તે માંગી શકે. ભરણપોષણની રકમ કુટુંબની આર્થિક સ્થિતિ

## જીવન–વેણી

કરમાયેલાં ફૂલો જડયાં, આ જિંદગાની નામની,
એ ફૂલડે મહેનત કરી, વેણી ગુંથી શા કામની?
બાંધી નથી દોરી અરેરે! જ્યાં ખરે હૈયા તણી,
આકાર ને સૌંદર્યહીન, વેણી ગુંથી શા કામની?
જ્યાં પુષ્પ કેસરીયું નથી, એ છે નિશાની હામની,
દર્શન કે આકર્ષણ વિષે, વેણી ગુંથી શા કામની?
સદ્‌ગુણવિહીન છે જિંદગી, બદબો ભરેલ લજામણી,
ખુશબો નથી જે વેણીમાં, વેણી ગુંથી શા કામની?
શ્રીમંતને ગમતી ભલે, કિંમત નથી ત્યાં દામની,
આનંદની ઝાંખી વીના, વેણી ગુંથી શા કામની?
જે રસવિહીન વેણી ગુંથી એ, સંતને અળખામણી,
પરમેશને ગમતી નથી, વેણી ગુંથી શા કામની?

અમૃતલાલ. એમ. શાહ

જોઈ નક્કી કરવામાં આવે છે.

સંયુક્ત કુટુંબ, વગર પરણેલી દીકરીઓને પરણાવવા જવાબદાર છે. માટે તેવી દીકરીઓનો બાપ સંયુક્ત કુટુંબથી જુદો થાય, યા તેવી રીતે જુદી પડેલી મા સાથે દીકરી રહેતી હોય તો તેની મા, સંયુક્ત કુટુંબની મિલકતમાંથી તેટલા પૂરતો ખર્ચ માગી શકે.

*

પરણેતર સ્ત્રીને તેના ધણી તરફથી પલ્લાની અમુક રકમ આપવામાં આવે છે. દરેક જ્ઞાતિમાં એ રકમનો આંકડો નક્કી કરેલો હોય છે. કોઈ જગાએ રૂા. ૩૫૧) હોય છે. તો કોઈ જગાએ રૂા. ૧૦૦૦) ઉપરનો હોય છે. આ રકમ તેનું સ્ત્રીધન કહેવાય છે, અને તેની તે કુલ માલિક બને છે. તેની કજારજાએ જો તેને દીકરી હયાત હોય તો તે સ્ત્રીધનની માલિક બને છે. દીકરીઓમાં વગર પરણેલીનો હક પહેલો, પરણેલીનો પછી, દીકરી ન હોય તો દીકરીનો દીકરો અને તે પણ ન હોય તો દીકરો, આ સિવાય પરણતી વખતે તેને બીજી રકમો પણ મળે છે; જેને રીતભાત કહે છે. સ્ત્રીધનના પણ જુદાજુદા પ્રકાર છે: શુલ્ક, સૌદાયિક, યૌતક, અયૌતક, સ્ત્રીતિદત્ત, વગેરે. આ દરેકને માટે વારસાહક સંબંધી સહેજસાજ ફેરફાર જોવામાં આવે છે, પણ સ્ત્રીધનની કુલ માલિક તે સ્ત્રી થાય એવો સિદ્ધાન્ત સર્વમાન્ય છે.

સ્ત્રીઓના વારસા હક્ક સંબંધી મુંબઈ પ્રાંત અને તેમાં ગુજરાત કે જ્યાં મયુખ પ્રમાણે વારસા હક્ક અમલમાં આવે છે ત્યાં દીકરીઓ અને કેટલેક દરજ્જે બહેનોને, પણ મરનારની વિધવા ઉપરાંત વારસાહક્ક આપવામાં આવ્યા છે.

સગીર છોકરાં હોય ને ધણી ગુજરી જાય તો સાધારણ રીતે વાલી તરીકે તેમની માને નીમવાનો પહેલો હક્ક છે. ધણી હયાત હોય ને સ્ત્રી જુદી રહેતી હોય, અને પ્રજામાં દીકરીઓ હોય તો તેનો કબજો ઘણોખરો તેની માનો જ રાખવામાં આવે છે.

*

વિધવાને ધણીની મિલકત મળે તેમાં

જે સ્થાવર હોય તે ખાસ જરૂર સિવાય તે વેચી સાટી યા ગીરો મુકી શકતી નથી. તેમ કરતાં તેના ધણીના પીતરાઈઓ તેને અટકાવી શકે છે; પરંતુ જંગમ મીલકતની તેને ચાહે તે રીતે ઉપયોગ કરવાની તેને સત્તા છે, ધરમદાન, જાત્રાપમાત્રા, વગેરે પુણ્યના કામમાં તેનો ઉપયોગ તે અનિયંત્રીત કરી શકે છે.

*

પહેલાં વિધવાને પુનર્વિવાહ છુટ ન હતી. પરંતુ સરકાર તરફથી વિધવા પુનર્લગ્ન કાયદો (Widow Remarriage act) કરી તેને તેમ કરવાની છુટ આપી છે. પરંતુ તેવી રીતે લગ્ન કરતાં પોતાના ગુજરેલા ધણીની મિલકત પરના પોતાના બધા હક્ક તે ગુમાવી બેસે છે.

*

હિન્દુ કાયદા મુજબ જેને લગ્ન ન કરવાં હોય, તેમજ છૂટાછેડાના બારણાં ખુલ્લા રાખવાં હોય તેમને માટે પણ કાયદાએ સગવડ કરી આપી છે. સ્પેશિયલમેરેજ એક્ટ અથવા સિવિલમેરેજ એક્ટ મુજબ માત્ર એવાં લગ્ન નોંધનાર અધિકારી Registrar પાસે કોઈ પર જનાર જોડું પોતાનાં લગ્ન નોંધાવી પરણી શકે છે. વૈદિકવિધિ યા સપ્તપદીની તેમાં જરૂર હોતી નથી.

આ સિવાય પંજાબના શીખો માટે આનંદ નામનું લગ્ન કાયદેસર ગણાય છે; અને એ લગ્નને કાયદેસર ગણવા માટે આનંદ લગ્ન કાયદો (૧૯૦૯) Anand Marrige Act 1909 પાસ કરવામાં આવ્યો છે. પરણનાર જોડાએ એવું દર્શાવવું જોઇએ કે તેઓ શીખ-ધર્મને માને છે (they profess the sikh) મતલબ કે, ગમે તે ધર્મવાળા જો એમ કહે કે અમે શીખધર્મને માનીએ છીએ તો તે પુરતું ગણાય છે. ગુજરાતમાં એ કાયદાનો લાભ લેવામાં આવેલો છે. સિંધમાં પણ હાલમાં એનો લાભ લેવામાં આવે છે. પરંતુ આનંદ રીતનું લગ્ન પણ સંસ્કાર હોવાથી પરણેતર જોડાથી છુટાછેડા મેળવી શકતા નથી.

*

આર્યલગ્ન સંબંધી આગળ ઉલ્લેખ કર્યો છે. એ માત્ર આર્યસમાજના સભ્યો અને અનુયાયીઓ માટે જ રચવામાં આવ્યો છે અને તેમાં આર્ય-લગ્ન આર્ય સમાજના વિધિ મુજબ થાય છે.

*

વડોદરા, મહીસુર અને લાહી જેવા આગળ વધેલાં રાજ્યોએ લગ્નની સંસ્કારિતા ઢીલી કરી સ્ત્રીઓને વધારે સગવડ કરી આપવા પગલાં લીધાં છે. વડોદરા રાજ્યને લાગુ પડતો છુટાછેડાનો કાયદો એવી રીતે ઘડાયો છે કે તેનો લાભ વડોદરા નરેશની જે પ્રજા ન હોય તેને પણ મળે છે, વડોદરામાં ત્રણ મહિનાનો વાસ હોય તો બસ, તેવાને એ કાયદો લાગુ પડે છે. છતાં લગ્નના ઉચ્ચ આશયને બર લાવવા પરણાવનાર ગોર યા પુરોહિત અમુક દરજ્જે કેળવાયલા હોવું જ જોઇએ; તેને કેળવણી ન હોય તો તે ગોર તરીકે કામ કરવાને અયોગ્ય ગણાય છે.

અમદાવાદ જીલ્લાની ઘણી બહેનોએ લાહી અને વડોદરા રાજ્યના કાયદાનો આશ્રય લઇ છુટાછેડા મેળવ્યા છે.

*

બ્રિટિશ હકુમતમાં ધીમેધીમે છુટછાટની પ્રયત્નો કાયદાના રૂપમાં પરિણમવા કોશિશ થાય છે. દાખલા તરીકે, ડૉ. દેશમુખનું બિલ. ધારાસભામાં એવા કાયદાઓનો વિરોધ થતો રહે છે; કારણ હજુ જુના વિચારના હિન્દુઓનો વર્ગ હયાતીમાં છે તેને આ નવાં અખતરા ગમતાં નથી.

છતાં વખત વખતનું કામ કર્યે જાય છે તે જરૂર×

× ઓલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી.

## રણજીતરામ સુવર્ણચંદ્રક મેળવનાર

# સ્વ. ડોલરરાય માંકડ

*

. અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી દરવર્ષે ગુજરાતી વિદ્વાનોને સુવર્ણ-ચંદ્રક એનાયત થાય છે. તે મુજબ ૧૯૪૬નો સુવર્ણચંદ્રક જાણીતા વિદ્વાન શ્રી. ડોલરરાય માંકડને અર્પણ કરવાની વીધી આ માસે અમદાવાદમાં થઈ હતી.

આપણા વિદ્વાન ભાષાશાસ્ત્રી ને સંશોધક તથા ચિંતનશીલ વિવેચક શ્રી ડોલરરાય રંગીલદાસ માંકડનો જન્મ ઇ. સ. ૧૯૦૨માં કચ્છમાં વાગડમાં જંગી ગામે વડનગરા નાગર ગૃહસ્થ કુટુંબમાં થયો હતો; પણ તેમનું મૂળ વતન તો કાઠિયાવાડનું જોડિયા ગામ. ત્યાં જ પોતાનું પ્રાથમિક શિક્ષણ પુરું કરી માધ્યમિક શિક્ષણ માટે તેઓ રાજકોટ ગયા. ત્યાંથી મેટ્રિકની પરીક્ષા પાસ કરીને તેમણે ઉચ્ચ શિક્ષણ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં તથા કરાંચીની 'દયારામ જેઠમલ કૉલેજમાં પૂરું કર્યું અને ઇ. સ. ૧૯૨૪માં બી. એ.ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી. મૂળથી જ એમની વૃત્તિ અભ્યાસનિષ્ઠ હતી, એટલે સ્વભાવિક રીતે જ તેમણે આગળ અભ્યાસ ચાલુ રાખી ઇ. સ. ૧૯૨૭માં એમ. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી.

એમ. એ. થયા કે તરત તેમની વિદ્વત્તા અને સંસ્કૃત ભાષાના ઊંડા અભ્યાસને કારણે તે જ કૉલેજે (દયારામ જેઠમલ કૉલેજે) પોતાને ત્યાં ગુજરાતી તથા સંસ્કૃતના અધ્યાપક તરીકે તેમની નિમણુંક કરી લીધી અને થોડા જ વખતમાં તે વિષયોના વિદ્વાન અધ્યાપક તરીકે લોકપ્રિય થયા. આમ કરાંચીમાં તેમનું કાર્યક્ષેત્ર બનવાથી સ્વભાવિક રીતે જ તેમની શક્તિ અને વિદ્વત્તાનો સારો એવો લાભ કરાંચીના ગુજરાતી સમાજને મળ્યો. ત્યાંના ગુજરાતી સંસ્કૃતિક તથા સાહિત્યક જીવનની અનેક પ્રવૃત્તિઓમાં તેમનો ભાગ સદા આગળ પડતો રહેતો અને આ રીતે ૧૯૨૭ થી ૧૯૪૭ના જૂન સુધી; એટલે કે પૂરા બે દાયકા સુધી

---

હે નાગજી! તને જતો જોઇને મારા રેંટીઆનો ત્રાગ તૂટી ગયો. પાંચ ટેરવાંથી પણ પૂણી ન પકડી શકાઇ.

હે નાગજી! એક ઘડી થોડો થંભાવ. હે મારા વેરી! તારા વિનાનો આ દેશ સળગી જજો!

હે નાગજી! આ પાપી તાપ. તપે છે, પ્રેમ ધખે છે ને ધરતી તપીને ત્રાંબા જેવી લાલ થઇ જાય છે.

હે નાગજી! ઊભો રહે. એક ઘડી થોડો થંભાવ. હું તારા ઉપર મારા કેસની લટો અને મારી ઓઢણીના ઘૂંઘટ વતી છાંયો કરું.

હે નાગજી! તું દેવળમાંનો દેવ સરજાજે! હું સરજાઇશ દેવળમાંહેની પૂતળી. આપણે બંને બીજે જન્મે એક જ મંદિરમાં સાથે રહીશું.

હે નાગજી! તું સરજાજે હૈયાનો હાર: ને હું સરજાઇશ દોરો. બંને એક સાથે ગુંથાયેલાં રહીશું.

હે નાગજી! તું સરજાજે કેળનો થંભ, ને હું સરજાઇશ કેવડાની કાંબડી. બંને એક જ ક્યારામાં ઊગીશું.

હે નાગજી! તું બનજે મોટું વાદળું ને હું બનીશ વાદળ માંહેની વીજળી. બંને એકજ સાથે વર્ષાઋતુમાં આવીશું.

હે નાગજી! તું બનજે મોતી: હું બનીશ માણેક. બંને એક જ દોરે પરોવાશું.

હે નાગજી! તું બનજે ચોખા: હું બનીશ દાળ: આપણે બંને એક જ થાળીમાં પીરસાશું.

તેમણે કૉલેજ ઉપરાંત કરાંચીના સાહિત્યક અને સાંસ્કૃતિક જીવનને એકધારી અને સંગીન સેવા આપી છે.

તેમની ઊંડી સંશોધક પ્રતિભા તથા ગાઢ વિદ્વત્તાની પ્રતીતિ કરાવતો 'એ ત્રણ નાટકો' નામનો તેમનો પહેલો લેખ 'પુરાતત્ત્વ' માસિકમાં છપાએલો. એ લેખમાં પ્રેમાનન્દનાં નાટકોના કર્તૃત્વ વિષે તેમણે જે ઊંડી અભ્યાસપૂર્ણ ચર્ચા કરી હતી તેણે કારણે ગુજરાતના માન્વર વિદ્વાનોમાં તેમને તત્કાળ સ્થાન મળ્યું, અને એ લેખ તેના ગુણવૈશિષ્ટ્યને કારણે સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં પણ લેવાયો.

તે પછી તેમની સાહિત્ય પ્રવૃત્તિ દિન પ્રતિદિન વધતી અને ખીલતી જ ગઇ. ભાષાશાસ્ત્ર અને ગવેષણા એ તેમના પ્રિય વિષયો છે, અને એ વિષયોમાં મહત્તા પ્રાપ્ત કરવા માટે જરૂરી પરિશ્રમ ખંત અને કાળજી અને તટસ્થતા એમનામાં છે. એક પ્રકાંડ સંશોધકની અનુરક્તિથી તે એ વિષયો પાછળ સતત મચ્યા જ રહ્યા છે, જેનાં પરિણામ સ્વરૂપ આજ સુધીમાં તેમનાં દસેક ગર્વ લેવા જેવા અભ્યાસપૂર્ણ પુસ્તકો તથા વીસેક વિશિષ્ટ. ગણનાપાત્ર નિબંધો ગુજરાતને મળ્યા છે.

ગુજરાતી સાહિત્યના ઊંડા અભ્યાસ તથા વ્યાસંગને કારણે તેમણે જુદાં જુદાં સામયિકોનાં સંપાદનનું કાર્ય પણ કર્યું છે 'નાગરિક' નામના ત્રૈમાસિકના ૭ વર્ષ સુધી તથા 'ઊર્મિ' માસિકના બે વર્ષ સુધીના સહસંપાદક તરીકે તેમની મૂંગી પણ મહત્તા પૂર્ણ કામગીરી કોઈનું પણ ધ્યાન ખેંચે તેવી છે. તેમનું ઊંડું સાહિત્ય જ્ઞાન તથા સમતોલ વિવેચનશક્તિને કારણે ઇ. ૧૯૩૬માં ગુજરાત સાહિત્ય સભા તરફથી ગુજરાતી વાઙ્મયની વાર્ષિક સમીક્ષા કરવાનું કાર્ય તેમને સોંપાયું તે તેમણે કેવી સફળતાથી તથા તટસ્થતાથી પાર પાડ્યું તે તો તે વર્ષની તેમની સમીક્ષા જાતે જ ખોલી ઊઠશે.

શ્રી. ડોલરરાયની સંશોધન માટેની તાલાવેલી તથા પરીશ્રમનું નિદર્શક અને બીજું યાદગાર કાર્ય તે 'કરાંચી સંસ્કૃત એસોસીએશન'ની સ્થાપના. પૂનાની પ્રખ્યાત ભાંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટના જેવી ભૂમિકા પર સ્થપાયેલી આ પ્રતિષ્ઠિત સંસ્થા ગવેષણા માટેના તેમના તીવ્ર અનુરાગનું પ્રતીક છે. તે સંસ્થાની સ્થાપના કરીને બે વર્ષ સુધી તેનું સંચાલન પણ તેમને જાતે કરેલું.

છેલ્લાં દશ વર્ષથી તેમણે પ્રાચીન ભારતના સૂત્રબદ્ધ સમયાનુક્રમના અભ્યાસનું મહાભારત કાર્ય હાથમાં લીધું છે તેના પરિણામ રૂપ *Paranic Chronology* નામનો અભ્યાસપૂર્ણ ગ્રંથ તેમણે લખ્યો છે જે હજી અપ્રસિદ્ધ છે. તે ગ્રંથ પ્રસિદ્ધ થયા પછી તેમની યશસ્વી કારકિર્દીના કળશ સમો બનશે એમ લાગે છે. આજે તેઓ વલ્લભવિદ્યાનગરના વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયમાં ગુજરાતીના અધ્યાપક છે.

ગુજરાત જેવો સુખવસ્તુ પ્રાંત પણ સંશોધન અને ભાષાશાસ્ત્ર જેવા નિતાન્ત પરિશ્રમવાળા વિષયોમાં યે પછાત નથી એ શ્રી. ડોલરરાયની પ્રતિભાએ બતાવી આપ્યું છે, અને આપણે આશા રાખીએ કે, આથી વધુ મહત્વના અને ચિરસ્મરણીય કાર્યવડે એઓ ગુજરાતનું નામ ઊજળું કરે.

રશિયામાં સોવીયેટ યુનિયન તરફથી ૧૦૬ વર્ષના વૃદ્ધ ડોશીમા મેરીઆ સીલ્વરસ્ટ્રીમ એન્ટીપોવાને 'હીરોઇન મધર'નો ખીતાબ એનાયત કરવામાં આવ્યો. મેરીયાની તબીયત અને તંદુરસ્તી ઘણી જ સરસ છે. નોપોપેટ્રોવસ્ક જીલ્લામાં કાર્લમાર્કસ સેટલમેન્ટમાં તે રહે છે અને તેને ૧૧ પુત્ર-પુત્રીઓ, ૫૫ પ્રપુત્ર-પુત્રીઓ ૮૬ પ્રપ્રપુત્ર-પુત્રીઓ અને આઠ તેમનાં બાળકો છે. તેના કુટુંબના ૩૧ માણસોએ લડાઇમાં ભાગ લીધો હતો અને તેના બે પુત્રોએ 'સોવીયેટ યુનીયન બહાદુર'નો ખિતાબ મેળવ્યો છે.

*

બે જુવાન સાઉથ આફ્રીકન સ્ત્રીઓ કુ. બર્નીસ વીધર્સ અને કુ. જેમ ઓર્ટલેપ મુસાફરી કરવા ઇચ્છે છે. તેઓ કદી દેશ છોડીને પરદેશમાં ગઇ નથી. પોતાની જાત કમાઈની ખાનગી મુડી આ મુસાફરીમાં વાપરવાની તેમની ઇચ્છા છે. તેઓ- પ્રથમ ઇંગ્લાંડ જશે અને ઇગ્લાંડના દક્ષિણ કીનારાથી સાઇકલ ઉપર ઉત્તર સ્કોટલાન્ડ સુધી ફરશે અને તે પછી ઇગ્લીશ ચેનલ પસાર કરીને બેલ્જીયમ અને હોલાંડમાં થઇ સ્વીટ્ઝર્લૅન્ડની સરહદ પસાર કરી સાઇકલ ઉપર ફ્રાંસના દક્ષિણ કિનારા સુધી જશે અને ત્યાંથી વહાણમાં બેસી પોતાને ઘેર પાછી ફરશે. ચાર મહિનામાં આ સફર પુરી કરવાનો તેમનો ઇરાદો છે.

*

નવા જીવન અને નવા વિચારોના વિકાસમાં સ્ત્રીઓને યોગ્ય સ્થાન મળવું જોઇએ. પૂર્વ યુરોપના લોકશાહી તંત્રમાં ત્રણ સ્ત્રીઓને સ્થાન મળ્યું છે અને તેમની શક્તિઓની જગતને પીછાન થઇ છે. આ ત્રણ સ્ત્રીઓ તે રૂમાનીયાની એના પોકર, બલ્ગેરીઆની સોલા ડ્રેગોશીયા, અને ફીન્લાન્ડની હટી કુશન. ત્રણે સ્ત્રીઓ રશિયાના તંત્ર સાથે લડાઇના વખતમાં જોડાયેલી હતી. અને 'સ્ટેલીનની લાલ સ્ત્રીઓ' તરીકે જાણીતી છે.

# સૌરભ





એના પોકર તો એટલી વિશ્વાસુ હતી કે સ્ટેલીનને તે ગમે તે વખતે ટેલીફોન કરી શકતી. એવું કહેવાય છે. તે બુખારેસ્ટના જ્યુ માબાપની દીકરી છે. તેણે ઝુરીચ યુનિવર્સિટીમાં દાક્તરી અભ્યાસ કર્યો છે અને એક રશિયન એન્જીનીયરને પરણી હતી. તેનાથી તેને ત્રણ બાળકો છે. તેનો પતિ ઘણા વર્ષો ઉપર રશીયામાં ગુજરી ગયો છે. તેના પતિના મૃત્યુ પછી તે ગુપ્ત હીલચાલમાં ભળી ને નામ કાઢ્યું. અને ૧૯૪૦ સુધીમાં કેટલીયે વખત પકડાઇને જેલમાં ગઇ. છેવટે રશીયન-રૂમાનીયન કેદીઓની અદલાબદલીમાં તેને રશીયા મોકલવામાં આવી અને ત્યાં તેણે જર્મનો સામે લડવા પોતાના દેશવાસીઓની એક સ્વયંસેવક ટુકડી ઉભી કરી.

આજે ૫૩ વર્ષની ઉમરે તે પરદેશખાતાના પ્રધાન તરીકે કામ કરે છે. લાંચરૂશ્વતથી એને લલચાવી શકાય તેમ નથી. અને તેની પ્રતિભા તેમજ હાસ્યની કળા વડે તે પરદેશના પત્રકારોમાં પ્રિય થઇ પડી છે. તેને માટે કહેવાય છે કે તે ખુબ વ્યવહાર કુશળ છે.

સોલા ડ્રેગોશીવા હમણાં જ બલ્ગેરીયન ફાધરલેન્ડ ફ્રન્ટ નેશનલ કમીટીની સેક્રેટરી તરીકે ચુંટાઇ. એના દેશમાં આ સ્થાન ઘણું હકુમતવાળું સ્થાન ગણાય છે.

સ્કુલમાં શિક્ષિકા તરીકે એણે જીવનની શરૂઆત કરી હતી. ને તે દરમ્યાન એણે ૧૯ વર્ષની વયે રાજકીય પ્રશ્નોનો અભ્યાસ કરવા માંડયો. આ વખતે તે સૌંદર્યરાણી કહેવાતી. આજે ૪૭ વર્ષની ઉમરે તેના મહેનતુ જીવનનો ખ્યાલ તેના ખડતલ શરીર ઉપરથી જાણી શકાય છે.

એક વખત લડાઇ દરમ્યાન પ્રતિકાર હિલચાલને મદદ કરવા પેરેશુટમાં બલ્ગેરીઆમાં ઉતરવા માટે તેને મૃત્યુદંડની સજા પણ થયેલી, પણ પાછળથી એ સજા માફ થઇ ને આજે એ દેશના કાર્યમાં હકુમતવાળું સ્થાન ભોગવે છે.

ઉપલા બન્નેથી જુદી જાતની—દેખાવમાં તદ્દન શાંત, સામાન્ય ગૃહિણી હટો કુશન એ આંતરીક પ્રધાનની પત્ની છે. ફીનીશ પાર્લામેન્ટમાં કોમ્યુનીસ્ટ પાર્ટીની ચેરમેન છે અને ઘણા સમય સુધી તેણે જેલવાસ ભોગવ્યો છે.

આ ત્રણે સ્ત્રીઓ સામાન્ય રીતે સખત કામ કરનારી, સહૃદયી અને દેશ અને જાતી માટે પ્રાણ આપવા તૈયાર રહેનારી સ્ત્રીઓ છે.

*

થોડા વખત ઉપર એક પરદેશી મુસાફર બે ટ્રંક લઇને ન્યુયોર્ક આવી પહોંચ્યો. તેને દાંતનો સખત દુઃખાવો થતો હતો. તેને અંગ્રેજી બોલતાં આવડતું ન હતું, તેથી તેણે ઇશારાથી હોટલના વ્યવસ્થાપક કારકુનને સમજાવ્યું, એટલે તરત જ કારકુને ટેલીફોન ઉપાડયો અને એકાદ કલાકમાં તો તે મુસાફર પાસે એક જુવાન બાઈ આવીને ઉભી રહી. એ બાઇનું નામ એલીન નોવાશીન. તે મુસાફર સાથે તેની ભાષામાં છુટથી વાત કરી શકતી હતી, એટલું જ નહિ, પણ તેના દાંતના દર્દ માટે તેને કયાં—કયા દાંતના ડાક્તર પાસે લઈ જવો એ પણ જાણતી હતી.

આવા ભર્યાભાદર્યા ગીચ શહેરમાં અજાણ્યા પરદેશી મુસાફરોને માર્ગદર્શન આપે એવી કોઈ સંસ્થા ન હતી. તેથી ૧૬ વર્ષ સુધી પરદેશમાં દુનીઆના તમામ દેશોમાં ફરેલી મીસીસ જ્યુઇસ રોથરફર્ડને વિચાર આવ્યો કે મુસાફરોને ઉપયોગી થઈ પડે એવી સંસ્થા સ્થાપવી અને તેણે એ વિચાર ઇગ્લીશ બાઇ ક. નોવાશીનને કહી; અને બલ્ગેરીયન બાઇઓ મીસીસ એલીન રોઝ અને. મીસીસ ડીડી કેમ્પરને પણ તેમનામાં ભેળવી. એ રીતે એ ચારે બાઇઓએ મળીને પરદેશી અજાણ્યા મુસાફરોને મદદ કરવા સંસ્થા ઉભી કરી અને પોતાના ઠેકાણાના માહીતીપત્રો દરેક હોટેલ, રેસ્ટુરન્ટ, વહાણવટાની ઓફીસો વગેરે સ્થળે મોકલ્યા અને છ અઠવાડીઆમાં તેમની ઓફીસે ત્રણ ત્રણ ટેલીફોનો કાયમ બોલતા થયા.

આજે એમની સંસ્થા રહેવાના સ્થળોની માહિતી, બજાર ખરીદી, મીટીંગોની ખબરો દુભાષિયા, પરભાષાના પત્રોનાં અનુવાદ, ટ્રેનો અને એરોપ્લેનની ટીકીટ ખરીદી અને રીઝર્વેશન વગેરે ઘણાં કામો કરીને અજાણ્યા મુસાફરોને ઉપયોગી થાય છે ને યોગ્ય મહેનતાણું મેળવે છે.

*

હિંદ તરફથી રશિયાના એલચી શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિત ત્રણ મહિનાં સુધી યુ. નો. પરિષદમાં હાજરી આપવા અમેરિકા રહી આવ્યા પછી હિંદ આવ્યાં હતાં ને દિલ્હીથી તહેરાન જઈ પાછા મોસ્કો પહોંચી ગયાં છે. તેમના દીકરી ચંદ્રલેખા અમેરિકાથી બારોબાર મોસ્કો ગયાં હતાં. તે એક અઠવાડીઉં વહેલા પહોંચ્યાં હતાં. તેઓ એરોડ્રોમ ઉપર તેમને લેવા આવ્યા હતાં. તેમની સાથે તેઓ સીધા પોતાના મુકામે ચાલ્યા ગયાં હતાં.

*

પંજાબ સરકારની યાદી જણાવે છે કે ગુરૂદાસપુર જીલ્લામાંથી અપહરણ કરાયેલી ૧૪ મુસ્લિમ સ્ત્રીઓને શોધી કાઢવામાં આવી હતી. પાકિસ્તાનના બાટાન્કા ગામની સામી બાજુમાં

આવેલા ગામમાં ખેતરોમાં કામ કરતા ગામડીયાઓ પર પાકિસ્તાનના લશ્કરે ગોળીબાર કર્યો હતો. તે ગરબડમાં કેટલીક ગમેતેમ જીવને બચાવવા ખાતર ચાલી નીકળેલી અને તેના અપહરણ થએલાં. આવી બધી સ્ત્રીઓને શોધી કાઢી છે. અત્યાર સુધીમાં પૂર્વ પંજાબમાંથી ૧૧૩૦ મુસ્લિમ સ્ત્રીઓ મળી આવી છે તે બધીને પાકિસ્તાન ખાતે મોકલી આપી છે.

*

રાજકુમારી અમૃતકુંવરે પત્ર પરિષદમાં જણાવ્યું હતું કે તબીબી કાર્ય માટે સ્ત્રીઓ મેળવવા એવો ફરજિયાત નિયમ હોવો જોઇએ કે લગ્ન પહેલાં ત્રણ માસ સુધી દરેક શિક્ષિત છોકરીએ સામાજિક સેવા કરવી પડશે. એથી જે વહેલાં લગ્નો થાય છે એ પણ દૂર થશે ને વસતીવધારામાં ઘટાડો થશે.

*

જમ્મુ અને કાશ્મીરની રાષ્ટ્રીય મહિલા પરીષદના પ્રમુખ શ્રીમતી શાંતાકુમારીએ બહાર પાડેલા એક નિવેદનમાં આક્રમણખોરો તરફથી રાજ્યની સ્ત્રીઓ પર ગુજરેલા અત્યાચારને લગતી ચોંકાવનારી હકીકતો બહાર પાડી છે.

તેઓ જણાવે છે કે પાકિસ્તાનની સરહદ પરથી આવેલા હુમલાખોરોએ જમ્મુ અને કાશ્મીરની સ્ત્રીઓ પર કરેલા અત્યાચારોની ઘટના સાંભળીને અમારી આંખમાંથી આંસુ પડે છે. ફક્ત શીલ (ઇજ્જત) બચાવવા માટે સેંકડો જુવાન સ્ત્રીઓએ ઝેર ખાઇને જીંદગીનો અંત આણ્યો છે જ્યારે સંખ્યાબંધ સ્ત્રીઓને તેમના કુટુંબીઓએ ઇજ્જતને ખાતર જાતે કતલ કરી નાંખી છે.

સંખ્યાબંધ સ્ત્રીઓનાં જે અપહરણ થયાં હતાં તેમને પેશાવર અને બન્નુના બજારમાં ઉભી રાખવામાં આવી હતી અને આ રીતે પઠાણોને કાશ્મીરમાં ધસવાની લાલચ આપવામાં આવી હતી. સંખ્યાબંધ સ્ત્રીઓને અકથ્ય યાતનાઓ સહન કરવી પડી હતી.

[હિંદુસ્તાન ટાઇમ્સ]



કરાંચીમાં મીસ ફાતમા જીન્હાની આગેવાની નીચે પાકીસ્તાન ગર્લ્સ ગાઇડની સ્થાપના કરવામાં આવી છે. તેમાં બેગમ જી. એ. ખાન (વેસ્ટ પંજાબ પ્રાંતીક કમીશ્નર) ને ચીફ કમીશ્નર તરીકે, બેગમ મહમદઅલીને ટ્રેઝરર તરીકે અને બેગમ અનવરઅલીને ઓનરરી સેક્રેટરી તરીકે ચુંટવામાં આવ્યાં છે. આ સંસ્થાનું વડું મથક કરાંચીમાં રહેશે. ગર્લ્સ ગાઇડના દરેક સભ્યને ચાંદતારાનો પાકીસ્તાનના નામવાળો બીલ્લો આપવામાં આવશે ને તેમનો પોષાક સફેદ અને લીલો રહેશે.

*

મીસ માર્ગારેટ ગુમી નામની ૪૧ વર્ષની ઇગ્લીશ કન્યા યુગલેન્ડના એક ધંધા વગરના થોમસ જોહન્સન નામના હબસીના પ્રેમમાં પડી ને તે અમેરિકા ગયો ત્યારે તેને પરણવા તેની પાછળ યુનાઇટેડ સ્ટેટસમાં ગઇ. ત્યાં સફેદ રંગની સ્ત્રીઓ હબસીને પરણે એ ભારે ગુન્હો ગણાય છે. એટલે મીસ માર્ગારેટ આ હબસીના ઘરમાં બે મહિના કરતાં વધારે વખત રહી હોવાથી ત્યાંના ન્યાયાધીશે 'આવા લગ્નોનો પ્રતિબંધ છે અને એ ભયંકર ગુન્હો ગણાય છે.' એમ કહી તેને છ માસની સજા કરી અને છેવટે તેને ઇગ્લાંડ પાછા જવા સમજાવવા માંડી, પણ બાઇએ પાછા જવાની ના કહી. હાલ તે અમેરિકામાં સજા ભોગવે છે.



લંડનમાં ભરાયેલ હિંદી કળાના પ્રદર્શનમાં હિંદની પ્રાચીન શિલ્પકૃતિ : માતા

*

બ્રીટીશ કબજા હેઠળના જર્મન પ્રદેશની છોકરીઓ ઇંગ્લીશ સૈનિકો સાથે પ્રેમમાં પડેલી તેમને નાતાલ ઉજવવા ઇંગ્લાંડ આવવા દેવામાં આવી હતી. આવી છોકરીઓને ફ્રી મુસાફરી ટીકીટો આપવામાં આવી હતી. લંડનમાં તેમને સ્ત્રીઓની સોસાયટી તરફથી તેમના પતિને મેળવવા માટે પૈસાની પણ સગવડ અપાઇ હતી. સાંજ સુધીમાં જો તેમના પતિનો પત્તો ન મળે તો તેમને ઉદ્યોગ પ્રધાન તરફથી હોટેલમાં રાત રહેવાની સગવડ કરી આપવામાં આવી હતી.

*

હિંદના મજુર પ્રધાન તરફથી સ્ત્રીઓને ધંધે લગાડવાથી સગવડ રજુ કરવામાં આવી છે. સ્ત્રીઓને ટાઇપીસ્ટ, સ્ટેનોગ્રાફર અને ક્લાર્ક તરીકે નોકરી આપવામાં આવે છે. એવી સ્ત્રીઓનાં નામ નોંધી લેવામાં આવે છે ને પછી જગ્યા પડતાં તેમને નોકરી ઉપર લેવામાં આવે છે. નવેમ્બર સુધીમાં ૭૩૦૦ સ્ત્રીઓએ નામ નોંધાવ્યા હતા તેમાંથી ૧૭૫૦ને કામે લગાડવામાં આવી છે. ૮૬૦ સ્ત્રીઓને ધંધાદારી સ્થળોમાં તાલીમ આપવામાં આવે છે. આવી સ્ત્રીઓને દરજીકામ, ટેલીગ્રાફી (તારનું કામ) અને ટેલીફોન ઑપરેટર તરીકે પણ કામે લગાડી શકાય એ રીતે તેમને તાલીમ આપવામાં આવે છે.

*

ઇજીપ્તના રાજા ફારૂકની એક સગી (ભત્રીજી) અમીના હુસન આખા ઇજીપ્તમાં સૌથી પૈસાદાર બાઈ છે. તેની પાસે અનેક મિલકતો તથા ધનસમ્પતિ ઇજીપ્તમાં છે. તે અગાઉ બે વાર પ્રથમ શાહજાદા ઉમર અને પછી કમાલપાશાઅલી સાથે પરણીને રાંડી છે. તેની ઉમ્મર આશરે ૪૪ વરસની છે. તેનું ત્રીજી વારનું લગ્ન અમેરિકાના કોર્નેલસ ગીબ્સન નામના યુવક સાથે થનાર હતું. કોર્નેલસ અમેરિકામાં વૉશીંગટનમાં ફેડરલ હાઉસીંગ એડમિનીસ્ટ્રેશનનો આર્થિક એનાલીસ્ટ હતો.

લડાઈ ફાટતાં કોર્નેલીયસ લશ્કરમાં જોડાયો અને તેને માટે તે ઇજીપ્ત આવ્યો. ત્યાં અમીનાકુંવરી સાથે તેને ઓળખાણ થઈ. બેઉને એક બીજા સાથે પરણવાનું મન થયું. તેમણે અમેરિકન સરકાર પાસે લગ્ન કરવાની રજા માગી તે તેમને મળી પણ ખરી.

પરંતુ અમીનાકુંવરીના કાકા ફારૂક રાજાએ અમીનાને અમેરિકન કોર્નેલીયસ સાથે પરણવાની સાફ ના પાડી. રાજાની સંમતિ વગર જો તે પરદેશી કોર્નેલસ સાથે લગ્ન કરે તો ફારૂક કાકા એની ઇજીપ્તમાંની બધી મિલકત જપ્ત કરી લે; અને કાયમને માટે દેશનિકાલ કરી દે. આથી અમીનાકુંવરીએ ડાહી થઇને પરદેશી કોર્નેલસ સાથે પરણવાનો વિચાર માંડી વાળ્યો છે. અને 'મુઝે ભૂલ જાઓ'નો મંત્ર સુણાવી દીધો છે!

*

મહાત્મા ગાંધીજીની પ્રાર્થના સભામાં મોટી મેદની જામવાથી સ્ત્રીઓ માટે જગ્યા કરતાં સાત મીનીટ ચાલી ગઇ. તેથી ગાંધીજીએ કહ્યું કે 'માણસોએ સ્ત્રીઓને માન આપતાં શીખવું જોઈએ. જે જ્ઞાતિ અને દેશમાં સ્ત્રીઓને માન આપવામાં આવતું નથી તેને સંસ્કારી કહી શકાય નહિ. સ્વતંત્રતા મેળવ્યા પછી આપણે બધાએ સ્વતંત્ર અને ગૌરવવાળા દેશના શહેરી તરીકે વર્તવું જોઇએ.'

*

લંડનની એક એકવીશ વર્ષની ઉંચી, ભુરી આંખોવાળી છોકરી મીસ જુન બાલનગીર કોલસાના વેપારીની દુકાનમાં કામ કરે છે. બ્રીટનમાં દર વર્ષે ૫૦ હજાર માણસો રસ્તામાં કચરાઇ મરે છે તેમાં મોટા ભાગનાં નાનાં બાળકો હોય છે. રસ્તાની સલામતીનો ઉકેલ શોધવા તે નોકરી સિવાય પોતાનો બાકીનો સમય ગાળતી હતી. તેણે હમણાં એક નફા વગર ધંધો કરનાર કંપની સ્થાપી છે અને તેનું નામ 'ઇન્સ્ટીટયુટ ઇનોકોરપોરેટેડ ઓફ ધી કોર્ટીયસ નાઇટસ ઓફ ધી રોડ લી૦' પાડયું છે. તેમાં તે પોતાનો સમય ગાળે છે.

જાણી જોઇને વાહન હાંકનાર કરતાં બે-સાવધપણું ને બેદરકારીને કારણે આ બનાવો બને છે તેથી તેણે વાહન હાંકનારને એક સુત્ર આપ્યું છે કે 'વિવેકથી અકસ્માતો અટકે છે.'

*

યુનાઇટેડ સ્ટેટના ટાવર્ન પ્રાંતમાં, તે પ્રાંતમાં મીલકત ધરાવનાર પુરૂષની પત્ની કે પુત્રી ન હોય તેવી સ્ત્રીઓને વકીલાત કરવાની મના કરતો કાયદો ગયે વર્ષે પસાર કર્યો છે, તેથી ચાર વકીલ સ્ત્રીઓએ આ કાયદા સામે વિરોધ નોંધાવી દેશની ઉચ્ચ અદાલતને અપીલ કરી છે. ત્રણ જજની બનેલી આ ત્રીબુનલ અદાલતે જાહેર કર્યું કે પોતાના પ્રાંતની સ્ત્રીઓને રક્ષણ આપવા માટે આ ધારો કરવામાં આવ્યો હોવાથી તેમાં વચ્ચે પડી શકાય નહિ.



સીલોનના ઉદ્યોગખાતાના પ્રધાનની પુત્રી મીસ મીનેટી ડી સીલ્વાને બ્રીટીશ આર્કીટેકટ રોયલ ઇન્સ્ટીટયુટ એસોશીએસનમાં શિલ્પી તરીકે સ્થાન મળ્યું; એવું માન મેળવનાર તેઓ પ્રથમ હિંદી સ્ત્રી છે.

*

કેનેડામાં રોજની ઘરવપરાશની ચીજોની મુશ્કેલી અને તેના વધતા જતા ભાવોથી કંટાળી કેનેડામાં અઢી લાખ સ્ત્રીમેમ્બરો બનાવી ૨૫ હજાર વોલીન્ટીયર સ્ત્રી મેમ્બરોની એક મંડળીએ સ્ત્રીઓને ઘરવપરાશની વસ્તુઓની સગવડ આપવા કન્ઝયુમર એસોશીએશનની સ્થાપના કરી છે. ને કેનેડાના દરેક પ્રાંતમાં તેની શાખાઓ કાઢી છે.

*

જર્મનીમાં ફરી ગર્લ ગાઇડની-હીલચાલ શરૂ કરવા માટે સરકારે મનાઇ ફરમાવી, કારણ કે તે જર્મનોની રાજકીય હીલચાલ હોવાનું સરકાર માને છે. છેવટે ગર્લ ગાઇડની વર્લ્ડ એસોશીએસન વચ્ચે પડી ને સમાધાન થતાં થોડી આગેવાન સ્ત્રીઓને ગર્લ ગાઇડનું શિક્ષણ લેવા પરદેશ મોકલવાનું નક્કી થયું. હાલ ૩૦ થી ૪૦ ઉત્તમ ગાઇડોને દરીઆપારના દેશોમાં શિક્ષણ લેવા મોકલાશે. ૨૦ સ્ત્રીઓને લંડન મોકલવામાં આવશે.

*

સંસ્કૃત ભાષાને આજે કેટલાક મૃતભાષા તરીકે ગણાવે છે. પણ સંસ્કૃત તો આપણા માટે રસનો વારસો છે ને પ્રાચીન સંસ્કૃતિને જાળવવામાં તેનો મોટો ફાળો છે. સંસ્કૃત એ હિંદની તમામ ભાષાની માતા છે, ને ભવિષ્યમાં પણ રહેશે. શ્રીમતી પંડિતા ક્ષમા રાવ જેવી અગ્રગણ્ય સ્ત્રીઓ જો પોતાનું લક્ષ એ તરફ દોરે તો ઘણું સારૂં કામ કરી શકે.

જગતભરમાં પોતાની વિદ્વતાને સ્થાન મળે એવું સુંદર પુસ્તક સત્યાગ્રહ ગીતા—હિંદમાં પ્રેસની અગવડને કારણે ફ્રાંસમાં છપાવીને શ્રીમતી ક્ષમા રાવે પ્રગટ કર્યું છે. અને એ પુસ્તકે તેમને જગતમાં ઉત્તમ કવયિત્રી તરીકે સ્થાન અપાવ્યું છે.

*

દુનિયાની કુલ ૪૦ કરોડ સ્ત્રીઓની વસ્તીમાં ઇંગ્લેંડની ૪૦ વર્ષની શ્રીમતી મેરી વિલ્બીએ પાંચ વખત જોડકાં બાળકોને જન્મ આપવાનો રેકોર્ડ નોંધાવ્યો છે. પરંતુ તેના કરતાં પણ ચઢી જાય એવી એક હિંદી સ્ત્રી દક્ષિણ આફ્રિકાના ડર્બન શહેરમાં મળી આવી છે જેણે ૩૦ વર્ષની નાની વયમાં બે વર્ષ અગાઉ પાંચમી વખત જોડકાંઓને જન્મ આપ્યો હતો.

*

ઇજીપ્તના દૈનિક પત્ર 'અલ અહરામ'માં કળા સાહિત્ય અને સંસ્કૃતિક તથા સામાજીક વિભાગો સંભાળતા પચીશ વર્ષની ઉમ્મરની પત્રકાર બહેન કુ. નીના મેન્ગર હિંદમાં આવ્યા છે. અને ઇંગ્લીશ ફ્રેંચ અરબી અને ગ્રીક ભાષા ઉપર તેમનો ઘણો સારો કાબુ છે. તેઓ દૈનિકપત્રના વિભાગો સંભાળે છે તે ઉપરાંત એક બે અઠવાડિકમાં પણ વિભાગો સંભાળે છે. મુસાફરીનો તેમને ઘણો શોખ છે. તેઓ કલકત્તા, દિલ્હી થઇ સરહદપ્રાંતમાં જવાનાં છે. ને ત્યાંથી પોતાને વતન જઇ, આયર્લેન્ડ, ફ્રાંસ અને અમેરિકા જવાની ઇચ્છા ધરાવે છે. તેઓ કહે છે કે 'ઇજીપ્તની સ્ત્રીઓ પછાત નથી, પરંતુ યુરોપના બીજા દેશોની સરખામણીમાં રાજકારણ અને સમાજ જીવનમાં તેઓ ઘણો ઓછો રસ લે છે.'

*

ન્યુ દિલ્હીમાં તા. ૨૦ મીએ મહાત્માજીએ પ્રાર્થના પ્રવચનમાં જણાવ્યું હતું કે દિલ્હીમાં શહેરીઓ ને હિજરતીઓ પાસે મહાભારત કામ પાડેલું છે. તેઓ બને તેટલી વખત પૂરા વિશ્વાસથી એક બીજાને મળતા રહે એ જરૂરી છે. ગઇ કાલે મોટી સંખ્યામાં મને મુસ્લિમ બહેનો મળી. એ હૈયુ પીગળાવી નાખે એવું દૃશ્ય હતું. મારી સાથેની બહેનોએ મને કહ્યું કે, સંખ્યાબંધ મુસ્લિમ બહેનો મને મળવા માટે બિરલા હાઉસમાં આવીને બેઠી છે ને મળાશે કે કેમ એવી વિસામણમાં છે. એ બધી પડદો નાખીને આવી હતી. મેં તેમને મારી પાસે લાવવા કહ્યું. મેં તેમને કહ્યું, કે તમારા પિતા કે ભાઈ પાસે પડદો ન રાખો તો પછી મને તમારા પિતા કે ભાઈથી ઓછો શા માટે ગણો છો. ? મારી આ સૂચનાથી એ બધી બહેનોએ પડદો હઠાવી લીધો. મારી આગળ આ રીતે પડદો અદૃશ્ય થવાનો આ પહેલો બનાવ નથી. હું આ પ્રસંગનો ઉલ્લેખ એ બતાવવા માટે કરૂં છું કે સાચો પ્રેમ મારામાં હોવાનો દાવો છે તે શું નહીં સાબી શકે!

હિંદુ અને શીખ બહેનોએ મુસ્લિમ બહેનો પાસે જવું જોઇએ અને તેમની સાથે મૈત્રી કેળવવી જોઇએ. તેમને સારા પ્રસંગે બોલાવવી જોઇએ અને જાતે પણ તેમને ત્યાં સારા પ્રસંગોએ જવું જોઇએ.

*

ઇંગ્લેન્ડની એક ગુન્હેગાર તરીકે પંકાયેલી સ્ત્રીકેદીએ જેલની અંદર આઠ બાળકોને જન્મ આપવાનો રેકર્ડ કર્યો છે. બધાં મળીને તેને તેર બાળકો છે.

ન્યાયની



# અદાલતમાં

*

એલીસબ્રીજ વિસ્તારમાં પસાર થતી કુલીન કુટુંબની હિંદુ યુવતીની નિર્લજ્જ રીતે છેડતી કરવા માટે પકડાયેલા વલીમહંમદ નામના પોલીસ કોન્સ્ટેબલને નવમાસની કેદની સજા થઈ

*

ચીખલી તાલુકાના અલીપોર ગામના ઈસ્માઈલ આદમ લુણાતની સ્ત્રીએ પોતાના અણુગમતા પતિને મારી નાંખવાના ઈરાદાથી તેના પીવાના પાણીમાં કાચની ભૂકી નાંખી તેના પતિને તે પાણી પીવા આપ્યું હતું. પતિએ એ પાણી પીધું તો ખરૂં પણ પેટમાં દર્દ થતાં આ વસ્તુની ખબર પડી ગઈ હતી; અને એને સારવાર માટે ખસેડવામાં આવ્યો હતો. અને પોલિસમાં ફરિયાદ થતાં પોલિસે બાઈની ખૂન કરવાના પ્રયત્ન અંગેના આરોપ માટે ધરપકડ કરી હતી.

*

અમદાવાદમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન શ્રી. કેશવલાલ ચાંપશીભાઈએ પોતાની પત્ની બાઈ કાન્તા વિરૂદ્ધ છૂટાછેડા માટે કોર્ટમાં અરજી કરતાં તેમને છૂટાછેડાનું હુકમ નામું કરી આપવામાં આવ્યું અને એ રીતે બાઈ સરસ્વતી ઉર્ફે પુજીએ તેના પતિ શ્રી વંદ્રાવન દુર્લભજી ઠક્કર સામે હિંદુ ડાયવોર્સ એક્ટ હેઠળ દાવો કર્યો હતો તેમને પણ છૂટાછેડા મળ્યા.

*

દક્ષિણ અને મદ્રાસ પ્રાંતમાંથી છોકરાઓને ઉપાડી લાવી અમદાવાદમાં ઝુંપડાઓમાં રહેલ માણસો તેમને વટલાવી પરણાવી દેતા હોવાના શક ઉપરથી પોલીસે રીલીફરોડ ઉપર ઝુંપડાઓમાં રહેનાર ઉપર દરોડા પાડી ત્રણ યુવતીઓને બીજી કોમના માણસો સાથે પરણાવી દેવાની તજવીજ ચાલતી હતી એવામાં પકડી પાડયા ને ત્રણે યુવતીઓને બચાવી લીધી.

*

ગોધરા અને તેની આજુબાજુ શહેરો તથા લુણાવાડામાંથી તાજેતરમાં હિન્દુ યુવતીઓને ભગાડી જવાના કહેવાતા પ્રસંગો અંગેની કેટલીક ફરિયાદો પોલિસમાં નોંધાઈ છે, જેમાં લુણાવાડાથી એક રાવળિયા યુવતીને ગોધરા ભગાડી લાવવા માટે એક મુસ્લિમની ધરપકડ થઈ હતી. આ સિવાય આણંદથી રાતની ગાડીમાં ગોધરા લાવેલ એક સ્ત્રીને એક ઘોડાગાડીવાળાએ ગાડીમાં બેસાડી ભગાડી જવાનો પ્રયત્ન કરતાં ગાડીવાળાને પકડવામાં આવ્યો છે જ્યારે શહેરાની એક હિંદુ કુટુંબની યુવતીને એક મુસ્લિમ યુવાન ભગાડી જવાનો કીસ્સો બન્યો હતો તે યુવતીને શોધી લાવી તેના માબાપને સુપ્રત કરવામાં આવી હતી. આ અંગે મુસ્લિમ યુવાનની ધરપકડ કરી છે.

*

મણીનગરમાં રહેતી એક નિર્વાસિત યુવાન બાળા પોતાની બહેન સાથે સરદારના ભાષણમાં ગઈ ત્યારે તેની પાછળ ટાઈટસ ગોકુળ, રીચર્ડ બેન્જામીન અને ચીમનલાલ સોમચંદ પડયા હતા. ભાષણમાંથી પાછાં ફરતાં તેઓ મણીનગર સુધી એની પાછળ ગયા હતા, પણ મણીનગરમાં નિર્વાસિત બાળાના ભાઈના હાથે ટાઈટસ ઝડપાયો હતો અને એને પોલીસને હવાલે કરવામાં આવ્યો હતો. પાછળથી બીજા બંને જણા પણ પકડાયા હતા. કારંજ પોલીસ આ અંગે યોગ્ય તપાસ કરે છે.

*

નિર્વાસિત મુવાન છોકરીઓને અમદાવાદથી લઇ જઇને પાકિસ્તાનમાં વેચી મારવાનો ધંધો કરતી એક ટોળી ઝડપાઈ ગઇ છે. ભાટીઆ વાડીમાં રહેતી ૧૨ વર્ષની એક બાળાને, પાકિસ્તાનમાંથી એના સમા ધવાયા છે, એવો તાર આવ્યો છે, એમ જણાવીને છાવણીની બહાર બાળાને બોલાવી મોટરમાં નાખીને બળજબરીથી મણીનગર લઇ જવામાં આવી હતી. ત્યાં આ છોકરીને કોટડીમાં પુરવાનો ખ્યાલ આ ગુન્હેગારોનો હતો. પરંતુ એટલામાં આ બાળાએ એક શીખને સ્ટેશન તરફ જવાનો રસ્તો પૂછ્યો હતો. તેથી એ શીખને શંકા જવાથી પોલીસને બાળાનો કબજો સોંપતાં પોલીસે તપાસ કરી હતી. અને આમાં સંડોવાએલા સોમા હમીચંદ વાણીની ધરપકડ કરી હતી. જ્યારે ભગવાન કીશન નાસતો ફરે છે, આ અંગે પોલીસ તપાસ ચલાવી રહી છે.

---

એક અખબારી યાદી જણાવે છે કે અપહરણ થયેલી સ્ત્રીઓ અંગે હિંદ અને પાકિસ્તાનની સ્ત્રી પ્રતિનિધિઓ તરફથી એક સંયુક્ત અપીલ બહાર પાડવામાં આવી છે. આ અપીલ પર લેડી માઉન્ટબેટન, શ્રીમતી સરોજીની નાયડુ, રાજકુમારી અમૃતકૌર, કુમારી ફાતમા ઝીણા, બેગમ લીયાકતઅલીખાન વગેરે આગેવાન સ્ત્રીઓએ સહીઓ કરી છે.

અપીલમાં જણાવવામાં આવ્યું છે કે અપહરણ થયેલી સ્ત્રીઓ પાછી મેળવવામાં ન આવે ત્યાં સુધી હિંદ અને પાકિસ્તાનની સ્ત્રીઓ જંપશે નહિ એવી એમને ચોક્કસ ખાત્રી છે.

બંને સંસ્થાનોએ આઝાદી મેળવી છે અને બંને સંસ્થાનોની સ્ત્રીઓએ એવી આશા રાખી હતી કે, સ્ત્રીઓની પ્રગતિ માટે કાર્યક્રમ અમલમાં આવશે, પરંતુ આ અંગે અમે કાંઇ કરી શકીએ તે પહેલાં પૂર્વ અને પશ્ચિમ પંજાબમાં ભયંકર હિંસા ફાટી નીકળી અને કમનસીબે સ્ત્રીઓ તેમજ બાળકો તેનું પ્રથમ નિશાન બન્યાં. અને આ કરૂણ બનાવો દરમ્યાન સ્ત્રીઓ અને બાળકોના સમુદાયને જે અનુભવ કરવો પડ્યો છે તે એવો છે કે, જેને પરિણામે હિંદ અને પાકિસ્તાનના સારા નામને કલંક લાગ્યું છે, અને જાણે આ ન પુરતું હોય તેમ સ્ત્રીઓના અપહરણો શરૂ થયાં, જો આ પ્રવૃત્તિને ચાલુ રહેવા દેવામાં આવશે તો એનાથી સ્ત્રીઓની પ્રગતિ અવરોધાવાનો પૂરેપૂરો ભય છે. આથી અમે હિંદ અને પાકીસ્તાનમાંની સ્ત્રી સંસ્થાઓને હાકલ કરીએ છીએ કે નીચેનો કાર્યક્રમ પરિપૂર્ણ કરવા તેઓ કાર્ય આદરશે.

(૧) સ્ત્રીઓ અને બાળકો પરથી હાથ ઉઠાવી લો અને સ્ત્રીઓ પાછી આપો.

(૨) અપહરણ થયેલી સ્ત્રીઓના પત્તાને લગતી બાતમી મેળવો અને યોગ્ય સંસ્થાને પાછી મેળવવા માટે જાણ કરો.

(૩) આ કાર્ય અંગે પ્રચારકાર્ય શરૂ કરો.

(૪) અપહરણ થયેલી સ્ત્રીઓ અને બાળકો પાછા મેળવવા માટે એક સપ્તાહ ગોઠવો જે તા. ૧ લી ફેબ્રુઆરીથી ૭ મી ફેબ્રુઆરી સુધીનું રાખો.

(૫) પ્રાંતિક અને દેશી રાજ્યોની સરકારોને આવી સ્ત્રીઓ તેમના પ્રદેશમાંથી પાછી મેળવવા દબાણ કરો.

અમે આશા રાખીએ છીએ કે બંને સંસ્થાનો કાર્યક્રમની ગંભીરતા અને મહત્વ સમજશે.

અમને ખાત્રી છે કે હિંદ અને પાકિસ્તાનની સ્ત્રીઓ આ કાર્ય પાર પાડ્યા વિના જંપશે નહિ.

આ અપીલ પર બીજી આગેવાન સ્ત્રીઓએ પણ સહીઓ કરી છે.

# સ્ત્રી-જગત  સમાચાર

નવા વર્ષની માનચાંદની લ્હાણીમાં મીસીસ સુશીલા રામચંદ્રકીશન દફતરીને, અને મીસીસ શીરીન વાડીઆને કૈસરે હિંદ સીલવર મેડલ અને મીસીસ પ્રમીલા ભીડે, મીસ એમી પૈસ્તનજી, મીસીસ બનુ શેઠના, મીસીસ ગુલબાઇ કૈકોબાદ શાવકશાને બ્રોન્ઝ મેડલ મળ્યા છે.

*

ગ્વાલીયરમાં લેડી માઉન્ટબેટને ત્યાંના મહારાણી સાહેબ સાથે શ્રી. કમળા રાજે ગર્લ્સ કોલેજ, પદ્મા વિદ્યાલય અને નર્સીસ હોમની મુલાકાત લીધી હતી.

*

શ્રી. વિજયાલક્ષ્મી પંડિતનાં પુત્રી સાથે હિંદી યુનીયનના પ્રધાન શ્રી. કુંવરજી ભાભાનું લગ્ન થવાની વાત સંભળાય છે.

*

ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ વ્યાયામ મંદિરને મુંબઇના વડા પ્રધાન શ્રી. ખેરે ઝાંસી રાણીની કાંસાની પ્રતિમા ભેટ આપવાનું જાહેર કર્યું છે.

*

ન્યુયોર્કના પત્ર 'ન્યુયોર્ક સન'માં ૧૯૪૮ની જાણીતી સ્ત્રીઓના લીસ્ટમાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતનું નામ સૌથી મોખરે છે. તે કહે છે કે જ્યારે હિંદમાં કેટલીક સ્ત્રીઓ પરદામાં રહે છે ત્યારે સરકારી ઉચ્ચહોદ્દે એક સ્ત્રીને નીમવામાં હિંદ યુનાઇટેડ સ્ટેટસથી આગળ વધ્યું છે.

*

બાંગકોકમાં એક ૫૦ વર્ષની સીઆમીઝ સ્ત્રી અહેન અરીરાટે છેલ્લા ૩૦ વર્ષથી અન્નનો દાણો કે પાણી પીધું નથી. તેથી તેની પાછળનું રહસ્ય જાણવા જાણીતા નિષ્ણાત ડોકટરો તેનું શરીર તપાસી રહ્યા છે.

*

નવા વર્ષની માનચાંદની લ્હાણીમાં લેડી માઉન્ટબેટનને ડેઇમ ઓર્ડરીસ અને પંજાબના ગવર્નરનાં પત્ની લેડી કુસુમ બહેન ત્રીવેદીને અને લેડી ની, લેડી બરોઝ, લેડી કોરીને કૈસરે હિંદ ગોલ્ડ મેડલ અને લેડી કાવસજી જહાંગીર અને લેડી ડગનને બાર ટુ કૈસરે હિંદ ગોલ્ડ મેડલ મળ્યા.

બ્રીટનમાં સ્ત્રીઓ પાછી કારખાનામાં કામે વળગી જાય છે. અત્યાર સુધીમાં સાઠ હજાર સ્ત્રીઓ કામે વળગી છે. પરદેશથી સ્ત્રીઓ કામ મેળવવા આવે છે અને અત્યારે લગભગ ત્રણ હજાર બાલ્ટીક સ્ત્રીઓ કારખાનામાં કામ કરે છે.

*

મદ્રાસમાં ભરાયેલ અખીલ હિંદ મહીલા પરિષદનાં પ્રમુખ શ્રીમતી અનસુયાબાઇ કાળેએ કહ્યું કે સરકારે મધ્યમાં અને પ્રાંતમાં એક સમાજ સુધારણા સ્ત્રી પ્રધાન નીમવા જોઇએ.

*

અમેરિકાના એક માસિકનું આ વર્ષનું સંપાદન કરવા માટે દશ સ્ત્રીઓનું મંડળ નીમાયું છે તેમાં હિંદની એક ૨૪ વર્ષની કન્યા કુ. શાન્તા રામરાવની પસંદગી થઇ છે. કુ. રાવ જાણીતાં લેખિકા છે ને ભવિષ્યમાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવશે એવી આશા આપે છે. તેઓ હિંદના જાપાનમાં નીમાયેલા પ્રતિનિધિ શ્રી. બી. રામરાવનાં પુત્રી થાય.

*

યુ. પી. માં સ્ત્રી પોલીસ દળની ભરતી કરવાનું નક્કી થયું છે. સ્ત્રી પોલીસો મોટાં શહેરોમાં અને મોટાં જંકશન સ્ટેશન ઉપર ટ્રાફીકની વ્યવસ્થા રાખશે અને મોટા મેળાઓમાં ત્યજાયેલાં બાળકો મળી આવે છે તેવા કેસોમાં તપાસનું કામ કરશે. એકલી સ્ત્રી ડ્યુટી બજાવી શકે નહિ તેથી બે સ્ત્રી પોલીસો અને એક સ્ત્રી સોલ્જરની બનેલી ત્રણ સ્ત્રીઓની ટુકડી ફરજ ઉપર સાથે જશે.

*

અમદાવાદમાં અમૃતલાલ પુસ્તકાલય તરફથી એક સ્ત્રી પુસ્તકાલય લેડી વિદ્યાગૌરીના હાથે ખુલ્લું મુકાયું.

*

શહેરામાંની એક નાગર બ્રાહ્મણની ૧૪ વરસની છોકરી ઉપાડી નાસી ગયેલા એક મુસ્લિમને આઠ માઈલ દૂર ખટુકપરમાંથી પકડવામાં આવ્યો હતો.

*

ભરૂચ જિલ્લાના વાગરા ગામે એક કેળવણી અધિકારીએ ચાર શિક્ષિકાઓ પર અત્યાચાર ગુજારવાનો કહેવાતો પ્રયત્ન કર્યો એ અંગે કંઈ નિર્ણય આવ્યો નથી. જો એ અંગે કોઈ ફેસલો નહિ આવે તો ૧૫મીએ ગુજરાતભરની શિક્ષિકાઓ વિરોધ તરીકે એક દિવસની "પ્રતિક હડતાળ" પાડશે.

જહોનસબર્ગના એક પ્રૌઢ વ્યાપારીએ નાતાલના દિવસે તેની પત્નીને કહ્યું કે "હવે મારું મૃત્યુ ઘણું નજીક છે." તેના મિત્રોએ દસેક દિવસ સુધી તેને કાયમ કોઈ પણ જોખમે સાચવ્યો, છતાં અચાનક વિજળીથી તે મરણ પામ્યો.

*

વડોદરા રાજ્ય રમતગમત સંમેલનમાં ૩૨ સ્ત્રી સંસ્થાઓએ ભાગ લીધો હતો. અને સ્ત્રી ઉમેદવારો ૨૩૪૧ હતા. પુરુષો ૨૨૨૦ હોવાથી સ્ત્રીઓની જીત આવકારપાત્ર હતી. સૌ. મહારાણી સાહેબે ઓલીમ્પીક ધ્વજનો અનાવરણ વીધી કરી હતી અને તેમને હાથે ઇનામો વહેંચાયાં હતાં.

*

વરસોડામાં વાંસદાવાળા અ. સૌ ભાભી સાહેબના પ્રમુખપદે અનીલ સ્ત્રીસમાજનો મેળાવડો થયો હતો તેમાં બહેનોએ રંજન કાર્યક્રમ ગોઠવ્યો હતો.

*

સુરતમાં મળેલી ગુજરાત પારસી પરીષદમાં શ્રીમતી નાજુ કરંજીઆએ પારસી બહેનો માટે ગૃહઉદ્યોગોની તાલીમની આવશ્યકતા માટે તાલીમગૃહો ઉઘાડવા ઠરાવ મૂક્યો તેને કુ. ગુલ નીમચવાળા અને કુ. ગુલ કાપડીઆએ ટેકો આપ્યો હતો.

*

ગુજરાત ટાઇપ ફાઉન્ડ્રીવાળા શ્રી મણીલાલ મોદીનાં પત્ની શ્રીમતી ચંચળબેનનું જુહુમાં અવસાન થયું.

*

સુરત હરિપુરા ગર્લ્સ ઇંગ્લીશ સ્કુલમાં શ્રી. કપીલાબહેન ઉદયરામનાં હાથે ઇનામો વહેંચાયાં.

*

દિલ્હીમાં સ્ત્રી પોલીસ દળની કામચલાઉ યોજના કરી છે. તેમાં ૧ સ્ત્રી ઇન્સ્પેક્ટર ૨ સ્ત્રી જમાદાર ને ૧૮ સ્ત્રી પોલીસ મળી ૨૧ સ્ત્રીઓની એક ટુકડી કરવામાં આવશે અને તેમાં ૩૫ થી ૪૫ વર્ષની સ્ત્રીઓની ભરતી કરવામાં આવશે. સ્પેશીયલ પોલીસ ઓફીસર તરીકે સ્ત્રીઓનાં નામ રજીસ્ટર કરવામાં આવશે, પણ તેમની કાયમી નીમણૂંક તો પાછળથી થશે.

*

મુંબઈમાં સ્ત્રી પ્રતિમાકાર કુ. શારીન વીરજીના સ્ટુડીઓમાં બેસી લેડી માઉન્ટબેટને પોતાની પ્રતિમા માટે બેઠક આપી હતી.

*

સુરતની મંછરપરાની બાઈ દોલી કાનજી અદાજીએ બચુભાઈ મંગારામ રાણા સાથે સીવીલ મેરેજ પ્રમાણે લગ્ન કર્યાં.

રૂમાનીયાના રાજા માઇકેલ શાહજાદી એલીઝાબેથના લગ્ન પ્રસંગે લંડનમાં રોકાયા ત્યારે તેમનું નામ બુર્બોન–પાર્માની શાહજાદી એનીના નામ સાથે ચકડોળે ચડયું હતું. રાજા અને ૨૪ વર્ષની શાહજાદી એની સ્વીસમાં સાથે રહેવા ગયાં હતાં ને પછી રાજાએ પોતાના કુટુંબને કહ્યું હતું કે એની સાથે લગ્ન કરવાનાં છે. પણ રૂમાનીઆની પાર્લામેન્ટે આ લગ્નને પસંદગી આપી નહિ. તેથી રાજાએ રાજગાદીનો ત્યાગ કર્યો છે ને ગ્રીસની રાજકુમારી હેલન જે તેની મા થાય છે તેની સાથે દેશ છોડી ગયા છે.

*

કલકત્તામાં આ મહિને ભરનાર પૂર્વ પ્રદેશના યુવકોની પરિષદમાં જવાહરલાલ નહેરૂને આમંત્રણ આપ્યાનું મુંબઇમાં મીસ કાર્મલ બ્રોકમેને જાહેર કર્યું હતું. મીસ કેટી બુમલા સાથે તેઓ પ્રતિનિધિ તરીકે હિંદમાં આવ્યાં છે.

*

જયપુરના મહારાણી શ્રી. ગાયત્રીદેવીના પ્રમુખપદે બાળમેળો યોજવામાં આવ્યો હતો. જયપુર સેવાસંઘના પ્રમુખ શ્રીમતી લેડી કૃષ્ણમાચારીની વિનંતીથી મહારાણીએ બાળમેળો ખુલ્લો મુકવાની ક્રિયા કરી હતી. એમાં શોમાં સેંકડો બાળકો રજુ થયાં હતાં.

હિંદ અને પાકીસ્તાનમાં અનાથ થઈ પડેલ સ્ત્રીઓ અને બાળકોને મદદ માટે ફંડ કરવા લંડનની જાણીતી સ્ત્રીઓએ ઇંગ્લાંડમાં અપીલ બહાર પાડી છે.

*

બેલ્જીયમમાં ૧૯૪૭ની સર્વ શ્રેષ્ઠ સુંદરી તરીકે ૧૮ વર્ષની કુ. પેગી ડ્રાઉન્સ ચુટાઇ. તે લક્ઝમ્બર્ગની રહીશ છે. આઠ હરીફ છોકરીઓમાંથી તે પહેલે નંબરે આવી છે.

*

જબલપુરમાં અખિલ હિંદ પછાત વર્ગના કાર્યકર કુમારી શાન્તાબાઇ દાણીની ધરપકડ થયેલી તેમને છોડી મૂકવામાં આવ્યાં છે.

*

વડોદરામાં શ્રી વસંત કન્યા વિદ્યાલયના સંસ્કાર મંડળના પ્રથમ સમારંભમાં સ્વ. મણીબહેન કે. પટેલના સ્મારક અંગે ગીતા ઉપર ભાષણો થયાં હતાં.

*

વડોદરામાં અખિલ ભારતીય ક્રીડા સંમેલન શ્રીમતી સુશીલાબાઇ સુધાળકરને હાથે ખુલ્લુ મુકાયું.

*

સુરતના સીવીલ હોસ્પીટાલની નર્સ સંતોક બહેન અકસ્માત દાઝી ગયાં.

*

અમદાવાદ જમાલપુર કન્યાશાળા નં. ૧ ની બાળાઓએ નિરાશ્રિતો માટે ઘેર ઘેર ફરીને લગભગ ચારસો રૂપિયા ભેગા કર્યા હતા.

*

ભાવડાના સ્વ. શ્રીમંત ભાઉ સાહેબના પુત્રી શ્રીમંત વિજયાદેવીના લગ્ન માલીકવાડના શ્રીમંત મેજર દેશપાંડે સાથે થયાં.

*

વડોદરાના શ્રી. દામાજીરાવ ગાયકવાડના પુત્રી કુ. સતીમી દેવીનાં લગ્ન શ્રી. વીરસીંહ અહીલોજીરાવ (કાયર એસ્ટેટ) સાથે થયાં.

*

મદ્રાસમાં નર્સો અને કેળવાયેલ યુવતીઓને નર્સીંગની તાલીમ માટે બહાર આવવા શ્રી. રાજકુમારી અમૃતકુંવરે વિનંતી કરી હતી.

*

નવા વર્ષની માનચાંદની લહાણીમાં બ્રીટીશ કેબીનેટના પહેલાં સ્ત્રી પ્રધાન માર્ગારેટ બોન્ડફીલ્ડને 'કંપેનીયન ઓફ ઓનર' મળ્યું. તેઓ જાણીતા લેખિકા છે. જાણીતા કવિ અને વિવેચક ટી. સી. ઇલયટને ઓર્ડર ઓફ મેરીટ મળ્યું. તે યુનાઇટેડસ્ટેટસમાં જન્મ્યા છે પણ ૧૯૨૭માં તેમને બ્રીટીશ તરીકે સ્થાન મળ્યું છે.

*

# પુસ્તક પરિચય

જેમની સેવાઓથી હિંદનો પ્રજાજન સ્વતંત્ર થયો છે, જેમના નામથી ગૌરવ અનુભવે છે અને તેમના દરેક કાર્યથી મુગ્ધ બને છે એવા લાડીલા જવાહર નહેરૂએ પોતે લખેલી પોતાની આત્મકથા 'મારી જીવનકથા'–(મૂળ લેખક: પંડીત જવાહરલાલ નહેરૂ. અનુવાદક સ્વ. મહાદેવભાઈ દેસાઈ. પૃ. ૬૬૪ કિંમત રૂા. ૭)ની ચોથી આવૃતિ નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી પ્રગટ થઈ છે. અત્યાર પહેલાં તેની ત્રણ આવૃત્તિઓ થઈને બાર હજાર નકલો તો ખપી ગઈ છે ને આ આવૃત્તિની આઠ હજાર નકલો પણ ગુજરાતી જનસમુદાય વસાવી લેશે એમાં શંકા નથી. આ આવૃત્તિની વિશેષતા એ છે કે, પંડિતજી નહેરૂએ પોતાની અંગ્રેજી આવૃત્તિમાં એક નવું પ્રકરણ પાંચ વર્ષ બાદ ઉમેર્યું છે તેનો સમાવેશ આ ગુજરાતી આવૃત્તિમાં પણ પુસ્તકની શરૂઆતમાં પુરવણી રૂપે ઉમેરી લેવામાં આવેલ છે એટલે આ આવૃત્તિમાં ૪૦ની સાલ સુધીનો હેવાલ હોવાથી દરેકે તાત્કાલિક વસાવી લેવી જરૂરી છે જેથી હવે વર્ષમાં નહિ મળવાને કારણે ઘણાને નિરાશ થવું પડ્યું હતું તેવું ન બને.

કૃષ્ણની બાળલીલા ઉપર હિંદની ધાર્મિક જનતા મુગ્ધ છે એટલી જ બાળજનતા પણ મુગ્ધ છે. એ બાળકોને રસ પડે એ રીતે શ્રી. મણીલાલ નાથાલાલ શાહે કૃષ્ણ કહાણી ભાગ પહેલો પૃ. ૧૬૦, કિં. દોઢ રૂપીઓ. ભાગ ૨ જો પૃ. ૧૩૨ કિં. એક રૂપીઓ) લખીને પ્રગટ કરી છે. આ બન્ને ભાગો બાળજીવન માસિકના ગ્રાહકોને ભેટ તરીકે અપાયેલ છે. બાળકોને ગમી જાય તેવી ભાષા અને પ્રસંગોચિત ચિત્રોથી પુસ્તક સુંદર બન્યું છે.

એ જ લેખકનું લખેલ પુસ્તક **માથેરાન** (પૃ. ૧૧૦ કિં. ૦–૮–૦) સમાજ બાળ જ્ઞાન માળામાં પ્રગટ થયું છે. મહારાષ્ટ્રના નંદનવન તરીકે જાણીતું અને હવા ખાવાના સ્થળ તરીકે પ્રખ્યાત 'માથેરાન'ની તમામ માહિતી આપતું આ પુસ્તક માથેરાન જનારને જેટલું ઉપયોગી છે તેટલું જ વાચકોને પણ ઘેર બેઠાં માથેરાનની માહિતી આપવા માટે અજોડ કહી શકાય તેવું છે. એમાં એમણે જે થોડાં સૂચનો કર્યાં છે તે ત્યાંની નગરપાલિકા (મ્યુનિસિપાલિટી) એ ધ્યાનમાં લેવા જેવાં છે ને તેનો અમલ કરવા જેવું છે.

વળી એ જ લેખકનું બાળસાહિત્યનું પુસ્તક **નવલશા હીરજી** (પૃ. ૪૬ કિં. ૭ આના) પ્રગટ થયું છે. આપણી જૂની લોકકથાને ગૂંથી નવલશા હીરજીની વાર્તાને લેખકે રસમય બનાવી છે. **કરોળીયાનો કાળપાશ** (લેખક ડૉ. મોહનલાલ જ. પાઠક પૃ. ૪૩ કિં ૦–૬–૦) એ બાળજીવન કાર્યાલય તરફથી શ્રી. રમણલાલ ના. શાહે વડોદરાથી પ્રગટ કરેલ છે. તેમાં વિજ્ઞાનની દૃષ્ટિએ કરોળીઆનો શારીરિક વિકાસ ને તેનાથી પડેલી વિટંબણાઓ આલેખી પાછળથી એના નાશની હકીકત આલેખી સાહસકથા જેવી આ વાર્તાને રસમય બનાવી છે. બાળજીવનમાં અગાઉ છપાઈ ગયેલી આ વાર્તાનું પુસ્તક બાળકોને ગમશે.

શ્રી. ચંદ્રવદન ચી. મહેતા નાટ્ય લેખક તરીકે ગુજરાતને જાણીતા છે. તેમનું છેલ્લું નાટક પાંજરાપોળ (પૃ. ૧૦૮ કિં. બે રૂપિઆ) એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ ૨. તરફથી પ્રગટ થયું છે. આ પુસ્તકમાં બે બહેનો–એક વિધવા અને બીજી કુંવારી–ને મુખ્ય પાત્ર તરીકે

લઈ આજના જમાનાનું દર્શન કરાવ્યું છે. તેમાં લેખકે પ્રસ્તાવનામાં લખ્યું છે તેમ સમાજમાં જેવું બને છે તેવા તમામ પ્રકારના પતિઓ અને તમામ પ્રકારની સ્ત્રીઓના સ્વભાવ ને આચરણને વણી લેતાં પાત્રોનો શંભુમેળો એ બહેનોના ઘરમાં-પાંજરાપોળ હોય તેમ લાવીને ભેગાં કર્યાં છે. ને સમાજમાં શું શું ચાલી રહ્યું છે એનું દર્શન કરાવવા-એની સામે જગતની નજર ખેંચવા, લેખકે કરેલી મહેનત જરૂર સફળ થશે.

એ જ પ્રકાશક સંસ્થા તરફથી શ્રી. **નંદકુમાર પાઠકે** લખેલ **મોભનાં પાણી**(કિં. અઢી રૂપિઆ) નામની નવલકથા પ્રગટ થઈ છે. આ પુસ્તકમાં લેખક પ્રાચીન સંસ્કૃતિના પ્રતિક જેવી અને નવા જમાનાની પ્રતિકૃતિને આલેખીને આજના નવ યુવકોની સામે એક પ્રશ્ન ખડો કર્યો છે, કે એમાંથી કયું સારું ? જીવનનો આદર્શ શું ! અને કેળવણીથી જે સંસ્કાર આવવા જોઈએ તે સંસ્કારો પ્રાશ્ચાત્ય સંસ્કૃતિથી આપણામાં આવે છે કે નહિ ? એ બધા પ્રશ્નો દ્વારા આ પુસ્તક વિચાર કરતા કરી મૂકે તેવું છે. દરેકે આ નવલકથા વાંચવી જોઈએ.

વળી ગૂજરાતના કવિગણમાં જેમનું ઉચ્ચ સ્થાન છે એવા પ્રોફેસર **મનસુખલાલ ઝવેરીનો** કાવ્યસંગ્રહ **અભિસાર** (પૃ. ૧૬૭ કિંમત્ ૩-૮-૦) પ્રગટ થયો છે. (પ્રાપ્તિસ્થાન એમ. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ-૨) ગેય અને અગેય કાવ્યો જુદાં નથી, સાલવારી પ્રમાણે ક્રમ નથી, અથવા કુદરત, સમાજ કે કલ્પનાના વિભાગો નથી એવો આ કાવ્ય સંગ્રહ નાના મોટા ૭૬ કાવ્યોની ફૂલછાબ જેવો વૈવિધ્ય ભર્યો છે. અગાઉના કવિઓ ગણેશ કે સરસ્વતીની પ્રથમ સ્તુતિ કરતા, એમ આ સંગ્રહમાં-કવિએ પ્રથમ હરિને નિમંત્ર્યા છે, ને પછી એ હરિને જીવન સમર્પણ કરવાની ભાવના સેવે છે. ગૂર્જર માભોમને બીરદાવી કવિ કલ્પના, કુદરત અને દુનિયાના કાવ્યોમાં રસનો ધોધ વહડાવે છે. ક્યાંક કુદરતની વેદના અને ક્યાંક દુનિયાની હાય વરાળ પણ એ રજુ કરે છે. રત્નાવલીમાં ૧૪ રત્નકણિકાઓ રજુ કરતાં મજાક પણ કરી છે. પુસ્તકને અંતે **ચંદ્રદૂત** (૪૦૪ લીટીનું સળંગ કાવ્ય) પણ ઉમેર્યું છે. અંતે હરિને ફરીથી દર્શન દેવાની વિજ્ઞપ્તિ કરતાં લેખકે સંગ્રહને પૂરો કર્યો છે. અને આપણને પણ કાવ્યસંગ્રહ પુરો કરતાં કવિને કહેવાનું મન થઈ જાય છે કે કવિ તમારો બીજો અનુગામી કાવ્યસંગ્રહ લઈને વહેલી તકે આવી પહોંચ્યો.

આજની ગુજરાતણ માંદલી ને રોગિષ્ટ દેખાય છે. તેનાં કારણો રજુ કરતું અને તેમનાં આરોગ્ય માટે જરૂરી એવું સુંદર પુસ્તક **જનેતાનાં દર્દો** (લેખકઃ-શ્રી જદુભાઈ વૈદ. પૃ. ૨૮૪ કિં. ૩-૮-૦) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ તરફથી પ્રગટ થયું છે. આ પુસ્તકમાં કુમારાવસ્થાથી-ઋતુદર્શનથી શરૂ કરી માતૃત્વ સુધીના બધાં દર્દો, વિકૃતિઓની સમજણ તથા તેની ચિકિત્સા અને વૈદકીય તેમજ ઘરગથ્થુ ઉપાયો રજુ કરે છે. લેખક જાણીતા વૈદરાજ છે અને અનેક સ્ત્રીઓની ચિકિત્સા કરી તેમને આરોગ્ય સંપડાવ્યું છે. એમણે આ બધાં દર્દો-કુમારિકાનું નિર્બળ શારીરિક બંધારણ, કુમારી પ્રદર, શ્વેત પ્રદર, રકત પ્રદર, પીડિતાર્તવ, હિસ્ટીરીઆ, કસુવાવડ, હેળ, સગર્ભાવસ્થાના સોજા, સુવારોગ, ધાવણનો અભાવ, બાલશોષ ઓરી, ઉપદંશ, ગાંઠી, વગેરેની વિગતવાર ચર્ચા કરી, તેનાં કારણો અને તેને મટાડવા માટે ઘરગથ્થુ દવાઓ, તેમજ આયુર્વેદિક, એલોપથીક ને બાયોકેમિક દવાઓના પ્રમાણ સાથે ઉપાયો બતાવ્યા છે. આ પુસ્તકનો જાણીતા વૈદરાજ શ્રી બાપાલાલ ગરબડદાસ શાહે સત્કાર કર્યો છે.

દરેક ઘરમાં આ પુસ્તક વસાવવાની અને દરેક બહેનને એ વાંચી જવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

એ જ પ્રકાશક તરફથી શ્રી જયભિખ્ખુએ લખવા માંડેલ સાહસ કથા જવાંમર્દ (ભાં. ૧ લો) એક કદમ આગે (ભા. ૨) અને તે પછીનો ત્રીજો ભાગ હિંમતે મર્દા (પૃ. ૧૩૬ કિં. ૧-૮-૦) પ્રગટ થયેલ છે. દરેક કુમારને આ પુસ્તક વંચાવવા માબાપને ભલામણ છે.

શ્રી. જયભિખ્ખુના સંપાદન તળે એ જ પ્રકાશક તરફથી ચાલતી વિદ્યાર્થી વાંચનમાળાની નવમી શ્રેણીની વીશ સચિત્ર પુસ્તિકાઓ પ્રગટ થઇ છે. વીશ પુસ્તકોના આ સેટમાં (કિં. રૂા. ચાર) નીચેનાં પુસ્તકો છે. શ્રી જ્ઞાનદેવ, સિદ્ધસેન દિવાકર, યશોવિજયજી, વીર લાલાજી નાના ફડનવીસ, દ્વિજેન્દ્રલાલ રૉય, રાજા રામમોહનરાય, અમૃતલાલ ઠક્કર (ઠક્કર બાપા) પં. વિષ્ણુ દિગંબર, રામાનંદ ચેટરજી, ભગવાનલાલ ઇંદ્રજી, પ્રફુલચંદ્ર રોય, મૌ. અબ્દુલકલામ આઝાદ, રાજાજી અને પાવાગઢ, રામેશ્વર, તારંગા, મુંબઈ, આગ્રા, અને અજંટાની ગુફાઓ એમ ૧૪ જીવન ચરિત્રો ને ૭ સ્થળ દર્શન છે. બાળકોમાં પ્રિય થઇ પડેલી આ વાચનમાળાની બધી શ્રેણીઓ દરેક સ્કુલ, લાયબ્રેરી અને પોતાના બાળકોને સંસ્કાર આપવા ઇચ્છતા માબાપના ઘરમાં હોવી જ જોઇએ.

નવી ઢબનું નાટક કુંવારાં જ સારા (લેખક શ્રી. દામુભાઈ શુકલ પૃ. ૧૫૦ કિંમત રૂ. બે) પણ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદનું પ્રકાશન છે. બીન અનુભવી બાળકો પરણ્યા પછી મનમેળના અભાવે કંટાળીને કુંવારા રહેવાનું ઇચ્છી પરણ્યાનો પસ્તાવો કરતાં દેખાય છે, ત્યારે જીવનનું સાચું સત્ય કિતુભાઈ સમજાવે છે કે 'એક બીજાને અનુરૂપ થતાં શીખી જીવન જીવતાં શીખવું એ ઉત્તમ છે.' આજના જુવાનોને શીખવા જેવી આ વાત છે. નાટક હાસ્ય પ્રધાન હોવાથી સુવાચ્ય છે ને તખ્તા લાયક પણ છે.

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ નવમું : ચૈત્ર ૨૦૦૪ : એપ્રિલ ૧૯૪૮ : અંક ૬ ઠ્ઠો

# ભારત માતા

શ્રી. રાજગોપાલાચારી

*

જ્યારે આપણે કન્યાઓને સમૂહમાં સાથે મળેલી જોઈએ છીએ ત્યારે આપણે ભારતમાતાનાં દર્શન કરીએ છીએ. ભારતમાતાને આપણે ઉપાસીએ છીએ, તે જે કન્યાઓને આપણે ઉછેરીએ છીએ તેનું સમીકરણ છે. જ્યારે તમે નાની કન્યાને અપમાનો છો ત્યારે તમે ભારતમાતાને અપમાનો છો. જો તમે તમારી બાલકન્યાની ઉપેક્ષા કરો છો તો તમે ભારતમાતાની ઉપેક્ષા કરો છો. કન્યાઓને આપણે જે ઈનામો આપીએ છીએ તે એમની ભક્તિ છે.

કન્યાઓ, તમે સુખી અને આનંદી બનો, અને શાળાનો સદુપયોગ કરો એવું હું ઈચ્છું છું. જ્યારે જ્યારે બની શકે ત્યારે તમારે હસવું જોઈએ, તમારા સૌંદર્યમાં અને ચારિત્ર્યમાં વૃદ્ધિ કરી શકશો. પાઉડર અને એવા સાધનો છોડી તમારા પોતાના હાસ્યની મદદ લેતાં થજો. જો આનંદી વદન હોય અને તમે શાંત સ્વભાવ કેળવો, તે સાથે બને ત્યારે હાસ્યને ઉમેરો, તો તમારું સૌંદર્ય વધારી શકશો. આ બાબતના નિષ્ણાત માનવી તરીકે મારી સલાહ તમે સ્વીકારજો. સૌંદર્ય એ મનની ક્રિયા છેઃ શરીરનો બાહ્ય દેખાવ નહિ.

કોણ જાણે કયા પ્રકારનું દુઃખ હતું! અને એ તો ખુદ ડૉક્ટરો માટે પણ મતભેદનો વિષય હતો. ગમે તે હો, પણ દર્દીનો મંદવાડ લંબાએ જતો હતો. એક પછી એક એમ ચાર, છ, આઠ ને એમ કરતાં કરતાં બાર બાર માસ પણ પૂરા થઈ ગયા, છતાં ય સુધરવાની આશા—અરે ક્ષિતિજમાં ય નહોતી દેખાતી!

ડૉક્ટરોની કાળજી પણ કંઈક ઓછી થવા લાગી. નર્સ અને વૉર્ડ બૉય વગેરે પણ આ કમનસીબ દર્દી તરફ બેદરકાર બન્યાં. અને આ બધું ઓછું હોય તેમ દર્દીનો પતિ પણ મિનિટમાંથી કલાક ને કલાકમાંથી દિવસ —અરે છેલ્લે છેલ્લે તો આખું અઠવાડિયું જ પાડવા લાગ્યો—છોડવા લાગ્યો!

નવાઈની વાત તો એ હતી કે આ લોકનું એકનું એક સંતાન એક વર્ષની છોકરી દિવસે દિવસે મોટી થવાને બદલે નાની થતી જતી હતી! એમ જ ગણાય ને? નહિ તો હૉસ્પીટલના શરૂઆતના દિવસોમાં એ છોકરી નોકર પાસે રહી શકતી હતી જ્યારે દોઢ—બે વર્ષ પછી મિ. પાટણકરના શબ્દોમાં જ 'શું કરૂં ડિયર! માલીનિ મને છોડતી જ નથી. તને ભૂલાવવા ગયો ત્યારે એ મને વળગી છે!... આઠ દિવસ જતાં આજે એને છોડીને અહીં આવી શકયો છું... તારી પાસે તો એને હવે કોઈ પણ વાર નથી લાવવી. ગએ વખતે લઈ આવ્યા પછી એણે મને કેટલો ત્રાસ આપ્યો છે એ તો એક હું જ જાણું છું...' તો કોઈ વાર મિ. પાટણકરના અહીં આવવા આડે માલનિનો મંદવાડ પણ લાંબા દિવસો સુધી નડી જતો!

પરંતુ મિસિસ પાટણકર કંઈ અબુધ સ્ત્રી ન હતી. એણે ય કૉલેજ જોઈ હતી ને સાઈકૉલૉજી તો એનો પ્યારો વિષય હતો. પણ આ બધાં ય કરતાં પતિના અંતરની એ એકનંબરની પારખુ હતી. પતિના બહાનાં સામે એ દલિલ કરી શકે એમ હતું, પણ બીજી બાજુ એ જાણતી હતી કે જ્યાં પોતાનો પ્રેમ કાંઈ નથી કરી શકતો—પાછો હટી રહ્યો છે, ત્યાં દલીલ અને બીજા ઉપાયો માત્ર 'ફાંફાં'જ છે! પતિને એણે પોતાથી જ દલિલ કરી: 'જોતી નથી તું એની આંખો અને ચહેરો? એ તારી પાસે આવે છે તે પણ જાણે ગુનેગારની જેમ. એના અવાજમાં પણ પહેલાંના જેવો પ્યાર ને નિખાલસતા છે જ ક્યાં?'

અને ખૂબીની વાત તો એ છે કે બધું જાણવા સમજવા છતાં ય પતિને જીતવા—પાછો વાળવા એ પોતાના દર્દને—બિમારીને પણ અવગણવા માંડી. પતિ આવતા ત્યારે એ હસવાનો પ્રયત્ન કરતી, કહેતી પણ ખરીઃ 'હવે મને ઠીક લાગે છે...મહિના એકમાં તો હું ઘેર પાછી આવી જઈશ.'

અને આ સાંભળી પતિ, મહા પ્રયત્ન કરીને આનંદ, બલકે પરમાનંદ વ્યક્ત કરવા જતો, પણ ત્યાં હાસ્ય, સ્નેહ ને આનંદ બધું ય બનાવટી હોય ત્યાં પરખાયા વગર રહે!

થોડાક જ દિવસોમાં પત્નીનો ડર સાચો પડવા લાગ્યો. એક દિવસ પતિ સાથે એક વૃદ્ધ બાઈને જોતાં જ એને લાગ્યું કે એ એની સાસુ છે. પતિના શબ્દોએ પૂરેપૂરી ખાત્રી કરાવી આપી.

'ડિયર! તને બિમાર સાંભળીને માતુશ્રી ગામથી તને મળવા આવ્યાં છે!'

'ડિયર' શબ્દને પેલી વૃદ્ધ બાઈ તો સમજી શકે એમ હતું જ નહિ, પણ જે સમજતી હતી એ પત્નીને પણ આજ એ શબ્દ સાકરનો નહિ પણ હળાહળ સોમલનો જ ગાંગડો લાગ્યો! એ સમજી ગઈ કે અમારાં સ્નેહ—લગ્ન સામે વિરોધ દર્શાવી—નકત વર્ષોથી ત્રણ ત્રણ વર્ષ સુધી જરા સરખું પણ નમતું ન આપનાર સાસુ, મારી ખબર પૂછવા નથી આવ્યાં પણ જોવા—નિરખવા આવ્યાં છે કે,

પોતાના એકના એક દિકરાને પડાવી લઇ જનાર. ચંડાલણી હજુ કેટલાક દિવસ કાઢે (જીવે) એમ છે! .

અને એ તો સાસુના ચઢેલા કઠોર મોં ઉપરથી, 'કેમ છો!' એ શબ્દો ઉચ્ચારતાં આવેલા કઠોર અવાજ ઉપરથી દિવા સરખું. દેખાઇ આવતું હતું. પણ પત્નીને એ બદલ કંઈ ખાસ દુઃખ નહતું થતું. દુઃખ તો થતું હતું પોતાના પતિ ઉપર. 'આ પોત એણે કાઢ્યું ક્યાંથી? લગ્ન પહેલાં-પેલા સંવનનના દિવસોમાં આમાંનું જરાક. પણ જોવા મળ્યું હોત!અરે લગ્ન દરમિયાનનાં આ ત્રણ વર્ષમાં પરખાયું હોત તોય-'

. એ લોકોના ગયા પછી દદ્ દદ્ કરતાં ખરી રહેલાં પેલાં આંસુ જ કહી રહ્યાં હતાં: 'અત્યારની નિરાધારતા ને દીનતા તો ન વેઠવી પડત!' પોતે ભણેલી ગણેલી હતી, એટલું જ નહિ, પણ હિંમતવાન હતી, સ્વમાન કેવી રીતે સાચવવું એ સારી પેઠે જાણતી હતી, પતિથી અલગ થવું કે ગુજરાન કમાવું એ એને માટે કંઇ મોટીવાત ન હતી.

આ પછી પતિએ માલીનિને ઉછેરવા માટેની મુશ્કેલી તથા પોતાનાં સંબંધીઓની 'જંગલી'-હદ્ વગેરેની તૂટક તૂટક વાત કરવા માંડી. ઓછું હોય તેમ પેલાં કહેવાતાં દુઃખભર્યાં અને અટૂલા જીવનની રૂપરેખાઓ દોરાવા લાગી...

અને નર્યો ફરેબની ગુંથવામાં આવતી એ જાળ એટલી બધી દુઃખકર થઈ પડી કે મિસિસ પાટણકરે ભારે શ્વાસ નીચે હૈયાને દબાવી અને તેટલી શાન્તિથી પેલાં કોમન મિત્રોની હાજરીમાં જ પતિને કહી દીધુંઃ

'તમારાં માતુશ્રી તથા મિત્રોની ખાતર પણ તમારે બીજું લગ્ન કરી લેવું જોઇએ. મારા સાજા થવાની આશા ઓછી જ છે ને સાજી થઇશ તો પણ તમારી પત્ની રહીને હું સુખ આપી શકું એમ તો નથી જ.' પાસુ ફેરવતાં ઉમેર્યુંઃ 'જો જીવતી રહીશ તો માલીનિ મારી રહેશે, મરી ગઈ તો!...

આથી વધારે એ બોલી જ ન શકી અને પેલા લોકોને પણ વધારેની શી જરૂર જ હતી?

અને, એ વખતે દશ વર્ષ ઉપર તૂટેલી પેલી આંસુની ધાર જાણે એના અનુસંધાનમાં જ હોય તેમ આજ-વળી પાછી ચાલુ થઈ રહી.

પણ તે બે-પાંચ પળ માટે જ. છઠ્ઠી પળે તો-જેમ એ વખતે આ સ્વમાની સ્રી પોતાની દિકરી માટે બાકીના બે જ મહિનામાં બબ્બે વર્ષની બિમારીને ખંખેરી નાખી ખડી થઈ ગઈ હતી એ જ પ્રમાણે અત્યારે પણ એણે આ અર્થ વિહોણી લાગણીને મારી હઠાવી.

આંસુ સાફ કરતાં એ પોતાની નિર્બળતા ઉપર સહેજ હસી, બહાર ઊભેલા દરવાનને કહ્યું: 'બારુસિંહ, Let him come (એને આવવા દો)'

પરંતુ બારુસિંહના ગયા પછી વળી પાછી સિસ્ટર સુમેની આંખ ભરાઈ આવી. કોણ જાણે કે એને પેલો સ્નેહ યાદ આવ્યો કે પછી એકલતા યા અસહાયતા પણ આજે પ્રસંગ મળતાં ડંખ દઈ રહી હોય અથવા તો આ ફરી વારનાં આંસુનું કારણ પોતાની પુત્રી માલીનિના મૃત્યુની યાદ પણ હોય...

મંદવાડનો ખાટલો છોડયા પછી પહેલું કામ એણે નામ બદલવાનું કર્યું. એટલે કે 'મિસિસ પાટણકર' ને બદલે પોતાનું અસલ નામ 'મિસ સુલે' ધારણ કર્યું. માત્ર નામ જ પલટી નાખ્યું. આજે તે યત્ન કે બહારથી જ માત્ર-બલકે મન વચન અને કર્મ પણ લગભગ પલટાઈ ચૂકયાં હતાં.

બન્યું પણ એવું જ હતું ને? જે માણસે પોતાને પ્રાણથી પણ અધિક ચાહી હતી, જેના સ્નેહને લઇને પોતે માબાપ સરખાં ભાઈ ભોજાઇની ઉપરવટ થઇને પણ લગ્ન કર્યાં

હતાં એ જ માણસ માત્ર બે વર્ષના મંદવા- ડથી કંટાળી એ જ સ્નેહના વાઘા બીજીને પહેરાવે—અને તેય પોતાને દેખતે ઊજે! એવા સંસાર ઉપર વૈરાગ્ય આવવા સિવાય મિસ સુલે જેવી સુશિક્ષિત સ્ત્રીના પરિવર્તનમાં બીજું બને પણ શું?

જે દિવસે એણે પતિને બીજું લગ્ન કર- વાની 'સલાહ' આપી તે જ દિવસથી સબં- ધની ગાંઠ પણ જાણે છોડી નાખી.

લગ્ન પછી એક દિવસ મળવા આવેલા પતિ ઉપર એને એવો તો ગુસ્સો આવ્યો કે શું નું શું કરી નાખે. મહા મુસીબતે સંયમ જાળવ્યો, પણ તો ય જીભ તો સંયમમાંથી છટકી જ ગઈ. કોટ પાસે ખુરસી લાવી બેસવા જતા પાટણકરને એણે તિરસ્કાર સાથે પરખાવી કાઢયું: 'મને મળવા 'આવતાં તમને તો શરમ નહિ આવતી હોય, પણ મને આવે છે! મહેરબાની કરીને આવ્યા એ રસ્તે પાછા જ ફરી જાઓ. મારા સમાચાર પૂછવાનો આજથી તમને કંઈ હક્ક જ નથી!' અને રૂદનભર્યું મોં બાજુમાં ફેરવી લેતાં ઉમેર્યું: 'મોં જોવા દેખાડવાનો આજથી કોઈ દિવસ ભૂલેચૂકે ય વિચાર સરખો ન કરતા!'

પાટણકર એવો તો છોભીલો પડી ગયો કે શું બોલવું એની બે-પાંચ પળ સુધી એને સમજ જ ન પડી. મહાસુસીબતે પ્રયત્ન કર્યો: 'પણ...પણ...હું તો તને બોલવા પૈસા—'

'કંઈ જરૂર નથી.' મિસ સુલેએ જાણે કે રાડ પાડી. આ સાથે રૂદન પણ છતું થઇ ગયું...પણ તે ય ગણીગાંઠી પળો પૂરતું જ... સ્વાસ્થ્ય મેળવી લેતાં એણે શાન્તિ ધારણ કરી. છતાં ય પાટણકર સામે તો એણે ન જ જોયું. શબ્દો ઉચાર્યા તે પણ બીજી દિશામાં જોઈને જ: 'મારી બેંકની ચોપડી કોઈની સાથે મોકલાવી આપશો તો ઉપકાર...અને વળી પાછું પાશાણવત ઉભેલાને યાદ દેવડાવ્યું.

'મહેરબાની કરીને હવે તમે ચાલ્યા જાઓ તો સારૂં.'

પાટણકરને જવું જ પડયું.

એ વખતનો આઘાત એવો તો જબરો હતો કે એમાંથી મૃત્યુ જ પરિણમે. પણ મિસ સુલે એમ હારી ખાય એવી બાઈ ન હતી. ઉપરાંત પોતાના ફરજંદ પ્રત્યેની ફરજ પણ એને એમ કરતાં રોકે એમ હતું...ને બે જ મહિનામાં એણે મંદવાડને મારી હઠાવ્યો, એટલું જ નહિ, બાકીનું જીવન પણ આ હોસ્પી- ટલમાંના સમદુઃખીઓને અર્પણ કરવાનો નિર્ધાર કર્યો. એ પ્રમાણે એને નોકરી મળી ગઈ. આ પછી હોસ્પીટલના માણસ સાથે કાગળ લખીને દિકરીને પણ તેડી મંગાવી.

બહાનું મળતાં વળી પાછો પાટણકર પુત્રીને મૂકવા આવી ચઢયો. પણ એ વખત તો મિસ સુલેએ એની સાથે વાત પણ ન કરી—અરે જોયું સુદ્ધાં નહિ. એ તો પુત્રીને આંગળીએ વળગાડી ચાલતી થઇ હોસ્પીટલના પાછલા ભાગમાં આવેલા પોતાના બ્લોક તરફ.

અને આ પછી તો મિસ સુલેને પોતાનું આ આઝાદ જીવન પરિણીત જીવન કરતાં ય વધારે સુખકર લાગવા માંડ્યું. હોસ્પીટલના રસોડામાંથી તૈયાર રસોઈ આવતી હોવાથી નોકરી સિવાયનો સમય એ પુત્રી સાથે રમત ગમત કરવામાં અને ફરવા જવામાં વિતાવતી. મિસ સુલેના એ દિવસો ખરેખરે સોનેરી દિવસો હતા. અને તેથી જ વિધાતાને ય અદે- ખાઈ આવી હશે. ત્રીજે વરસે તો પુત્રીને 'મેનીનજાઈટીસ' લાગુ પડયો. અઠ્ઠયા ગોઠ્યા કલાકોમાં જ—ફૂલના દડાની જેમ અહરનીસ નાચ્યા કુદયા કરતી પુત્રીનો દેહ લાકડા સરખો બની ગયો!...

મિસ સુલેનો બ્લોક—અરે હૈયું પણ સુમ- સામ બની ગયું! થોડાક દિવસ તો એ સમ- ભગ પાગલ અવસ્થામાં જ રહી...ત્યાં તો

વળી પેલા આત્માએ એને ભાન કરાવ્યું ને વળી એ જાગૃત થઈ.

અને પછી હોસ્પીટલના કામમાં એ એટલી બધી રત થઈ ગઈ કે—

અત્યારે એ હેડ સિસ્ટરનો હોદ્દો ધરાવે છે, એટલું જ નહિ, પણ હોસ્પીટલનું રસોડું, નોકર ચાકર ઉપરની દેખરેખ વગેરે ત્રણ–ચાર ખાતાં પણ એના હાથમાં છે. હોસ્પીટલના મેનેજીંગ બોર્ડ ઉપર પણ એની સારી છાપ છે–ત્યાં સુધી કે આ ધર્માદા દવાખાનાની કોઈને ય દાઝ હોય તો એક સિસ્ટર સુલેને જ છે. આખું ય બોર્ડ જાણે છે અને સમજે છે. એની સત્યનિષ્ઠા અને કાર્યદક્ષતા માટે લગભગ બધાયને માન છે અને સિસ્ટર સુલેની ફરિયાદ પર તરત જ ધ્યાન અપાય છે.

મેનેજીંગ બોર્ડ એકલું જ નહિ, હોસ્પીટલના હોદ્દેદારો પણ એને માને છે ને દરેક નાની મોટી બાબતમાં એની સલાહ લે છે,—જ્યારે ત્રીજા વર્ગનો નોકર સમુદાય તો સિસ્ટર સુલેને એક મોટી ઓથ જ સમજે છે. અરે દર્દીઓ પણ સિસ્ટર સુલેના સ્નેહભર્યાં શબ્દો માટે—માનો કે ટળવળે છે !...

અને કેમ ન ટળવળે ! બબ્બે વર્ષ ખાટલામાં રહેલી સિસ્ટર સુલે સારી પેઠે સમજે છે કે દર્દીને જો ખાસ જરૂર હોય તો તે દિલની-દિલાસાની ! અને તેથી જ એ સવાર સાંજ બેઉ વખત દરેક વૉર્ડમાં આંટો મારે છે, દરેકને સમાચાર પૂછે છે ને સાન્ત્વન તથા હિંમત આપે છે ને ?...

ટૂંકમાં સિસ્ટર સુલેનું જીવન અને આ હોસ્પીટલ એકમેકમાં એવાં ગુંથાઈ ગયાં છે કે સિસ્ટર સુલે વગર હોસ્પીટલ સુની થઈ પડે ને હોસ્પીટલ વગર સિસ્ટર સુલેનું જીવન સુમસામ થઇ રહે ! એ હોસ્પીટલનાં દર્દીઓનો દિલાસો છે, તો હોસ્પીટલના–દર્દીઓની સેવા એ ખૂદ એનો દિલાસો છે. કોઈ વાર હેતું ખોલતાં એ કહે છે પણ ખરીઃ 'આપણા...શેઠે એમના પુત્રની યાદમાં આ હોસ્પીટલ બંધાવી છે તો મેં મારી પુત્રીની યાદમાં–મારા જેવી પાસે બીજું તો શું હોય એટલે આજીવન દર્દીઓની સેવામાં આ દેહ જ અર્પણ કરી છે.'

અને એમ જ હતું. બહારની દુનિયા સાથે જાણે બધી ય જાતનો સબંધ તોડી નાખ્યો હોય એમ જ લાગતું. હા એક એની જુની દોસ્ત એને મળવા અવાર નવાર આવતી એ ખરૂં. અને એ વખતે બહારના જગતની વાત થતી હોય એ માફ; બાકી તો અહરનીશ હોસ્પીટલનું કામ ને એ જ ધમાલ. અલબત્ત કોઈક વાર મૃત પુત્રીની યાદ એને સતાવી જાય છે; તેમાં ય આજ તો સવિશેષ, કારણ કે પુત્રીના મૃત્યુ સમાચાર આપતા પત્રમાં એણે પાટણકરને વિનંતી કરી હતી કે એ ખરખરો કરવા પણ ન આવે.

ને તેથી જ પાટણકરનું આગમન ને પુત્રીની યાદ એકબીજામાં એવાં મળી ગયાં કે જાણે પુત્રીનું મૃત્યુ આજે જ થયું હોય ને એ અભાગિ પુત્રીનો પિતા એના અનુસંધાનમાં–ખરખરો કરવા જ ન આવી રહ્યો હોય !...

પાટણકરને દૂરથી આવતો જોઈ સિસ્ટર સુલેએ લાગણીને મારી હઠાવતાં હૈયાને વજ્રનું બનાવી લીધું. આંસુ સાફ કરી નાખતાં એ ઉઠી, વોર્ડમાં આંટો મારવા ચાલતી થઇ.

દસેક મિનિટ પછી પાછી ફરી ત્યારે પાટણકર એના ટેબલ સામે બેઠો હતો. એને જોતાં જ પાટણકરથી હાથ જોડાઈ ગયા, ગુડ ઈવનીંગને બદલે અનયાસે જ બોલી પડાયુંઃ ' જય જય !'

પળભરમાં એક નજરમાં સિસ્ટર સુલેએ જોઇ લીધું કે એ પહેલાંના કરતાં ઘણો જ નખાઇ ગયો છે, 'જાણે કે પેટ ભરીને ખાવાનું પણ ન મલતું હોય !' આ વિચાર સાથે જ એનો જીવ ખણખણી ઉઠ્યો...

પણ જ્યારે એણે પોતાની ખુરશી પર સ્થાન લીધું ત્યારે તો એ લગભગ સ્વસ્થ જ હતી. જાણે કોઈ દર્દિનો સંબંધી દર્દિને દાખલ કરવા ને કેસ કઢાવવા આવ્યો હોય એ રીતે જ એણે શરૂઆત કરી:

'બોલો શું કામ છે?' આ સાથે જ એણે બાજુમાં પડેલી એક નોટબુક લીધી, ઉઘાડીને સ્ટાફની પાળી (shift) બદલવા ઉપર વિચારી રહી.

ખરી રીતે તો બીજી બાજુએ વળેલી સિસ્ટર સુલેની નજરથી પાટણકરને પણ થોડીક રાહત મળી. ક્ષોભને હાસ્ય આડે છુપાવવાના પ્રયત્ન સાથે લોચા વાળવા લાગ્યો: 'અમસ્થો જ. આ તરફ થઈને જતો હતો ત્યારે...હોણુ જાણે કેમ... દિલને બસ એમ જ થયું કે આજ તમને મળું.'

એમ તો કેમ જ કહી શકે કે છેલ્લા દશ પંદર દિવસથી હોસ્પીટલના દરવાજા સુધી આવી આવીને પાછો જાઉં છું. છેવટે આજ તો હિંમત કરી જ નાખી!

જાણે આગળ પાછળના લખાણમાં કંઈ જોતી હોય તેમ આમાં અવળાં પાનાં ફેરવી રહેલી મિસ સુલેએ માત્ર હકાર જ ભણ્યો: 'હં.'

મિસ સુલેના મૌને પાટણકરની મૂંઝવણને વળી વધારી, ને તેથી જ એણે આ 'આવી ચઢવાની' વાતને જ આગળ ચલાવે રાખી: 'મળવાનું મન તો ક્યારનું ય હતું, પણ'—અને હસવાના પ્રયત્ન સાથે કહી જ નાખ્યું: 'સાચું કહું છું, તને મોં દેખાડવાની હિંમત જ ન હતી ચાલતી!'

પાટણકરના શબ્દમાં રહેલી આત્મિયતાએ અને અવાજમાંની નિખાલસતાએ મિસ સુલેને કંઈક વિહ્વળ બનાવી, ને તેથી જ એણે આ મુલાકાતને અંત તરફ ધકેલવા માંડીને! 'એ તો સમજી પણ તમારે—આ સિવાય બીજું કંઈ કામ તો નથી જ ને!'

અને—હાય રે નસીબ! જે શબ્દો અંત લાવવા ઉચ્ચાર્યા હતા એ જ શબ્દો, શરૂઆત કરવા માટે પાટણકરને મદદરૂપ થઈ રહ્યા!

'કામ તો ખહુ બધું છે પણ—' અને મિસ સુલેની ઢળેલી આંખો સામે નજર માંડતાં સ્નેહપૂર્ણ અવાજે પૂછ્યું: 'હજુય તને મારા ઉપર તિરસ્કાર છે!...તને ખબર હોય એમ નથી લાગતું, સુલે! નહિ તો—મને ખાત્રી છે કે તું મારા જેવા દુઃખી માણસ તરફ આ રીતે તો ન જ વર્તે!'

મિસ સુલે એટલું તો સમજી ગઇ કે પાટણકર કોઇકે કરેલી ભૂલ બદલ પસ્તાઈ રહ્યો છે, અને એ તો એના અંતરમાંથી સીધો વહી આવતો અવાજ ચોકખું કહી રહ્યો હતો, પણ બીજી બાજુ એ અવાજની જ રામાયણ પણ હતી ને!...અને જાણે હૈયા ઉપર ઉતરતા કોઇક જાદુને મહા પ્રયત્ન કરી જુઠો ન પાડતી હોય તેમ બોલી ઉઠી: 'અને, મારૂં દુઃખ જ એવડું છે કે બીજાનાં દુઃખ જાણવાની મુંજાયશ જ નથી.' અને જાણે ઉઠવાની તૈયારી કરતી હોય તેમ પેલી નોટબુક અને બીજાં કાગળિયાં ભેગાં કરતાં ઉમેર્યું: 'સૌ સૌને લાગ્યાં પોતે જ ભોગવવાનાં છે!'

પણ પાટણકર હજુ ય એની ધૂનમાં જ હતો. દયાર્દ્ર નજરે સુલે સામે જોઇ પૂછ્યું: 'પ્રાયશ્ચિત કર્યે ય પાપની માફી નહિ મળતી હોય સુલે?'

મગજ અને હૈયાં વચ્ચે મહામુસિબતે જાળવી રાખેલી ધારણ એક તરફ—હૈયાં તરફ નમતી લાગી. એ અકળાઇ રહી. આ સાથે જ ખડી થઇ અને એક મહા પ્રયત્ન કરી હૈયાંને હાર આપવા—એ અવાજને ઢાંકી દેવા હોય તેમ બોલી ઉઠી: 'ના! હું જાણું છું કે ક્ષમા એટલે—' અને બાકીનું જાણે આંખો વડે જ કહેતી હોય તેમ એણે પાટણકર તરફ નજર નાખી...ક્ષણેક પછી સ્વગત બોલતી હોય તેમ ઉમેર્યું: 'કુદરતી માણસની જાળમાંથી એક જ વાર ખુદા બચાવે છે. પછી તો—' આ સાથે જ

એણે પગ ઉપાડયો; સાથે વાક્ય અને વાત પણ બદલી નાખી; 'માફ કરજે મારે બીજું ઘણું કામ છે.'

'અરે પણ!' પાટણકર સફાળો ઉભો થઇ ગયો. મિસ સુલેના માર્ગ આડે ઉભતાં નવાઇ સાથે પૂછ્યું: 'તો શું તને ખબર છે કે...કે...'

ત્યાં તો સુલેએ જ કહી નાખ્યું: 'કે બે માસથી આપનાં બે અભાગિ બાળક હંમેશને માટે નમાયાં થઇ રહ્યાં છે! ને આપ'–

પાટણકર વચ્ચે જ બોલી ઉઠયો: 'હું તો છુટયો છું સુલે! ખરેખર કહું છું–' એનો અવાજ ગળગળો થઈ ઉઠયો: 'લગ્ન પછીના થોડાક જ દિવસમાં હું એનાથી–'

'એની પણ મને ખબર છે!' મિસ સુલેના ચહેરા પર સમસંવેદનની રેખાઓ તરવરી રહી, જ્યારે આંખોમાંથી તો જાણે પાટણકર ઉપર નર્યાં લાગણી અને દયા જ વર્ષિ રહ્યાં હતાં.

પણ તે ય ક્ષણ માટે જ. બીજી ક્ષણે તો એ ભાનમાં આવી ને ભાન આવતાં ભડકી ઉઠી. લાગવો જ પગ ઉપાડયો.

પણ આ વખત પાટણકરે ન તો માર્ગ રોકયો કે ન રોકી શબ્દોથી ય. એક ભારે શ્વાસ લેતાં સ્વગત બોલતો હોય તેમ એટલું બબડયો: 'સાચી વાત છે! જગતમાં મારે માટે દિલાસા સરખું પણ નથી રહ્યું!'

આ સાંભળીને હોય કે ગમે તેમ–મિસ સુલે ઓસરીને છેડે જતાં થંભી ગઇ. પાછી ફરી: 'ચાલો તમે કહેવા આવ્યા છો તો કહી જ નાખો. બોલો શું કહેવું છે?'

'કહેવાનું તો ઘણું ય છે, સુલે, પણ–' અને એણે સુલેની નજરમાં નજર પરોવતાં સ્નેહભર્યો આછા હાસ્ય સાથે સવાલ કર્યો: 'સાચું કે'જે! તું તારા દિલને ય નથી છેતરી રહી!'

'ના.' કહેતાં જ સુલેએ પોતાની આંખો

## મહાન ખેલાડી



ગાંધીજી

સામાન્ય જનતામાં એવો ખ્યાલ છે કે રમતગમતના ક્ષેત્રમાં મહાત્મા ગાંધીજી કદી ન પડતા અને તેમને રમતોમાં જરાય રસ ન હતો. હું તેમને લગભગ છેલ્લા ત્રણ દશકાથી ઓળખું છું. હું તમને કહી દઉં કે મહાત્માજીને બધી બાબતોની જરૂરી એકતાની ખબર હતી. વસ્તુતઃ તેમનું આખુંય જીવન રમત–ગમતોમાંની એક રમત જેવું હતું.

જેમ એક કલબના સભ્યો બીજી કલબના સભ્યો સામે મેચ ગોઠવે અને રમે તેવી રીત તેઓએ બ્રિટિશોની સામે મેચ રમ્યા હતા. આ મેચ તેઓ દ્વેષ વિના રમ્યા. તેમાં દરેક તબક્કે ખેલદીલી હતી. ગાંધીજીની લડતોમાં અસત્ય કે ચોરી છૂપી નહોતી. તેમાં હિંસાને સ્થાન જ નહોતું.

ખરા ખેલાડીનું એ લક્ષણ છે કે જ્યારે તેની સમક્ષ કોઇ મુદ્દો રજુ કરવામાં આવે ત્યારે તે અસત્ય બોલતો નથી. રમત ગમતના ક્ષેત્રમાં પણ સભ્યતા અને અહિંસા અવસ્ય હોવાં જ જોઇએ. તમારી અને મહાત્મા ગાંધીજીની વચ્ચે આ એક સામાન્ય ભૂમિકા છે. મહાત્માજીના દુઃખદ અવસાનથી આપણે એક મહાન ખેલાડી–સ્પોર્ટસમેન ગુમાવ્યો છે.

—શ્રી રાજગોપાલાચારી



પગની શોભા

ખસેડી લીધી. એના ચહેરા પરની કઠોરતા પરખાઈ આવતી હતી.

'તું ગમે તેમ કહે, બાકી મને તો–તેમાંય આજ તો પૂરેપૂરી ખાત્રી થઈ ચૂકી છે કે–' એ અટકી ગયો.

જ્યારે સુશે સવાલ કર્યો વગર ન રહી શકી, ' કે ?'

' કે તું મને ભલે તરછોડીશ, પણ મારી માગણીને–પેલાં બે બાળકોની ખાતર પણ તું–

'ખોટી વાત છે. એમ કહીને તમે મને ફરીથી જાળમાં ફસાવવા માગો છો. હું બધું ય જાણું છું પણ–' અને એણે ગૌરવભરી નજરે પાટણકર તરફ જોયું : ' તમને ખબર છે ? જેમ દશ વર્ષ ઉપર જીવનસાથીના ઓરતાને દફનાવી દીધા હતા તેમ બાળક પ્રત્યેના આકર્ષણને ય માલિનિના મૃત્યુ સાથે ખાખ કરી દીધુ છે. સાથે સાથે અને ગળું સાફ કરતાં ઉમેર્યું': 'આપણા સંબંધની યાદ પણ તે દિવસથી–' એનો અવાજ ગદ્દગદ્દ થઈ રહ્યો.

પાટણકર વચ્ચે જ બોલ્યો: 'ખોટી વાત છે સુશે ! તું કે હું, આપણા સહવાસનાં પેલાં બે–પાંચ વર્ષ આ જીવન તો નહિ જ ભૂલી શકીએ ! ' એનો અવાજ પણ ઢીલો પડી ગયો હતો. 'ને તેથી જ પૂછું છું કે શું ફરીથી એ સ્વર્ગ આપણે ફરીથી—'

'નહિ નહિ. એ વાત જ–તમે મને એમ કરીને ફસાવ્યા—પણ...ઘડી ઘડી...એ તો સ્વપ્ન ય નહિ...એ આશા જ...!' અને આમ બેભાનમાં હોય તેમ બોલતી બબડતી સુશે જાણે કોઈ આગ વચ્ચેથી ભાગી છુટતી હોય તેમ ચાલતી થઈ.

પણ હાય રે માનવી ! કરૂણતાની વાત એ હતી કે પેલી આગ તો ખૂદ એના અંતરમાં જ લાગી હતી !

અને, ' વિચાર કરજે સુશે !-બે દિવસ પછી હું વળી મળીશ.' આવા પાટણકરના શબ્દો સાંભળીને તો એને સમજ જ ન પડી. ' હા ' કહેવું યા ' ના ', પાટણકરને-બે ચાર ચોપડાની દેવી યા-અરે ટપોટપ કરતાં ખરી રહેલાં પેલાં આંસુની પણ એને સમજ ન હતી કે એ તો રોષનાં હતાં યા—

# માતૃસંઘોની



# આવશ્યકતા

લેખક :
શ્રી. હરભાઈ ત્રિવેદી

*

સમાજમાં આજે જે પ્રકારનાં માનવી જોવામાં આવે છે તે માટે સૌથી કોઈ વધારે જવાબદાર હોય તો તે માતા છે. ભયભીત મનોદશાવાળા અથવા તો અલ્પતાનુભવથી પીડાતા માણસોથી માંડીને ચોરી કે શઠતા કરનારા વિકૃત મનોદશાવાળા માણસો સુધી હરેક પ્રકારના વિષમધારણ માનવીની જનેતા ઘણા મોટા પ્રમાણમાં એની માતા જ હોય છે. આજદિવસ સુધી આપણે આપણું તમામ લક્ષ બાળકની અને કુમારની શાળામાં-અપાતી કેળવણી તરફ રાખ્યું છે. બાળકના ઘડનાર માટે શિક્ષણ સંસ્થાઓને આપણે ઘણું વધારે મહત્ત્વ આપ્યું છે. આ બધું આવશ્યક છે; પરંતુ એથીયે વધુ આવશ્યક ખૂદ માતાઓની કેળવણી છે. આજની શાળા-મહાશાળાઓ આવી કેળવણી આપવામાં સફળ નથી નીવડી. આજની કેળવણીએ તો બુદ્ધિની નકામી તાકાત વધારી છે, અને જે સમજણની અને જે

છેલ્લા થોડાએક દાયકાથી સ્ત્રીકેળવણી તરફ આપણું લક્ષ સારા પ્રમાણમાં ખેંચાયું છે. પ્રાથમિક શિક્ષણમાં અને માધ્યમિક શિક્ષણમાં અભ્યાસ કરતી કન્યાઓની સંખ્યા સારા પ્રમાણમાં વધી છે. મહવિદ્યાલયોમાં પણ અભ્યાસ કરતી કન્યાઓની સંખ્યા ઝડપભેર મોટી થવા લાગી છે. આ બધું યે હોવા છતાં કેળવણીની દિશામાં એક અત્યંત મહત્ત્વનું કાર્ય તો હજી સુધી અણઆરંભ્યું પડ્યું છે. આ કાર્ય છે માતૃત્વની કેળવણી અને બાળઉછેરનું વૈજ્ઞાનિક જ્ઞાન.

શિક્ષિત સ્ત્રીસમાજ તરફ નજર કરીએ કે અભણ સ્ત્રીસમુદાયો નિહાળીએ, તો ઉપરોક્ત બન્ને બાબતો પરત્વે એક સરખું જ અજ્ઞાન પ્રવર્તતું દેખાય છે. માતૃત્વ માટેની આવશ્યક જ્ઞાનભૂમિકા પરત્વે શિક્ષિત અને અશિક્ષિત નારી એક જ કક્ષાએ ઊભેલી દેખાય છે. બાળઉછેરની બાબતમાં તો છેક જ અજ્ઞાનમય અંધારું જોવા મળે છે. બાળકને ખોટાં લાડ લડાવતી માતા ભણેલી પણ હોય છે અને અભણ પણ હોય છે. બાળકના જન્મ પછી બાળકના શરીરને કે મનને કેળવવા માટે કેવાં પગલાં લેવાં જોઈએ તે સંબંધે શિક્ષિત અને અશિક્ષિત માતાઓ એક જ સરખું અજ્ઞાન ધરાવતી માલૂમ પડે છે. બાળકને ભયભીત બનાવવાનો ગુનો જે પ્રમાણમાં અભણ માતા કરતી હોય છે, તેટલા જ પ્રમાણમાં ભણેલી માતા પણ કરતી હોય છે. બાળકને પરાવલંબી બનાવવાનું કાર્ય બંને પ્રકારની માતાઓ એક સરખી રીતે જ કરે છે. મહાવિદ્યાલયની કેળવણી પામેલી માતા બાળકને શારીરિક સજા કરવામાં કે મેણાંટોણાં મારવામાં કશું જ અજુગતું સમજતી નથી. શિક્ષિત અને અશિક્ષિત બન્ને પ્રકારની માતાઓ આ રીતે આજે એક જ વહાણમાં મુસાફરી કરી રહેલી છે.

## વિજય પ્રસ્થાન

એણે કીધું વિજય પ્રસ્થાન;
એ તો ચાલ્યો બેસી વિમાનઃ એણે૦

નવભારતનો ઇતિહાસ ઘડ્યો કૈં, આપી નવસંદેશ;
ભારતી–બંધન એણે છોડાવ્યાં, સ્વતંત્ર કીધો દેશ.
જેણે કીધાં પ્રજા કલ્યાણઃ એણે૦

ધર્મ ધ્વજા ફરકાવી કેવી, ભૂલાવવા સૌ ભેદ;
રોમ રોમમાં રમતા જેના, માનવતાના વેદ.
જેણે દીધી અમુલખ લ્હાણઃ એણે૦

જેની જોડી જડે ના ક્યાંઈ, જગત તણે ઇતિહાસ;
સ્વર્ગારોહણ થાતાં જેનું, કરુણા વ્યાપી ચોપાસ.
જેનાં દુનિયા ગાતી ગાનઃ એણે૦

ઝગમગ ઝગતી સેવાજ્યોતિ, એનાં તેજ અપાર;
સંતપુરુષનાં જીવનમાંથી, શીખીએ સૌએ સાર.
જેણે પાયાં અમૃતપાનઃ એણે૦

દીધી સંકેલી જીવનલીલા, પૂર્ણ કરી નિજ કાજ;
પ્રજા સ્મરે છે પુણ્યપુરુષ એ, આણ્યું જેણે સ્વરાજ.
જેને વિશ્વે દીધાં સન્માનઃ એણે૦

મૂળજીભાઈ પી. શાહ

શક્તિની જરૂર છે તેને અવગણી છે. શાળા–મહાશાળાઓ આ કામ શરૂ કરે ત્યાં સુધી રાહ જોઇને બેસી રહી શકાય તેમ નથી. આવી કેળવણી માટે આખા દેશમાં તત્કાળ પ્રબંધ કરી દેવો જોઇએ, નહિ તો ભાવિ પ્રજાનો દ્રોહ કર્યો ગણાશે.

અને એવો પ્રબંધ એટલે ઠેરઠેર માતૃસંઘોની સ્થાપના. આવા માતૃસંઘો દ્વારા માતૃત્વની અને બાળઉછેરની આવશ્યક કેળવણી આપવાનું કામ સહેલાઇથી હાથ ધરી શકાય તેમ છે. આવા સંઘો રવિવારના વર્ગો ચલાવી શકે, નાના મોટા પ્રદર્શનો કરી શકે, બાળઉછેરને લગતા કેળવણી સપ્તાહો યોજી શકે, જાહેર ફાનસ અને રેડિયો દ્વારા જ્ઞાનપ્રચાર સાધી શકે, અને વ્યાખ્યાનો દ્વારા તથા સાહિત્ય દ્વારા માતાઓને આવશ્યક જ્ઞાન તેમના આંગણામાં પહોંચાડી શકે. આપણો દેશ આવી પ્રવૃત્તિ કરવાને હજી સુધી ટેવાએલો નથી એ વાત સાચી છે, પરંતુ ઝડપથી આગળ વધી રહેલા જમાનામાં દેશ–ગૌરવના વિકાસ સાથે આવાં કામો હાથ ધરવાનો વખત પાકી ચૂક્યો છે. આ સમયે તો માતૃસંઘ આ જમાનાની એક અનિવાર્ય આવશ્યકતા ગણાવી જોઇએ.

અરવિંદ આશ્રમનાં નિયામક



# શ્રી માતાજી

લેખક :
શ્રી સુન્દરમ્

*

શ્રી માતાજીનું કાર્ય એવા પ્રકારનું રહ્યું છે કે સામાન્ય લોકોને કાને તેમનું નામ બહુ ઓછું પડયું છે. અને એ કુદરતી છે. જેઓ તેમના પ્રત્યક્ષ પરિચયમાં આવેલા છે તેઓ તેમને પિછાણે છે, જાણે છે, પણ તે પણ પોતાની ગ્રહણશક્તિના પ્રમાણમાં. શ્રી માતાજીએ પોતાની આંતર-સાધનાને અનુસરતાં ચેતનાની જે ઊર્ધ્વ ભૂમિકાઓ પ્રાપ્ત કરી છે, અને તે ભૂમિકાઓ પર રહીને માનવચેતના માટે, પૃથ્વીના જીવન માટે તેઓ જે કાર્ય કરી રહ્યાં છે, એ કાર્ય. અને એ ઊર્ધ્વ ભૂમિકાઓ માનવની સામાન્ય બુદ્ધિને હજી ઘણી અજ્ઞાત છે, અને તેથી ભક્તિભાવે તેમને ચરણે જઈ બેસનારાઓને પણ તેઓ ઘણાં અકલિત અને ગૂઢ જેવાં લાગે છે.

પરંતુ તેઓ અકલિત અને ગૂઢ રહે છે તે અકલિત અને ગૂઢ રહેવાને ખાતર જ નથી રહેતાં. ખરું જોતાં તો તેઓ માનવચેતના આગળ આજ લગી અકલિત અને ગૂઢ રહેલી ઘણીઘણી વસ્તુઓ પ્રગટ અને સુગમ કરવા બેઠાં છે. પરંતુ એ નવીન પ્રકાશ, નવીન આનંદ, નવીન શક્તિને પૂર્ણ રૂપે જોવા, સમજવા તથા ઝીલવા માટે હજી માનવચેતનામાં આધાર બંધાયો નથી. એ આધાર શ્રી માતાજી તૈયાર કરી રહ્યાં છે. એ ઊર્ધ્વ જ્યોતિનો સ્પર્શ તેઓ માનવચેતનાને તેની ગ્રહણશક્તિના પ્રમાણમાં આપે છે. એ સ્પર્શથી માનવની ગ્રહણશક્તિ વિકસતી જાય છે અને શ્રી માતાજી પોતાની અગમ્ય અને ગૂઢ વસ્તુઓ વધારે ને વધારે પ્રમાણમાં પ્રગટ કરતાં જાય છે, માનવચેતનામાં સ્થાપતાં જાય છે.

ઊર્ધ્વમાં ઊર્ધ્વ તત્ત્વનું, ગહનમાં ગહન તત્ત્વનું પ્રકટીકરણ, માનવ ચૈતન્ય આગળ દિવ્યતાનો આવિર્ભાવ, માનવમાં દિવ્ય ચેતનાની સ્થાપના, જગતની પ્રકૃતિનું વિજ્ઞાનમય રૂપાંતર : શ્રી માતાજીએ જે કાર્ય હાથ લીધું છે તે આ છે. એ કાર્ય તેમના દ્વારા થવાનું છે. ૧૯૨૬ માં શ્રી અરવિંદે જ્યારે પોતાનો યોગ અન્યને આપવાની શક્યતા ઊભી થયેલી જોઈ, અને એ કાર્ય તેમણે આરંભ્યું ત્યારે સાધકોની સમક્ષ શ્રી માતાજીને સ્થાપી તેઓ પૃષ્ઠભૂમિમાં ચાલ્યા ગયા. આપણે જાણીએ છીએ કે, શ્રી અરવિંદ પોતાના સમસ્ત યોગના કેન્દ્રમાં શ્રી માતાજીને મૂકે છે, ઊંડામાં ઊંડા તત્ત્વમાં તેમ જ સ્થૂલમાં સ્થૂલ વ્યવહારમાં પણ. અને એ કેટલું બધું સાચું છે તે આપણને દિવસેદિવસે વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે. શ્રી અરવિંદનો યોગ શ્રી માતાજીની આસપાસ જ રચાયો છે. તેમનો આશ્રમ પણ શ્રી માતાજીની આસપાસ જ રચાયો છે, વિકસ્યો છે અને ખીલ્યો છે. જે વિકટ અને વિરાટ

કાર્ય શ્રી અરવિંદે હાથ ધર્યું છે, માનવ ચેતનાને દિવ્યતામાં જાગૃત કરી, મનુષ્યના સર્વ વ્યવહારોને, મનુષ્યની આખી પ્રકૃતિને દિવ્યતાના નવા ઘાટમાં ઢાળવાનું, તે કાર્ય, શ્રી માતાજીએ જે રીતે અહીં આશ્રમજીવન ઉપજાવ્યું છે, અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચૈતન્યવ્યાપારથી માંડી, નિત્ય જીવનની સ્થૂલમાં સ્થૂલ વિગત સુધી તે જે રીતે માનવજીવનને સ્પર્શ આપી રહ્યાં છે એ રીતે જ શક્ય બને તેમ છે, નક્કર પાયા ઉપર મૂકી શકાય તેમ છે, એ હવે વધારે ને વધારે સ્પષ્ટ થઈ રહ્યું છે. શ્રી માતાજી વિના આ રૂપે આટલા પ્રમાણમાં યોગસાધનાનું આ મહાન પીઠ અને અનેક સાધકોમાં યોગસાધનાનો આરંભ અને પ્રગતિ શક્ય ન બનત.

શ્રી માતાજી પૅરિસમાં એક બૅન્કરના ખાનદાન કુટુંબમાં જન્મ પામ્યાં છે. એવા કુટુંબમાં જન્મનારને માટે સ્વાભાવિક હોય તેવી બધી કેળવણી પણ તેમને મળેલી: કલાપ્રવૃત્તિ અને કલાસર્જન પ્રત્યે તેમને ખાસ અભિરુચિ હતી. સંગીત, ચિત્રકળા, અભિનય વગેરેમાં તેમણે નોંધવા લાયક પ્રવીણતા પણ મેળવી હતી. જગતના સાહિત્યનો પણ તેમણે ઘણો સારો પરિચય મેળવ્યો હતો કિશોર અવસ્થાથી જ તેમનામાં આંતર અનુભૂતિઓ પ્રગટ થવા લાગેલી. અને શરૂઆતમાં ઊર્ધ્વ સત્ત્વોની તથા પાછળથી એક મહા યોગીની દોરવણી હેઠળ તેમની સાધનાનો વિકાસ થયેલો. એ પછી એમની આસપાસ સાધકોનું નાનકડું મંડળ પણ ભેગું થયું હતું. એ કાળની તેમની પ્રવૃત્તિ નાનાનાના લેખો તથા વાર્તાલાપોમાં કંઈક સંઘરાયેલી છે. સાધનામાં આગળ વધતાં વધતાં તેમની પાસે નવાનવા પ્રશ્નો ઊભા થવા લાગ્યા. તેના ઉકેલની શોધમાં તેઓ ફ્રાન્સથી બહાર નીકળ્યાં, થોડો વખત અલ્જીરિયામાં પણ તેઓ રહ્યાં, ૧૯૧૪માં હિંદ આવ્યાં, અને ૧૯૧૪ના વિશ્વયુદ્ધના છેવટમાં થોડો વખત ૧૯૧૬ થી ૧૯૧૮ તેઓ જાપાનમાં પણ રહી આવ્યાં. હિંદમાં આવ્યાં તે પહેલાં પૂર્વમાંથી પોતાના પ્રશ્નોનું સમાધાન મળશે એવી તેમને કંઈક ઝાંખી હતી. જાપાન જતા પહેલાં ૧૯૧૪ માં તેઓ શ્રી. અરવિંદને મળ્યા હતાં ત્યારે તેમની પાસેથી તેમને ઘણી પ્રતીતિકારક વસ્તુઓ જાણવા મળી હતી. જાપાનમાં થોડો વખત ગાળી તેઓ પાછાં હિંદ આવ્યાં અને શ્રી. અરવિંદની સાધનામાં જોડાયાં. 'પ્રાર્થના અને ધ્યાન'માં આપણે જોઈએ છીએ કે શ્રી. માતાજીની સાધનાનો પ્રવાહ, તેમને થયેલું તત્ત્વદર્શન અને શ્રી. અરવિંદની સાધના અને દર્શનની દિશા એક જ છે. એમની સાધના અને શ્રી અરવિંદની સાધના એક જ બની રહી. હિંદ આવ્યાં તે પૂર્વે તેઓ 'મિરાં' હતાં. સાધનાને અંતે તેઓ 'શ્રી માતાજી' બનીને આપણી સમક્ષ ઊભાં રહ્યાં અને આશ્રમમાં અને બહાર યોગનિર્માણનું કાર્ય હાથમાં લીધું.

શ્રી માતાની સાધનામાં આપણને બે બહુ આશ્વાસક અને આહ્લાદક વસ્તુઓ જોવા મળે છે. 'જગતમાંથી નાસી જવાનું નથી. પ્રભુ પોતાની બધી યે મદદ પાછી ખેંચી લેતા લાગે તો પણ છેવટ સુધી જગતના આ અંધકારનો અને અમદ્રતાનો બોજો વહે જ જવાનો છે.' જગત એવું છે કે એમાંથી નાસી જવાનું જ મન થાય. છતાં જેઓ જીવનના પ્રશ્નને ધરમૂળથી ઉકેલવા માગે છે. તેમણે જગતને છોડી દીધું નથી. પોતપોતાની શક્તિ અને દૃષ્ટિ પ્રમાણે માનવ જીવનના અંધકારને દૂર કરવાનો પ્રયત્ન પૃથ્વી ઉપર ઘણા કરતા રહ્યા છે. એ પ્રશ્નના ઉકેલમાં એક નવી દૃષ્ટિ અને નવી શક્તિ લઈને અત્યારે શ્રી અરવિંદનો યોગ માનવજાતિ આગળ ઊભો છે. આ દુઃખિયારા જગત માટે મુક્ત હૃદયોમાં જે કરુણાઝરણુ હમેશાં વહેતું રહ્યું છે તે અહીં

પણ છે. પ્રભુનો સાક્ષાત્કાર પામી તેમાં લય થઇ જવું એનાથી વધુ આનંદદાયક સ્થિતિ કોઈ બીજી નથી. પણ એ જ ક્ષણે પ્રભુ તરફથી આદેશ મળે છે કે, 'તારા પ્રેમની જેમને જરૂર છે તેમની પાસે જા.' અને આ જગતમાં કોને પ્રેમની જરૂર નથી? આખું જગત ભયંકર વિદ્વેષથી રિબાય છે. એને જોઇને, પરમાત્માના શાશ્વત આવિર્ભાવોનાં શાંત ઉજ્જ્વળ શિખરો પર પહોંચી ચૂકેલા આ મુક્ત આત્માના મુખમાંથી ઉદ્દગાર સરે છે: 'આખી પૃથ્વી અમારા હાથમાં એક માંદા બાળક જેવી છે. એનો રોગ મટાડવાનો છે.'

આખી પૃથ્વીને પોતાના હાથમાં ધારણ કરતી ચેતનાની આ વાણી ખૂબ આશ્વાસક છે. પણ દુઃખી અને વ્યથિત માનવચિત્તને એ પ્રશ્ન જરૂર થાય કે જગતમાં દુઃખનું ઓસડ લઇને ઘણા આવી ગયા, પણ હજી જગતને રોગથી મુક્તિ મળી નથી. એ મુક્તિ માટે એક નવી શક્યતા આજે ઉભી થઈ છે એમ કહેવું આજે ધૃષ્ટતાભર્યું લાગે. પણ જે શક્તિ શ્રી માતાજીની સાધનાને દોરી રહી હતી તે સાચે જ જગતમાં સક્રિય બની રહી હોય તો આજની ગમે તેવી વિષમ લાગતી પરિસ્થિતિમાં પણ શક્તિના કાર્યમાં આપણે શ્રદ્ધા મૂકી શકીએ. પૃથ્વીના જીવનનો પ્રશ્ન કેવળ મનુષ્યનો પોતાનો જ પ્રશ્ન નથી. એ પ્રશ્ન પ્રભુનો પોતાનો પ્રશ્ન પણ છે, અને તે તેણે હાથમાં લીધેલો પણ છે. એના નિવારણ માટે તે પોતાની જ્યોતિને, પોતાની શક્તિને જગતમાં મતિમાન કરી રહ્યો છે, એ માટે તે પોતાના કાર્યને અનુકૂળ નીવડે તેવાં કારણો ઉપજાવી રહ્યો છે, ઘડી રહ્યો છે. શ્રી માતાજીના મુખથી આપણને સાંભળવા મળે છે કે, 'આ જગત અને તારાં અચિંત્ય સત્યોનો સંયોગ કરવામાં યોગ્ય માધ્યમ રૂપે, પ્રભુ તેં અમારો સ્વીકાર કર્યો છે. અમારી પાસે તારી હાજરી અખંડ રહે છે. એ સૂચવે છે કે તું અમને સક્રિયપણે સહકાર આપી રહ્યો છે.'

પ્રભુના માધ્યમ બનવું. કોઇ અહંકાર-પ્રેરિત વાસનામાંથી, યા તો મહત્વાકાંક્ષાના પરિણામરૂપે આવી કલ્પના મનુષ્ય પોતાના પર ઓઢાડી લે તે તદ્દન શક્ય છે. આવી ભ્રાંતિ ન રહે, એવી મલિનતાનો અંશ પણ ન રહે, પોતાના વ્યક્તિત્વની મર્યાદાનો છાયો ક્યાં ય ન રહે, પોતાના અહંનો પડઘો ક્યાં ય ન પડે, એવી અખંડ જાગૃતિ પ્રભુના માધ્યમ બનનારને રાખવાની રહે છે. શ્રી માતાજીની સાધના આ અને આ ઉપરાંત પણ બીજી ઘણી કપરી અગ્નિપરીક્ષાઓમાંથી, આત્મ-સંશોધનમાંથી આગળ વધી છે. એક વ્યક્તિની ચેતના ઊંચે ચઢતી ચઢતી પ્રભુના દિવ્ય ઉંબર સુધી પહોંચી છે, પ્રભુના ઠેઠ અંતરતમ ગર્ભગૃહમાં પ્રવેશી છે, પ્રભુમય બની છે, અને પૃથ્વીની વેદનાનો ચિત્કાર પ્રભુને કાને નાખી તેને પૃથ્વીના અંધકારમાં ઉતારી લાવી છે. અથવા કહો કે, પ્રભુએ પોતે એ વ્યક્તિને પોતાના કાર્ય માટે હાથમાં લીધી છે, એને નિરાશ થતા હૃદયને આશ્વાસ્યું છે, પોતાની શક્તિનો તેનામાં સંચાર કર્યો છે અને કહ્યું છે: 'હિંમત ન હારીશ, દૃઢ રહે, શ્રદ્ધા રાખ, —હું આવું છું.'

એ આશ્વાસક વાણી સાંભળતાં, અને પ્રભુની ઉપસ્થિતિને આપણી આગળ રજૂ કરતાં શ્રી માતાજી આપણી આગળ આજે ઊભાં છે. (દક્ષિણામાંથી)

# બેનબા



લેખિકાઃ
સૌ. કપિલાગૌરી વિમળકાન્ત ત્રિવેદી.

*

બહેનને દુઃખીઆરી જાણી સાત સાત બહેનોનો ભાઈ પોતાની બહેનને તેડવા માટે બહેનને ગામ આવે છે. ગામને પાદર કુવો છે. બહેન કુવે પાણી ભરવા આવી છે. તેને જોઈને ભાઈ કહે છે:—

ચાલો ચાલો રે બે'ની ચાલો બાપુને ઘેર
બાપુજી રોવે છે લોહીના આંસુડે;
તમારા સારૂ યે બે'ની ચરૂ નહીં ચડાવીએ
ભેગા થઈ પીશું રાબ ઘુંટડે.

બહેન સમજે છે કે હું એકલી નથી. અમે સાત સાત બહેનો. વળી પોતાના ઘરનું ખોટું ન દેખાય માટે કહે છે:—

ખાવાં ને પીવાં મારે હરવાં ને ફરવાં
કોઈ મણા ન મારે સુખની;
શાને કાજે રે વીરા સાસરીઆં છોડવાં
છાયા મળે ન આંહી દુઃખની.

ખોટું ખોટું હસી રહેલી બહેનના દીલનું દર્દ ભાઈ જાણી જાય છે. તેને મનાવવા કહે છે કેઃ—

જુઠું બોલો તો બે'ની સોગંદ દઉંશ હું
સાતે બે'નોના એક જ વીરના;
પાપી સાસરીઆં વાટયો તુજને
પકડોને બે'ની પંથ પીએરના.—

અત્યાર સુધી સાચવી રાખેલો દંભ ભાઈના સોગંદથી ઉડી ગયો. બહેન ચોધાર આંસુએ રડી ઉઠી. ભાઈ-ભાઈ તો બેનનું અણમોલું ધન—ભાઈને માથે હાથ ફેરવતાં બોલી ઉઠી કેઃ—

ખમ્મા ખમ્મા રે મારા એકલ વીરને
વાંકો ન હોજો તારો વાળ રે;
દુઃખડાના દા'ડા તો વીરા વહી રે જાશે
જ્યારે ઉપાડી લેશે કાળ રે.

ભાઈને દીલાસો આપી પાછો જવા બહેન વિનવે છે ત્યારે ભાઈ કહે છે કેઃ—

શું રે સંદેશો આપું બાપુને ઘેર જઈ
મોંઢું શું લઈને હું પાછો વળું;
બે'નીના દુઃખે મારે હૈયામાં હોળીઓ
રૂંવાડે રૂંવાડે હું આગે બળું.

બહેન બધાં ય દુઃખ ગળી જઈ, કાળમીંઢ પત્થર સમું હૈયું બનાવી બોલી કેઃ—

બાપુને જઈ વીરા એટલું કે'જો
સ્વર્ગેથી માતા પાડે સાદ રે;
ભૂલી જાજો રે વીરા બે'નીના હેતને
ગોઝારા કુવા કરશું પાદરે.

બહેનના સંદેશાએ તો ભાઈની છાતી ફાડી નાખી. ભાઈના રૂદનથી ઝાડવાં ય રડી ઉઠયાં.

## નર્સ-સંસ્થાની સ્થાપક



# ફ્લોરેન્સ નાઈટીંગેઈલ

લેખક:
ડૉ. નરસિંહ મૂ. શાહ.

*

**આ**ધુનિક વૈદકીય વિજ્ઞાનની ખીલવણી ખૂબ થઇ છે. વાઢકાપના ક્ષેત્રમાં એવા ઓપરેશન કરવામાં આવે છે કે કોઇ વખત સામાન્ય જનતાને અદ્‌ભૂત ચમત્કાર જેવું પણ લાગે છે. છેલ્લા સૈકાથી વિજ્ઞાનની અન્ય શાખાઓની માફક વૈદકીય વિજ્ઞાન પણ ખૂબ પ્રગતિ કરી રહ્યું છે. આ વિકાસ એટલો બધો થયો છે કે તેની સિદ્ધિઓમાં શ્રદ્ધા રાખવા પૂરતી પણ વૃત્તિ રહેતી નથી.

જૂના પૂરાણા કાળથી વૈદકનો ઇતિહાસ આલેખવા બેસીએ તો પાનાંના પાનાં ભરાય. એ કાળમાં વૈદકીય અભ્યાસ જાદુ અને જ્યોતિષ વિદ્યા પર વિશેષ આધાર રાખતો. આજની વૈજ્ઞાનિક પદ્ધતિ પર તેનાં મંડાણ નહોતાં. આધુનિક શસ્ત્રક્રિયા લગભગ અજ્ઞાત હતી. વાઢકાપની ક્રિયા ન છૂટકે જ કરવામાં આવતી. એ કામ અતિ ભયંકર અને વેદનાપૂર્ણ હતું.

એ જમાનાની ઇસ્પિતાલો આજના જેવી નહોતી. અત્યારે જે સ્વચ્છતા અને સુઘડતા જાળવવામાં આવે છે તેનો તદ્દન અભાવ હતો. છેલ્લી અડધી સદીમાં થયેલી વૈદકીય વિજ્ઞાનની ખીલવણીની સાથોસાથે દર્દીની સારવારનો પ્રશ્ન ખૂબ ગુંચવણભર્યો બને એ સ્વાભાવિક છે. ઓપરેશન પછી દર્દીને સાચવવો એ તો વિશેષ જરૂરનું છે. તેની યોગ્ય માવજત ન થાય તો સફળ વાઢકાપના કાર્યનું પરિણામ શૂન્ય થાય. દર્દીની જીંદગી વિશેષ જોખમાય અને મૃત્યુ થાય. એટલે આ કાર્ય માટે જવાબદાર માણસો રોકવાની આવશ્યકતા ઉભી થઈ. આ કાર્ય માટે રોકેલ માણસ યોગ્ય તાલીમ પામેલા હોવા જોઇએ. આ કાર્ય દાક્તરના કરતાં પણ વિશેષ જવાબદારીભર્યું છે. આ કાર્યમાં રોકાયેલા માણસોને નર્સો તરીકે ઓળખવામાં આવે છે. મોટે ભાગે આ કાર્ય સ્ત્રીઓએ ઉપાડી લીધું છે. આ કાર્યમાં પહેલ કરનાર ફ્લોરેન્સ નાઈટીંગેઇલ નામની એક અંગ્રેજ બાઇ હતી. તેને દર્દીની સારવારનો મુદ્દો બરાબર સમજાયો હતો. તેણે એક મીશનરીની ધગશપૂર્વક પોતાની જીંદગી દવાખાનાઓ સુધારવા અને ધંધા તરીકે નર્સોનું કાર્ય ઉપાડી લેવા અર્પણ કરી દીધી. એકત્રીસ વર્ષની નાની વયમાં ૧૮૫૧ માં આ બાઇએ પોતાના એશઆરામ અને સુખમય સુંવાળી જીંદગી છોડી આ કાર્યમાં ઝંપલાવ્યું.

ફ્લોરેન્સ નાઈટીંગેઈલના પિતા શ્રીમંત હતા. બાળક નાઈટીંગેઈલ તેના પિતા સાથે ડર્બી પરગણામાં રહેતી, ત્યારથી જ તેનો પ્રાણી માત્ર તરફનો દયાભાવ સ્પષ્ટ દેખાઈ આવતો હતો. મનુષ્ય જ નહીં, પણ બીજાં પ્રાણીઓ પણ તેના દયાળુપણાને લીધે તેના પ્રત્યે ચાહ ધરાવતાં. તેના માબાપે તેને સારી કેળવણી આપી હતી. તેનું હૃદય એવું તો કોમળ હતું કે કોઇનું પણ દુઃખ તેનાથી દેખી શકાતું નહીં.

તેના ગામની પાસે એક ભરવાડ રહેતો હતો. તેની પાસે એક કુતરો હતો. તે ઘેટાંના

રક્ષક તરીકે કામ કરતો હતો. એક દિવસ ફ્લોરેન્સે કુતરાને જોયો નહીં: ઘેટાં ગમે તેમ ભટકતાં હતાં; નાઈટીંગેલે ભરવાડને પૂછ્યું કે 'કુતરાને શું થયું છે?' ભરવાડે જવાબ આપ્યો કે 'કોઈ ઘાતકી છોકરે તેને પથ્થર મારી તેના પગને ઈજા કરી છે, અને તે બચે એમ લાગતું નથી.' ભરવાડને કુતરો ખૂબ પ્રિય હતો એટલે બોલતાં બોલતાં તેની આંખમાં આંસુ આવ્યાં.

ફ્લોરેન્સે ભરવાડને ત્યાં જઈ તે કુતરાને તપાસ્યો અને તેના પગ પર ગરમ પાણી રેડી શેક કરવા લાગી. પરિણામે કુતરો થોડા દિવસમાં સાજો થયો. આ ઉપરથી બાળપણથી જ નાઈટીંગેલ સેવાભાવી હતી એમ જણાઈ આવે છે.

*

ઇંગ્લાંડમાં નર્સની તાલીમ આપે એવી કોઈ સંસ્થા ન હતી, એટલે તે જર્મનીમાં કૈસરવર્થ ત્રણ વર્ષ માટે ગઈ. ત્યાં એક બાળશાળા હતી. તેમાં નર્સીંગને લગતી થોડીક તાલીમ આપવામાં આવતી હતી. આ સંસ્થામાં અપાતી તાલીમ કેવી હતી તેનું વર્ણન નાઈટીંગેલના શબ્દોમાં આપીએ: "નર્સીંગ કાંઈ નહોતું–શૂન્યવત્ હતું. પરંતુ ત્યાંની સ્વચ્છતા અદ્‌ભૂત હતી. મેં શકય તેટલી તાલીમ લઈ લીધી. ઈંગ્લેંડમાં તો કોઈ તાલીમ મળતી નહોતી....પણ કૈસરવર્થે મને કાંઈ ખાસ તાલીમ આપી નહોતી."

ઇંગ્લાંડ પાછા ફર્યા પછી તે એક ઈસ્પીતાલની સુપ્રીન્ટેન્ડેન્ટ બની. ૧૮૫૪ના કોલેરાના ઉપદ્રવ વખતે તેણે મીડલસેક્ષની ઈસ્પીતાલમાં નર્સ તરીકે દર્દીઓને મદદ કરવા, ઉપરની નોકરી છોડી દીધી.

ક્રીમિયન યુદ્ધ ફાટી નીકળ્યું. આને લીધે નાઈટીંગેલને એક મહાન તક મળી ગઈ. પોતાનો અનુભવ અમલમાં મૂકી ઈસ્પીતાલમાં સુધારા કરવાનો તેને પ્રસંગ સાંપડ્યો.

નાઈટીંગેલે પોતાનું કામ શરૂ કર્યું તે પૂર્વે યુદ્ધના વિસ્તારમાં ભયંકર પરિસ્થિતિ પ્રવર્તતી હતી. માંદા અને ઘવાયેલા સૈનિકોની માવજત માટે મોકલવામાં આવેલા વૃદ્ધ પેન્સનરો સાવ નકામા નીવડ્યા હતા. વસ્તુતઃ તેઓ માંદાઓની સારવાર કરવાને બદલે અંદરો અંદર પોતાની સારવારમાં જ પડ્યા રહેતા. દવાદારૂનો પુરવઠો પણ કાંઈ નહોતો. લંડનના ટાઈમ્સ પત્રે આ ભયંકર સ્થિતિ ખુલ્લી પાડી: જનતા ચોંકી ગઈ.

યુદ્ધ પ્રધાને નાઈટીંગેલને નર્સીંગની વ્યવસ્થા કરવાનું કાર્ય ઉપાડી લેવા વિનતી કરી. તેણે તે કામ ઉપાડી લીધું. સેવાભાવી આડત્રીસ સ્ત્રીઓના જૂથને તેણે પોતાની સાથે કામ કરવા એકઠું કર્યું. સેંકડો અરજીઓ આવી હતી; પરંતુ તેમાંથી આડત્રીસને જ તેણે પસંદ કરી. તેને બરાબર સમજાયું હતું કે આ કામમાં સશક્ત અને કોમળ હૃદયવાળા કામ કરનારને જ સ્થાન છે: ઉપરાંત કામનો થોડો અનુભવ તેમ જ તાલીમ પણ જોઈએ. આમ આ મહાન પ્રયોગ શરૂ થયો.

આ ઉપરથી એમ ન સમજવું કે આ પ્રથમ પ્રયોગ જ હતો. ફ્રાંસમાં દયાની દેવીઓ (*sister of charity*) આવું કામ કરી રહી હતી. રશિયામાં પણ આ કામ સ્ત્રીઓએ ઉપાડી લીધું હતું.

નાઈટીંગેલ ક્રીમિયા પહોંચી ત્યારે સત્તર હજાર દર્દીઓ લશ્કરી ઇસ્પીતાલોમાં પડ્યા હતા: કોલેરા, મરડો, ગેંગ્રીન વગેરે દર્દો સામાન્ય થઈ પડ્યાં હતાં, દવાદારૂનું ઠેકાણું નહોતું. ખોરાક ખવાય એવો ન હતો. બધે ગંદકી, અવ્યવસ્થા અને ઉપેક્ષાના ચિન્હો દેખાતાં હતાં. ઇસ્પીતાલના ભોંયતળીયાં અને દીવાલો ગંદી થઈ ગઈ હતી: જાળાંનો સુમાર નહોતો. માંદાઓ માટે પૂરતા ખાટલા પણ નહોતા. ટુંકામાં, બધે અવ્યવસ્થા અને ગંદકીનું સામ્રાજ્ય જામ્યું હતું.

નાઇટીંગેલે ઇસ્પીતાલો સાફ કરાવી: ઔષધ અને બીજી જરૂરીયાતો પૂરી પાડવામાં આવી અને એક ઝાડી નર્સીંગ-ટુકડી ગોઠવી દીધી. પરંતુ આ કાર્ય માટે તેને લશ્કરી સત્તાવાળાઓ તરફથી તેમજ કેટલાક દાક્તરો તરફથી વિરોધનો સામનો કરવો પડયો. પરંતુ તેણીએ પોતાનું કામ કર્યા જ કર્યું. પરિણામ સુંદર આવ્યું. છ મહિનામાં તો ૧૧૦૦ ઘાયલ સૈનિકો સાજા થયા; અને મરણ પ્રમાણ સેંકડે ૪૨ થી ઘટીને ૨-૨ ટકા થઇ ગયું.

આ બધી વ્યવસ્થાનું કામ પ્રગતિમાં હતું ત્યારે નાઇટીંગેલને નર્સીંગની સેવા સંબંધી વિચારો આવવા લાગ્યા. નર્સ કાંઈ નોકરોનું એક વધારે દળ નથી; તેમજ દાકતરોના કામમાં તેમણે દખલ કરવાની નથી, પરંતુ 'સારવારની બાબતમાં દાક્તરોના હુકમ અનુસાર વૈદકીય સેવા માટે એક તાબેદાર શાખા છે, અને નર્સોએ શિસ્તની બાબતમાં પોતાના ઉપરી નીચે રહેવાનું છે.'

સ્વચ્છતા સચવાય એટલા માટે નર્સોને ગણવેશ આપવાનો રિવાજ નાઇટીંગેલે દાખલ કર્યો. કામનો બોજો તેને ખૂબ લાગ્યો. તે માંદી પડી. બરાબર તબીયત થઈ ગયા પછી તેણે કામ સંભાળી લીધું, અને બધા સૈનિકો ત્યાંથી ગયા ત્યાંસુધી પોતાનું સ્થાન છોડયું નહીં. પછી જ તે સ્વદેશ પાછી ફરી.

ઇગ્લાંડમાં તેણે નર્સીંગમાં સુધારા માટે અને ઇસ્પીતાલની વ્યવસ્થામાં ફેરફાર દાખલ કરવા માટે ઝુંબેશ ઉપાડી. પ્રથમ તેણે લશ્કરમાં વૈદકીય સેવાની વ્યવસ્થામાં ફેરફાર કરવાનું કામ ઉપાડયું. તેણે તે માટે જરૂરી આંકડા અને માહિતી ભેગી કરી. પરિણામે સરકારને એક સમિતિ નીમવી પડી. ૧૮૫૯ માં મીસ નાઇટીંગેલે પોતાની 'નર્સીંગની નોંધો' પ્રગટ કરી. આ પુસ્તક ખૂબ લોકપ્રિય થઇ પડયું, અને હજી પણ તેની અગત્ય ઓછી થઇ નથી.

નાઇટીંગેલના માનાર્થે એક જાહેર ફંડ ભેગું કરવામાં આવ્યું અને તેની મદદથી તેણીએ નર્સો તૈયાર કરવા માટે તાલીમ આપવા પ્રથમ ટ્રેનીંગ સ્કૂલ કાઢી. લોકોએ તેનું નામ નાઇટીંગેલ સ્કૂલ પાડયું. આ સ્કૂલ ફત્તેહમંદ નીવડી. તેમાં સારી લાયકાત ધરાવનારી સ્ત્રીઓએ કામ શીખવા માંડયું. પછી તો આવી નિશાળો બધે અસ્તિત્વમાં આવવા લાગી અને એક દશકામાં તો તેની સંખ્યા ખૂબ વધી ગઇ.

૧૮૬૫ માં અમેરિકાએ આ વિચારો અપનાવ્યા અને ફીલાડેલ્ફીયામાં પ્રથમ નર્સીંગ સ્કૂલ કાઢવામાં આવી. નાઇટીંગેલે પોતાની જાતિના સભ્યો માટે નવો ધંધો ઉભો કર્યો. અમેરિકામાં ૧૮૮૬માં બાવીસ નર્સીંગ સ્કુલો હતી, તેમાંથી છસો નર્સો તૈયાર થઇને બહાર પડી હતી. ૧૯૪૦ માં ૧૩૦૦ નિશાળો અને ૮૦૦૦૦ નર્સો તાલીમ લેતી હતી.

વૈદકીય સારવાર અને કાળજી જેમ જેમ ગુંચવણ ભરેલી થતી જાય છે તેમ તેમ યોગ્ય તાલીમ પામેલી નર્સોની જવાબદારી વધતી જાય છે. દર્દીને લગતી ચોકસ નોંધો રાખવી, વાઢકાપના કેસોમાં પાટાપીંડી બાંધવા છોડવા વગેરે કાર્યો આધુનિક તાલીમ પામેલી નર્સોને કરવા પડે છે. આ કામ બરાબર સમજણપૂર્વક કરવાનું હોય તો બુનિયાદી વૈદકીય વિજ્ઞાનના ક્ષેત્રમાં કેટલીક મૂળભૂત તાલીમ નર્સને લેવી પડે એ આવશ્યક છે. ટુંકામાં નર્સનું કાર્ય અતિ ઉત્તમ છે; દાકતરના જેટલી જ તેની જવાબદારી રહે છે.

આપણા દેશમાં તાલીમ પામેલી નર્સોની સંખ્યા ખૂબ ઓછી છે. દેશની વસ્તીના પ્રમાણમાં વૈદકીય સારવારની સગવડો પણ ઓછી છે. એટલે આ ક્ષેત્રમાં કાર્ય માટે ખૂબ અવકાશ છે. સ્વતંત્ર ભારતમાં દરેક પ્રજાજનને યોગ્ય વૈદકીય સારવાર મળે એવો પ્રબંધ થાય તો નર્સીંગના ધંધામાં પુષ્કળ સેવાભાવી કામ કરનારાઓને અવકાશ છે.

## કેટલાક
# સ્ત્રી-પરિચયો

*



### શ્રી. લક્ષ્મીબાઈ કોલ્હાટકર

મામુલી શિક્ષણ લેનારમાં પણ જો હૃદયની ભાવના હોય તો કેટલી ઉચ્ચ પ્રતિની સેવા થઇ શકે છે તેનું નમૂનેદાર દૃષ્ટાંત હમણાં જ અવસાન પામેલા એક મહારાષ્ટ્રીય સમાજ-સેવિકા શ્રીમતી લક્ષ્મીબાઇ કોલ્હાટકરે પૂરું પાડ્યું છે. અનેક અનાથ મહિલાઓના આશી-ર્વાદ રૂપ થઇ પડેલા મુંબઇના શ્રદ્ધાનંદ અનાથ મહિલાશ્રમનાં સંચાલિકા તરીકે છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન તેમણે કરેલી સેવાઓ એવી છે કે એમના હાથ હેઠળ રહેલી અને રહી ગયેલી અનેક અનાથ મહિલાઓને આજે પોતાની માતા મરણ પામ્યા જેવું દુઃખ થયું છે.

સમાજના અભિશાપનો ભોગ બનેલી ભિન્ન ભિન્ન પ્રકૃતિની જુદી જુદી ભાષા બોલનારી સ્ત્રીઓ અને બાળકો સાથે સતત વીસ વર્ષ પર્યંત વાત્સલ્યભાવે કામ કરીને શ્રીમતી લક્ષ્મીબાઇએ સૌનો એકસરખો પ્રેમ પ્રાપ્ત કર્યો હતો એ હકીકત એમની ઉદાત્ત સેવાભાવનાની પરાકાષ્ઠા રૂપ છે.

શ્રીમતી લક્ષ્મીબાઇનું શિક્ષણ ઘણું જ ઓછું હતું. બે ત્રણ મરાઠી ચોપડી જ તેઓ ભણ્યાં હતાં. આ સ્થિતિમાં વીસ વર્ષ ઉપર મહિલાશ્રમની સ્થાપના થઇ તે વેળા તેમની નિમણૂંક એના વ્યવસ્થાપિકા તરીકે શ્રી.બાળાસાહેબ ખેરે કરી ત્યારે ઘણાને આશ્ચર્ય થયું હતું. એ જ પદ માટે કેટલીએ પદવીધર બહેનોએ અને કેટલીક સમાજસેવાની પદવીઓ ધરાવનારી બહેનોએ અરજી કરી હતી, પણ એ બધા માંથી શ્રીમતી લક્ષ્મીબાઇની પસંદગી કરવામાં શું ઔચિત્ય હતું તે વીસ વર્ષની એમની એકધારી સેવાએ બતાવી આપ્યું છે. શ્રદ્ધાનંદ મહિલાશ્રમને એમના અવસાનથી મોટી ખોટ ગઇ છે. સમાજ સેવાના ક્ષેત્રને પણ એમના અવસાનથી મોટી ખોટ ગઇ છે.

*

### શ્રીમતી ફાતમા ઈસ્માઈલ

હિંદમાં ૧૯૧૬ થી ૨૦ સુધી હોમરૂલ લીગની ચળવળ ચાલતી હતી ત્યારે મુંબઈના જાણીતા રાષ્ટ્રવાદી શહેરી શ્રી. ઉમર સોબા-નીનું નામ લોકજીભે રમતું હતું. તેમના બહેન શ્રીમતી ફાતમા ઈસ્માઇલની આઠેક વર્ષની દીકરી ઉપર આજથી પાંચેક વર્ષ પહેલાં બાંકડી (ઇન્ફન્ટાઇલ પેરેલીસીસ)ના દર્દનો હુમલો થયો અને દીકરી અપંગ બની ગઇ. પૈસાદાર કુટુંબ એટલે દીકરીને સાજી કરવા કેટલાય દાક્તરો, હકીમો અને વૈદોની દવા કરાવી, અનેક અખતરા ને ઉપાયો કર્યા, પણ કાંઇ સુધારો દેખાયો નહિ. છેવટે મદ્રાસના એક દાક્તરે બીડું ઝડપ્યું. તેણે આ રોગનો અભ્યાસ કરી, તેની સારવાર માટે ખાસ પદ્ધતિ અજમાવી હતી, તેનો પ્રયોગ આ

બાળા ઉપર કર્યો ને દીકરીને ફાયદો થતો હોય એમ લાગ્યું. આ પ્રયોગમાં દાક્તરે ઠંડા અને ગરમ પાણીના પોતાં, અમુક જાતનાં તેજ—કિરણો, વિજળીનાં કિરણ, અમુક જાતનાં તેલોથી માલીસ કરવાનું, અમુક રીતે સ્નાયુનું હલનચલન અને કસરત, ખાનપાનમાં પરહેજી વગેરે લાંબા સમય સુધીની સારવાર શરૂ કરી. પારકા પ્રદેશમાં આવી મોંઘવારીમાં લાંબા સમય સુધી રહેવાનું કોને ફાવે ? છતાં શ્રીમતી ફાતમાબહેનની ચીવટ, ખંત, ધીરજ અને દીકરીના જીવનનો પ્રશ્ન વિચારી તેમણે દવાખાનાની બાજુમાં જ પોતાનું ઘર વસાવી ત્યાં જ રહેઠાણ બનાવ્યું ને દીકરીની સારવાર ચાલુ રાખી. આ સમય દરમ્યાન ફાતમાબહેને બધી સારવાર જાતે શીખી લીધી અને અઢી વર્ષે એ દીકરી પોતાના હાથ પગનો ઉપયોગ કરતી થઈ ગઈ.

ઘેર આવ્યા પછી એમને થયું કે આપણે તો ધનસંપન્ન હોઈએ ને સગવડ હોય તે તો દૂર દેશમાં જઈને પોતાનાં બાળકોની સારવાર કરાવી શકીએ, પણ સામાન્ય, સાધારણ અને ગરીબ વર્ગના બાળકોની શી વલે થાય ? જગતમાં કેટલાંય બાળકો જન્મથી પાંગળાં હોય છે. કેટલાંક બચપણમાં આંકડી અથવા તાવના ભોગ બની પાંગળાં બની જાય છે, ઓરી કે ટાઈફોડ અથવા મેનેન્જાઈટીસના હુમલા પછી અપંગ બની જાય છે એવાં બાળકોના ગરીબ માબાપને કેટલું દુઃખ થતું હશે ? સાધનના અભાવે બાળકને એમના નસીબ ઉપર છોડી દેવામાં આવે છે ને બાળક જીંદગીભર પીડાતું રહે છે.

આવાં બાળકોની સારવાર માટે તેમણે મુંબઈમાં આ જાતની સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો. દાક્તરોને મળી તેમની સેવા માગી, સરકાર પાસે વિનવણી કરી, ધનિકો પાસે ધનયાચના કરી, ને સેવાભાવી બહેનોનો સહકાર મેળવી એમણે આવું એક સારવાર કેન્દ્ર મુંબઈમાં ઉઘાડ્યું.

મુંબઈમાં જગ્યાનો અભાવ ને આરોગ્ય

## વેદના

### શ્રી. રવિશંકર મહારાજ

*

હજારો વર્ષના ઇતિહાસ તરફ નજર કરતાં પણ આપણે શું જોઈએ છીએ ?

રામાયણના જમાનામાં સીતાને રાવણ ઉપાડી જાય છે. મહાભારતના કાળમાં દ્રૌપદીને જીતીને લઈ જઈ શકાય છે.

એ જ નાટક મોટા પ્રમાણમાં આજે ચાલી રહ્યું નથી શું ? કોઈ સ્ત્રીને કોઈ ઉપાડી ગયો એમ સાંભળતાં જ મારા દિલમાં ધ્રાસકા પડતા હોય એમ થાય છે.

આજે સુધરેલા ગણાતા જમાનામાં તો એથી પણ આગળ વધીને હજારો સ્ત્રીઓને ઉપાડી જઈ ખુલ્લા બજારમાં ઊભી રાખી વેચવામાં આવે છે, તેમ જ નગ્ન કરી સરઘસ કાઢવામાં આવે છે—એવું સાંભળતાં દિલમાં ઊંડી વેદના થાય છે.

આવી સ્થિતિમાં સ્ત્રીઅંકમાં શું લખું ?

સ્ત્રીશક્તિ આજે ક્યાં દેખાય છે ! એવી સ્થિતિ આવવા જ કેમ દે છે ? આજે તો પુરુષ પણ પોતાનો જીવ બચાવવા સ્ત્રીઓ અને બાળકોને છોડી દે છે અને તેના શિયળ લૂંટવામાં મૂંગો ભાગીદાર બને છે. સ્ત્રીઓને આવી સ્થિતિમાં લાવવામાં પુરુષની હલકી વૃત્તિ જ દેખાઈ આવે છે, અને એ પુરુષો માટે શરમજનક છે.

એવી સ્થિતિ ટાળવામાં સ્ત્રીઓએ પોતે જ પ્રયત્નશીલ થવું રહ્યું. અને ' મરીશું, પણ સ્વમાન–શિયળ નહીં ગુમાવીએ ' એવો નિશ્ચય દરેકે કરવો રહ્યો.

## બાપુને

**સૌ. હસુમતી ધો. દેસાઇ**

(ઢાળ—ગાંધી તું આજ હિંદકી એક શાન બન ગયા...)

ગાંધી મહાત્મા આંસુડાંની અંજલિ ધરું,
પ્રાણ લીધા બાપુનાં, એ કેમ વિસરું ?
હતભાગી મુર્ખ પાપીએ રે ! લોહી રેલવ્યાં,
અણમુલ જીવન લુંટીયું, દર્શન ક્યાં કરું ? પ્રાણ.

સમભાવ શાંતિ એકતાના સત્ય મારગે,
માનવ ધર્મ વિશ્વપ્રેમ સેવા આદરું. પ્રાણ.

સત્ય વચન શ્રી રામનાં, ગીતા પ્રેમ કૃષ્ણનો,
અહિંસા ત્યાગ બુદ્ધ ઇસુ શહીદ રુપ ખરું. પ્રાણ.

અવતાર યુગ યુગના બધા આ એક રુપમાં,
દુનિયાના દિલડે તમે સર્વવ્યાપી રુપ રમરું. પ્રાણ.

પરહિત સેવા કારણે અવતાર આપનો,
જુગ જુગ જવલંત જ્યોતના પ્રકાશી ડગ ભરું. પ્રાણ.

બાપુ મળ્યાં હશે જગદંબા કસ્તુરબા સતી,
મહાદેવ, ભુલાભાઈને સમીપ ચિતરું. પ્રાણ.

ન્હાનાલાલ, મેઘાણી, લલિતજી સ્વાગત કરે,
એ કાવ્યાંજલિની કલ્પનામાં અલ્પ મુજ ધરું. પ્રાણ.

દૃષ્ટિએ અનુકુળ સ્થળ ન મળવાને કારણે આ કેન્દ્ર અઢી વર્ષ સુધી થોડો થોડો વખત જ્યાં ત્યાં ચલાવી છેવટે મરીન ડ્રાઈવના કોલાબા બાજુના છેડે લશ્કરી ઝુંપડીઓ છે ત્યાં આ કેન્દ્રની સદ્ધર સ્થાપના ગયે મહિને થઈ છે.

આ સંસ્થામાં અત્યારે મુંબઈના સાત નામાંકિત દાક્તરોની સેવા મળે છે ને તેમનો સબળ અને સક્રિય ટેકો આ સંસ્થા મેળવી શકી છે. સવારે સાડા નવથી એક અને બપોરે બેથી પાંચ વાગ્યા સુધી આ સંસ્થા નજીવી ફી લઇને કામ કરે છે.

આવાં કેન્દ્રો ખોલવા માટે ઉના પાણીના ઝરા ખાસ મહત્વના લેખાય ને એવાં સ્થળોમાં વજ્રેશ્વરી, ઉનાઈ, લસુંદ્રા વગેરે સ્થળો જાણીતાં છે. ત્યાં આવા કેન્દ્રો ખોલી આજુબાજુના બાળકોને આ સંસ્થાનો લાભ મળે એ ઇચ્છનીય છે, કેમકે મુંબઈ જેવા શહેરના ખર્ચો ગામડાંનાં સામાન્ય માણસો ઉપાડી ન શકે. કસ્તુરબા સ્મારકનિધિમાંથી પણ આવાં કેન્દ્રો ચલાવી શકાય. એ માટે એ નિધિના વ્યવસ્થાપકોએ વિચાર કરવો જોઇએ.

એક બહેનની ધીરજ, ખંત, ઉત્સાહ અને ચીવટથી મુંબઇ શહેરના અપંગ બાળકોને અપંગતામાંથી મુક્તિદાન મળવાનું સાધન મળ્યું છે. ધનિકો ધર્મમંદિરોને બદલે આવી સંસ્થાઓને મદદ આપી પોતાના ધનનો સારો ઉપયોગ કરે એવો સમય શું હવે આવી પહોંચ્યો ન કહેવાય !

—પ્રેમલીલા મહેતા

આપણા દેશમાં



# રંગભૂમિ અને સ્ત્રી

લેખક :
શ્રી. ધનંજય નર્મદાશંકર ઠાકર
બી.એસસી

*

રંગભૂમિ જીવનનું પ્રતિબીંબ મનાય છે, પરંતુ જીવન વ્યવહારમાં જેટલો હિસ્સો અને પ્રમાણ સ્ત્રીઓનું છે તેટલો હિસ્સો અને પ્રમાણ રંગભૂમિ ઉપર સ્ત્રીઓનું નથી. રંગભૂમિ ઉપર કામ કરવું તે સામાન્ય રીતે સમાજમાં હલકું ગણાતું આવ્યું છે, અને ખાસ કરીને સ્ત્રીઓએ તો રંગભૂમિથી દૂર રહી પોતાના સમાજની ખાનદાની ટકાવી રાખી છે એવું માન્યું છે. સ્ત્રીઓનો આવો દૂર-અસહકાર હોવા છતાં રંગભૂમિ સેંકડો વરસોથી પોતાનું કામ કરતી આવી છે, કારણ કે સ્ત્રીઓનું સ્ત્રી-પાત્ર તરીકેનું કામ પુરૂષોએ ઉપાડી લીધું છે, અને આજે પણ પુરૂષોને સ્ત્રી-પાઠ કરવા પડે છે; કેટલાક શોખથી કરે છે-કેટલાક ભાઇઓ તો એમાં જીવન સાફલ્ય માને છે. સ્ત્રીઓનાં માન મુકાવે એવાં સ્ત્રી-પાત્રો કરનારાંઓએ રંગભૂમીને જીવતી રાખી છે. જયશંકરભાઇનું નામ અને કામ ગુજરાતી રંગભૂમિ માટે ગૌરવ સાથે ગણાવી શકાય એમ છે.

રંગભૂમિ પ્રત્યેનું સ્ત્રીઓનું આવું અસહકારી વલણ હોવાનાં થોડાં કારણો આપણે તપાસીએ, અને એ કારણો જો દૂર કરી શકાય એમ હોય તો રંગભૂમિની પ્રવૃત્તિને ઘણો વેગ મળે અને રંગભૂમિ જીવનનું વધારે સાચું અને સુરેખ પ્રતિબીંબ આપી શકે.

પુરૂષ સમાજ એમ માનતો હોય એમ લાગે છે કે, જે પ્રવૃત્તિમાં હૃદયની લાગણીનો પ્રશ્ન હોય ત્યાં સ્ત્રીઓને છૂટી મૂકી દેવી એ જોખમ ભરેલું છે. મેનકા અને વિશ્વામિત્રની વાતથી એ બાબત સાબીત થઈ ચૂકી છે. વિશ્વામિત્રનું તપ ડોલાવવા મેનકાને મોકલવામાં આવી હતી અને વિશ્વામિત્રનું હૃદય જીતવા જતાં પોતાનું હૃદય ખોઇ બેઠી, અને વિશ્વામિત્ર સાથે સંસાર માંડયો. આવું એક સુરાંગનાને ન છાજે તેવું વર્તન તેણે આદર્યું. ઘણા વરસો પછી જ્યારે તેને ભાન આવ્યું ત્યારે વિશ્વામિત્રને ઉભો મૂકી સ્વર્ગમાં તેના મૂળ માલીક ઇન્દ્ર પાસે જતી રહી.

આવું જાણ્યા પછી રંગભૂમિ ઉપર જો સ્ત્રીઓ ભાગ લે તો, તે સ્ત્રી, તેનો સંસારનો સાચો પતિ, (જો હોય તો) અને રંગભૂમિ ઉપરનો પતિ, આ ત્રણ વચ્ચે વિપરીત પ્રણય-ત્રિકોણ થાય અને એ ત્રિકોણ તૂટે તો ત્રીભેટ પેદા થાય અને સહુને હાની થાય.

આજે આવો ભય રાખવાની જરૂર નથી, કારણ કે મેનકા જેવું સૌંદર્ય હવે સ્ત્રીઓમાં રહ્યું નથી-મેનકાને રૂબરૂ જોઇ નથી, રવિવર્માના ચિત્ર ઉપરથી ખ્યાલ કરૂં છું-વળી વાતવાતમાં હૃદય હારી બેસે તેવી ઘેવલી સ્ત્રીઓ પ્રાણવાન પ્રજામાં ઓછી હોય છે. આજની સ્ત્રીની આત્મસંરક્ષણવૃત્તિ ખિલેલી હોય છે. ન હોય તો તે ખિલવવી પડશે, કારણ કે કોઈ

પણ ક્ષેત્રમાં પુરૂષ સમોવડી થઇને સ્ત્રીને ઉભાં રહેવું હશે તો આત્મસંરક્ષણવૃત્તિ ખિલવ્યા વિના નહિ ચાલે.

આજની સ્ત્રી પોતાનાં કુટુંબીજનો ઉપર આર્થિક બોજારૂપ બનવા નથી માગતી, તેથી જૂદા જૂદા ક્ષેત્રમાં સ્ત્રીઓ એમનાથી સહેલાઇથી થઇ શકે એવાં કામ શોધી પગભર થાય છે–જેવાં કે શિક્ષીકા, નર્સ, ટાઇપીસ્ટ વગેરે. આમાંનાં કેટલાંક એવાં છે કે જ્યાં તેમને પુરૂષો સાથે કાયમ હરીફાઇમાં રહેવું પડે, જ્યારે રંગભૂમિ ઉપરનું સ્ત્રીનું સ્ત્રી–પાત્ર તરીકેનું કામ તેમને આવકાર આપવું ઉભું છે. રંગભૂમિને લગતી બીજી લલિત કળાઓમાં પણ અનેક સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે સારૂં કામ આપી શકે, અને ત્યાં પણ સ્ત્રીઓ માટે મોટું ક્ષેત્ર છે.

પુરૂષોને પ્રેરણા આપવી અને તેને ઉન્નત કરવો તે સ્ત્રી–સહજ કાર્ય છે, અને દરેક સ્ત્રી એવું કામ કરવામાં ગૌરવ લઇ શકે એમ છે; રાષ્ટ્રના નવવિધાનમાં પ્રજાને નવી ચેતનો આપવા માટે, રંગભૂમિદ્વારા પ્રેરણાનું બળ રેડી શકે એવી પ્રાણવાન અભિનેત્રીઓ માટે ગૌરવભર્યું સ્થાન રંગભૂમિ આપી શકે એમ છે.

એ વાત ખરી છે કે, કેટલાક મોટા શહેરોમાં રંગભૂમિની પ્રવૃત્તિમાં છોકરાઓ કરતાં છોકરીઓ વધારે મળી આવે છે. પરંતુ ધંધાદારી તેમજ બીન ધંધાદારી રંગભૂમિને સમગ્ર દ્રષ્ટીએ જોતાં સ્ત્રીઓનું પ્રમાણ ઘણું જ નજીવું છે.

સમાજના જે થરમાંથી બાળાઓ રંગભૂમિ ઉપર આવે છે તેઓને કોઇક જૂદા જ હેતુસર રંગભૂમિ પર પ્રદર્શિત કરવામાં આવે છે, અને એ હેતુ સિદ્ધ થતાંની સાથે જ આપણો ભદ્રસમાજ તેમને ગુમ કરી દે છે. એ રીતે તેમને મળેલી તાલીમ 'ધુળ ઉપર લીંપણ' બની જાય છે.

કેટલાક સૌંદર્યઘેલાઓ અભિનેત્રીની પજવણી કર્યા કરતા હોય છે. કેટલીક વાર સંપત્તિ કે આડંબરના મોહમાં આંજી અભિનેત્રીઓના અપહરણો પણ થયાં છે. આવાં કોઇ અનિષ્ટ ન બને તેટલા માટે રંગભૂમિને પવિત્ર સ્થાન તરીકે ગણવી જોઇએ. રંગભૂમિના ચાહકોએ એ બાબતનો ખાસ આગ્રહ રાખવો જોઇએ. અમુક પાત્ર લેનાર બહેન કોણ છે? ક્યાં રહે છે? કઇ નાતનાં છે? અપરિણીત છે? વગેરે પ્રશ્નો અને તેના જવાબો આચાર વિરૂદ્ધનાં ગણાવાં જોઇએ. રંગભૂમિ ઉપર ભાગ લેનારે પણ પોતાની જાહેરાત માટે વલખાં મારવાં ન જોઇએ. તેણે સમજવું જોઇએ કે, પ્રેક્ષકો જેની તારીફ કરે છે તે ભજવાયેલા પાત્રને આભારી છે, નહીં કે ભજવનાર વ્યક્તિને. નાટકોની જાહેર ખબરોમાં અમુક પાત્ર અમુક અભિનેત્રી ભજવશે તે લખવાની પ્રથા ખોટી છે. એનાથી જનતાની વગર જોઇતી ઇંતેજારી વધે છે અને ભજવાતા પાત્ર કરતાં ભજવનારી વ્યક્તિ ઉપર લોકોનું ચિત્ત દોરાય છે, અને પરિણામે એથી નાટકને અન્યાય થાય છે.

નેપથ્યનું શિસ્ત જેમ વધારે કડક હશે તેમ તેની પવિત્રતા વધશે. રંગભૂમિ એક તોફાન-મસ્તી કરવાનું અને જુવાનીઆઓને કોઇ નાટકના શબ્દોના આધાર ઉપર લવારો કરવાનું સ્થળ નથી, પરંતુ સંસ્કારનો પ્રચાર કરનાર એક સબળ અને પવિત્ર સંસ્થા છે, એવું સમજીને રંગભૂમિ એની પોતાની સાધસૂરી કરશે તો સ્ત્રીઓ ખુલ્લા દિલે એ સંસ્કાર મંદિરની પૂજારિણી બની, નિર્ભય અને નિઃસંકોચ રંગભૂમિની સજાવટમાં સહકાર આપશે.

# કુળની આબરૂ



( સાચી ઘટનાઓ ઉપરથી )

લેખિકા :

શ્રી. સરોજિની મહેતા

*

હરકોરબા ધમ ધમ કરતાં પોતાના ન્હાના ભાઇના ઘરમાં પેઠાં ને હીંચકે બેસી ભાઇને બૂમ પાડી. પીસતાળીસ વરસના ભાઇ, સ્વતંત્ર આવકવાળા, ચાર પાંચ મોટાં છોકરાંના બાપ, ડરતા ડરતા આવ્યા. હરકોરબાએ પૂછ્યું: 'કેમ, પછી સુમિત્રાની સગાઇનું શું કર્યું ? કોણ લગન કર્યા વગર નહિ ચાલે ને સારા કુળવાન વર ક્યાંય આપણી વાટ જોઇને બેસી રહે ?'

ભાઇએ કહ્યું: 'દેવની શેરીવાળા રામશંકરના વચલા છોકરાના ગ્રહ મંગાવ્યા છે ને સુમિત્રાના ગ્રહ સાથે મળે છે.''

હરકોરબાનું મ્હોડું પ્રસન્નતાથી ઝળકી ઉઠ્યું: 'બહુ જ સારો ઘાટ બેસાડ્યો. કુળ એકસો ને એક ટકા જેવું કહેવાય.'

ભાઇએ નીચું જોઇ બીતાં બીતાં કહ્યું: 'જરા ભણતરનું કજોડું કહેવાય. સુમિત્રા મેટ્રીકમાં છે ને છોકરો ચોથી અંગ્રેજીમાં બે વાર નપાસ થઈ ઉઠી ગયો છે.''

હરકોરબા ગાજી ઊઠ્યાં: 'હા! હા! ભણતર ભણતર કર્યા કરો. ભણતરની ઘેલછામાં મોટાભાઇએ તડ બહાર છોકરી દીધી ને આપણા કુળનું નાક કાઢી નાખ્યું.'

'પણ જમાઈ તો મોટાભાઈને સારો મળ્યો. દાક્તર થયેલો છે ને મુંબઇમાં મોટી હોસ્પીટલમાં નોકરીમાં છે. સ્વભાવે પણ બહુ સારો છે. બધી રીતે સારો છોકરો છે.'

હરકોરબાએ ત્રાડ પાડી કહ્યું: "તેથી શું રંધાયું ? તડ બહાર કન્યા દીધી તે અમારે તો ઢાંકણીમાં પાણી લઇ ડુબી મરવાનું થયું. હવે તારે પણ એ રસ્તો લેવો હોય તો કહી દે, એટલે કુળની આબરૂ જે કાંઈ બાકી રહી હોય તે પૂરી થાય."

ભાઇએ નમ્રતાથી કહ્યું: 'ના, ના, મારો વિચાર એમ તમને દુભાવવાનો નથી જ, તેથી જ તો રામશંકરનું ઘર પસંદ કર્યું.''

'બસ ત્યારે હવે લગન ને લાપસી સાથે જ. માગશર મહિને વહેલામાં વહેલા મૂરતે લગન કરી નાખો.'

આ વાત ચાલતી હતી ત્યાં અંદર પરસાળમાંથી ડૂસકાં સંભળાયાં. હરકોરબાએ કાન સરવા કરી પૂછ્યું: 'કોણ રડે છે એ!'

ભાઈ ચૂપ રહ્યા. ભાભી મ્હોં આડું કરી આંખો લૂછવા માંડયાં.

પણ ભાઇનો ચૌદ પંદર વરસનો છોકરો સતીશ બોલી ઉઠયો: "એ તો સુમિત્રાબ્હેન રડે છે."

હરકોરબાએ નવાઇ પામી પૂછ્યું: 'શું થયું તે રડે છે ? લગનની વાતથી ખુશી થવું જોઇએ તેને બદલે રોઇને અપશુકન કરે છે ?'

સતીશ બોલ્યો: 'રામશંકરને ત્યાંનાં સંબંધની વાત સાંભળી ત્યારથી રડયા જ કરે છે. એ ઠેકાણું એને ગમતું નથી.'

હરકોરબાનો મિજાજ ફાટી ગયો: 'હેં! શું બોલ્યો ? મગમાંથી વળી પગ નીકળ્યા!

# જો જો આવી



જો જો આવી સૂર્ય સવારી!
ઉષા પ્રકાશે ફુટી ફુવારી!
મેઘદૂતે શી છડી પુકારી!
જો જો આવી૦

કુંકુંમથી પથ શો રંગ્યો છે!
સુવર્ણરથ શો મોતી મઢયો છે!
નીલ કેસરી શ્વેત ગુલાબી,
પાલવમાં શી ઠમક ઠમકતી,
વાદળીઓએ વેણી સમારી,
ભ્રમર તણી રણઝણી સિતારીઃ
જો જો આવી૦

ગુલગુલમાં બુલબુલનાં ગુંજન,
ઝરણઝાંઝરી ઝણકે ઝનઝન,
ટમટમતા તારક સૌ હારી,
ચાલ્યાં ઝરમર આંસુ સારીઃ
જો જો આવી૦

'વિજય! વિજય!'મમ ગુંજનટાણે,
રવિરથ અધવચ અટકે શાને?
રાહ ઉભેલો દીન નિહાળી,
રજનીનો હા રાજ ભિખારી.!
જો જો આવી સૂર્ય સવારી!
જો જો થંભી સૂર્ય સવારી!

ઉપેન્દ્ર પંડયા

આવડી અંગુઠા જેવડીને-ગમે શું ને ન ગમે શું? મોટાં કહે તેમ કરવાનું.'

રામશંકરનો છોકરો ભણ્યોએ નથી ને કશી નોકરી ધંધો પણ કરતો નથી. કરે એવો પણ નથી. સ્થિતિ પણ છેક સાધારણ છે. એ ઠેકાણે મને ના નાખશો, એમ કહ્યા કરે છે.'

હરકોરબાએ જોરથી બૂમ પાડી કહ્યું: 'બોલાવ જોઉં, સુમિત્રાને મારી સામે! મારે મ્હોંએ કહે તો ખરી કે આ વર નથી ગમતો! પછી જોઇ લઉં'

રડતી સુમિત્રાને પાંગોટી પકડી ઘસડી, હરકોરબા બહાર લાવ્યાં. વિરોધ પોકારવા માટે ખૂબ ધમકાવી, વડીલોની આમન્યા તોડશે તો અનેક જાતના જુલમ કરવાની ધમકી આપી, પચાસ વરસના ડોઇએ સોળ વરસની કન્યા પાસે પરણવાની પરાણે હા કહેવડાવી.

સારે મુહૂર્તે ભણેલી, વ્યાલાક, સંસ્કારી સુમિત્રાનું લગ્ન ઠોઠ, અણઘડ, નમેલા વર સાથે થયું. હરકોરબાએ સંતોષથી કહ્યું: 'ચાલો કુળની આબરૂ તો રહી!'

૨

મા વગરની ચંદ્રિકાનો ભાર માથા પરથી ઉતારવા મોતીલાલ ખૂબ આતુર હતા. જ્ઞાતિના શ્રીમંત કુટુંબનો લાડકવાયો પુત્ર શોધી સગાઇ કરી. પણ એ છોકરા-જુગલકિશોરે તો પહેલેથી જ કહી દીધું કે, મને આ સંબંધ પસંદ નથી. છતાં એનાં માબાપે અને મોતી-લાલે માન્યું કે, કરેલો સંબંધ તોડવો તો કુળની આબરૂ ખોવા જેવું ગણાય. જુગલકિશોરની ઘણી ના મરજી છતાં માબાપે સમજાવી, ફોસલાવી, લાલચો આપી લગ્ન કરી દીધું. મોતીલાલે માન્યું કે સાપનો ભારો સાચવવો મટયો. જુગલ કિશોર શ્રીમંતનો પુત્ર એટલે શોખીન ખરો. દિવસ કરતાં રાત્રે બહાર ... ઇચ્છા થાય ત્યારે ... ચંદ્રિકાથી સુંદર ગજરું તૈયાર કરી શકાય છે. ... પાસે છે. ચીજ એની તોલે આવી નહીં શકે.

અતીતે રહીઃ 'મચ્છિવાયરે

નમાઈ ચંદ્રિકા પાછી વૃદ્ધ બાપને આશરે પડી છે, બાપ હજીએ આ ભારથી મુક્ત થવાનાં ફાંફાં મારે છે. જુગલકિશોરનાં માબાપ વહુ અને વહેવાઈ પર ગુસ્સે છે. આમ આ સંબંધમાંથી કોઈએ લાભ મેળવ્યો નથી. માત્ર સગાઇ ન તોડવાથી કુળની આબરૂ તો રહી!

૩

હિંમતસિંહના ડેલામાં ડાયરો ભરાયો હતો. કસુંબા પાણી ચાલતાં હતાં. ત્યાં કેસરીસિંહજીએ આવીને વધામણી આપી કે અમારી ભત્રીજીનું વેવિશાળ પીપરીયાના ઠાકોર વેરે કર્યું. સૌ બોલી ઉઠયાઃ 'વાહ! બહુ ઉંચું કુળ મળ્યું તમને હોં!"

કેસરીસિંહજીએ કહ્યુંઃ "અમને તો દીકરીની બહુ ચિંતા હતી. અમારા કરતાં ઉંચું કુળ મળવું મુશ્કેલ, પણ ઇશ્વરે લાજ રાખી."

એક જુવાનીયો બોલ્યોઃ "પણ પીપરીયાના ઠાકોરને તો ઠાકરાણાં જીવે છે."

એક વૃદ્ધે કહ્યુંઃ "તેમાં શું થઇ ગયું? કુળવાન હોય ત્યારે જ એમ છતી બાયડીએ કોઇ સામે દેવા આવે ને? નીચા કુળનાને કોણ પુછે?"

બીજો કોઇ બોલ્યોઃ "પણ ઠાકોરનો દીકરો છેક માથાભારે થઈ ગયો છે હોં! માબાપને પણ પાલવવો મુશ્કેલ પડે છે. વસતીને પણ ત્રાહ તોબા પોકરાવે છે."

કેસરીસિંહજી છંછેડાઇને બોલ્યાઃ "તેમાં આપણે શું? એ જાણે ને એનાં માબાપ જાણે. ખોટનો દીકરો હોય તે જરા મોંએ ચઢાવેલો પણ હોય. મોટો થશે એટલે એની મેળે સીધો થઇ જશે."

વળી ત્રીજાએ કહ્યુંઃ "પણ પીપરીયા ઠાકોરને [illegible] પીવાનું વ્યસન તો સારી પેઠે. વળી રોજ થી[illegible] પણ જોઇએ."

વૃદ્ધ ઉ[illegible] ઉઠ્યોઃ મકાન કુલ ન થાય? અરે પ[illegible] ન થયો એ જ ઘણું છે ના?

## વેદના



ચિત્તે રમે છે મારા સૂર એ અનાદિ,
હૈયે ઝણે છે સિતાર;
રોમ રોમ ડોલે છે અંતરના સૂરમાં,
આવે નહિ વાણુમાં અપારઃ
મારી આવે નહિ વાણુમાં અપાર.

જોઉં છું આકૃતિ અવ્યક્ત-ચિત્તનેનથી,
કલ્પનામાં આવે આકાર;
જોઇ જોઇને નંદ જાગે રોમ રોમથી,
આંખમાં ન માય અંબારઃ
મારી આવે નહિ વાણુમાં અપાર.

ઝીલું છું ચાંદની પીયૂષ તણી પ્રેમના,
માણું સ્નેહવર્ષાની ધાર;
મારો બીજાઇ તરબોળ દેહ થાય તોય,
દૂર દૂર રહે કિરતારઃ
મારી આવે નહિ વાણુમાં અપાર.

સરોદ

રાખશે? એમાં કોઇના બાપનું શું જાય છે?"

એક જણે ધીમેથી કહ્યુંઃ "પણ સાંભળ્યું છે કે ઠાકોર એકવાર પીને રસ્તામાં પડયા હતાં ત્યારે કોઇ કોળીએ એમનું નાક કાપી લીધું હતું-કોળણની બાબતમાં કાંઈ પંચાત થઇ હતી તેના વેરમાં."

કેસરીસિંહજીના પક્ષપાતીએ કહ્યુંઃ "હા, એ જરા ખોટું કહેવાય. પણ એમ બધું જ સારૂ તો ક્યાંથી મળે? બહુ ઉંચું કુળ જોવા જઇએ એટલે કાંઇને કાંઇ કસર તો નીકળે જ. જુઓને ચંદ્રમામાં પણ લાંછન તો છે જ ને! આવું ઉંચું કુળ મળ્યું તેથી કેસરીસિંહજીનાં કુળની [illegible] રહી!"

# માથાનો શણગાર



શ્રી. જ્યોત્સ્નાબહેન શુકલ

*

હમણાં હમણાં ગામડાંની બહેનો અને બાળાઓ શહેરની બહેનોના પોશાક અને પોશાકની ઢબછબનું અનુકરણ કરે છે. એ કેવળ દેખાદેખી છે. ચિત્રપટોની પણ આની ઉપર ઠીક ઠીક અસર હોય છે, આની ઘણી બાબતો છે, જેના પર બીજા કોઇ પ્રસંગે લખીશ. આજે તો ફક્ત એક જ ચીજ, જેનો ઉપયોગ શો છે એ સમજ્યા વિના ખૂબ વપરાય છે તેના વિષે લખું છું. આ ચીજ તે માથાની પીન, બકલ વગેરે છે. માથાના શણગારમાં અસલ આપણી બહેનો સોનાના ચાક, વિવિધ આકારના સોના ચાંદી કે મોતી માણેકનાં ફૂલ, સોનાની કળીઓનું ગજરું વગેરેનો ઉપયોગ કરતી. હજી આજે પણ ઓછાવત્તા પ્રમાણમાં એનો ઉપયોગ થાય છે. પરંતુ માથાના શણગાર તરીકે વિના સમજ્યે જે વસ્તુઓનો ઉપયોગ આજે થઇ રહ્યો છે એ જોઇને ખેદ થાય છે, આશ્ચર્ય પણ થાય છે. જાતજાતનાં ને વિવિધ આકારનાં નાનાં મોટાં બકલ, પીન ને એવું (બધાનાં નામની ખબર નથી) જે કાંઇ જેટલું હાથમાં આવે એટલું માથામાં ખોસવામાં આવે છે. યુવાન સ્ત્રીઓ પણ ખોસે છે અને બાળાઓ પણ ખોસે છે. કોઇ ખાસ પ્રસંગે બાળાઓ ગરબા વગેરે કાર્યક્રમમાં ભાગ લેવાની હોય ત્યારે તો આખું માથું સુશોભિત દેખાવાને બદલે અણગમો ઉપજાવે એવું દેખાય છે, એ ગામડાંની બહેનો બિચારી જાણતી પણ નથી હોતી. સાચું કહું તો, એ વસ્તુઓનો શો ઉપયોગ છે તેની એમને પોતાને પણ બરાબર ખબર નથી. એ ખાસ જરૂરની ચીજ નથી, એટલું માત્ર ચોક્કસ જાણું છું. હું ધારું છું ત્યાં સુધી માથાના વાળ ચોક્કસ ઢબે ગોઠવાયલા રહે એ માટે એ પીન ને બકલનો ઉપયોગ થતો હશે. એને આખા માથામાં જ્યાં જ્યાં જગ્યા મળે ત્યાં ત્યાં ગમે એમ ખોસી મૂકવામાં કંઇ અર્થ નથી અને શણગારના સાધન તરીકે એનો ઉપયોગ પણ કરવાનો હોતો નથી. ગામડાંની બહેનો આટલી વાત સમજી જાય અને આવી દેખાદેખીથી બીનજરૂરી ચીજોનો ઉપયોગ કરવાની લાલચમાંથી બચી જાય તો સારું. એ ચીજો પાછળ જે નાણાં ખર્ચાય છે તે દુર્વ્યય છે. એની જરૂર નથી હોતી, એટલું જ નહિ, એની શોભા નથી વધતી, એટલું જ નહિ, પણ એના વધુ પડતા ઉપયોગથી કઢંગો અને હાસ્યસ્પદ દેખાવ લાગે છે. એટલે આ ચીજનો ઉપયોગ ખાસ જરૂર હોય તો જ કરવો અને શોભાના સાધન તરીકે ન કરવો એવી મારી સૌ બહેનોને વિનંતિ છે.

માથાના શણગારનું સારામાં સારું સાધન ફુલ છે. મોટાં શહેરોમાં તો ફૂલની વેણીઓ પાછળ ધૂમ પૈસા ખર્ચવામાં આવે છે. ગામડાંની બહેનો એવું ન જ કરે. વાડીનાં સુંદર ફૂલછોડો ઉછેરીને પોતાને હાથે તેનું ગજરું બનાવીને પહેરવાથી માથાની શોભા વધે છે, પહેરનારનું અને જોનારનું દિલ પ્રફુલ્લ થાય છે, અને જ્યારે ઇચ્છા થાય ત્યારે વિના પૈસે સુંદર ગજરું તૈયાર કરી શકાય છે. બીજી કોઈ ચીજ એની તોલે આવી નહીં શકે.

# સૂતેલા પથ્થર



[ એકાંકિ નાટિકા ]


મૂળ વાર્તાલેખક — શ્રી. ધૂમકેતુ

નાટિકા લેખક — શ્રી. શંકરલાલ જોષી


## પ્રવેશ ૧ લો

સ્થળ : એક સાધારણ મકાન

સમય : રાત્ અગિઆરને સુમારે

(પડદો ઉઘડે છે. એક સાધારણ મકાનમાં ત્રણ જણા બેઠેલા દૃષ્ટિગોચર થાય છે. ખૂણામાં પડેલી એક આરામ ખુરશી પર એક વૃદ્ધ પુરૂષ લાંબી નગીનો હુક્કો ગગડાવતા બેઠા છે. બહુ જ ધીમી ગતિથી એ હુક્કાને દમ લગાવી રહ્યા છે. બીજા ખૂણા પર રવેશ પર પડતી બારી પાસે બે સ્ત્રીઓ બેઠી છે. સોળ સત્તર વર્ષની એક યુવતી છે જ્યારે બીજી વૃદ્ધા છે.)

**વૃદ્ધ સ્ત્રી :**

કૌશિક ! બીચારો હવે તો એકલો થઇ ગયો. મોટા શેઠની આશાઓ પાણીમાં મળી ગઇ. અને જીવતા હોત તો યે શું ? હજી એ એવો જ ધૂની રહ્યો છે.

**રેવતી :**

હવે તો એ બહુ દુ:ખી હાલતમાં હશે કાં મા ? હમણા તો આ રસ્તે દેખાય પણ નથી, નહિંતર તો હંમેશા સવારમાં એને પાછા ફરવાનો વખત હોય !

**વૃદ્ધ સ્ત્રી :**

વેળા વેળાની છાંયડી છે બેટા...!

**વૃદ્ધ પુરૂષ :**

(ધીમેથી હુક્કાની નળી મોંમાંથી બહાર કાઢી—કંઇ જ લાગણી ન હોય તેવે અવાજે) હં ! રખડુપણાનું બીજું શું પરિણામ થાય ? આખો દિવસ અને રાત ખંડિયેરોમાં અને પથરાઓમાં પડયો રહે છે. શી ધૂન હશે ? અને હવે તો દેણામાં મકાન પણ ડૂલી જશે

**વૃદ્ધ સ્ત્રી :**

શું દેણામાં મકાન પણ ડૂલ થાય છે ?

**વૃદ્ધ પુરૂષ :**

મકાન ડૂલ ન થાય ? અરે પોતે જ ડૂલ થયો એ જ ઘણું છે ના !

*

(એટલામાં બહારથી 'મુનિમ સાહેબ' એવો અવાજ આવે છે.)

**વૃદ્ધ પુરૂષ :**

(જાણે મહામહેનતે પોતાનું શરીર આરામ-ખૂરશીમાંથી ઉંચકતા હોય તેમ ઉભા થઇ) આ લ્યો...! કાં તો એ જ......(બહાર જવા પગ ઉપાડે છે ત્યાં સામે જ કૌશિક આવીને ઉભો રહે છે. ટૂંકા તો નહિ, પણ બહુ લાંબાયે નહિ એવા ઝુલ્ફાં એની ગરદન સાથે ગેલ કરી રહ્યાં છે. એની આંખોમાં અજબ પ્રકાશ છે. પ્રતિભાએ પોતાનું સ્થાન જમાવવા એનો ચ્હેરો પસંદ કર્યો હશે. પેનીથી ઉંચો અને ગોઠણથી સ્હેજ નીચો એવો ઓવરકોટ એના પડછંદ શરીરની આસપાસ વિંટળાએલો છે.)

**મુનીમ :**

(મો ઉપર કૃત્રિમ લાગણી લાવીને) કાં ! આવો ! આવો ! આરામખુરશીની બાજુ પર પડેલી ખૂરશી તરફ અંગુલી નિર્દેશ કરી) બેસો ! (કૌશિક બેસે છે. વૃદ્ધ મુનિમ પણ આરામ ખુરશી પર પોતાના સ્થળ શરીરને

ગોઠવે છે. રેવતી અને વૃદ્ધા તરફ જોઇ)- રેવતી ! બેટા તમે અંદર જશો ? મારે જરા બાઇ સાથે કામ છે.

(રેવતી અને વૃદ્ધા–તેની મા–અંદર જાય છે. કૌશિક અંદર જતી રેવતીના પડછાયાને નીરખી રહે છે. તેની આંખો ચમકી ઉઠે છે.)

કૌશિક :

મુનીમ સાહેબ ! હવે શેઠ પન્નાલાલનું જે દેવું છે તે કેટલુંક હશે ?

મુનીમ .

ખરા આંકડો તો ચોખવટ થયે આવે, પણ હું ધારું છું કે આપણી દુકાન આપ્યા પછી તેના આશરે–દશેક હજાર લેણા નીકળે.

કૌશિક :

ઓહો...! એમ ? હવે બીજું કોઇ ખરૂં ?

મુનીમ :

જી, બીજું કોઇ નથી. પણ...

કૌશિક :

પણ ! કેમ અટકયા ?

મુનીમ :

ના એ તો અમસ્તો...(અંદરના ઓરડામાં નજર નાખી) રેવતી ! બેટા ચા મૂકજો જરા !

કૌશિક :

(ઉભો થઇ) માફ કરજો. પણ હવે અત્યારે હું બેસીશ નહિ. હા, પણ આપ શું કહેવા જતા હતા ? કે ..

મુનીમ :

હવે એ જાણવાથી શું ફાયદો છે ? (મુનીમ પણ ઉભા થાય છે.)

કૌશિક :

છતાં જાણું તો વાંધો શું છે ?

મુનીમ :

(મુંઝાઇ ભર્યું હસતાં–અચકાતાં) પણ ન કહું તો ?

કૌશિક :

ના, પણ હવે તો જરૂર કહી દો.

મુનીમ :

(જાણે અનિચ્છાએ વાત કરતા હોય તેમ) શેઠ સાહેબ, ખોટું ન લગાડતા. તેમજ લેવા વાત નથી કરતો, પણ મારા પોતાના પણ ચારેક હજાર લેણા નીકળે છે !

(કૌશિકના મોં પર કળી ન શકાય તેવું હાસ્ય આવીને ચાલ્યું જાય છે (અને સહસા તેની નજર રસેશ પર પડતી બારી ઉપર જાય છે. રેવતીની બે કાળી આંખો દેખાઇને અદ્રશ્ય થઇ જાય છે.)

મુનીમ :

હા, પણ હવે તમે શું ધાર્યું છે ? કૌશિક !

કૌશિક :

મેં ! હું...મને લાગે છે કે હું તો હવે કંઇ નહિ કરું...!

મુનીમ :

ફરી ઝૂકાવોને ? વ્યાપારમાં જ લક્ષ્મી છે.

કૌશિક :

પણ હું તદ્દન નાલાયક છું.

મુનીમ :

(તોછડાઇથી) હં. હા એ સાચું...

કૌશિક :

ત્યારે લ્યો હવે સાહેબજી ! (જવા પગ ઉપાડે છે ત્યાં રેવતી ચાની ટ્રે લઇને આવે છે)

મુનીમ :

લ્યો ચા પણ આવી ગઇ. હવે ચા પીધા સિવાય નહિ જવા દઉં. (મુનીમ આરામ ખુરશી પર બેસે છે. કૌશિક પણ ખુરશી પર બેસે છે. રેવતી ચાની ટ્રે મૂકીને ચાલી જાય છે અને રવેશ પર પડતી બારીમાંથી એ ડાબી બાજુથી જમણી બાજુ જતી દેખાય છે. બંને ચા પીવાનું શરૂ કરે છે.)

કૌશિક :

(ચા પી લીધા પછી એની મુખમુદ્રા કંઇક વિચારમાં લીન દેખાય છે) મુનીમ સાહેબ ! તમારૂં ચારેક હજારનું લેણું નીકળે છે ના ?

મુનીમ :

(કંઇક અચકાતાં) હા...પણ એ તો મારે ક્યાં......

કૌશિક :

(પોતાની આંગળી પરથી રત્નજડિત વિંટી કાઢી મુનીમના હાથમાં મૂકતાં) લો આ તમારા હિસાબ પેટે...

મુનીમ :

(અચકાતાં : અચકાતાં) એક શિખામણ આપું ?

કૌશિક :

(એના મોંના ખૂણા ઉપર એક સ્મિત આવીને અદૃશ્ય થઇ જાય છે) જી ! શા માટે નહિં ?

મુનીમ :

ત્યારે આ વિંટી છેલ્લી છે ના ?

કૌશિક :

જી, હા !

મુનીમ :

હવે તમારે ઉદ્યોગ કરવાની પ્રતીક્ષા કરવી.

કૌશિક .

ઉદ્યોગ કરવાની પ્રતિજ્ઞા કરું છું મુનિમસાહેબ!

મુનીમ :

(ચ્હેરા ઉપર કૃત્રિમ આનંદ અને હાસ્ય લાવી) બસ, બસ. આજે મને ભારી આનંદ થયો. (ખોટો ડોળ કરી ઠપકો દેતા હોય તેમ) પણ હાં, તમે મુશ્કેલીમાં આવીને મારા પૈસા ચૂકાવો છો કે ? હેં તમે મને જુદો માન્યો કે ? જાઓ મારા સાહેબ-ભલા માણસ-આટલી જ પીછાન ? (અને મુનીમ ધીમું અને ખંધાઈ ભર્યું હસે છે. વળી કૌશિકની નજર રવેશ પર પડતી બારી તરફ જાય છે. બારી પાછળથી રેવતીની બે કાળી આંખો હજીએ ટગટગી રહી છે.)

કૌશિક :

અને બીજું કહું મુનીમ સાહેબ. પન્નાલાલ શેઠના પણ આવતી કાલે ચુકવાઈ જશે.

મુનીમ :

(ચમકી) હેં ! પણ આ બધું ક્યાંથી ?

કૌશિક :

(કટાક્ષથી) એક છે-તમારા જેવો-અમીર દીલનો માણસ સમજ્યાના !

મુનીમ :

એક વાત પૂછું ?

કૌશિક :

શું ?

મુનીમ :

તમે હંમેશા કંઇને કંઇ કામ કરો. એ ખંડિયેરો અને પથરા-મરેલા પથરામાં રખડવાથી શું ફાયદો.

કૌશિક :

એ સુતેલા પથ્થરમાં જીવતા દેહ છે.

મુનીમ :

તમે જીંદગીના વર્ષો ગુમાવો છો !

કૌશિક :

કારણકે જીંદગીનો, જીવનના રહસ્યો વાંચવા સિવાય બીજો ઉપયોગ પણ નથી.

મુનીમ :

એ લત તમે નહિ જ છોડો ? ત્યાં શું કરો છો ?

કૌશિક :

ત્યાં ? ખંડિયેરોમાં ભટકું છું. એ સુતેલા પથ્થરો પર સૈકાઓ ઉપર થઇ ગએલા મનુષ્યોના શબ્દો છે, એ શબ્દો વાંચુ છું. દરેક પત્થર એ એકએક પ્રતિમા છે અને દરેક પ્રતિમામાં એકએક આત્મા છે.

મુનીમ :

ધૂન ! અરે ભલા માણસ ! ત્યાં નકામા વખત કાઢો છો. એ જીંદગીનો કાંઈ અર્થ નથી.

કૌશિક :

તમે તેને ધૂન કહો કે પછી ગમે તે કહો, હું તો એ પથ્થરોને મારા દિલથી પૂજું છું. ત્યારે લ્યો હવે સાહેબજી. (કૌશિક ઉઠે છે. મુનીમ પણ ઉઠે છે)

મુનીમ :

હા ! આવજો હોં! આવતા રે'જો ક્યારેક ક્યારેક. (અને મુનીમ બાજુના રૂમમાં જવા માટે પીઠ ફેરવે છે. કૌશિક તેની પીઠ પાછળ કંઇક અર્થભરી રીતે તાકતો ઉભો રહ્યો છે.

મુનિમ અંદર જાય છે. કૌશિક બહાર જવા માટે પગ ઉપાડે છે ત્યાં રવેશ પર પડતી બારીમાંથી રેવતી ડોકાય છે.)

રેવતી :

(એની આંખમાં માન, શ્રદ્ધા અને નિર્મળ સ્નેહ છે.) કૌશિક...(કૌશિક એક નજર રેવતી તરફ નાંખે છે. અને રેવતી બારીમાંથી અદૃશ્ય થઇ જાય છે.)

કૌશિક :

જેણે ખજાનો જ્યાં કર્યો,
તેનું જીગર ત્યાં ત્યાં નક્કી;
જેનું જીગર જ્યાં જ્યાં ઠર્યું,
તેની ઠરી ત્યાં જીંદગી...

(કૌશિક મનમાં ગાતો ગાતો બહાર આલ્યો જાય છે. પડદો પડે છે.)

## દ્રશ્ય બીજું

### સમય : રાતનો

( પડદો ઉપડે છે )

સ્થળઃ– ( એક ખંડિયેરનો તદ્દન જીર્ણ બની ગએલો ખંડ. એ જીર્ણ ખંડ કોઇ પ્રાચીન સમયની ઝાંખી કરાવી રહ્યો છે. ખંડની ચારેય તરફ નાની મોટી સ્તંભિકાઓ પડી છે. એક ખૂણામાં પથ્થરમાંથી કોરી કાઢેલી નિર્જીવ છતાં સજીવ યુવતિને પણ શરમાવે એવી અવયવબંધ એક પૂતળી છે. તેની સામેના ખૂણામાં પ્રાચીન યુગની નાની મોટી પ્રતિમાઓની હારમાળા પડી છે. સ્તંભિકાઓ પર માગધી પાલી અને સંસ્કૃત ભાષાઓમાં કંઇક લેખ લખેલા છે. એ સ્તંભિકાઓ પાસે એક સાદડી પર એક યુવાન બેઠેલો છે અને ઘણી જ બારીકાઇથી તેનું નિરિક્ષણ કરી રહ્યો છે. એક વૃદ્ધ પુરુષ કંઇક વિચારના વમળોમાં અટવાતો એક ખૂણેથી બીજે ખૂણે આંટા મારી રહ્યો છે. ખંડના બે ખૂણા પર બન્ને તરફ બે વિશાળ સ્થંભ છે. પેલા યુવાનની નજીક એક મીણબત્તી બળી રહી છે અને એનો ઝાંખો પ્રકાશ ઓરડાને આવરી રહ્યો છે. બહુ જ ધીમી ચાલે–અવાજ ન થાય એવી રીતે– સંગેમરમરમાંથી કોતરી કાઢેલી મૂર્તિ શી એક લાવણ્યમયી ખંડની જમણી બાજુથી પ્રવેશી જમણી બાજુ પરના વિશાળ સ્થંભ પાછળ સંતાઇ જાય છે. એ દરમિયાન વાતાવરણને અનુકુળ ધીમું ધેરૂં 'પાર્શ્વ' સંગીત વાતાવરણને વધુ ઘેરૂં બનાવી રહ્યું છે. પેલો વૃદ્ધ પુરુષ હજીએ વિચારના વમળોમાં એક તરફથી બીજી તરફ આંટા મારી રહ્યો છે.) અને વારે વારે સ્તંભિકાઓ અને પૂતળી ઉપર નજર નાખ્યા કરે છે.)

વૃદ્ધ પુરૂષ :

[ વચ્ચે ઉભો રહી ] કૌશિક, એ બધામાં તને એક જ શૈલી લાગશે. એક જ ભાવ અને એક જ રેખા—કેમ એમ જ છે ના?

કૌશિક :

હા, પરંતુ બીજા રંગમંડપમાં દરેક માણસે પોતાની કલા પાછળ પોતાનું વ્યક્તિત્વ ખીલવ્યું છે જ્યારે આ નવીન પ્રયાસમાં કલાનું અધમ અનુકરણ થતું જણાય છે.

વૃદ્ધ પુરૂષ :

એ ઉપરાંત પણ એક બીજું છે. જ્યારે મનુષ્યો આજની પેઠે માળ ઉપર માળ બાંધીને રહેતા નહિ, ત્યારે સમાજમાં નૈતિક બળ હતું. એ વખતના જુવાનો પણ, લાગે છે કે, નદી કિનારે કયારેક સ્નેહની ઘેલછાભરી મનોદશા તો અનુભવતા હશે. ક્યારેક પ્રેમની ચોરી પણ કરતા હશે. અને પેલા છે...શા સ્તંભ પર કેવા સુંદર પ્રેમમાં સ્ત્રી પુરૂષો મશગુલ બની રહ્યાં છે. જુવાનમાં પ્રેમ અને જોમ બન્ને જણાય છે. પેલી જુની પૂતળીના અવયવ–બંધને એવા સુંદર શૃંગારમાં શિલ્પીએ ઢોલાવ્યા છે કે આજનો સમાજ એના તરફ ઘૃણા ભરી દૃષ્ટિ ફેંકશે; અને છતાં એ ઉલ્લાસમાં જે સંયમ છે તે અદ્દભૂત છે.

કૌશિક :

પણ મને એમ લાગે છે, આ બધા રંગ –રૂપ–ઉલ્લાસ–આ બધાનો આજે અર્થ શું? આ બધા જુના પથ્થરોનો મર્મ શું?

વૃદ્ધ પુરુષ :

તને ખબર નથી? જુના પથ્થરોને કબજે લીધા વિના પ્રજાકીય સંસ્કૃતિની બૂમી લડત નકામી નીવડે. આપણા ઐતિહાસિક પ્રાચીન સ્થળો–પ્રજાના હાથમાં–પ્રજાના કિલ્લા જેવાં હોય તો જોઇ લ્યો એમાંથી–વાતાવરણ જામે તે. (અંદરના ખંડ તરફ અંગુલી–નિર્દેશ કરી) આ સામેની પ્રતિમા જોઇ? પેલું મંદિર, જે એ સભાગૃહ–પ્રજાકિય સભા વળી આ ચોક-માંજ ભરાતી હશે, આંહીં હજાર વર્ષના જૂનાં માણસો સામે મોં એ ખડાં થાય. પ્રજાકીય સભાઓ તો આવા આવા સ્થળોમાં ભરાય ને વાતારણમાં ઐતિહાસિક જીવન્ત પાત્રો ખડાં થાય ત્યારે એની શક્તિ રગ રગમાં ઉતરશે! ને સર્વાંગીણ વિકાસમાં તો કોઇકે આને માટે પણ જીવન અર્પણ કરવું જોઇએ –આવા મૌન કામ માટે. તારી સંશોધન પિપાસા માટે મને માન છે. તારા સંસ્કૃત માગધી અને પાલી ભાષાના અગાધ અભ્યાસ પર હું આફ્રિન છું. તું મારું ગૌરવ છે કૌશિક!

કૌશિક :

હું જ એ વિષય માટે જીવન અર્પું છું.

ગુરૂદેવ :

(ગુરુના મુખમંડળ પર એક ગૌરવાન્તિક સ્મિત લેરખી આવીને ઉડી જાય છે) તું મારો ખરો શિષ્ય છે કૌશિક! તું મારું ગૌરવ છે. (અને ધીરે ધીરે ગુરૂદેવ અંદરનાં ખંડમાં ચાલ્યા જાય છે. અને કૌશિક ફરી પેલી સ્તંભિકાઓ પર પોતાનું ધ્યાન પરોવે છે. વાતાવરણું તદ્દન શાન્ત બની ગયું છે. પેલા સ્તંભ પાછળ છૂપાયેલી યુવતી કંઇક કુતુહલથી કૌશિકની પીઠતરફ નજર ફેંકે છે. બહારથી આવતી વાયુ–લહરી એ યુવતીના સાળુ સાથે ગેલ કરે છે. યુવતી સાળુને વ્યવસ્થિત કરવા હાથ ઉંચો કરે છે અને શાન્ત વાતાવરણ એના કંકણના રણકારથી રણકી ઉઠે છે. સહસા કૌશિકનું ધ્યાન આવી ગએલા રણકારની દિશા તરફ વળે છે. કોઇ કલાધરની મૂર્તિ સજીવન થઇને ઉભી હોય તેમ પેલી યુવતી કૌતકભરી નજરે પેલા સ્તંભને અઢેલીને ઉભી છે પ્રશાંત અચળ અને સ્થિર!)

કૌશિક :

કોણ? (પેલી યુવતી હજી જાણે ધ્યાનસ્થ અવસ્થામાં જ ઉભી હતી. તેના ઉર–પ્રદેશ પરથી સરી ગયેલો સાળુ ફરી તેણે વ્યવસ્થિત કર્યો અને ખંડમાં તેના કંકણનો આછો રણકાર પુનઃ ફરી વળ્યો.)

કૌશિક :

કોણ છે? જે કલાવીરની તું જીવંત પ્રતિમા હો તે કલાવીરનો હું પૂજારી છું. બે સરખા ભક્તો મળે તેમ આવ અને સૈકાઓ પહેલાની વાત કરી જા!–દેવી–દિવ્યમૂર્તિ!

યુવતી :

કૌશિક!–એ તો હું છું–હું–હું રેવતી.

કૌશિક :

(સ્તબ્ધ બની) અત્યારે! આંહીં...? (તે રેવતી પાસે જાય છે) રેવતી...! શું કામ પડ્યું?

રેવતી :

કૌશિક! હું તમારી એક મદદ માગવા આવી છું. મારા પિતાએ પૈસા લેણા કાઢ્યા છે તે ખોટા છે. એક વખતના તમારા જેવા ગર્ભશ્રીમંતને દગાથી રઝળતા કરી મૂકવા તે પાપ સહન ન થવાથી અત્યારે તમને શોધતી આવી છું. આ તમારી વીંટી પાછી લેશો! (રેવતી પોતાની આંગળી પરથી વીંટી ઉતારી કૌશિક સામે ધરે છે)

કૌશિક :

વીંટી?–પાછી લઉ?

રેવતી :

હા. તમારે માટે હું હમેશ રાહ જોતી હતી; પણ ત્યાર પછી તમે મળ્યા જ નહિ, એટલે છેવટે મારે અહીં આવવું પડ્યું..દગાથી તમે ભીખારી બન્યા છો!

કૌશિક :

પણ મને ગરીબાનો અભ્યાસ છે. જે લોકોને ગરીબાનો અભ્યાસ નથી હોતો એને એ દુઃખરૂપ થાય છે ખરી. વીંટી તું પાછી સોંપી દેજે અને–

રેવતી :

નહિ! કૌશિક એ નહિ બને. મારાથી એ દગો નહિ સહેવાય. (અને એ કૌશિકના હાથમાં વીંટી મૂકી ચાલવા માંડે છે.)

કૌશિક :

(ચાલી જતી રેવતીને–) રેવતી! હું તને મૂકવા આવું? ડરશે તો નહિ ને? તું તારા ઘરમાં શો જવાબ વાળીશ રેવતી?

રેવતી :

(જતાં જતાં) એ તો થઈ રહેશે. અને આવવાની કંઈ જરૂર નથી કૌશિક! (રેવતી બહાર જવા પગ માંડે છે, બીજી તરફથી ગુરૂદેવ પ્રવેશે છે. કૌશિકની પીઠ ગુરૂદેવ તરફ છે. ચાલી જતી સ્ત્રીને જોઈ ગુરૂદેવ ચમકે છે અને આવે છે તે જ દિશામાં ફરી જાય છે.)

કૌશિક :

અરે! સૃષ્ટિમાં કેવા કેવા સુંદર આત્મા પડ્યા છે. (જે દિશામાં રેવતી ગઈ એ તરફ નજર નાખતા) રેવતી! હજાર વર્ષ પહેલાંના શિલ્પીઓએ તારા જ લલિત અંગભંગમાંથી પ્રતિમાઓ ઘડવા માટે કલ્પના લીધી હશે!
(કૌશિકના છેલ્લા શબ્દો સાંભળતા ગુરૂદેવ પ્રવેશે છે)

ગુરૂદેવ :

કૌશિક તું શું વિચાર કરે છે?

કૌશિક :

કાંઈ નહિ ગુરૂદેવ. (કૌશિકના ચ્હેરા પર અશાન્તિની છાયા તરવરી ઉઠે છે)

ગુરૂદેવ :

કૌશિક! હવે સમય ટુંકો છે ને કામ અથાગ છે. અને...પણ ઈશ્વર જાણે છે કે મેં મારી દરેક પળમાં આ દેશનો ભૂતકાળ જ શોધ્યો છે!—

કૌશિક :

હાં: પણ આજે તમારા સ્વરમાં આ અનાથતા કેવી ગુરૂદેવ?

ગુરૂદેવ :

કારણ કે હવે આપણું વહાણ જ્યારે ભરદરિયે છે ત્યારે...તને કંઈક અશાન્તિ થાય છે–આ નિરસ જીવનની અથવા વધુ રસની.

કૌશિક :

હા એ સાચું છે ગુરૂદેવ! પણ આપણું અપૂર્ણ કાર્ય સંપૂર્ણ કર્યા પછી જ જંપીશ.

ગુરૂદેવ :

ખોરાસાન, સમરકંદ, ટીબેટ–જાવા–એ બધા પ્રદેશો! કૌશિક! ત્યાં કોણ જવાનું હતું!

કૌશિક :

પણ ત્યાં શું છે ગુરૂદેવ?

ગુરૂદેવ :

માનવ જાતની સાચી સમૃદ્ધિ ત્યાં જ ભરી છે. જુના ઇતિહાસ ત્યાં છે. નવાનો ભૂત સમય ત્યાં છે અને જુનાનું મૂળ ત્યાં છે. કૌશિક! (કૌશિકના ચ્હેરા ઉપર અશાંતિ છવાઈ જાય છે. એ કાંઈક વિચારમાં છે. એ કોઈની યાદમાં છે. એ એક હાથ સાથે બીજો હાથ કંઈક જોરપૂર્વક મસળી રહ્યો છે. ગુરૂદેવની આંખો એનું દૃશ્ય વાંચી લે છે) કૌશિક! સંશયાત્મા વિનશ્યતિ. તપ પછી જ સિદ્ધિ મળે છે. મનોબળ જરાક પણ ડગે તો કોઈ ભૂમિ તને પોતાનું અંતર નહિ આપે! કૌશિક!

કૌશિક :

(નિશ્ચયપૂર્વક) ગુરૂદેવ! નિરાશન્ન યતા. તમારા એકલપંથમાં હું એક સાથી હતો અને છેવટ સુધી હું રહીશ.

(પડદો પડે છે) (ચાલુ)

# 'નળાખ્યાન'નો હાર

અને



# હાર ગળ્યાનો પ્રસંગ

લેખક:

**શ્રી. હરિવલ્લભ ભાયાણી**

*

પ્રેમાનંદના 'નળાખ્યાન'માં ટોડરે હાર ગળ્યાનો પ્રસંગ જાણીતો છે. તેની વીગતો આ પ્રમાણે છે: દમયંતી તેની માશી ભાનુમતીને ત્યાં રહે છે. પછી તેના પર કળિયુગ નવી વિપત પાડવાનું નક્કી કરે છે:

એમ ઘણા દિવસ ગયા વહી, કળીને મન ચિન્તા થઈ;
નળથી મન ચળે નહીં સતી, તો કેમ વશાય મારી વતી;
જો દ્વેષ આણે નળ સાથે, તો દમયંતી આવે હાથ,
કોઈ વળી વિપત પાડું, એને માસી સાથે વઢાડું.

પછી તેણે આ યુક્તિ રચી:

માસીની કુંવરી ઇંદુમતી, એક દિવસે નહાતી હતી
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે
મોતીનો હાર કંઠેથી કઢાડયો, ભીંતને ટોડલે વળગાડયો
ટોડલામાં પેઠો પાપી કળી, મુક્તાફળની માળા ગળી.

પછી નાહીને ઇંદુમતી જુએ તો હાર ન મળે. તરત જ તેણે દમયંતી પર આળ નાખ્યું. આથી દમયંતીને ઝાળ લાગી. બંને વચ્ચે બોલાચાલી થઈ. ત્યાં રાજમાતા ભાનુમતી આવી. તેણે દમયંતીને ઉપહાસ કરવા હાર લીધો હોય તો આપી દેવાનું કહ્યું. એટલે દમયંતીને ઘણું દુઃખ થયું. સેવકો ને સખીઓ પણ કહેવા લાગ્યાં કે એણે જ હાર લીધો છે. આવી અણીની વેળાએ દમયંતીએ શ્રી. જગદીશને સમર્યા. સ્તુતિ કરીને:—

એવું મનમાં ધરીયું ધ્યાન,
  સતીની વારે ચઢયા ભગવાન;
અંતરજામીએ બુધ દીધી,
  સતીએ આંખડી રાતી કીધી.
કહે માસીને કરી ક્રોધ,
  ફરી કરો હારની શોધ;
સાખી સૂરજ વિષ્ણુ ને વાય,
  જો મેં કીધો હોય અન્યાય.
જાઇ હાર તમારો જહન્ને,
  લેનારો ફાટી પડજો;
એવું કહેતામાં કળીયુગ નાઠો,
  ત્યારે તડાક ટોડયો ફાટયો.
માંહે થકો પડયો નિસરી હાર,
  સતીને સુઠયા વિદ્યાધાર.

પછી અંતરિક્ષ હારનો વરસાદ વરસ્યો. ભાનુમતી દમયંતીને પગે પડીને ઇંદુમતીએ મોં સંતાડી દીધું.

એ ટોડરે હાર ગળ્યાનો પ્રસંગ મૂળ મહાભારતના 'નલોપાખ્યાન'માં નથી. પ્રેમાનંદે તે ગાંઠનો જ ઉમેરેલો છે. પણ આ પ્રસંગને મળતી ઘટના દસમી શતાબ્દીના અરસામાં પઉમસિરિચરિય (પદ્મશ્રી ચરિત) નામે ધાહિલ કવિએ રચેલ અપભ્રંશ કાવ્યમાં મળે છે. બાળ વિધવા ધનશ્રી પોતાના બે ભાઈઓ અને ભાભીઓ સાથે રહી દાનધર્મમાં દિવસો વીતાવે છે. નણંદ ધર્મ કાજે પૈસો વાપરે છે તે ભાભીઓને ખટકે છે. પોતે ભાઈઓનું ઘર લુંટાવે છે તેવી વાત ધનશ્રીને કાને આવતાં તે ભાભીઓ પર ખોટું કલંક લગાડી શિક્ષા કરવાનું નક્કી કરે છે. મોટી ભાભીને તેનો પતિ સાંભળે તેમ મોટેથી ચારિત્ર્ય શુદ્ધ

રાખવાનો ઉપદેશ આપે છે. આથી તેનો ભાઈ પોતાની સ્ત્રીના શીલ વિશે શંકાશીલ થયો અને તેનું અપમાન કરી શયનખંડમાંથી કાઢી મૂકી. પછીથી ધનશ્રીએ ભાભી નિર્દોષ હોવાની ખાત્રી આપી બંને વચ્ચે સમાધાન કરાવ્યું. એ જ રીતે નાની ભાભીને તેનો પતિ સાંભળે તેમ મોટેથી ચોરી ન કરવાનો ઉપદેશ આપ્યો. આથી તેના પતિએ પણ પોતાની સ્ત્રી ઉપર અપ્રમાણિકતાનો આરોપ મૂક્યો. પણ ધનશ્રીએ પછીથી બંને વચ્ચે સમાધાન કરાવી આપ્યું.

પોતાના આ કુટિલ આચરણનું પ્રાયશ્ચિત કે એકરાર કર્યા વિના મરણ પામેલી ધનશ્રી પછીના પદ્મશ્રી તરીકેના ભવમાં પોતાના કર્મનું ફળ ભોગવે છે. પરદેશથી પાછા ફરેલા પતિને વિરહથી ક્ષીણ બનેલી પદ્મશ્રી શણગાર સજી મળવા જવાની તૈયારીમાં છે, તે વેળા કોઈ દુષ્ટ યક્ષ તેના પતિના મનમાં એવો વહેમ ઘાલે છે કે પદ્મશ્રી કુલટા છે. આથી તે પદ્મશ્રીનો ત્યાગ કરી ફરી વિવાહ કરી લે છે. દુઃખી પદ્મશ્રી જૈન સાધ્વી બને છે. વિહાર કરતાં કરતાં ગયા ભવની પોતાની ભાભીઓ જ્યાં નગરશેઠની પુત્રવધૂઓ તરીકે નવો ભવ પામી છે, ત્યાં તે આવે છે. એક વાર પદ્મશ્રી તેમને ત્યાં ગોચરીએ આવે છે ત્યારે એક પુત્રવધૂ તૂટી ગયેલો મોતીનો અમુલખ હાર પરોવતી બેઠી છે. આર્યાને જોઈને હાર ને મોતી નીચે મૂકી ભિક્ષામાં આપવાની વસ્તુ લેવા તે અંદર જાય છે. એટલે આ સાધ્વી પર આળ ચડાવવા પૂર્વ કર્મના ઉદયે કરીને એક યક્ષ ત્યાં આગળ દિવાલ પર ચીતરેલા મોરમાં પ્રવેશ કરે છે. મોર સજીવ બની કેકારવ અને નૃત્ય કરતો નીચે ઊતરે છે અને બધાં મોતી ગળી જઈ, ઊડીને ફરી ભીંતમાં સમાઈ જાય છે. આ ઘટના પદ્મશ્રી આશ્ચર્યથી જોઈ રહે છે. પછી પેલી પુત્રવધૂ લાડુનો થાળ લઈને આવે છે, ને પદ્મશ્રીને વહોરાવે છે. ભિક્ષા લઈ પદ્મશ્રી ચાલી જાય છે. પછી મોતી ન જોતાં તપાસ થાય છે ને પદ્મશ્રી આર્યા તે મોતી ચોરી ગઈ હોવાની સૌને શંકા જાય છે. એટલે એ આખું નગર પદ્મશ્રીને 'ચોરટી' 'ચોરટી' કહે છે. દુઃખી પદ્મશ્રી સમભાવે આ સહન કરે છે. પછી તેને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. તે વખતે પસ્તાયેલો પેલો યક્ષ પુત્રવધૂ તેમજ બીજા માણસો બેઠા હતા તે વેળા ચિત્રમોરને સજીવ કરે છે. અને મોર સૌની સમક્ષ નીચે ઊતરી ગળેલાં બધાં મોતી ઓકી કાઢે છે, અને ફરી ચિત્રરૂપ બની જાય છે. સૌ અચરજ સાથે આ જોઈ રહે છે, અને સાધ્વી પર આળ લાવ્યાનો પસ્તાવો કરે છે.

આ કથાનકમાંના ચિત્રગત મોરે મોતીનો હાર ગળ્યાનો ને પછી ઓકી કાઢ્યાનો પ્રસંગ 'નળાખ્યાન'માંના ટોડલે હાર ગળ્યાના ને પછી પાછો કાઢ્યાના પ્રસંગને ઘણો જ મળતો છે. 'પદ્મશ્રીચરિત'ની રચના ઈસવીસનની દસમી સદી આસપાસ થયેલી છે. એટલે આપણે જોઈ શકીએ છીએ કે, પ્રાચીન ગુજરાતીના કથાવાર્તા સાહિત્યનાં અનેક બીજો, ઘટનાઓ, પ્રસંગો ને યુક્તિઓની જેમ ઉક્ત હાર ગળ્યાની ઘટનાનું વાર્તાબીજ પણ પહેલાના સાહિત્યમાં જાણીતું હતું અને પ્રેમાનંદને તે રોચક લાગતાં, પરંપરામાંથી તેમને ઉપાડી લઈને પોતાના આખ્યાનમાં તેને ઘટાવ્યું હતું. આ પ્રસંગ ગૂંથવાથી દમયંતીના આલંબને રહેલો કરુણ કેટલો ઘન બને છે તે આપણે જાણીએ છીએ. ભાલણના 'નળાખ્યાન'માં આ પ્રસંગ નથી, પણ નાકરના 'નળાખ્યાન'માં મત્સ્યના સજીવન થયાના પ્રસંગની જેમ હારવાળો પ્રસંગ પણ પહેલી વાર પ્રવેશ પામે છે. જો કે નાકરના નળાખ્યાનની હાથપ્રતોમાં હારવાળો પ્રસંગ નથી. મૂળમાં ન મળતા ઉક્ત બંને પ્રસંગો પ્રેમાનંદના 'નળાખ્યાન'માં વિસ્તાર ને મહત્ત્વ પામે છે.

# જાતીય કેળવણીની શાસ્ત્રીય અને સુરુચિભરી રીત

લેખક :

ડૉ. માધવજી બી. મચ્છર.

ડૉ. માધવજી બી. મચ્છર સને ૧૯૧૨ માં અમદાવાદની બી. જે. મેડીકલ સ્કૂલમાંથી "સી. એમ એન્ડ એસ"ની ઉપાધિ મેળવી સરકારી નોકરીમાં જોડાયા હતા. તેમને આ જ મેડીકલ સ્કૂલમાં સને ૧૯૨૦માં ટયુટર તરીકે નિમવામાં આવ્યા હતા. સને ૧૯૨૧માં અસહકારી તરીકે સરકારી નોકરી તેમણે મૂકી દીધી હતી, અને મેડીકલ પ્રેક્ટીશનર તરીકે અમદાવાદમાં પોતાનું દવાખાનું શરૂ કર્યું, જે હજુ ચાલે છે. તેમને સાહિત્યમાં સારો રસ છે. અમદાવાદની 'ગુજરાત સાહિત્ય સભા' અને 'અમદાવાદની મેડીકલ સોસાયટી'માં તેમણે આશરે ૧૫ વર્ષ સુધી માનદ મંત્રી તરીકે કામ કર્યું છે. છેલ્લાં ૧૧ વર્ષથી હવે વિદ્યાપીઠ સાથે જોડાયેલી 'ગુજરાત મહિલા પાઠશાળા, અમદાવાદ'માં વિજ્ઞાનના અધ્યાપક તરીકે જીવવિજ્ઞાન (Biology), ઈન્દ્રિયવિજ્ઞાન (Physiology) અને આરોગ્ય વિજ્ઞાન (Hygiene)નું અધ્યાપન તેઓ કરાવે છે. આ અધ્યાપન પ્રવૃત્તિના અનુભવમાંથી આ લેખની પ્રેરણા તેમને મળી છે. એથી જીવશાસ્ત્ર અને કાંઈક મનોવિજ્ઞાનની શાસ્ત્રીય માહિતીના રંગો સારી રીતે આ લેખમાં પૂરાયા છે. —સંપાદક



જાતીય કેળવણી–Sex education–આપવા માટે કેળવણીકારો અને સુશિક્ષિત પ્રજા સુભાગ્યે એકમત છે, અને તે ઇચ્છે છે કે જાતીય કેળવણી આપણા વિદ્યાર્થીઓને આપવી જોઇએ. પરંતુ તે કઈ રીતે આપવી તેના સંબંધી જોઇએ એવી સ્પષ્ટતા હજી જણાતી નથી. આ મહત્વનો પ્રશ્ન હજી ધુંધવાતી સ્થિતિમાં જ પડયો છે.

તેનાં મુખ્ય બે કારણો છે. એક કારણ આ છે: વિદ્યાર્થીઓ જાતીય કેળવણીના વિષયને સમજીને પચાવી શકે તેવી ઉંમરમાં એટલે ૧૬ થી ૨૧ વર્ષની વયમાં આ કેળવણી અપાવી જોઇએ. આ વય એવી છે કે જાતીય જ્ઞાનના વિષયમાં વિદ્યાર્થીને ખૂબ રસ પડે છે. ઘણા વિદ્યાર્થીઓ આ વિષયના લોકપ્રિય પુસ્તકો કે પુસ્તિકાઓ વાંચે પણ છે. પરંતુ તે પુસ્તકો ત્યારે જ તેને ખરી રીતે સમજાય અને જીવનમાં ઉપયોગી થાય, કે જ્યારે તેની પશ્ચાદ્ ભૂમિકા જીવ—શાસ્ત્રના શાસ્ત્રીય જ્ઞાનથી યોગ્ય રીતે રચાયેલી હોય. બીજું કારણ, વિજ્ઞાનની કેળવણીનો હિસ્સો આપણી વિદ્યાપીઠોમાં પ્રથમથી જ બહુ ઓછો રાખવામાં આવ્યો છે. એવી સ્થિતિમાં દરેક વિદ્યાર્થી પાસે જીવશાસ્ત્રનું જ્ઞાન પશ્ચાદ્ ભૂમિકા

તરીકે હોવાની આશા આપણે શી રીતે રાખી શકીએ ?

જીવ અને શરીર સંબંધી સમાજમાં શાસ્ત્રીય જ્ઞાન નહિ હોવાથી જાતીય વિષયની વાતો પરત્વે ખોટી શરમ (prudery) અને છિત્‌છત્‌ની સાવધાની (taboo) પ્રવર્તે છે. એટલે આ વિષયના ભાષણો કે વાર્તાલાપો પણ અંતે નિરર્થક નિવડે છે. જાતીય અંગોને અપવિત્ર ગણવાની અને જાતીય સંબંધને અપવિત્ર તથા પાપમય માનવાની સમાજના મોટા ભાગને ટેવ હોવાથી, સમાજની દરેક અજ્ઞાન અને અઘટિત ટીકા કરે છે અને વિરોધ દર્શાવે છે. આ રીતે સમજાશે કે લોકપ્રિય પુસ્તકો, વાર્તાલાપો કે ભાષણો પણ જાતીય કેળવણી માટે ઉપયોગી થાય તેમ નથી.

વિદ્યાર્થીઓની ઘડાતી યુવાવસ્થાનો આ કાળ હોય છે, તેમાં ભાવના અને લાગણીવશતા ખૂબ હોય છે, પરંતુ અનુભવનું ડહાપણ હોતું નથી. તેમના મન ચંચળ અને હૃદય કોમળ હોય છે. જાતી (sex)ના વિચારોથી તે તંગ બનેલું હોય છે. આવી વખતે જીવ-શાસ્ત્રના ક્રમિક અભ્યાસથી પ્રાપ્ત કરેલા જ્ઞાનની પીઠિકા વગર આ વિષય સબંધી જ્ઞાન આપવા જતાં, તેના અંગો ઉપાંગોનાં નામો અને કાર્યનાં વર્ણનોથી તેમનાં કોમળ હૃદયને આઘાત પહોંચે છે અને કેટલીક વખત તે આડે રસ્તે દોરવાઈ જવાનો સંભવ પણ રહે છે.

તો પછી જાતીય કેળવણી આપવાનો સાચો માર્ગ કયો ? મહાવિદ્યાલયોમાં, સાહિત્ય, ઇતિહાસ, અને લલિતકળાઓના અભ્યાસ ઉપરાંત પ્રથમ બે વર્ષમાં ક્રમશઃ જીવશાસ્ત્ર અને માનવ ઇન્દ્રિય વિજ્ઞાનનું ફરજીઆત અધ્યયન કરાવવું જોઇએ; અને ત્રીજા વર્ષમાં માનસશાસ્ત્રના અભ્યાસમાં જાતીય મનોવિજ્ઞાન (sex psychology)નો વિભાગ પણ લે રવો જોઇએ. આથી પોતાના જીવ સં. અને આસપાસના બીજા પ્રાણી તથા સંબંધી તેને ઉપયોગી જ્ઞાન મળશે અને ઉપરાંત તે જ્ઞાનના એક ભાગ તરીકે વિષય સંબંધી તન અને મનનું જ્ઞાન મળ્યા રહેશે, એટલે આ કોયડો સફળતાથી ઉકલી જશે.

જાતિ એ તો જીવનનું એક અંગ છે આનુવંશિકતાથી મળની સહજ પ્રેરણા (Instinct) એનું બળ છે. જીવને આવી બીજી ઘણી સહજ પ્રેરણાઓ હોય છે. પ્રકૃતિની દ્રષ્ટિએ આ સહજ પ્રેરણાઓ (Instincts) આપણા જીવન પ્રવાહને વહેવડાવતા સબળ સાધનો છે. પ્રકૃતિએ જીવમાં જીજીવિષા મૂકી છે તેનાં બે લક્ષ્યો છે: એક વ્યક્તિગત વિકાસનું અને બીજું પોતાની જાતનો વંશવેલો વધારી કાળના પટમાં અમરતા પ્રાપ્ત કરવાનું. આનું સાધન છે નવસર્જન (Reproduction). આ બે હેતુઓની સિદ્ધિ અર્થે જ પ્રકૃતિએ શરીરના અંગો ઉપાંગો અને અવયવો જોઇએ તેવા વિશિષ્ટ અને સંકુલ બનાવ્યાં છે. આ અગો અને અવયવોની બનેલી દસ કાર્ય પદ્ધતિઓ છે. જેમાં પાચનક્રિયા, મળવિસર્જન-ક્રિયા, શ્વસનક્રિયા, રક્તાભિસરણ, જ્ઞાનતંતુ. નવસર્જન ઇત્યાદિ પદ્ધતિઓ. આમાં નવસર્જન તો એક પદ્ધતિ છે.

શરીરના બધા અગો અને પદ્ધતિઓની રચના સર્વાંગીણ (Integrated) હોય છે. એટલે પ્રકૃતિનો એક સિદ્ધાંત એ છે કે શરીરના તમામ અંગો, અવયવો અને પદ્ધતિઓએ સહકારી અને સંવાદી (Co-ordinative) ધોરણે કાર્ય કરી, જીવને જીવાડી, તેની કલ્યાણયાત્રાનું સાધન બનવું. તેનાં અંગોનાં કાર્યોની આ સર્વાંગીણ સિદ્ધિને ધ્યાનમાં લેતાં, એ સમજાશે કે, નવસર્જનની પદ્ધતિનું જ્ઞાન

બીજી બધી પદ્ધતિઓ સાથે કેવી સરસ રીતે પોતાના ઉપયોગી સ્થાને આવી જાય છે. વ્યક્તિ જેમ સમાજ માટે યજ્ઞ રૂપે પોતાની વ્યક્તિગત શક્તિને વાપરે છે ત્યારે જ સમાજનો શુભ હેતુ સ્વાસ્થ્ય સાથે સચવાય છે, તેજ પ્રમાણે નવસર્જનની પદ્ધતિ પણ બીજી પદ્ધતિઓ સાથે મળી, શરીરરૂપી સમાજમાં સહકાર અને સંવાદિતાથી કાર્ય કરી જીવને કાળના પટ પર અમર કરવાનું અગત્યનું કાર્ય કરે છે. જીવને અમર કરવાનો આ કીમીઓ સમાજરૂપી શરીરનું એક અભિન્ન અને સહકારી અંગ જ છે. આથી જાતીય જ્ઞાન એટલું જુદું આપી શકાય તેવી શરીર રચના નથી. આ જ્ઞાન માટે શરીર સમગ્રને જ આપણે જાણવું અને સમજવું જોઇએ.

આવી રીતે જીવશાસ્ત્ર અને ઇન્દ્રિય-વિજ્ઞાનના સમગ્ર અધ્યયનમાં વિદ્યાર્થીને રસ પડે છે, અને બુદ્ધિ તથા હૃદય કેળવાઇ સંસ્કારી બને છે. શરીર જેવી કુદરતની સુંદર કૃતિનો તંતુએ તંતુનો અભ્યાસ કરતાં તેનો કલ્યાણમય હેતુ તથા ઝીણવટ અને ચોકસાઈથી વિદ્યાર્થી તાજુબ થાય છે. તેની પાછળ કોઈ સર્વજ્ઞ શક્તિ કાર્ય કરી રહેલી જણાય છે. તે શક્તિ પ્રતિ પ્રેમ અને માનથી તેનું મસ્તક નમે છે અને તેને તે પ્રેમથી પૂજે છે. શરીરનું સર્વાંગીણ જ્ઞાન પ્રાપ્ત કરવાથી તેના એક પાસાં તરીકે જાતીય જ્ઞાનનું કુદરતી અને કળાપૂર્ણ સ્થાન સમજાય છે. તેને વછોડી છૂટું પાડી તેનું જ્ઞાન લેવા જતાં, જ્ઞાન તો નહિ જ મળે પણ અનેક અનર્થોની સંભાવના ઉભી થશે. માટે જીવશાસ્ત્રનું અને ઇન્દ્રિયવિજ્ઞાનનું શાસ્ત્રીય અધ્યયન મહત્વનું છે, તેમાંજ જાતીય જ્ઞાન સમાઈ જાય છે.

જીવ સંબંધી સમગ્ર જ્ઞાનથી વિદ્યાર્થીને તેમાં કુતૂહલ સાથે રસ પડે છે. જાતીય વિજ્ઞાનનો વિષય તેની સાથે સાથે છેડાય છે ત્યારે વિદ્યાર્થી કે વિદ્યાર્થિની બહેનોને તેથી જરાયે માનસ આઘાત લાગતો નથી. કેળવણીના સિદ્ધાંત પ્રમાણે તેનું એક સબળ કારણ છે. શિક્ષણની પદ્ધતિમાં માનસશાસ્ત્રને ધ્યાનમાં લેતાં એક એવો સિદ્ધાંત નિરૂપાયેલો છે કે વિષયના રૂપરંગ ઉપરાંત તેની સૂક્ષ્મ રચના અને કાર્યનો અભ્યાસ કરવાનો હોય ત્યારે સાદી માહિતીથી ધીમે ધીમે સંકુલતા-ભરી માહિતી તરફ વિદ્યાર્થીને લઇ જવો, એટલે 'From simple to comrlex' ની પદ્ધતિ અંગીકાર કરવી. જીવશાસ્ત્રનો અભ્યાસ એ જ પદ્ધતિએ સરળતાથી અને કાર્યક્ષમતાથી થઈ શકે છે. આ પદ્ધતિથી નવસર્જનની શરૂઆતની સાદી રીતો સાથે ટેવાતો ટેવાતો વિદ્યાર્થી એવી રીતે આગળ ક્રમશઃ વધે છે કે ધીમે ધીમે નવસર્જનના અભ્યાસમાં જાતિનાં અંગો, અવયવો, અને તેની કાર્ય પદ્ધતિનાં વર્ણનોથી તેનું મન જરાયે આઘાત અનુભવતું નથી, તેમાં સુરુચિનો ભંગ પણ તેને લાગતો નથી. તે વસ્તુઓને વિદ્યાર્થી જ્ઞાનદૃષ્ટિથી જોતો થઇ જાય છે, તેમાં તેની ભોગદૃષ્ટિ હોતી જ નથી, તો પછી શરમ કે અશ્લીલતાનો તેને ખ્યાલ પણ ક્યાંથી આવે? અધ્યયનમાં તે સંપૂર્ણ સુરુચિ જ અનુભવે છે.

જીવ સૃષ્ટિની શરૂઆતમાં પ્રાણી તેમ જ વનસ્પતિ જીવો અતિ નાના હોય છે તેમનું નવસર્જન અલિંગી પદ્ધતિથી થાય છે. એક જીવના પોતાની મેળે બે કટકા થઇ, તેજ જાતના બે નવા જીવ બને છે. જીવો જેમ જેમ ઉત્ક્રાંત થતા જાય છે તેમ તેમ તેમનું નવસર્જન લિંગી પદ્ધતિથી થાય છે. લિંગી પદ્ધતિમાં જીવના શરીર ઉપર કે અંદર રેતગ્રંથિ અને અંડગ્રંથિની રચના થએલી હોય છે. નરની રેતગ્રંથિમાંથી રેતજીવો-વીર્યના જંતુઓ-(spermatozoa) પક્વ થઇ, માદાની અંડગ્રંથિમાં

પક્વ થયેલા અંડને જઈ મળે છે, અને તેનો ગર્ભ રચાય છે. તે ગર્ભનો વિકાસ થઈ તે જ જાતનું બચ્ચું જન્મે છે; આ લિંગી પદ્ધતિ છે. બહુકોષી પ્રાણીજીવ જનવ્યાળ (Hydra) થી આ લિંગી પદ્ધતિ શરૂ થાય છે. પરંતુ તે પહેલાના એકકોષી પ્રાણીજીવોની જાતના પાવડીઆ જીવ (Paramecium) માં નવસર્જનને અંગે યુવાવસ્થા પ્રાપ્ત કરવા આશ્લેષન (Conjugation) થાય છે. નવસર્જનમાં આશ્લેષના અંગની પ્રથમ માહિતી આપણને પાવડીઆ જીવમાંથી મળે છે. આશ્લેષન નવસર્જનનું એક સબળ અંગ છે એ આપણને દેડકાના જીવનમાંથી સમજાય છે. વળી ત્યાંથી નવસર્જનમાં મનનો આવિર્ભાવ પણ પ્રત્યક્ષ થાય છે. આમ આશ્લેષન ક્રિયા અને સંભોગના જાતિ–અંગોની રચના જણાય છે. મનુષ્યમાં તો જાતિક્રિયા સાથે મનનું પાસું વધારે મોટું અને જોરદાર બન્યું હોય છે. વળી હૃદયની ઉર્મિઓનું ખેલન પણ તે લીલામાં હૃદયનું આહ્લાદક સ્પંદન મચાવી જાય છે. સ્ત્રીપુરુષના હૃદયોને જોડી ભાવનાશાળી બનાવી અરસપરસ માટે તલસાટ ભર્યો પ્રેમ અને ઉત્કટ લાગણીઓ ઉત્પન્ન કરે છે. મનુષ્ય એની ખીલતી વાડીમાં આદર્શ રચી જીવનમાં દિવ્યતા તરફ વળતો જાય છે. તેનામાં ઉત્કાંત થયેલી સંકુલ નવસર્જનની જીન્સી સહજ પ્રેરણા તેને પશુ કોટિમાં જ દબાવી દે છે, પરંતુ જો નવસર્જનની જાતીય પ્રવૃત્તિનો હેતુ, સમાજને સબળ, સુંદર અને બુદ્ધિશાળી તથા ભાવનાશીલ પ્રજા આપવાનો અને એ રીતે પોતાને અમર કરવાનો છે–એમ સમજે તો, તે ભાવનાથી આદર્શ જીવન જીવી પોતાની પ્રજા અને સમાજને જીવનની દિવ્યતા અર્પતો જાય છે.

સાદા એકકોષી જીવ એમીબાથી છેક મનુષ્ય સુધીમાં નવસર્જનની પદ્ધતિને અંગે પ્રથમ સાદી રચના અને ધીમે ધીમે પ્રવર્તતી સંકુલતા આપણે જોઈએ છીએ. પ્રથમ અલિંગી પદ્ધતિથી જીવન સાદું વિભાજન અને પછીથી લિંગી પદ્ધતિથી રેત્ર તથા અંડનો સંયોગ, ત્યાર પછી તે વધારે સંકુલ સંભોગાર્થે નરમાદાનાં અંગો, અને માનસ વલણોથી આશ્લેષન અને રતિક્રિડા તથા છેવટે તેમાં હૃદયની ઉર્મિઓનું મિલન, એ બધી વસ્તુઓનું જ્ઞાન વિદ્યાર્થીને એવો ચિંતનશીલ બનાવી દે છે કે એક તરફથી તેને પોતાના જાતીય અંગો અને સ્વાસ્થ્યનું પૂરૂ જ્ઞાન અને ભાન થાય છે, અને બીજી તરફથી જીવનને અમર કરવાની કીમીઓ અને ફીલસુફી તે જીવનમાં અનુભવી શકે છે. આવી રીતે જાતીય કેળવણી આપવાની પદ્ધતિ જ શાસ્ત્રીય કહેવાય છે–મનાય છે, અને સુરૂચિ અને સૌષ્ઠવનાં સુંદર તથા મંગળ દર્શન થાય છે.

---

( અનુસંધાન પૃ.૩૯૦ ઉપરથી )

ગ્રંથમાં ઉપરની નોંધ પર તે ગ્રંથના લેખક સર્જન કીર્તિકર લખે છે કે 'ઉપરની નોંધમાં નિર્દેશેલ 'પવિત્ર તુલસી' તે સર્વસામાન્ય તુલસીનો છોડ અને 'બીજી તુલસી'નો જે નિર્દેશ છે તે તુલસીની એક જાત 'ઓસીમમ્ બેસીલીકમ્'.

એમ કહેવાય છે કે રશિયામાં તુલસીની એક એવી જાત થાય છે જેમાંથી કપુર નીકળે છે. આમ તુલસી એક પવિત્ર અને અનેક ગુણવાળી ઉપયોગી વનસ્પતિ છે.

ડમરો અને તકમરીઆ પણ તુલસીની જાતના છોડ છે. ડમરાનાં પાનનો રસ કાઢીને કાન દુખતો હોય તો ટીપાં પાડવામાં આવે છે. ડમરાના પાનને આસવવાથી તેમાંથી ઉડણ તેલ નીકળે છે. આ તેલના અંશો તુલસીની સાથે થોડેક અંશે મળતા આવે છે. તકમરીઆ પલાળીને પીવાથી ઠંડક થાય છે અને ગરમ ઋતુમાં ઠંડા પાણીમાં વપરાય છે. પણ પુરુષોને માટે ખુબ તકમરીઆ પીવા એ સલાહકારક નથી.

બહેનોને હાથે પૂજાતો છોડ



# તુલસી

શ્રી. જયંતીલાલ દેવશંકર ઓઝા
એમ. એસ્. સી.

હિંદુ ધર્મમાં તુલસી સૌથી પવિત્ર વનસ્પતિ ગણાય છે. અગાઉના વખતમાં હિંદભરમાં લગભગ દરેક હિંદના ઘરનાં આંગણામાં તુલસીનો છોડ જોવામાં આવતો. નવા જમાનાના પવનમાં આ રીત ભૂલાઈ ગએલ છે. તુલસીના છોડની નિત્ય પૂજા કરવી અને તેની પ્રદક્ષિણા કરવી એવો હિંદુધર્મમાં નિત્યનિયમ છે. જૂના ગ્રંથોમાં ઉલ્લેખ છે કે, તુલસી માણસને વિપત્તીમાંથી બચાવે છે અને જે લોકો આ વનસ્પતિ ઉગાડે છે તેને તે પવિત્ર કરે છે અને સ્વર્ગ તરફ દોરી જાય છે. બ્રાહ્મણો તુલસીને ભગવાન કૃષ્ણ અને વિષ્ણુને અર્પણ થએલ પવિત્ર વનસ્પતિ તરીકે ગણે છે. પુરાણમાં એવી વાત છે કે, કૃષ્ણની પ્રિય અપ્સરા તુલસીનું વનસ્પતિમાં રૂપાંતર થએલ છે. આથી દરેક હિંદુના ઘરમાં તે કુંડામાં અગર બીજી જગ્યાએ ઉગાડવામાં આવે છે; તેને રોજ પાણી પાવામાં આવે છે અને કુટુમ્બના બધા માણસો તેનું નિત્ય પૂજન કરે છે. અનુકૂળ વાતાવરણમાં તુલસીનો છોડ સારી રીતે ઉગે છે. તેના કાણુ થડ તેમજ શાખામાંથી માળા માટે મણકા બનાવાય છે. ઇષ્ટદેવતાના નામજપ માટે માળાનો ઉપયોગ હિંદુસમાજમાં જાણીતો છે.

હિંદુઓના ધાર્મીક ગ્રંથ વ્રતકૌમુદીમાં તુલસીલક્ષવ્રત વિધિનો ઉલ્લેખ છે. આ વિધિમાં તુલસીના એક લાખ પાન એક પછી એક કૃષ્ણ ભગવાનને ચડાવવામાં આવે છે. પૂજનવિધિ કરનાર આ વ્રતની પૂર્ણાહુતિ પર્યંત ઉપવાસ કરે છે. નૈવેદ્ય વિધિમાં પડેલાં પાણીમાં આંગળી બોળીને તે વડે જમીન પર એક ચોરસ આકૃતિ દોરવામાં આવે છે. પછી તે જગ્યા પર પિત્તળની થાળીમાં રાંધેલું અન્ન ઇષ્ટદેવતા પાસે મૂકવામાં આવે છે. પૂજા કરનાર પછી આસન પર બેસે છે અને પોતાના જમણા હાથમાં તુલસીના બે પાન લઈ પોતાના ડાબા હાથથી આંખો બંધ કરે છે, બન્ને પાનને પાણીમાં બોળે છે અને પછી એક પાન થાળીમાં અન્ન પર નાંખે છે અને બીજું પાન હાથની પાંચ લાક્ષણિક ગતિ કરીને દેવને ચડાવે છે. તુલસીવિવાહનો વિધિ હિંદુસમાજમાં જાણીતો છે. હિંદુઓમાં મરણક્રિયા વખતે પણ તુલસીના પાનનો ઉપયોગ થાય છે.

વળી, અગાઉના વખતમાં હિંદમાં ન્યાય કચેરીઓમાં તુલસીના પાનનો ઉપયોગ સોગંદવિધિ માટે થતો. શરૂઆતમાં સોગંદ લેનાર માણસના હાથની હથેળીમાં બ્રાહ્મણ તુલસીના પાન મૂકે, પછી તે બ્રાહ્મણ નક્કી કરેલ સોગંદવિધિ બોલી જાય અને અંતે સોગંદ લેનાર માણસ પોતાની હથેળીમાં મૂકેલાં પાન મોંમાં મૂકી, ચાવીને ગળે ઉતારી જાય. આમ આ સોગંદવિધિ પૂરો થતો.

તુલસી સંસ્કૃતમાં તુલસી, ભારતી, દીવ્યા, સુરસા, દેવદુંદુભિ, કૃષ્ણમૂલા, વગેરે નામથી

ઓળખાય છે. હિંદીમાં તેને તુલસીવૃન્દા, વૃન્દા, અગર તુલસી કહે છે. બંગાળી અને મરાઠીમાં તે તુલસી નામથી જ ઓળખાય છે. અંગ્રેજીમાં તેને Holy Basil અગર Sacred Basil કહે છે. તેનું લેટીન નામ Ocimum sanctum, Linn.

તુલસીની અનેક જાતો થાય છે. સફેદ તુલસી, કાળી તુલસી, રામ તુલસી વિગેરે. સફેદ તુલસી કરતાં કાળી તુલસી વધારે ગુણવાળી છે. રામતુલસી જંગલમાં ઉગે છે તેથી તેને વનતુલસી અથવા રાનતુલસી પણ કહે છે. જે જગ્યાએ તુલસી ઉગે છે તે જગ્યા પવિત્ર ગણાય છે. વળી, તુલસીનો છોડ ઘરઆંગણામાં ઉગાડવાથી આસપાસની હવા સ્વચ્છ થાય છે અને માણસોનું આરોગ્ય વધે છે. તુલસીના છોડ જ્યાં ઉગેલા હોય ત્યાં ઝેરી જીવજંતુઓ જતાં નથી એવી લોકમાન્યતા છે. તુલસીના ફૂલને માંજર કહે છે. તેમાં પાછળથી બી થાય છે. તુલસીના માંજર અને પાનનો ઉપયોગ દેવપૂજામાં થાય છે. તુલસીના છોડ હિંદ બરમા અને સિલોનમાં થાય છે.

તુલસીમાં અનેક ઔષધીય ગુણો રહેલા છે. તુલસીની વાસ ઉગ્ર, મગજને સતેજ કરનાર અને જરા તીખી હોય છે. તુલસીનો ઔષધીય ઉપયોગ તાવ, ખાંસી, સળેખમ, અરૂચિ, દાહ, વાતવિકાર, પિત્ત, વિષમજ્વર, રક્ત અતિસાર, બાળકની ઓકારી, દાદર અને ચામડીના બીજા દર્દો, વીંછી તેમજ સર્પદંશ, રતાંધળાપણું, શીતળા, ધનુર્વાત, સોજા, આંખોનો દુખાવો, કાનમાંથી પરૂ વહેવું વિગેરે અનેક રોગો પર થાય છે. તુલસી અનેકરોગહર ઔષધિ છે. તુલસીના બી પૌષ્ટીક ગણાય છે. તુલસીના પાનને વરાળ સાથે આસવવાથી ઉડણ તેલ નીકળે છે. આ તેલ પર અન્વેષણ ચાલે છે. તેમાં ઉપયોગી અંશો આવેલા છે.

વનસ્પતિસંગ્રહોમાં તુલસીની અનેક જાતોનો ઉલ્લેખ વનસ્પતિવિદોએ કરેલ છે. તેમાંની એક જાત 'મચ્છર વનસ્પતિ' (Mosquito plant) ના નામથી ઓળખાય છે. તેની હાજરીથી મચ્છર દૂર રહે છે. આ સંબંધમાં એક અંગ્રેજ વનસ્પતિવિદ્ સર જ્યોર્જ બર્ડવુડની સને ૧૯૦૪ માં લખાએલી, નોંધ જાણવા જેવી છેઃ

'મુંબઈમાં જ્યારે વીક્ટોરીઆ ગાર્ડન અને આલ્બર્ટ મ્યુઝીયમ સ્થાપવામાં આવ્યાં ત્યારે આ કામ માટે રોકવામાં આવેલા મજૂરોને પહેલાં મચ્છરોનો એટલો બધો ત્રાસ હતો અને તેઓ મેલેરીઆ તાવથી એટલા બધા પીડાતા હતા કે હિંદુ કારભારીની ભલામણ પરથી બગીચાની આખી હદ ઉપર 'પવિત્ર તુલસી' અને હાથ ઉપર હતી તે બીજી તુલસીના છોડ ઉગાડવામાં આવ્યા. આમ કરવાથી મચ્છરોનો ઉપદ્રવ ઓછો થયો અને ત્યાં રહેતાં માળીઓ અને કામચલાઉ ઘર કરી રહેલાં મજૂરોમાંથી મેલેરીઆ તાવ સદંતર અદશ્ય થયો. આ પહેલાં મુંબઈના ટાપુ પર વીક્ટોરીઆ ગાર્ડનની જગ્યા મેલેરીઆના અત્યંત ઉપદ્રવવાળી જગ્યા ગણાતી. તે દિવસોમાં અત્યારનો મચ્છર–મેલેરીઆ–સિદ્ધાન્ત વિષે કોઈ જાણતું નહતું. હું પોતે મચ્છરો સામે રક્ષણ માટે હીરાબોળ (myrrah) વાપરતો. રાત્રે સૂતી વખતે પથારીમાં થોડું હીરાબોળ બાળ્યું હોય અગર હીરાબોળનું થોડું ટીંચર છાંટવામાં આવ્યું હોય તો તેની પથારી પાસે મચ્છરો કદી જતાં નહિ. જે દેશી લોકો વધારે તજ અગર લવીંગ વિગેરે તેઓના રોજના ખોરાકમાં લેતા હોય તેઓને મેલેરીઆ તાવ થયો હોય અગર કોલેરાથી મૃત્યુ પામ્યા હોય એવું મારી જાણમાં નથી.'

'હિંદી ઔષધીય વનસ્પતિ' નામના

( અનુસંધાન પૃ. ૩૮૮ નીચે )

## ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક :

**શ્રી. સવાઈલાલ ઈ. પંડયા**

*

આ પણા આદિ કવિની આર્ષ-દષ્ટિ પડેલ વહેલી કેવા સંજોગોમાં ઉઘડેલી કલ્પાએલી છે ? કયા વાતાવરણ વચ્ચે સૌથી પ્રથમ કવિતા પૃથ્વી ઉપર પ્રગટી ? બપોર થતા આવે છે ત્યારે તમસા નદીને તીરે સ્થિર પગલે ભગવાન વાલ્મીકિ ચાલ્યા આવતા નજરે પડે છે. મધ્યાહ્ન સંધ્યા માટેનું સ્નાન એમનું પ્રયોજન છે. સાથે છે એક બે શિષ્યો સ્નાન-કર્મમાં સહાય આપવા સાથે આવેલા. એકના હાથમાં કલશ છે, બીજાએ નાહીને બદલવાનું વસ્ત્ર લીધું છે. તરસ્યાંઓની તરશ છિપાવવા, સંતપ્તોના અંગો શિતળ કરવા નદીનો પ્રવાહ નજર સામે વહી રહ્યો છે. નયન સામે વિહરી રહેલાં જળચર પક્ષીઓ એવું પ્રમોદભર ચિત્ર રચી રહ્યાં છે કે સહૃદય જોનારાનું ચિત્ત ગુંજી ઉઠે કે આ સૃષ્ટિ સુંદર હો ! પ્રદેશનો એકેએક અંશ સુંદરતાનો સ્વર પ્રગટાવીને સંવાદી રમણીયતાનું નિર્માણ કરી રહ્યો દેખાય છે. સૌંદર્યની માદક અસર તળે ક્રિડામગ્ન થતું આ ક્રૌંચનું જોડું તો જુઓ ! સહસા આ તીર ક્યાંથી આવ્યું ? પ્રકૃતિની સર્વતો વ્યાપી સંવાદિતાનો પ્રહાર કોણે કર્યો ? આ પણે ઉભો ઓલ્યો ગોઝારો નિષાદ. એણે છોડેલા તીરથી એક-પક્ષી બિચારૂં ઢળી પડ્યું. કુદરતના રૂપ વિસ્તારને સમભાવીપણે નિરખી રહેલાં વાલ્મીકિનાં ચક્ષુઓ શોકથી ભરાઈ ગયાં; બીજી પળે એમ "શોક બભુકપો"- શ્લોકનું સ્વરૂપ પામીને મુખમાંથી શોક કાવ્યમાં પરિણમેલો પ્રગટ થયો. આ કાવ્યનું પ્રાગટય સ્વયંભૂ બહ્માએ સ્વયં અભિનંદ્યું અને ઋષિ જગતના આદિ-કવિ થયા. વિરંચીની આજ્ઞાથી રામાયણ રચાયું.

આમ નદીને તીરે કવિતા છે. નદીનું સ્નાન એ કેવળ શરીરશુદ્ધિની ક્રિયા નથી. એ તો છે સાથો સાથ નિસર્ગની સુંદરતા સાથે એક-રસ થવાનો અનુપમ લ્હાવો. ઠંડા દેશના નિવાસીઓ બિચારા એનાથી બહુધા વંચિત જ રહેવાના. આપણી તો સ્ત્રીઓ કે વ્રતધારી કન્યાઓ કોઇ વ્રત અથવા પર્વને દહાડે રોજે મળી સમૂહસ્નાન કરવા ગામ બહાર જળાશયે જ જવાની. ઘેર સ્નાનવિધિ પતાવવામાં એક વ્યકિતગત કાર્ય આટોપાય છે; બહાર જળાશયે જઇને નહાનારાંઓ સમાન રસવાળા જનો સાથે સંઘજીવનનો સમુલ્લાસ અનુભવે છે. નદી તીરે નહાનારો માનવી પ્રકૃતિમાતાનો ખોળો ખૂંદવાનો પોતાનો શિશુ તરીકેનો અધિકાર જાણે ભોગવે છે. વિકસેલી રસવૃત્તિવાળાં ને વિવિધ આયોજનવાળાં ત્યાંનાં ચિત્રો તૃપ્તિ આપે છે. ક્યારેક નદીનટવાસિની માનવ સંસ્કૃતિનો મર્મ એમાંથી નજરમાં આવે છે. ઘર આંગણે બેસીને સ્નાન પતાવના આર્યને ય નદીસ્નાનનો મહિમા અંતરમાં વસી રહેલો હશે. ત્યારે જ એ ડોલ લોટો લઇને ઘરમાં પોતાને માથે અભિષેક કરતાં કરતાં નર્મદે સિંધુ કાવેરી ગોદાવરી સરસ્વતીને યાદ કર્યા વગર પોતાનું નહાવું પૂર્ણ થયું નથી માનતો.

નદીનાં આવાં કોઇ અદ્‌ભુત આકર્ષણથી ખેંચાએલા રાધાજી કોઈ રમણીય દિવસે પ્રકૃતિને

ખોળે જળક્રીડાનો લ્હાવો લેવા યમુનાજીના જળમાં નહાવા ગયાં છે. જ્યાં ગોપી જનોની લીલા વિસ્તરે ત્યાં ગોપીજન વલ્લભની હાજરી અચૂક રહેવાની. એવા એક પ્રસંગને ગોવિંદ-દાસ નામના ગુજરાતી કવિએ ગાયો છે. હાકો મર્યાદાશીલ ગુજરાતી કવિએ પ્રસંગને પોતાની મૌલિક કલ્પના વડે સુંદર ઉઠાવ આપી ગયો છે. એ ગીતનો નમૂનો આપણે જોઈએ.

## હાર

હો સજની ચાલોને નાચેં, આપણુ ગુંણુરે ગોવિંદ હરિના ગાયેં. હો સજની-
એક ગોકુલની વ્રજનારી રે. ભખુ ભાણુ તણી દુલારી રે;
પેર્યાં ચરણા ચોળી ચીર ઉભી જળ રે જમુનાજીને તીર; હો સજની-
એના આભ્રણુનો નહીં પાર રે મહીં મળીયો એકાવળ હાર રે,
સરવે સખીઓ મળીને ન્હાય એમને અંગે હરખ ન માય. હો સજની-
હરિ ઉભા છે જમનાંને કાંઠે રે નારી ન્હાતાં દીઠી જદુનાથ રે,
હરિએ પોપટનો વેશ કીધો પછી હાર રાધાજીનો લીધો. હો સજની-
હાર ભરવ્યો આંબલિયાની ડાળેરે પાળે ઉભા શ્રી ગોપાળ રે;
જળક્રીડા કરીને નીસરીઆં પછેં આભ્રણુ અંગે ધરીઆં. હો સજની-
રાધા કરતાં તે આવ્યાં હાંસી રે આભ્રણુ જોયાં તે તપાસી રે;
તપાસ્યા સૌ.ળે શણુગાર નવ દીઠો એકાવળ હાર. હો સજની-
સખી સખી મળીને પૂછે રે હાર ગયો તે કારણું શું છે રે;
સરવે સખીઓ મળીને સમ ખાય પછી રાધાને ચિંતા થાય. હો સજની-
એક સખી રે બોલી રાધા પ્રત્યે રે હાર હરિએ લીધો મારી શરતેરે;
નારી ચાલ્યાં પ્રભુજીની પાસે હવે ગુણુ રે ગોવિંદ હરિના ગાશે. હો સજની-

(૨)

છબીલાજી આપોને હાર અમારો અમને આવે ભરોસો તમારો. છબીલાજી-
નારી કેરાં તે પરમ વંચન રે એમ બોલ્યા છે જગજીવંન રે,
એમ કહીને ભુદરજી ખીજ્યા ચોરી કરે એ તો નર બીજા. છબીલાજી-
સારા ગોકુળમાં ચોરી કરો છો રે વ્રજનારીની પુંઠે ફરો છો રે,
તુંને લંપટને કોણુ ધીરે નહીં રહેવા દઉં જમનાંને તીરેરે.. છબીલાજી-
રાધા કે છે કે આપ વિચારો રે ચોરી કરતાં ગયો જનવારો રે,
તું તો જનવારાનો જૂઠો હાર આપ્યા વના નહીં છૂટો. છબીલાજી-
તેં તો વન વન ચારી ગાય રે તારૂં ગોવાળીપણું નવ જાય રે.
તું તો મહી રે માખણુનો ચોર ચાર્યાં વનરા તે વનનાં ઢોર. છબીલાજી-
રાધા કેરાં તે મરમ વચંન રે સુણી બોલ્યા જગજીવંન રે;
નથી બીતો ગોવિંદનો સ્વામી એમ બોલ્યા અંતરજામી. છબીલાજી-

(૩)

ઓ રાધા જૂઠી નાર ઠગારી ધૂતવાને આવી છું ધૂતારી, ઓ રાધા-
નારી નદીઓનાં નીર મગાવો રે સહુ દેખતાં મુજને પાઓ રે,
તે જો પૂછે તીરથનાં પાંણી હાર આપુ તતક્ષણ આણી. ઓ રાધા-
ચાર ગજની તે ચ્યારી ગળાવો રે તેની મધ્યે તે અગ્નિ ધખાવો રે,
પગ પરસીને નીસરૂં બહાર જો ચુકું તો આપું હાર. ઓ રાધા-
એક દોરો તે કુંભ મગાવો રે માંહી મોટો મણીધર મેલાવોરે,
સરવે દેખે સહેલીનો સાથ હું ઝાલું જમણે હાથ. ઓ રાધા-
ધીરજ પતીજ કરતાં હું ચૂકું રે હાર હેલામાં આણીને મૂકું રે;
નથી બીતો ગોવિંદાનો સ્વામી પછી રાધા બોલી શીશ નામી. ઓ રાધા-

(૪)

ભુદરજી ભૂલાં શીદને ભમાયો હાર મૂકયો હોય ત્યાંથી લાવો, ભુદરજી-
સહુ તીર્થ તમારી કાયાં રે કોણ દૂભે જશોદાના જાયા રે,
તારાં પ્રાક્રમ સરવે જાણે તેને વેદ પુરાણ વખાણે. ભુદરજી-
મંદ્રાચળનો રવૈયો કીધો રે રતનાગર મથન કીધો રે,
વિખ નાગને નેતરે તાણ્યા ત્યારે વિખના ભે શે નાણ્યા ? ભુદરજી-
કાળીનાગ તેં નાંથ્યો કાળા રે વિખતણી (તે) નાખી જ્વાળારે,
હું તો જાણું તમારી વાતો વિઠ્ઠલ મેલો વાદ્યાની વાતો. ભુદરજી-
પ્રભુ દાવાનળ તમે પીધો રે સહુ દેખતાં પસલીમાં લીધો રે,
પ્રભુ પાવક નહીં પરજાળે રે હાર આપ્યા વિના નહીં ચાલેરે.
પ્રભુ પાવક કેઈ પેરે જલશે ? હાર આપો મારો જીવ તલસે. ભુદરજી-
પ્રભુ શઠ તે શીદને વધારો રે હાર ઈજતે આપોને અમારો રે
હઠ મેલોને હરજી હઠીલા, ગોવિંદના સ્વામી રસીલાં. ભુદરજી-

(૫)

રસીલા રસમાં રહ્યા છો બુડી રંગ રેલ તણી છોળ ઉડી. રસીલા-
રસે રીઝયા શ્રી વૈકુંઠનાથ રે હરિએ ઝાલ્યો રાધાજીનો હાથ રે,
રીઝયા રીઝયા શ્રી વનમાળી રાધા સાથે લીધી કરતાળી. રસીલા-
રાધા રૂપે તે દીસે રૂડી રે ખળકે કંકણ ને વળી ચૂડી રે,
રસે રીઝયાં રાધા રાણી ધન્ય ધન્ય શ્રી પુરૂષ પુરાણી. રસીલા-
મધ્યે રાધે કિશોર કિશોરી રે શ્યામ શામળા ને રાધા ગોરી રે,
હરિએ રમવાનો રસ થાપ્યો પછી હાર રાધાનો આપ્યો. રસીલા-
હાર ગાશે જે નર ને નારી રે તેને કૃપા કરે મોરારી રે,
હરિએ પ્રેમીને રસ પાયો હાર ગો વિં દ દા સે ગાયો. રસીલા-

વૃષભાણુ તણી દુલારી સખીઓ સાથે યમુનાજીના નીરમાં નહાવા જાય છે. સુંદર વસ્ત્રો ધારણ કર્યાં છે. અનેક આભૂષણ અંગે ઓપી રહ્યાં છે. એમાં અમૂલ્ય એકાવળ હાર પણ છે. વસ્ત્ર-અલંકારો કાંઠે ઉભેલા હરિએ એ જોયું, પોપટનો વેશ લઈને રાધાજીનો હાર લઈ લીધો, ભરવી દીધો એક આંબાની ડાળે અને પછી કૌતુક જોવા પાળે જઈને ઉભા રહ્યા. હસતાં રમતાં રાધાજી જળની બહાર આવ્યાં, સોળે શણગાર તપાસવા માંડયાં, તો એકાવળ હાર ન મળે. જબરો કોલાહલ મચી ગયો. અંદરો-અંદર પૂછપરછ ચાલી. સમ ખાવા ખવરાવવા સુધી વાત પહોંચી. રાધા ચિંતામગ્ન થઈ ગયાં ત્યારે એક ચકોર સખી બોલી ઉઠી: "મારૂં બરાબર ધ્યાન છે કે હાર હરિએ જ લીધો છે." એટલે સૌ નારીઓ ઉપડી પ્રભુ પાસે અને ગોવિંદદાસને હરિના ગુણ ગાવાની તક મળી.

"અમને વહેમ તમારો જ આવે છે છબિલાજી, અમારો હાર આપી દ્યો." માથે *આળ ઓઢાડનારાં* મર્મભેદક વચનો સાંભળી સુંદરજી ખીજ્યા અને બોલ્યા કે 'ચોરી કરે એ નર બીજા, અમે નહિ.' રાધાજી એમ કયાં સહેલાઈથી જતા કરે એવાં હતાં! 'કેમ વળી આખા ગોકુળમાં ચોરી કરો છો, વ્રજનારીની પાછળ ભટકયા કરો છો! લંપટનો વિશ્વાસ કોણ કરે? પણ આ સ્થળ બીજું છે હો! જમનાને તીરે રહેવું ભારે થઇ પડશે. માટે વિચાર કરો. આખો જનવારો ચોરી કરી છે, જૂઠ્ઠાપણું આચર્યું છે પણ મારો હાર આપ્યા વિના છૂટકો નથી.' એમ ઢોર ચાર્યાનાં, માખણ ચોર્યાનાં ઘણાં મેણાં દીધાં ત્યારે કૃષ્ણે જવાબ દીધો કે 'ફાવે તે કરો. ગોવિંદાનો સ્વામી બીતો નથી.'

પોતે પણ સામો એવો જ હઠભર્યો વાદ માંડયો. 'જૂઠી ઠગારી નાર્ય રાધા, તીર્થની અગ્નિની સાપની એની ગમે તે પરીક્ષા કરાવો. એમાં હું પાર ઉતરીશ. એમાં ચૂકું તો રમત માત્રમાં હાર આણી આપું. ગોવિંદભાઇનો સ્વામી બીતો નથી.' રાધા સમજી ગયાં કે જોર કર્યે અહીં અર્થ નહિ સરે તેથી *શીશ* નામીને બોલ્યાં:

'તીર્થ, અગ્નિ નાગ તમને શું કરી શકે! તમારાં પરાક્રમ તો વેદ અને પુરાણોએ વખાણ્યાં છે. મારો જીવ હાર માટે તલસી રહ્યો છે. ગોવિંદાના રંસીલા સ્વામી, હઠ મેલી દ્યો અને કજીયો વધાર્યો વિના આબરૂભેર હાર આપી દ્યો.'

એ શબ્દોથી કૃષ્ણ રીઝી ગયા. રાધાજીનો હાથ ઝાલ્યો. સખીઓની સંગાતે રાસ શરૂ થયો. પરસ્પર સૌ રસમગ્ન થયાં. રમવાનો રસ ચાખ્યા પછી હરિએ રાધાજીનો હાર આપ્યો. જે નરનારી આ હાર ગાશે એની ઉપર મુરારિ કૃપા કરશે. હરિએ પ્રેમીજનોને રસ પાયો છે અને ગોવિંદદાસે હાર ગાયો છે.

આ મઝાનું ગીત ભાવિક સ્ત્રીઓ હજુયે વ્રતને દહાડે નદીએ સ્નાન કરવા જતાં આવતાં ગાય છે. ગીત સુકુમાર એમ ન કહેવાય. સારી રીતે તીખા શબ્દોની છાપ લે એમાં થઈ છે. છતાં કવિની રસવૃત્તિની વિશિષ્ટતા એમાં એક રીતે પ્રગટ થઈ છે. સંસ્કૃત કવિઓની પરંપરાને અનુસરીને ઉદ્દામ શૃંગારભર્યાં ચિત્રો અહીં આલેખાયાં નથી. સ્નાનમગ્ન ગોપીજનોનાં વસ્ત્રહરણ કરવાને બદલે મર્યાદાશીલ ગુર્જર કવિનો કૃષ્ણ પોપટ બનીને રાધાજીનો માત્ર હાર જ હરી લેતો આલેખાયો છે. સાચકલુંબા કરવા પરસ્પર સોગન ખાતી સખીઓ, એમાં પણ નહાવાનો લ્હાવો લેતાં લેતાં યે કાંઠે ઉભેલો પેલો તોફાની કનૈયો શી પેરવી કરી રહ્યો છે એની શરત રાખી શકતી ખબરદાર સખી, બીલકુલ દબાયા વિના રસીખોર યુવાન પાસેથી પોતાનો અલંકાર

# મા-બાપના મુઝવણ



પ્રશ્ન : તમે કહો છો કે 'ઘરની શોભા, વ્યવસ્થા અને સુઘડતા એ હરેક સંસ્કારી સ્ત્રીની હથરોટીની વાત છે. આવું ગૃહસ્થ ઘરમાં રહે તેમાં, સ્ત્રીની સંસ્કારીતાની તેમજ તેની સામાજિક તાલીમની કસોટી છે.'

વાત બરોબર છે, પણ છોકરાંઓ ક્યાંય ક્યાં વેર્યાં ન રહે અને ઘરની શોભાને ધૂળધાણી કરે તે હકીકતથી તમે પણ અજાણ તો નથી જ. ગૃહિણી આખો દિવસ ઘરને સમુનમું કર્યા જ કરે, તોય છોકરાંની અળવીતરાઇ આડે ઘરનું ઠેકાણું ન પડે.

મારી જ વાત તમને કહું. ઘરમાં એક ખંડ દિવાનખાના તરીકે, કોઇ આવે જાય ત્યારે બેસવા ઉઠવાનો રાખેલો છે. એક બે સારા પાથરણાં અને સાદાં એવાં ટેબલ ખુરશીના બેએક સેટ તેમજ એકાદ સોફાનો સેટ દિવાનખાનામાં રાખેલ છે. આટલું સુઘડ અને સાફ રાખવા માટે પણ મારે ભારે કાળજી રાખવી પડે છે.-દિવાનખાનામાં બાળકોને જવા જ ન દેવાં એવું કેમ થાય ? ગોઠવ્યું કારવ્યું હોય તે ઉંધુચત્તું કરી નાખે ને બહારથી આવીને એમને એમ ધૂળ-કાદવથી ખરડાયેલા પગ લઈને દિવાનખાનાને ચીતરી નાખે છે ત્યારે તો મનને થઇ જાય છે કે, બાળકોને પગ મૂકવા ન દઉં ! બારણે પગલૂછણું મૂકેલું જ છે, પણ લૂંછવાની ભાંજગડ કોણ કરે ! એ તો એમને એમ અંદર ચાલ્યા આવે.

• • *

ટેબલ પર પુસ્તકો ગોઠવ્યાં હોય, ત્રિપાઇ પર ફૂલદાની મૂકી હોય તેને ય અસ્તવ્યસ્ત કરી નાખે. દિવાનખાનું ય તેમને મન ખેલવા કુદવાનો અખાડો ! ઘણુંય કહ્યું હોય, સમજાવ્યાં હોય કે આમ બેસજો, ને એમ કરજો પણ એ તો

---

( સામેથી ચાલુ )

ઝઘડીને પાછો હઠાવવાની તાકાતવાળી તેજસ્વી રાધા એ સૌ પ્રાણવંતી ગુજરાતણો બનીને આપણી કલ્પના ચક્ષુ સામે તરી રહે છે. એમને જોઇને કોણ કહી શકે કે નારી દયાએલી છે? એ તો પૂરેપૂરી પુરુષ સમોવડી છે. અને પુરુષને પણ કમ નથી ચીતર્યો કવિએ. સામે ઝઘડનાર સુંદરો છે એમ જાણીને પોચા બની જવાનું એણે પોરસ્યું રાખ્યું નથી. સમાનતાની ભૂમિકા ઉપર ઉભા રહી એણે યુદ્ધ આપ્યું છે. છેવટે જીવન ઝઘડાઓથી વિશેષ --કંઈક કમનીય માણવાનું–છે એમ બતાવવા અને મધુર રસ વડે નાટકની સમાપ્તિ કરવા રાસ રમવાનો રસ હરિએ ચાખ્યો ચખાડ્યો છે. ગત જમાનાની ગુજરાતણોનાં ગત નીરસ નહોતાં, સ્નાન ગાનથી ઓપતા ઉત્સાહ જેવાં હતાં. નવા યુગમાં પણ જીવનવૃક્ષની શાખા પ્રશાખાઓ ગાનનાં વિહંગો વિનાની ન હજો.

ભગવાન એના એ..થોડીવાર પહેલાં જ વાળી સાફ કરીને પાથરેલાં પાથરણાં ધૂળધૂળ થઈ જાય અને ગોઠવેલું અસ્તવ્યસ્ત બની જાય એ કેમ કરીને નભાવી શકાય?

ઘરની શોભાની જવાબદારી બિચારી ગૃહિણીએ વહેવાની! બાળકોને ખેલકૂદ આડે બગાડી ગેલવાનો અધિકાર! આમ તે કેમ પોષાય? સખત થઈને દિવાનખાનામાં જ પેસવાં ન દઉં એમ મનને થાય પણ ખરું. બાળકોના બાપુ કહેશે કે દિવાનખાનાને ભોગવવાનો અધિકાર બાળકોને પણ મોટેરાં જેટલો જ છે! મને એ વાત તો સમજાય છે, પણ આ અવ્યવસ્થા કરી મૂકે છે તેને કેમ ટાળવી?

જવાબ: તમારા જેવી મૂંઝવણ ઘણાંની છે. તમે જે વ્યવસ્થા અને સુઘડતા ઉભી કરો તેને અસ્તવ્યસ્ત કોઈ કરી નાંખે તે માટે તમારા દિલમાં કચવાટ થાય એ સમજી શકાય છે. એ નભાવી ન લેવાય એમ તમે કહો છો તે પણ બરાબર છે. પણ બાળકોની એ ગેરવ્યવસ્થા સામે કે તમે જેને આળવીતરાઈ કહો છો તે સામે તમારા હિંદમાં જે પ્રતિકાર ઉઠે છે તે સ્વસ્થપણે વિચારવા જેવું છે,

તમે કહી તે હકીકતમાંથી જ ફલિત થતી બાબતો જ આ મૂંઝવણનો ઉકેલ લાવી શકે તેમ છે. પ્રથમ તો એ કે, કેવળ તમે પોતે કાળજી લઇને બધું ગોઠવો, સંભાળો કે સાફસૂફ કર્યે રાખો તે વાતમાં બાળકનો હિસ્સો ક્યાં? તમે જે કાર્યમાં જતનો રસ કેળવ્યો છે તે વાતમાં બાળકોને રસ ન ઉપજ્યો હોય તો તેમાં તેમને જવાબદાર કેમ માની શકાય? દિવાનખાનાની શોભા કે વ્યવસ્થા એ તમારા રસાસ્વાદની વાત બની. એ રસાસ્વાદનાં ભાગી તમે બાળકને બનાવશો તે ઘડીએ એની ગોઠવણમાં અને સંભાળમાં તેમના રસ જાગત થશે. શોભા કરવી અને જાળવવી એ મોટેરાંઓના રસની અને જવાબદારીની વાત ઘરમાં ગણાઇ છે. બાળકને એ શોભામાં જતનો રસ નથી. ઉલટાનું એ શોભામાં અંતરાયરૂપ ગણીને તેમનાં દિવાનખાનાના ભોગવટાના હક્ક પર તરાપ પડે છે! એટલે આપણે તેમનો ઘરની હરકોઇ પરિસ્થિતિ કે પ્રવૃત્તિમાં હિસ્સો રાખીને તેમને સાથે જ રાખીએ તો તેમનો સુન્દર સહકાર મળશે અને તેમને એમાંથી જીવનની સરસ તાલીમ મળશે.

ઘરમાં પગ લૂછીને આવવાની ટેવ કે યથાસ્થાને વસ્તુઓ મૂકવા લેવાની ટેવ સારા એવા મહાવરા પછી કેળવાય છે. એ આદત કેળવાતાં કેટલીય ધીરજ જોઇશે. બાળકો એ વાતમાં ભૂલો કરી કરીને તેની ટેવ સિદ્ધ કરશે એ વાતમાં જો આપણે વિશ્વાસ ન મૂકી શકીએ અને બાળક ભૂલ કરે કે તેને ટોકીએ કે વઢીએ તો જીવનમાં અંગત્યની એવી આ ટેવ કેળવાવાનો સંભવ જ નથી.

——×——

( સૌરભ ચાલુ )

વડોદરાના મહારાજાનાં નવી રાણી શ્રી. સીતાદેવીને પરદેશમાં લોકચાહના ને આકર્ષણ મેળવવાના ને અખબારી પ્રસિદ્ધિ કરાવવાના કોડ જાગ્યા છે. આ અંગે અમેરિકાના મોટા અખબારનવેશો વડોદરાની મુલાકાતે આવ્યા હતા અને રાજ્યના વૈભવવિલાસ વગેરેની નોંધ કરી જવાનું જાણવા મળે છે.

*

સરેરાશ અમેરીકન પુરુષ ૫ ફૂટ ૯ ઇંચ (૧૬૫ સેન્ટીમીટર) ઊંચો હોય છે; વજન ૧૫૮ રતલ (૭૨ કિલોગ્રામ) હોય છે. તેઓ વાર તહેવારે જુગાર રમે છે. પુરુષોમાંથી ⅔ ભાગ તો શ્યામવર્ણી સ્ત્રીઓને જ પસંદ કરે છે. માત્ર ⅙ જેટલા પુરુષો જ ગૌરાંગનાઓ તરફ ઢળે છે. બાકીનાઓ તો 'રેડ હેડ' તરફ જ ગોઠે છે.

# રાજસ્થાની
# લોકગીતો

: સંપાદક :

**શ્રી. રમણિકલાલ કિશનલાલ મહેતા**

*

(દેવી દેવતાઓનાં ગીત)

## ૧ ઝાલર

અંબર જાગ્યાં દેવી-દેવતા
ધરતી જાગ્યો વાસગ નાગ
ઝાલર તો વાજી રાજા રામ કી.
મંડપ મેં કાળી માતા જાગ્યા
પુરી મેં જગનાથ બાબો જાગ્યા
બંગલે મેં હનુમાન બાબો જાગ્યા
પરીંડે મેં પિતર દેવતા જાગ્યા.
મિંદર મેં સતી માતા જાગ્યાં
મડ મેં ભૈરૂં બાબો જાગ્યાં
પહાડાં મેં બદરીનાથ જાગ્યા
પરબત મેં માલકેત જાગ્યા.
જાંરે પીઠ વસે સકરાય
ઝાલર તો બાજી રાજા રામ કી.
ઊઠો, મ્હારા રાજન, દાન ઘો
થારે હુઆ છૈ ધરમ કી રાત
ઝાલર તો વાજી રાજા રામ કી.
થારે બાહર ગાવૈ કાપડી
થારે ભીતર ગાવૈ ગીત
ઝાલર વાજી રાજા રામ કી.
કાપડીયાં ને કાપડાં
ગીત વાર્ળ્યાને ચૂનડ ઓઢાય
ઝાલર વાજી રાજા રામ કી.

આકાશમાં દેવી-દેવતા જાગ્યા. ધરતીમાં વાસુકિ નાગ જાગ્યા. સંસારના રાજા ભગવાનની આરતી થવા માંડી: એમની ઝાલર બજી રહી છે.

નિજ મંડપમાં કાલીમાતા જાગ્યાં. જગન્નાથપુરીમાં જગન્નાથ બાબા જાગ્યા. બંગલામાં હનુમાન બાબો જાગ્યા. પાણીઆરામાં પિતૃદેવ જાગ્યા. મન્દિરમાં સતીમાતા જાગ્યાં. મઠમાં ભૈરવ બાબો જાગ્યા. પહાડોમાં બદરીનાથ જાગ્યા. પર્વતવાસી માલેકત* પણ પોતાના પર્વતમાં જાગી ગયા, જેમની પીઠ પાછળ *સકરાયમાતાનો વાસ છે.

ગાનારીઓ ઘરના માલીકને કહે છે: હે રાજન્, સઘળાં દેવી-દેવતાઓ પોત-પોતાનાં સ્થાનકોમાં જાગી ઊઠયાં છે, અને ભગવાનની આરતી થવા લાગી છે. તમે પણ ઊઠો અને દાન આપો, કારણ કે તમારે ત્યાં મંગલ-રાત્રિનાં પગરણ થયાં છે. તમારા ઘરની બહાર, બારણે, માચકો ગુણગાન કરી રહ્યા છે, અંદર અમે ગીતગાનારીઓ ગીતો ગાઈએ છીએ. માચકોને વસ્ત્રોનું દાન આપો, અને ગીતગાનારીઓને ચુંદડી ઓઢાડો.

લગ્ન વગેરે મંગલ ઉત્સવોના પ્રસંગે સ્ત્રીઓ આખી રાત જાગૃત રહીને ગીતો ગાય છે. આ જાગરણને "રાત્રિજગો" કહે છે. આ ગીત પણ રાત્રિજગાનું છે. પ્રભાતના સમયે જાગવાનો વખત થાય છે ત્યારે આ ગીત ગવાય છે.

* શેખાવટી પ્રદેશના બે દેવતા.

## ૨ બાલાજી

કુણ ચિણાયો, ઓ બાલાજી, થારો દેવરો જી?
કુણ દિરાયી ગજ-નીમ!
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.
રાજાજી ચિણાયો મ્હારો દેવરો
સેવગાં દિરાયી ગજ-નીમ
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.
જાતણ આવૈ થારે કુળવહૂ
ગોદ ઝડૂલા જી પૂત
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.

જાજા તો આવે થારે દૂર કા
સાંવળિયા મોટયાર
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.

ચઢે-ચઢાવે થારે ચૂરમો
રોક રૂપઈયા રી ભેંટ
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.

લાલ-લંગોટો તિલક સિંદૂર કો
બૈઠા બજરંગ આસણ ઢાળ
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.

વાગ વિધૂંસ્યા, લંકા દળમળી
સારયા રાજા રામચંદ્ર કા કામ
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.

ધન માતા અંજની કી કૂખ
ઊણુ જાયો હણુવંત પૂત
બાબા બજરંગજી રો બંગલો હદ વણ્યો.

બાબા બજરંગનો બંગલો બહુ જ સુંદર છે. બાલાજીના આ મંદિરને કોણે બંધાવ્યું? અને કોણે એનો પાયો નંખાવ્યો?

રાજાજીએ બાલાજીનું આ મંદિર બંધાવ્યું અને એમના ભક્તોએ એનો પાયો ખોદાવ્યો.

કુલવધૂઓ ગોદમાં પુત્રોને લઈને* "ઝડૂલાની જાત" આપવાને માટે આવે છે. અનેક પુરુષો પણ દૂરદૂરથી જાત આપવાને માટે આવે છે. તેઓ સો ચૂરમું અને રોકડા રૂપૈયાની ભેટ ચઢાવે છે.

બાબા બજરંગની મૂર્તિ કેટલી ભવ્ય છે. કંમરે લાલ લંગોટ અને કપાળમાં સિંદૂર તિલક છે. બાબા બજરંગ આસન જમાવીને બેઠા છે.

પોતાના બ્રહ્મચર્યના પ્રતાપે બજરંગે રાવણની અશોકવાટિકાને છિન્ન ભિન્ન કરી નાંખી હતી અને રામચંદ્રજીનું કામ સિદ્ધ કર્યું હતું.

માતા અંજનીની કૂખને ધન્ય છે, જેણે હનુમાન સરિખા પરાક્રમી પુત્રને જન્મ આપ્યો, (હે બાબા બજરંગ, અમારી કૂખે ઉત્પન્ન થયેલો પુત્ર પણ એવો જ વીર, પરાક્રમી અને બ્રહ્મચર્યના બળવાળો હોજો!)

આ ગીત *જાતની વખતે ગવાય છે.

### ૩ ભૈરૂંજી

ભૈરૂંજી, ઊંચે સે ધોરે થારો દેવરો
ભૈરૂંજી, ધજા એ ફરકે અસમાન
સેવગાં કી, ઓ બાબા, ભલી કરો.

ભૈરૂંજી, ચરચ્યાજી લાલ સિંદૂર સૂં
ધૂપ રહી મહમહાય.
સેવગાં કી ઓ બાબા, ભલી કરો.
સોને રો છતર, બાબા, છાવિયો
ચાંદી કા વણ્યા એ કિંવાડ
સેવગાં કી ઓ બાબા, ભલી કરો.

---

* "ઝડૂલા એક પ્રકારનો મુંડનનો વિધિ. સૌથી પ્રથમ પહેલીજ વાર દેવતાની સન્મુખે બાળકોનાં વાળ ઉતારવામાં આવે છે નાની ઉંમરે બાળકને વાળ ઉતારાવવા માટે દેવતા આગળ ન લઈ જઈ શકાય, તો વાળ ઘેર ઉતરાવવામાં આવે છે, પરંતુ વચમાં વાળની લટ-ચોટલીના રૂપમાં રાખવામાં આવે છે. જેને 'અહલાચોટલી' કહે છે. અનુકૂળ પ્રસંગે પછી એ દેવમંદિરમાં ઉતરાવવામાં આવે છે.

* જાત—એની ઉત્પત્તિ યાત્રામાંથી થઇ છે. એનો અર્થ દેવની પૂજાર્થે જવું એવો થાય છે. કોઈ ઈચ્છા-મનોકામનાની સિદ્ધિ અર્થે દેવતાની માનતા રાખવી એને "જાત બોલવી" એમ કહે છે. કાર્યની સિદ્ધિ થયા પછી માનતા રાખનાર વ્યક્તિ દેવના સ્થાનકે જઈને ધામધૂમ પૂર્વક પૂજા કરે છે એને "જાત દેવી" કહે છે. મોટે ભાગે સંતાન પ્રાપ્તિને માટે હનુમાનજી વગેરેની માનતા માનવામાં આવે છે; અને પુત્રની પ્રાપ્તિ થયા બાદ એ માનતાની પૂર્તિ કરવામાં આવે છે. દેવને નાળિયેર, ખાર, ચૂરમું વગેરે ભેટ ચઢાવવામાં આવે છે. મંદિરે ધજા ચઢાવવામાં આવે છે, ધનસંપન્ન માણસો સોનાચાંદીનાં પાત્રો પણ ચઢાવે છે. લગનવેળાએ વરવધૂ પૂજનાર્થે દેવના સ્થાનકે જાય છે; અને નાળિયેર તથા પૈસા ચઢાવે છે.

ચઢે ને ચઢાવે થારે ચૂરમો
ચોટીવાળા નારેલ
સેવગૅા કી ઓ બાબા, ભલી કરો.
નાર જ આવે, બાબા, આતણી
સૅાવળિયા મોટયાર
સેવગૅા કી, ઓ બાબા, ભલી કરો.
નારયૅા ને તૂઠો, બાબા, ડાવડા
અન-ધન સૅાવળિયૅા મોટયાર
સેવગૅા કી, ઓ બાબા, ભલી કરો.

એક ઊંચા ટીંબા ઉપર તમારું દેરું છે અને તેના પર આકાશને સ્પર્શતી ધજા ફરફરી રહી છે. હે ભૈરવબાબા! તમારા સેવકોનું કલ્યાણ કરો.

લાલ સિંદૂરવડે એ અર્ચેલું છે. ધૂપની સુગંધિ ચારે તરફ પ્રસરી રહી છે.

તમારી મૂર્તિ પર સોનાનું છત્ર છાયું છે, ચાંદીના કમાડ બનેલાં છે.

ચૂરમું અને ચોટીવાળું નારિયેલ તમને ભેટ ચઢે છે. અનેક સ્ત્રી પુરુષો તમારી બાધા ઉતારવાને આવે છે.

હે બાબા! પ્રસન્ન થઇને સ્ત્રીઓને પુત્ર આપો અને પુરુષોને અન્ન અને ધન આપો. હે ભૈરવબાબા! તમારા સેવકોનું કલ્યાણ કરો.

### ૪ જળ-દેવતા

હરિયા વૅાસૅા રી છાબડી રે મૅાય ચૅપેલીરા ફૂલ
કે તૂ બામણ-વાણીઑં રી, કે વિણજારેરી ધીયા
ના હૂં બામણ-વાણીઑં રી એ, ના વિણજારેરી ધી
હું તો સકળ જળદેવતા એ, પાંગળિયૅા પગ દેય
પાંગળિયૅા પગ દેય, ભવાની,
આદ-ભવાની, સકળ ભવાની
* ચ્યારૂં દેસ મેં ચ્યારૂં ખૂંટ મેં વખાણી
સિંવરું, એ આદ ભવાની.

હરિયા વાંસાંરી છાબડીરે માંય ગુલાબી રી ફૂલ
કે તૂં બામણ વાણિયાંરી એ, કે વિણજારે રી ધીય?
ના હૂં બામણ વાણિયાંરી એ, ના વિણજારે રી ધી
હું તો સકળ જળદેવતા એ, બાંઝડિયાં પુત્ર દેય
બાંઝડિયાં પુત્ર દેય, ભવાની,
આદ-ભવાની, સકળ ભવાની
ચ્યારું દેસમેં ચ્યારું ખૂંટમેં વખાણી
સિંવરું, એ આદ ભવાની.

હરિયા વાંસાંરી છાબડી રે માંય જુહી કેરો ફૂલ
કે તૂં બામણ-વાણિયાંરી એ, કે વિણજારેરી ધીયા?
ના મૂં બામણ-વાણિયાંરી એ, ના વિણજારેરી ધીય
હું તો સકળ જળદેવતા એ નિરધણિયાં ધન દેય
નિરધણિયાં ધન દેય, ભવાની,
આદ ભવાની, સકળ ભવાની
ચ્યારું દેસ મેં ચ્યારું ખૂંટ મેં વખાણી
સિંવરું એ આદ-ભવાની.

હરિયા વાંસાં રી છાબડી રે માંય કૅવળ રો ફૂલ
કે તૂં બામણ-વાણિયાં રી એ, કે વિણજારે રી ધીયા?
ના મૂં બામણ વાણિયાં રી એ, ના વિણજારે રી ધીય
હૂં તો સકળ જળદેવતા એ, આંધળિયાં આંખ્યાં દેય
આંધળિયાં આંખ્યાં દેય, ભવાની,
આદ-ભવાની, સકળ ભવાની
ચ્યારું દેસ મેં ચ્યારું ખૂંટ મેં વખાણી
સિંવરું એ આદ-ભવાની.

લીલા વાંસની છાબડીમાં ચમેલી, ગુલાબ, જૂઇ અને કમળનાં ફૂલ છે. શું તું કોઈ બ્રાહ્મણ-વાણીયાની છોકરી કે કોઈ વણજારાની?

ના, નથી હું કોઈ બ્રાહ્મણ-વાણીઆની દીકરી કે નથી કોઈ વણજારાની. હું તો સકલ જલદેવતા છું; અને લૂલાંને પગ, વાંઝીઆંઓને પુત્ર, નિર્ધનને ધન અને આંધળાઓને આંખો આપું છું.

હે ભવાની, હે આદિ ભવાની, હે સકળ ભવાની, તું લૂલાંને પગ, વાંઝીઆઓને પુત્ર, નિર્ધનોને ધન અને આંધળાઓને આંખો આપો. ચારે દિશાઓ અને ચારે દેશોમાં તારા વખાણ થઇ રહ્યાં છે. તારું સ્મરણ કરું છું.

---

* કલાસહિત, તુરત સિદ્ધિદાત્રી.

## બાપુને

આજે ભારત દીપક જ્યોત બુઝાઈ,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી,
આજે, બાપુ નથી સાથી અમારા,
આક્રંદ કરે ભારતી રેઃ
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

'સ્વાથી' હૃદય વ્યથા અમારી,
'બાપુ' પુકારે હિન્દ અભાગી,
ગયા તિમિર ટાળવા સ્વર્ગે,
લુંટાઈ માતા ભારતી રેઃ
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

પ્રેમ, અહિંસા, ઐકય, આદર્શો,
એને છે આજે બાપુના વારસો,
અમર રહેશે સત્ય અહિંસા,
બાપુના પ્રિય પ્રાણ સમા,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

શહીદ ઈસુ એ અમારા,
બુદ્ધના ત્યાગસૂત્રો અપનાવ્યા,
ધન્ય અહિંસક જીવન જીવ્યા,
હિંસક મૃત્યુ હસતાં વધાવી,
અંધકારે કારમી કાલિમા છાઈ, વળી....
....આજે ભારત.

વિશ્વના ધ્વજો અર્ધો કાઢીએ,
ગીતાપ્રેમી બાપુના માને,
સ્તબ્ધતા આઘાત જનિત છાઈ,
વિશ્વની જનતા હૈયે વિંધાઈ,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

હિન્દની વીણા તૂટી પડી;
મુગ્ધ બનાવી સૂરે આ અવની,
કોણે તોડયાં તાર વીણાના,
રહી અધૂરી રાગીણી,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

રડતાં હૃદય શૂન્ય બનાવી,
બાપુ ચાલ્યા અકાળે છોડી,
રડે માનવતા ચારે દિશાએ,
કુદરત આજે રડી ઉઠી,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

પાંચમની એ કાળ રાત્રી,
વિતાવી જગે ડુસકાં ભરી,
છઠનો ઉગ્યો સૂર્ય અભાગી,
ડુસકે લોહી છાંટતો રે,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજ ભારત.

ચંદન કાષ્ઠ ને કપુર ઢગે,
ઢંકાયું શરીર સંતનું આજે,
અગ્નિ જ્વાળા પ્રજળી ઉઠી,
હૃદય ચીરી ચીસો પડી,
*અંધકારે કારમી કાલિમા છાઈ વળી....*
....આજે ભારત.

યમુનો થીજી ધ્રૂજી ઉઠી,
બાપુ વિહોણું હિન્દ અભાગી,
અસીમ આઘાત હૈયે સમાવી,
રડી ધીરજ મૃત્યુની,
અંધકારે કારમી કાલિમા છાઈ વળી....
....આજે ભારત.

વૈદ્ય પદ્માવતી




સંપાદિકા :—અ. સૌ. લેડી રતનબાઈ મથુરાદાસ

## નમુનો ૧ લો

આ નમુના વાસ્તે ૬ ટાંકા માંડવા અને ૫ ટાંકા વધારે ધારી વાસ્તે માંડવા.

૧ લી લાઈન–૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારવો. ૧ સાદો * ૧ બખીઆનો ૫ સાદા. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

૨ જી લાઈન–૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૧ બખીઆનો ૧ સાદો ૩ બખીઆના. ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

સાદા ટાંકાની રીત.



બખીઆના ટાંકાની રીત.



૩ જી લાઈન–૧ ટાંકો સેરવો. ૧ સાદો* ૨ સાદા, ૧ બખીઆનો, ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૪ થી લાઈન–૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૩ બખીઆના, ૧ સાદો, ૨ બખીઆના



પછવાડેથી સાદા ટાંકાની રીત.



પછવાડેથી ઉંધા ટાંકાની રીત.



આંટો લઈ ગુંથવાની રીત.



પાછું * આ નીશાનીથી ગુંથો, ૧ બખીઆનો ૨ સાદા. પાછું પહેલી લાઇનથીતરાહ શરૂ કરો.

## નમુનો ૨ જો

આ નમુના વાસ્તે ૭ ટાંકા માંડો. ધારી વાસ્તે ૭ ટાંકા વધારે માંડો.

૧ લી લાઇન-૧ ટાંકો સેરવો. બાકી બધા સાદા ગુંથો.

૨ જી લાઇન-૧ ટાંકો સેરવો. ૧ સાદો બધા બખીઆના છેલ્લા ૨ ટાંકા સાદા ગુંથો.

૩ જી લાઇન-૧ ટાંકો સેરવો ૧ સાદો* ૩ સાદા ૪ બખીઆનાં. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.

૪ થી લાઇન-૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૩ બખીઆના ૪ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી ગુંથો. (ચાલુ)



# કેટલાક કિસ્સાઓ

આફ્રિકામાં બાલુવેરોથી ૪૦ માઇલ દૂર દક્ષિણ રોડેશીઆમાં એક ઝરણામાં મગરે એક સ્ત્રીને પકડી હતી, પણ તે સ્ત્રીએ તેની સાથે બાથ ભીડીને મગરનું લાંબુ નાક જોરથી કરડી ખાધું. આથી મગર તેને છોડીને ભાગી ગયો. એ સ્ત્રીને સારવાર માટે ઇસ્પિતાલમાં રાખવામાં આવી છે.

*

૩૦ વરસથી પોતાના મકાનની બહાર નહિ નીકળનાર મીસ હિલ્ડા કેન્ડેલનું અવસાન થયું છે. મીસ હિલ્ડાને ત્યાં એક ગામડિયો રોજ ખાણું લાવતો અને બારણે સંકેતિક ટકોરો મારીને તેને ખાણું આપી જતો. છેલ્લે દિવસે એ ગામડિયાએ બારણું ઠોક્યું, પણ ન ઉઘડ્યું. તે મકાનમાં પ્રવેશ્યો ને કરોળિયાના જાળાં ને ધૂળ ભરેલાં રાચરચીલાં વચ્ચે મીસ હિલ્ડાનો મૃતદેહ પડેલો જોયો. મીસ હિલ્ડા કેમ આવું જીવન ગુજારતી હતી તે કોઇ જાણતું નથી, પણ કેટલાક કહે છે કે એના લગ્નની સાંજે જ એનો પતિ મૃત્યુ પામ્યો હતો. તેથી તેના વિરહમાં તેને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો હતો. મીસ કેન્ડેલ એક સુંદર અને ધનાઢ્ય સ્ત્રી હતી.

*

મણી નામની બાઇને એક ગુંડો તેના ગામથી ઉઠાવી જ્યાં ત્યાં ફેરવતો આંબલીયાસણ સ્ટેશને લાવેલો અને ત્યાં બેહાલ સ્થિતિમાં રખડતી મુકી ચાલતો થયો હતો. ત્યાંના સ્ટેશન સ્ટાફ તથા વેપારીઓએ એક અરજી લખી પાટણ હિંદુ સભા ઊપર મોકલી આપેલી, જેથી હિંદુ સેવાશ્રમના મંત્રી શ્રી. હરિલાલભાઇએ તેને સંસ્થાના ખર્ચે અમદાવાદ અનાથાશ્રમમાં મોકલી. ત્યાંથી સુવાવડ પછી વડોદરા અબળાશ્રમમાં મૂકેલી. બાઇના સગાંવ્હાલાં હવે તેને પોતાને ત્યાં લઇ ગયાં છે.

*

*

રામકલી ઉર્ફે સુધરાબીબી નામની બ્રાહ્મણમાંથી મુસ્લિમ બનાવાયેલી યુવતીએ અમદાવાદ નગરન્યાયાધીશની અદાલતમાં હાજર થઇને ન્યાયાધીશ સમક્ષ અરજી રજૂ કરતાં જણાવ્યું કે 'હું સગીર વયની હતી ત્યારે મહમદ ઉંમર નામનો માણસ મને લાલચ આપીને તેને ગામ ઉપાડી ગયો હતો અને મને ત્યાં બળજબરીથી મુસ્લિમ બનાવી પત્ની તરીકે રાખતો હતો. મારા પર રાત-દિવસ ચોકી પહેરો રખાય છે. મને ગોમતીપુર વિસ્તારમાં લાવવામાં આવી છે ને મારા પર અનીતિનો ધંધો ચલાવવાનું દબાણ થઇ કરવામાં આવ્યું છે. મને લઇ જનાર પોલીસમાં ઘણી લાગવગ ધરાવતો હોવાથી હું પોલીસમાં ફરિયાદ કરીશ તો મારૂં કાંઇ વળશે નહિ એમ ધારી હું તમારી સમક્ષ હાજર થઇ છું. મને બચાવો ને વિકાસગૃહમાં મોકલી આપો.' ન્યાયાધીશે તેને વિકાસગૃહમાં મોકલી આપવાનો હુકમ કર્યો હતો. પરંતુ તે પછી કાલુપુરમાં રહેતી રામકલીની બહેનને આવીને 'મારી બેન મને સોંપો. હું તેને રાખવા તૈયાર છું' એમ કહેતાં તેને સોંપવાનો હુકમ કર્યો હતો.

*

સુરતમાં ગુરૂવારે સાંજે પાંચ વાગ્યા પછી ભાગાતળાવની રૂપમાબાઇ ઇસ્પિતાલ તરફના મોટર સ્ટેન્ડ નજીક એક સ્ત્રીએ એક પુરૂષને ચંપલે ચંપલે ટીપી નાંખ્યો હતો. એ જોવાને લોકોનું ટોળું જમા થયું હતું અને આજુબાજુના દુકાનદારો પણ તે જોવાને નીકળી પડયા હતા. પેલી ખીજવાયેલી સ્ત્રી બબડતી

કે 'મૂઆ...' લે લેતા જા...તારે પરણવું છે ? લે પરણ...કરીને ચંપલે ચંપલે સારી પેઠે ઝુડી નાંખ્યો. આ અંગે ખબર પડી કે ચંપલનો આસ્વાદ માણનાર સુરતની પ્રાથમિક શાળાના એક શિક્ષક હતા. અને કહે છે કે શિક્ષકો હડતાળ પર ઉતર્યાં ત્યારે એ શિક્ષકે નજીકની કન્યાશાળાની એક શિક્ષિકા પર ચીઠ્ઠી લખીને પરણવાની માગણી કરી હતી, આથી પેલી બહેને બીજાબને પરણવાને બદલે ચંપલ ઝૂંડી.

*

અમેરિકામાં કેલીફોર્નીયા પ્રાંતના શહેર સેક્રામેન્ટોના રાજમાર્ગ ઉપરથી બીલકુલ દિગંબર અવસ્થામાં એક સ્ત્રી મોટર ડ્રાઈવીંગ કરતાં પકડાતાં અદાલતે તેને ૯૦ દિવસની કેદ અગર દંડ કર્યો હતો. તેણે દંડ ભરી દીધો હતો. તેણે અદાલતમાં જજ સમક્ષ કહ્યું કે, 'હું બહાર ફરવા જવા માગતી હતી, પરંતુ મારો પતિ સાથે આવવા માગતો ન હતો. મારા પતિએ મને વસ્ત્ર વગર બહાર જવા દેવાની હિંમત બતાવવા કહ્યું, એટલે મેં આમ કર્યું.'

*

ગાંધીજીના ખૂનના પ્રાયશ્ચિત અંગે દિલ્હીમાં શ્રીમતી નવાજબાઈ જે. મહેતા નામનાં પારસી બાનુએ ઉપવાસ શરૂ કર્યા હતા અને તેથી દિલ્હીમાં ૨૨મી ફેબ્રુઆરીએ તેમનું અવસાન થયું છે. શ્રીમતી નવાજબાઈ ગાંધીજીના ચુસ્ત અનુયાયી હતાં અને તેમણે દિલ્હીમાં રાજઘાટ ખાતે ગાંધીજીની સ્મશાન યાત્રામાં તેમ જ અલ્લાહાબાદમાં અસ્થિ વિસર્જન વખતે પણ હાજરી આપી હતી. અલ્હાબાદથી આવ્યા પછી તેમણે ગાંધીજીની પાછળ બલિદાન આપવાનો નિર્ધાર કર્યો હતો અને તેમને હોસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યાં હતાં ત્યારે તબીબી સારવારનો તેમણે નકાર કર્યો હતો. તેમની પાસેથી થોડીક ભસ્મ પણ મળી આવી હતી જે ગાંધીજીની હોવાનું મનાય છે. એક નાની શીશીમાં જમનાનું પાણી પણ તેમણે ભરી રાખેલું હતું. નવી દિલ્હીના પારસી દખમામાં તેમની અંતિમ વિધિ થઈ હતી.

*

એક કેનેડીઅન દાક્તરે પ્રસુતિ વેળા સ્ત્રીને બિલકુલ પીડા ન થાય અને ખબર પણ ન પડે એવો હિપ્નોટીઝમનો પ્રયોગ અજમાવી જોયો છે. એક દાખલામાં તે સફળ પણ નીવડયો છે. જોઈસ કાર્ટર નામની ૨૫ વર્ષની યુવતી પર દાક્તરે અજમાવેલા હિપ્નોટીઝમના પ્રયોગ દરમ્યાન તેણે સાત પૌંડના બાળકને બીલકુલ પીડા વિના જન્મ આપ્યો હતો.

*

ન્યુયોર્કની ન્યુજર્સી હૉસ્પિટાલમાં જન્મથીજ કાન વિનાના એક છ વર્ષના બાળકને ૧૮ ઓપરેશનો બાદ કાનની સંપુર્ણ જોડી ચોટાડવામાં આવી હતી. જો કે બાળકને હજુ પણ કાનના પડદા તો નથી જ, અને સંપુર્ણ રીતે તે કશું જ નહિ સાંભળી શકે, પરંતુ એક શ્રવણ યંત્ર દ્વારા માથાના એક હાડકા દ્વારા તે અવાજ ગ્રહણ કરી શકશે. આ બનાવટી કાન બાળકના માથા પરજ લગાડવામાં આવ્યા છે.'

*

બર્મીંગહામશાયરના અયલેસબરીમાં એક પ્રખ્યાત ભૂતિયા ઘરને ખોદતાં તેમાંથી પાંચ હાડપિંજરો હાથ લાગ્યા હતા. એમાં એક સ્ત્રીના હાડપિંજર સિવાયનાં તમામ માથા વિનાનાં હતાં. ગયા યુદ્ધમાં બોમ્બમારો થવાથી આ ઘર તૂટી પડયું હતું.

*

પશ્ચિમ પંજાબમાંથી આવેલી એક નિર્વાસિત બાળાએ ઘોડાગાડીદ્વારા ભાડું કરી ગુજરાન ચલાવતી પણ હાંકનાર પૈસા આપતો ન હોવાથી તે વીસ વર્ષની યુવતી જાતે ટાંગો હાંકીને નીકળી તેથી લોકો એકઠા થઈ ગયા હતા. પોલીસે બાઈને અટકાવી હતી.

સમાજવાદી આગેવાન શ્રીમતી કમલાદેવી ચટોપાધ્યાય જેઓ અપહૃત સ્ત્રીઓને પાછી મેળવવાની પ્રવૃત્તિને વેગ આપવા માટે સરહદ પ્રાંતની મુલાકાતે ગયાં હતાં. તેઓ પેશાવરથી દિલ્હી જવા ઉપડી ગયાં છે. પેશાવર જિલ્લાના નૌશેરા તહેસીલમાં અપહૃત થએલી ૧૦૦ સ્ત્રીઓ છે એવા સમાચાર મળ્યા છે. હજારા જિલ્લામાં અને તાપશવાળા વિસ્તારમાં આવી સ્ત્રીઓની ખરૂ મોટી સંખ્યા છે.

*

કોન્ચીતા કીન્ટ્રોન નામની ૨૫ વર્ષની એક મહિલા, કે જે ગોધા સાથે જુદ્ધ કરનારી દુનિયાની પ્રથમ સ્ત્રી છે, તે પોર્ટુગલથી વિમાન માર્ગે અમેરિકા આવી પહોંચી છે. એણે એક મુલાકાતમાં જણાવ્યું કે ગયે વર્ષે હું ૫૫ ગોધાઓ સાથે લડી હતી અને રૂ. ૫૦,૦૦૦ કમાઈ હતી. હું હવે એમાંથી નિવૃત્તિ લેવા ચાહું છું; પણ મને ગોધા સાથે જુદ્ધ કરવામાં ખૂબ આનંદ આવે છે.

*

ઈંગ્લેન્ડ ખાતે નોર્થ ડેવોના દિગંબર કલબ યુરોપમાં એવી છોકરીઓની શોધમાં છે કે જે દિગંબર અવસ્થામાં દાસીઓ તરીકે નોકરી કરી શકે. તાજેતરમાં ડેન્માર્કના એક સામાજીક પત્રમાં ઉપરની કલબે જાહેર ખબર આપી હતી કે, "જોઇએ છે, ચબરાક દિગંબર ડેનીશ, નોર્વેજીયન, સ્વીડિશ, તથા ઓસ્ટ્રિયન છોકરીઓ ૧૯૪૮ની સાલના ઉનાળામાં કલબની અંદર દાસીઓ તરીકે. સૌન્દર્ય આવશ્યક છે." આ કલબ ઇસ્ટરના તહેવારો દરમ્યાન કામકાજ શરૂ કરનાર છે.

*

અમેરિકાના મીસૌરીની એક મીસ મેરી મીન્ટ્રીસ નામની યુવતીએ, પોતાના ભાઈનું જાપાનમાં યુદ્ધ કેદીઓની છાવણીમાં મૃત્યુ થયું હોવાથી, વેરભાવનાથી પ્રેરાઈને બદલો લેવાને

# સૌરભ



જાપાનીઓને અપાતી ફાંસી વખતે પોતે ફાંસી દેવાનું કાર્ય કરવા તત્પર થઇ હતી. આ કામ કરવાની ઇચ્છા તેણે નવેમ્બર માસમાં પ્રગટ કરી હતી. આ વાત મુંબઇ વિદ્યાપીઠના એક સીંધી વિદ્યાર્થીના વાંચવામાં આવતાં મીસ મેરી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. તેમાં મહાત્મા ગાંધીજીની હત્યાનો ઉલ્લેખ કરીને પરિસ્થિતિ સમજાવી કે, 'અમેરિકનો અમારી સાથે શોકમાં ભાગીદાર થયા છે તો તમારે પણ જાપાનીઓ પ્રત્યેનો જાહેર તિરસ્કાર દૂર કરીને તેને ચાહતાં શીખવું જોઇએ અને એ રીતે શોકમાં હિસ્સેદાર બનવું જોઇએ.' મહાત્માના અવસાનના આ બનાવની અસરથી મેરીનું હૃદય-પરિવર્તન થયું અને તેણે જાપાનીઓને ફાંસી દેનાર જલ્લાદ થવાનો પોતાનો નિર્ણય ફેરવ્યાનું જણાયું છે.

*

અમદાવાદથી મળતા સમાચાર પ્રમાણે લખનૌમાં સંખ્યાબંધ યુવાન પત્નીઓએ તેમના કેળવાયેલા પતિઓ સામે કોર્ટમાં દાવા માંડ્યા છે અને છૂટાછેડા માગ્યા છે. રોજની આવી ચાર અરજીઓ કોર્ટમાં સામાન્ય રીતે નોંધાય છે. અરજીમાં જણાવવામાં આવે છે કે તેમના પતિઓ તેમને સારી રીતે રાખતા નથી. અરજી કરાવેલી સ્ત્રીઓ મધ્યમ વર્ગની

હોય છે અને એમાંની મોટા ભાગની સ્ત્રીઓએ જાહેર ખબરો દ્વારા લગ્ન કર્યાં હોય છે એમ જાણવા મળ્યું છે.

*

ભગિની સમાજ એ મુંબઈની સ્ત્રીઓની જાણીતી સંસ્થા છે, મુંબઈની મધ્યમ વર્ગની અને ઉપલા વર્ગની અને ઉપલા થરની બહેનોની અનેકવિધ સેવાઓ એ સંસ્થાને ફાળે નોંધાયેલી છે. શિક્ષણથી માંડીને મનોરંજન સુધીનાં વિવિધ ક્ષેત્રોમાં એ સંસ્થાની પ્રવૃત્તિઓ વિકસેલી છે, એ સંસ્થા એની સ્થાપનાના ૩૨ વર્ષો પછી પોતાના મકાનમાં વસવાની સ્થિતિમાં આવી છે, એ આનંદનો પ્રસંગ છે, પણ પૂજ્ય મહાત્માજીના અવસાનથી છવાયેલા શોકપટ આગળ એ મકાનના ઉદ્ઘાટનને લગતો પ્રસંગ પણ સાદી રીત જ ઉકેલાઈ ગયો. સ્વ. ગોપાળકૃષ્ણ ગોખલેની સ્મૃતિમાં ૩૨ વર્ષો પર ઈ. સ. ૧૯૧૬માં આ સંસ્થાની સ્થાપના થઈ હતી. આ સંસ્થા દર વર્ષે ગોખલેજીની સ્મૃતિને યાદ કરતી હતી. આ વખતે ગઈ તા. ૨૦મી ફેબ્રુઆરીએ ગોખલેજીની સ્મૃતિની વિશિષ્ટ યાદ કરવામાં આવી, કારણકે એ દિવસે સંસ્થાને તેના મકાનમાં વસવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. હિંદ સરકારના આરોગ્ય સચિવ શ્રીમતી રાજકુમારી અમૃતકોરને હસ્તે એ મકાનનું ઉદ્ઘાટન થયું. શ્રીમતી ચંચળબહેન ઘીયાએ તેમના પતિ સ્વ. મગનલાલ ઘીયાના સ્મરણમાં એ સંસ્થાને રૂા. ૫૦૦૦૦નું દાન કર્યું અને શ્રીમતી દાગાએ પણ સારૂં દાન કર્યું. એમાંથી આ સંસ્થા પોતાનું મકાન મેળવી શકી છે.

*

કેનેડામાં અટકાયતમાં રાખવામાં આવેલા એક બ્રીટીશ ખલાસીએ પોતાની પ્રિયતમાને મેળવવા માટે પોતાની ડાબી આંખનું બલિદાન આપવાની તૈયારી દર્શાવી છે.

આ ખલાસીનું નામ આથેર. શેરલી છે ને ઇમીગ્રેશનના કાયદા હેઠળ તેને બ્રિટન રવાના કરવામાં આવનાર છે.

'ઇમીગ્રેશન ખાતું જો મને કેનેડામાં રહેવા દે તો હું મારી ડાબી આંખ કોઈ પણ ભૂતપૂર્વ સૈનીકને માટે આપવા તૈયાર છું.' એવી તેણે ઓફર કરી છે. આ ઓફર તે પોતાની પ્રેયસી સાથે લગ્ન કરી શકે એ ખાતર કરી છે. પણ ઇમીગ્રેશન ખાતાએ તેની આ ઓફર સ્વીકારી નથી.

*

અમેરીકામાં ઉડતી રકાબીઓની વાત બહાર આવી હતી. હવે એ વાતનેય ટપી જાય એવી વાત ચીલીના મીસીસ બેરનીસ ઝેકોવસ્કીએ કહી છે. તેઓ જણાવે છે કે મેં એક ઉડતા માણસને જોયો હતો અને તેને પીઠ પર બે પાંખ હતી. છાપરા પરથી એક મોર પક્ષીની માફક ઉડતો ઉડતો તે દક્ષિણ બાજુએ અદૃશ્ય થઇ ગયો.

*

ઉત્તર આયર્લેંડમાં ૮૦ વરસનાં શ્રીમતી એગ્નીસ કુરૂકસે ૮૨ વરસના જોન સ્ટીનસન જોડે લગ્ન કર્યાં છે, ને તેઓ મધુરજની ગાળવા લંડન ગયાં છે. શ્રીમતી એગ્નીસને તેમના પહેલા પતિથી ૧૮ છોકરાં થયાં હતાં.

*

મીસર દેશમાં છેલ્લા કેટલાક સમયથી કોલેરાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. આરોગ્ય વિભાગે એને રોકવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા હતા. ત્યાંના ડોકટરોએ એ અંગે એક નવીન કારણ શોધી કાઢ્યું છે. તેઓ જણાવે છે કે ચુંબન કરવાથી કોલેરાનો ફેલાવો થાય છે. એટલે ત્યાંના આરોગ્ય ખાતા તરફથી કોઇ સ્ત્રીએ કોઇ પુરૂષને કે કોઈ પુરૂષે કોઇ સ્ત્રીને ચુંબન લેવાની, કરવાની મનાઈ ફરમાવવામાં આવી છે.

મહાત્મા ગાંધીજીના અવસાનથી હિંદી મહિલાઓએ પોતાના હક્કો માટે લડનાર સમર્થ વિજયી યોદ્ધો ગુમાવ્યો છે. વર્તમાન કાળમાં આપણી મહિલાઓએ જે યાદગાર અને યશસ્વી પ્રગતિ રાજકીય, આર્થિક અને કેળવણીના ક્ષેત્રમાં સાધી છે; તેનો ઘણો ખરો યશ હિંદને આઝાદી અપાવનાર રાષ્ટ્રપિતાએ કરેલા મહત્ત્વના કાર્યોને ફાળે જાય છે.

ગાંધીજીએ પોતાના શરૂઆતના જાહેરજીવનમાં જોઈ લીધું હતું કે જો હિંદ પ્રગતિશાળી પ્રજા બનવું હોય તો તેણે પોતાની મહિલાઓમાં જાગૃતિ આણવી પડશે. અજ્ઞાની, વહેમી અને રૂઢીચુસ્ત મહિલાઓ કોઈ પણ જાતિની ઉન્નતિ માટે નડતરરૂપ છે. તેમાં યે ખાસ કરીને સામાજિક ક્ષેત્રમાં તો જરૂર નડતરરૂપ છે. માટે જ છેલ્લાં ત્રીસ વર્ષોથી ગાંધીજી પોતાના મહાન પ્રભાવ અને લાગવગનો ઉપયોગ આપણી મહિલાઓને પ્રગતિને પંથે લાવવા માટે કરતા. તેમની પોતાની જ અસરકારક અને પ્રભાવશાળી શૈલીમાં તેઓ આપણા સમાજના અમાનુષિક રીતરીવાજોને ધિક્કારતા—જેમાં બાળલગ્ન, વિધવા–વિવાહ ઉપર પ્રતિબંધ, પડદાનો રિવાજ, પાકગૃહની ગુલામી, અને પત્ની ઉપર પતિ દ્વારા ગુજારાતા જુલ્મો વગેરેનો સમાવેશ થતો હતો. આ રીતરીવાજો પાછળ ધર્મના સિદ્ધાંતોની છાંટ રહેતી, પણ તે કંઈ એ રીતરિવાજો ચાલુ રાખવા માટેનું કારણ નહતું. જો ધર્મ પણ આપણા સમાજના એક અંગ ઉપર યાતનાઓ વહેવરાવતો હોય તો, ધર્મનું અસ્તિત્વ ન રહેવું જોઈએ.

ગાંધીજીની સત્યાગ્રહની ચળવળે હિંદી મહિલાઓ પર વધારે પ્રમાણમાં અસર કરી. આ ચળવળે મહિલાઓમાંથી કેટલાંક સારાં રત્નો આપ્યાં. અજબ હિંમત દાખવીને હિંદની મહિલાઓ પણ બ્રિટીશ રાજના પોલીસોની લાઠીઓ અને ગોળીઓનો સામનો કરતાં શીખી.



ઐતિહાસિક દાંડી કુચના સમયમાં સ્ત્રીઓએ લડતમાં જે હિસ્સો આપ્યો હતો તેનું વિહંગાવલોકન કરતાં શ્રીમતી કમલાદેવીએ જણાવ્યું હતું કે 'મહિલાઓ જે અત્યાર સુધી આંખમાં શરમ રાખીને રેશમી પડદા પાછળ બેસતી હતી અને જેમણે માનવ મહેરામણથી ભરચક રસ્તાઓ જોયા નહોતા, અજાણ્યાં મુખોનાં દર્શન કર્યાં નહતાં, તે મહિલાઓ પોતાની જાતને તે લડતમાં હોમવા બહાર આવી હતી અને તે પણ કોઈ પણ જાતના રક્ષણ કે આધાર વગર. જે મહિલાઓના ગુલાબી અને સુકોમળ પગલાંઓ ઘરાની ગાલીચા પર જ પડતાં તે હવે કાંટાળા માર્ગ પર પડવા માંડયા. જે મહિલાઓ માત્ર હળવો અને પચી શકે તેવો ખોરાક લેતી તે હવે જેલની ધૂળવાળી 'રોટી'ને પ્રેમથી ખાવા મંડી અને પોતાના અંગ ઉપાંગોને ખરબચડા ધાબળા ઉપર આરામ આપવા મંડી. આ રીતે તેઓએ આ દુઃખોનો સામનો કર્યો. હવે તે ઘરની સાંકડી દિવાલો વચ્ચેથી બહાર આવી અને નવા જગતમાં પોતાની ઉંચી પદવી જે અગાઉ હતી તે મેળવવા બહાર પડી છે.

સ્ત્રીઓના હક્ક માટેના સવાલ બાબતમાં ગાંધીજીના વિચારો સ્પષ્ટ અને અસરકારક હતા. તેઓના માનવા પ્રમાણે-'સ્ત્રી પુરુષની સંગીની છે; અને તેને પણ પુરુષ જેટલા માનસિક શક્તિ કુદરતે બક્ષેલી છે. પુરુષના દરેક ન્હાનામાં ન્હાના કાર્યમાં ભાગ લેવાનો તેને અધિકાર છે. અને તેને આઝાદી અને છૂટછાટના બારામાં પુરુષ સમાન હક્કો હોવા જોઇએ.'

ગાંધીજી સ્ત્રીઓને માત્ર અર્ધાંગના તરીકે નહોતા માનતા, પરંતુ 'માતા તરીકે; જનતાના મૌન નેતાના ઘડનાર તરીકે' અને 'પરમેશ્વરની એક ઉત્તમ કૃતિ તરીકે' માનતા. તેઓ મહિલાઓને અધિકાર અપાવનાર એક વિજયી હતા. તેઓ કહેતા હતા કે, 'હું મહિલાઓના અધિકાર માટે વિશાળ માનસ ધરાવું છું.'

હિંદી મહિલાઓની અસરકારક જાગૃતિ એ ગાંધીજીએ હાંસલ કરેલી વસ્તુઓમાં એક ઉમદા વસ્તુ તરીકે અમર રહેશે.

*

વર્ષો પર ઇંગ્લાંડમાં આધેડ અને પ્રૌઢ કહેવાતી કેટલીક મહિલાઓ લંડનમાં વિક્ટોરીઆ નજીક આવેલી શાંત હોટલમાં ભોજન સમારંભમાં ભાગ લેવા માટે એકત્ર થઇ હતી. તેઓ વિધવિધ જાતનાં આભુષણોથી સજ્જ થઇને આવી હતી અને વાતાવરણને અનુકુળ ઉનની શાલો ઓઢી હતી, પરંતુ તેઓની મંત્રણાઓનો વિષય તો પોલીસો, હિંસા અને મહિલાઓને માટે અધિકાર તેમજ રાજકીય બાબતોને લગતો હતો. આ સમુદાયમાંની ઘણી ખરી અગ્રગણ્ય મહિલાઓ પોતાના કપડાં પર જેલના દરવાજાની તસવીરથી અંકીત થયેલા ચાંદીના નાના ચંદ્રકો લટકાવીને આવી હતી, કે જેથી ખબર પડે કે તેઓ બધી એકવાર પીંજરની પંખીણીઓ બની ચૂકી હતી.

મહિલાઓ માટે મતાધિકાર મેળવવા માટે જ્વલંત ભોગ આપનાર આ મહિલાઓની સંખ્યા રોજ બરોજ ઘટતી જાય છે પણ તેઓ હજી ફેબ્રુઆરી માસમાં આ પ્રસંગની જયંતી દરસાલ ઉજવે છે, તે મુજબ ગયા મહિને તેમણે ૩૦મી વાર્ષિક જયંતી ઉજવી હતી.

આ મહિલાઓએ મતાધિકાર માટેની લડતમાં તેમણે અજમાવેલી ધાકધમકીની રીતોએ તેમને ભારે પ્રસિદ્ધિ આપી હતી, છતાં તેમની રીત એવી ત્રાસદાયક હતી કે તે સામે ભારે વિરોધ પણ ઉઠયો હતો.

પાર્લામેંટે મહિલાઓએ ૧૯૧૪-૧૮ ના વિગ્રહમાં કરેલા કાર્ય માટે સ્ત્રીઓને મતાધિકાર આપવાનો પ્રશ્ન ઉપાડયો. તે જ સમયમાં મહિલાઓના એક પક્ષે માનવ હક્કના દાવા હેઠળ નાગરિક હક્કની માગણી કરી અને જણાવ્યું કે માત્ર મહિલા તરીકે જ અમે આ હક્ક નથી માગતાં. આ માગણી જવાબ ન દઇ શકાય તેવી હતી.

આ એક સચોટ માર્ગ હતો; કારણ કે તે માર્ગ મારફત તાત્કાલિક મુદ્દાઓ મહિલાઓને મતાધિકાર માટે મળી આવ્યા અને 'દરેક માટે સમાન તક'ની વિશાળ શ્રદ્ધા પણ આથી જન્મી. આ માર્ગ કપરો હતો, કારણ કે આથી મહિલાઓને ધંધાઓ અને ઉદ્યોગોમાં પોતાની લાયકાત ઉપર જ આધાર રાખવાનો રહ્યો.

જે મહિલાઓએ પોતાની આખી જીંદગી મતાધિકારની લડતમાં જ ખતમ કરી નાખી હોય અને તે પણ પોતાની શક્તિ દ્વારા, તેમનાં નામો ભાગ્યે જ મળી આવે છે. મીસ માર્ગરેટ બોન્ડફીલ્ડ આવું જ્વલંત ઉદાહરણ છે. તેણે સામાજીક રાજ્યવહિવટથી સાધ્યું છે, તેના કરતાં યે વધારે મહિલાઓના મતાધિકારની લડતથી સાધ્યું છે. ૧૯૨૩માં ટ્રેડ યુનીયન કોંગ્રેસની સામાન્ય સમિતિમાં તેઓ જ્યારે પ્રમુખ તરીકે ચુંટાયાં ત્યારે જ પ્રતિભા દેખાઇ આવતી હતી. ત્યારે તેણે કહ્યું હતું:-

"તકની સમાનતાનો અર્થ મહિલાઓનો

